# સ્ત્રીજીવન



'ગીત-ગોવિંદ'માંથી ] રાધા-કૃષ્ણ [ ચિત્રકાર : શ્રી. કનુ દેસાઈ

વર્ષ : આઠમું સંપાદક : મનુભાઈ જોધાણી આસો : ૨૦૦૩
અંક : બારમો ઑક્ટોબર : ૧૯૪૭

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક

# સ્ત્રીજીવન

वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : વૈશાખ ૨૦૦૩ : મે ૧૯૪૭ : અંક ૭મો

# જીવનની અકિંચનતા

ધૂમકેતુ

જીવનમાં મહાન પ્રશ્નોના ઉકેલ માટે મથવું એમાં એક પ્રકારનું વીરત્વ છે; મહાન સ્વપ્નોની ભૂમિકાઓ રચવી એમાં વીરત્વ છે; જ્યાં સઘળાંને સ્પષ્ટ પરાજય દેખાય ત્યાં આશા ને શ્રદ્ધા રાખવાં એમાં પણ વીરત્વ છે. પરંતુ એ સઘળાં વીરત્વોની તુલનામાં આવે એવું વીરત્વ જીવનના હંમેશના નાના પ્રશ્નોને પણ, અમુક ભાવનાત્મક દૃષ્ટિ કોણથી જોવામાં રહ્યું છે. ઘણાને ખ્યાલ નથી હોતો, એટલે બને છે એવું કે, મનુષ્ય ગગન તરફની દૃષ્ટિમાં, પૃથ્વી ઉપરનો એનો રસ ખોઇ બેસે છે. સામાન્ય જનસમૂહ આવી વીરત્વભાવનાથી પ્રેરિત બની, નિત્ય જીવનના દરરોજના કાર્યક્રમમાં પોતે જે ગુમાવી રહ્યો છે, તેનો ભાગ્યે જ ખ્યાલ રાખી શકે છે. એક મજૂરને નમ્ર શબ્દોથી સંબોધી શકાય ત્યાં એને તુંકાર ન કરવામાં પણ વીરત્વ રહ્યું છે; કારણકે છેવટે તો વીરત્વ એ અમુક પ્રકારનું પરિસ્થિતિ ઉપરનું સામર્થ્ય બતાવે છે. પોતાની હંમેશની જીવનરીતિને ફેરવવા મથવું એમાં વીરત્વ છે અને માણસ એ આલોચનાને પરિણામે પોતાના વ્યવહારના સ્વરૂપને વધારે શુદ્ધ બનાવે એ કાંઈ જેવોતેવો વીરત્વનો પ્રસંગ નથી. બીજા માણસની તાત્કાલિક જરૂરિઆત જોઇને જગ્યા આપવામાં પણ વીરત્વ રહ્યું છે. આપણા સમાજમાં આવા નાના પરાક્રમની પ્રણાલિકા આપણે જોઈ શકતા નથી, એટલે જ મહાન પરાક્રમની ભૂમિકાનું સર્જન શક્ય બનતું નથી.

કોઈ મ્યુનિસિપલ પ્રેસીડેન્ટને, પોતાની સ્પષ્ટ ફરજ નહિ છતાં, કોઈ દિવસ, કોઈ હોટેલમાં ગુપચુપ બેસીને, ત્યાંની વાનગીઓ જોવાનું મન થતું નથી; કારણકે એમાં કાંઇ સેવા છે કે પરાક્રમ છે એ કોઇ માની શકતું નથી. કોઈ ડોક્ટરને પંચાવન વર્ષે સ્વયં ધંધામાંથી નિવૃત્ત થઈ, પછીનું વાનપ્રસ્થ જીવન ગરીબ લોકોનાં દુઃખદર્દ જોવામાં કાઢવાનું મન થતું નથી; તેમજ કોઈ પણ

મ્યુનિસિપાલિટીને 'થિયેટર' બંધાવવાનું સ્વપ્ન આવતું નથી, કારણકે એની અગત્ય કોઈ જાણતું જ નથી. સામાન્યમાં સામાન્ય શહેરી પણ, મોટામાં મોટા શહેરી જેટલી જ હંમેશના જીવનની સગવડ ભોગવે, તો જ એ સમાજ ટકી શકે અને દરેકે દરેક માણસ પોતાના હક્કનું ભાન ધરાવવા છતાં, એ હક્કનો ઐચ્છિક ત્યાગ કરે તો જ સમાજ ચાલી શકે, એવા બે મહત્ત્વના સિદ્ધાંતો પ્રત્યે ઘણા માણસો ઉદાસીનતા ધરાવે છે, એટલે જ્યાં, ઓછામાં ઓછા ઘર્ષણથી, ઘણામાં ઘણો સામાજિક લાભ થઈ શકે તેવું હોય છે ત્યાં પણ, માણસ પોતાના જ રાગમાં પોતે બદ્ધ થઈ જાય છે. નાનામાં નાની વાતો અમુક ભાવનાત્મક દૃષ્ટિકોણથી કરવામાં આવે તો તેનાથી એકંદરે માણસને પોતાને તેમ જ સમાજને ઘણો જ ફાયદો થાય, કારણકે તે વિના મહાન સિદ્ધાંતોનું પોષણ થઇ શકે નહિ. મહાન સિદ્ધાંતોને ફળદ્રુપ બનાવવા હોય તો તે માટે વાતાવરણની જરૂર પડે છે. વાતાવરણ માણસનાં નિત્યનાં નાનાં નાનાં કામોમાંથી રચાય છે. આ નાનાં નાનાં કામો–સભા બોલાવવાથી માંડીને ધ્વજવંદન અને સ્કૂલબોર્ડ સુધીનાં સઘળાં–પહેલી વસ્તુ માગે છેઃ પોતાનું વિસર્જન. કોઇ માણસ પોતાને કેન્દ્રસ્થાને રાખીને કોઇ કામની શરૂઆત કરી શકે જ નહિ. માણસે પોતાની જાતને એક એવા ખૂણા ઉપર ગોઠવવી જોઈએ કે જ્યાંથી એ બધાને ઉપયોગી થઈ શકે, અને છતાં કોઈના આગળ વધવાના માર્ગમાં પોતે આડખીલીરૂપે ન હોય; તો જ દેશની સામાન્ય વ્યવસ્થાની અને સામાજિક ઉત્ક્રાન્તિની તાલીમ શક્ય બને. આજના આપણા માનસમાં આ વાત નિર્બળતા મનાવાનો સંભવ છે, પણ ખરી રીતે કામ કરવાની–પ્રગતિ સાધવાની–કામ કરી બતાવવાની–એ જ રીત છે.

નાનામાં નાનાં કાર્યો પણ જે ભાવનાત્મક દૃષ્ટિથી કરે છે તે કાર્યને એટલું મોટું બનાવી શકે છે કે એ નાનું હતું એવો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ રહેતો નથી. કોઇ મોટા સ્વપ્નની ઘેલછામાં સમય ગુમાવવા કરતાં કોઈ નાના કાર્યનો આરંભ વધારે મહાન છે. અને એ આરંભ તો માણસ બજારમાં વસ્તુ ખરીદવા જાય, ગાડી ભાડે કરવા જાય, મજૂર કરવા જાય કે બસમાં બેસવા જાય ત્યાંથી પણ થઈ શકે છે.

જીવનની અકિંચનતા હણવાનો આ એક જ ઉપાય છેઃ સુંદર રીતે જીવન જીવતાં શીખો. તમારો અવાજ, રહેણીકરણી, વ્યવસ્થા, પ્રણાલિકા, રીતભાત, વાતાવરણ, બોલવાની ઢબ, વ્યવહાર—એ સઘળામાં કાં ડર હોય છે, કૈણ સ્વરૂપ હોય છે અથવા ક્રૂરતા હોય છે—માલિકી રૂપ ખોટાં છે; સાચું રૂપ શાન્ત હોય છે—સુંદર હોય છે.

લેખકના પ્રગટ થતા 'બાલજીવન' નામના નિબંધસંગ્રહમાંથી.

'હું મજૂરી કરીશ. મારા બાપ ! હું મારાં હાડકાં ગાળીશ. પણ તું જા મા !'

'મા! એકવાર જાવા દે. બસ એકવાર, તેં મારૂં બહુ કર્યું. આ છેલ્લો ભાર મને ઉપાડવા દે'

'બાપ, મેં બહુ બોજા ઉપાડયા છે. મને બોજા ઉપાડવાની ટેવ છેઃ તને નથી. તને તો નહિ જવા દઉં.'

'તો ખરચીનું શું કરીશ ?'

'ખરચીનું ?...કાંઈક કરીશ, મા! મારગ બતાવશે.' મા એમ કર. હું લગ્ન ન કરૂં ને હું જાઉં નહિ.'

'ના બાપ. લગન તો વધાવવાં જોઈએ. નહિતર આપણો માનેપાત શું ?'

'તો મને જવા દે. બસો કોરી બીજી કોઈ રીતે મળે એમ નથી. ને આ એક ગોરી પૂરી કરીને તારા હાથમાં બસો છનાછની, ને એમાં જોખમ શું ? મેરામણ તો આપણો બાપ, સાત ગોતર તો એની છાતી ઉપર રમી રમીને કાઢ્યાં. ને હું...જ નહિ. મા મને શું કરવા નથી જવા દેતી ?'

'બેટા ! મારા લાલ ! તને નથી જવા દેતી. 'તને નહિ જ જવા દેઉં. તને મેરામણને ખોળે કોઈ દિ' નહિ મૂકું.'

'કાં મા ? મારામાં જાન નથી !'

'તારા બાપને મેરામણ ખાઈ ગયો. તારા છ ભાઈને મેરામણ ગળી ગયો. સાત દીકરાની હું મા વાંઝણી જેવી બની, આજ તારી એકની ઓથે દહાડા કાઢું છું. એટલે તને હું નહિ જ જવા દઉં.'

'મા ! એમ તે કાંઈ રોજરોજ થાય ? તું મને જાળવી જાળવીને કેટલુંક જાળવીશ ? ને પછી તો ખારવાનો દીકરો શું બજારમાં વેતરૂં કરશે ? વાણિયાના હાટની ગુણીઓ ઉપાડશે ! ખારવાને તો મા મેરામણ તારે ને મેરામણ ડબોળે.'

'તને આટલો તો જાળવ્યો. દળણાં દળીને,

# [ સોરઠની સાગર કથા ]

# બસો કોરી



**શ્રી. ગુણવંતરાય આચાર્ય.**

*

પાણી સારીને, બાપ, તને ખોળે રમતાંમાંથી મોટો જુવાન કર્યો. કાલ સવારે વહુ આવશે. ને તું આવી વાત કાં કરે ? આપણા કુટુંબને બાપ, મેરામણ સદતો નથી, ને તને કાં એની ભૂખ લાગી ?'

'લગનની ખરચી તો જોશેને ?'

'ખરચીમાં હું જીવતી જાગતી બેઠી છું ને ? તને જાળવી જાળવીને મોટો કર્યો ને તારા લગ્નની ખરચીનો મેં વિચાર નહિ કર્યો હોય ? મારો ચૂડલો મેં જાળવી રાખ્યો છે. તારા બાપે એ મને આપેલો. એને એના બાપે આપેલો; અને એને એના બાપે આપેલો. સાત પેઢીના સોહાગનો ચૂડલો મારી પાસે છે. ગરીબાઈ વેઠી, ભૂખ વેઠી, ટાઢ વેઠી, તડકો વેઠયો, માછલાં ધોયાં, દળણાં દળ્યાં, પણ બાપ

એ ચૂડલો મેં સંઘરી રાખ્યો છે તારી વહુ લાવવા માટે. તું ફીકર શા માટે કરે છે?'

જુવાન ખારવો ડોસીની વાત સાંભળી રહ્યો. ડોસીના ઓશીયાળા ચહેરા સામે જોઈ રહ્યો. રોયરોઈને અરધી આંધળી બનેલી આંખ સામે એ જોઈ રહ્યો. દુઃખનાં દગાદગીને સઢના પોત જેવી થઈ ગયેલી એની ઉઘાડ બીડ થતી હથેલી સામે જોઈ રહ્યો.

એણે એક નિસાસો મૂક્યો.

'કાં બાપ?'

'મા! તું મારી મા છો, એટલે શું કહું? પણ......'

'પણ શું?'

'મા, તું તો આખો દિ' ઘરમાં બેસી રહે છે અને બહુ બહુ તો તારા જેવી ડોસીઓ હારે ઉઠબેસ કરે. તારી હેડીમાં તારી વાત વખાણમાં છે, પણ મારી હેડીમાં મને શું કહે છે એ તું જાણે છે?'

'ના!'

'મારી હેડીમાં...... મારે હેડી જ નથી, નહિ મા!'

'હાં! પેલો શામજી છે. રામજી છે, તારા મામાનો નાથો છે, પરેલનો આલો છે, દસનનો અજુ છે. તારા જેવડા તો ઘણાય છે!'

'ઇ કોઈ મારી હારે નથી બોલતા.'

'કાં!'

'બધાય મને માવડીયો કહે છે. વહેમેલ કહે છે. નાણાવટનું પૂંછડું કહે છે.'

'એવડું બધું!'

'હા. ઈસંધાય કાંઇ નહિ તો બે ચાર ગામ ખેડી આવેલા છે. કો'ક મલબારની વાત કરે છે ને કો'ક બસરાની વાત કરે છે. કો'ક બગલાની વાત કરે છે તો કો'ક જમનીની વાત કરે છે. ને...ને...હું......કૈની વાત કરું મા!'

'બાપ આકળો થા મા. મારી આંખ્યું મિંચાવા દે. મારી આખર હવે ક્યાં છેટી છે? એ નહિ તો ત્રણ. વધારેમાં વધારે ચાર ચૈતરી બાકી તો ય ઘણું છે. ને તારી ય ઉંમર ક્યાં વહી ગઈ છે? તારો બાપ મલબારી સાગરમાં ગેબ થઈ ગયો. તારો એક ભાઈ બસરાઈમાં ગયો. તારો બીજો ભાઈ સમાલમાં રામ થયો. ને એક ભાઈ આંખુમાં રહ્યો. તારે ય બાપ ચારે ચાર દિશા ગોતવી થાશે. હું ઉપર જઉં પછી તું ઉત્તર જાજે ને દખણ જાજે, પૂરવ જાજે ને પચ્છમ જાજે; પણ મારા દેખતાં જાળવી જા બાપ.'

'મા...મા...'

'જરાક ટાઢ સૌસી રાખ, મારા વીર! મેરામણ તો દોયલો દેવ છે. મેલડીનો માડી છે. એની યારી લપોડની છે. દે છે એને દીકરા દે છે; હીરા યે દે છે, માણેક ય દે છે. બાપ તોલ વગર ખોબે ખોબે ભરીને બસ દે'જ દે જ છે. એની દુશ્મનાવટ મેલડીના જેવી છે. એના એ ધણી લે છે ને દીકરાએ લે છે. હીર લે છે ને જીવ લે છે જીંદગીભર ટીપે ટીપે લોહી પીએ છે. મારે ને એને બારમો ચંદર છે.'

'મા, તું આમ વહેમી થઈને આજ સાત પેઢીનો સોહાગનો ચૂડલો વટાવવા બેઠી છો.'

'સાત ખોટનો પુતર વટાવવો એના કરતાં એ સારું.'

'મા! તારી વાત સાચી, પણ તેં તારી વાત કરી: મારી વાત પૂછી છે?'

'તારી વાત! દીકરા, હું તને હવે રોતલી થઈ પડી?'

'ના, મા. પણ મારામાં પણ જુવાની ફૂટે છે હો! હું ય હવે પાણીને ભૂ નથી કહેતો હો!'

'પરણવા જેવો તો થયો છો હવે!

'મારી હેડીના છોકરા વાતું કરે છે મા! ખુદ તારા ભાઈનો છોકરો શું કરે છે એની તને ખબર છે?

'શું કહે છે?'

'કહું પછી તું મને કટ કહેશે હો!'

'નહિ કહું.'

'એ નથવો મને કહેતો હતો કે 'મારો બાપ તો કહે છે કે એનો ધણી મરી ગયા પછી મારી એનમાં કૂડ પેઠું છે. ને કો'ક નાણાવટીનું પાપ રહી ગયેલું તે પરગટ થયું છે.'

'મારો ભાઈ ઉઠીને મને એમ કહેતો'તો?'

'હા. મા. એણે તો એના છોકરાને મારી ભેગા રમવાની યે ના પાડી છે. મા, બીજા કોઈ માટે નહિ, તારા સાત પેઢીના સત માટે મને જવા દે.'

ડોસીની આંખ સુક્કી બની ગઈ. ચહેરો મધરાતના મેરામણ જેવો શ્યામ બની ગયો. ખરાબે ભાંગેલા વહાણ જેવી એની કાયા...... જાણે સાત ભવના વાવડામાં ઉજડો થઈ ગઈ.

ડોસી એક અક્ષર પણ ન બોલીઃ કેવળ આભ સામે જોઈ રહી.

'મા!' જુવાન છોકરાએ કહ્યું. 'તું હૈયે ધરપત રાખ. મારા દલડામાં મેરામણના કોડ જાગે છે. મારા કાનમાં મેરામણનાં નોતરાં બોલે છે. કાલ સવારે આવતો રહીશ. એક વાર બધાનાં ડાચાં બૂરવા જાવા દે. એક વાર મને ય એની મોજ લેવા દે. હું ય મેરામણ બાપના ખારવાનો છોકરો છું મને ય એની હારે બથ ભરવા દે.'

(૨)

બગલો 'લખપસાર' જામ–સલાયાના કંઠાળનાં પાણીમાં રાજદરબારે કો મદગળતા માતંગ શો ઝૂલે છે. એના મોરાની પૂતળીથી તે સંગરની સુકાન–દાંડી સુધી સો હાથ તો એની લંબાઈ છે. સમદર–તળથી દસ હાથ તો એની આંતરી ઉંચી છે. આગળ પાંચ હાથ તો એનું પરમાણ લાંબું છે. કુંઠાથી તે ગોર સુધી એના કુવાથંભની ઉંચાઈ પચાસ હાથની છે, ને એના ઉપર પાંચ હાથ લાંબો ધ્વજ ફરફરે છે. ને દરિયાલાલને સલાયાના વહાણના વાડાની આ કરામતના જાણે પડકાર આપી રહ્યો છે. બગલાની પાંખ જેવું–સમદરફીણ જેવું સફેદ એનું સઢપોત આઠે દિશાને જાણે નોતરાં દે છે. 'લખપસાર' બનાવટમાં બગલો, પણ એનો હાકમાક બધાય રૂપે મારી જેવો. હજાર ખાંડીનો બોજ ઉપાડે ત્યારે તો એનો કંદોરો દરિયાલાલને આંડમાંડ બચી ભરે ને એનું પહાણ પાણીનો કેડો પકડે. પ્રાગરાજ પાસે ગંગા જમનાનો સંગમ થાય ને બે બાજુ ઉછળતી જમનાનાં કાળાં પાણીની વચમાંથી ધોળા ગંગા જાણે વહેતી હોય એવો તો એનો શીરોરો પડે છે. ખંભાળિયાના ભાટિયા વહાણવટી પરસોતમ પ્રેમચંદની દરિયાપારની આંટ ને દરિયાપારનાં સાહસનો એ મગરૂબ મૂરત છે.

-ને એ મગરૂબ બગલાના સથા ઉપર ઉભેલા જે ખલાસીઓ એની ઓલાદ સમારતા હતા એમાં જગશો મગરૂબ દેખાતો હતો. આખી ખલાસના દામ માત્ર બસો કોરી એને મળવાની હતી. ગોરી ખલાસ થવાની હતી છ મહિના પછી, પણ છ મહિના ખાવું, પીવું, સાહસ કરવું, પોતાના હેડીદારોમાં નામ કાઢવું, મા માથેથી કલંક દૂર કરવું, એ બધું પરસોતમ શેઠને માથે હતું. એને ઢીંગલાનું યે ખરચ ન હતું. વહાણ સલાયામાં પાછું ખલાસ થાય ત્યારે એના સથા ઉપરથી ઉતરતાં વેંત એના હાથમાં બસો છનાછન પડવાની હતી.

એ બસો કોરીની સફેદ સફેદ ચાંદી એને માટે શ્યામસુંદર વહુ લાવશે...ઉપડ 'લખપસાવ' ઉપડ! અરે! કેવા કેવા મનના ઘોડા તારા જડના ઘોડા ઉપર મદાર બાંધી બેઠા છે!

વહાણને વિદાય દેવાને તો કંઠાળના નરનારીઓનું ટોળું આવ્યું છે. લગભગ બધાએ દારૂ પીધો છે, લગભગ બધા જ બેભાન જેવા છે. કોઈ ગાય છે, કોઈ રૂએ છે, કોઈ બલામણ દે છે ને કોઈક રેતમાં કે સથા ઉપર ચકચૂર પડયા છે. એ બધાથી દૂર ડોસી એકલી ઊભી છે.

'હો...હો...હો...હો......' ના ભારે હોકારાની વચમાં વહાણનું લંગર ખેંચાણું. ભરતી આવી, ને વહાણ ખસ્યું, હાલ્યું. હોડીમાં બેઠા બેઠા મહેતાએ અને મુકાદમે ધીમે ધીમે વધતા જતા મોટા અવાજે સઢ ઉપર ઊભેલા ટંડેલને ભલામણો આપવા માંડી...વતનની પ્રીત જાણે વહાણને વળગી હોય એમ એનાં પાટિયે પાટિયાં કચૂડવા લાગ્યાં. એની આલાદ જાણે નિસાસા નાંખવા માંડી.

......ને ઘડીવારમાં 'લખપસાવ'ના ત્રણે ત્રણ સઢ ઉપડી ગયા. ત્રણે સઢ પવનમાં તાણુ કરવા લાગ્યા. પાદિયાનો અન્યો હોય એમ એનો ધ્વજ ચાપટ પડેલો થયો.

અને સારસ ને તેતરનાં ટોળાં ય વહાણને વિદાય દઈને-મધદરિયાને કિનારે વળાવીને પાછા કાંઠા તરફ ફરવા લાગ્યાં.

વહાણ ખસ્યું. વહાણવાળા ખસ્યા. વિદાય દેનારા ખસ્યા. ભરાગ વળતાં મેરામણ પણ ખસ્યો. માથેથી સૂરજ પણ ખસ્યો. પણ ન ખસી એક ડોસી. મેરામણ ને આભ જ્યાં મળતાં હતાં એ કોર ઉપર મીટ માંડીને એ એકલી અટુલી મૂર્ત જેવી ઊભી હતી.

(૩)

મોરના પાંજરામાં બેઠેલા સમાલિયાએ બૂમ પાડી : 'સમાલ ! સમાલ ! સમાલ ! સમાલ !'

પાંતાબી નાખુદા નવે નીખિનો જાણકાર. મોખાથી માંડીને કંતાન સુધીના મેરામણની ગલીએ ગલી ને મારગે મારગ, વાવડે વાવડો ને વહાણે વહાણનો પારખુ. આજ પણ લોકો આ દરિયા સારંગની જાત ભાતની યાદ સંઘરી રહ્યું છે. એ પાંતાબી...લખ્યું છે કે શીવાજી મહારાજને ફીરંગી સામે, મરાઠી આરમાર બિછાવવાની મન થઈ ત્યારે કાનોજી આંગરિયા ને પીરોજી આંગરિયા ને આમલાજી પંતની હારોહાર પાંતાબીને ય રાખેલો. એ પાંતાબીએ સામો અવાજ દીધોઃ

'સમાલ ! સમાલ ! સમાલ !'

સમાલિયાએ સાદ દીધોઃ 'નાખૂદા સમાલ ! સુકાની સમાલ ! સારંગ સમાલ ! વાવડો ! વાવડો ! બખાઈ વાવડો !'

બખાઇ એટલે બસરા. બસરાની દિશામાંથી આવતો વાવડો એટલે બખાઈ વાવડો. અગ્નિ ખૂણામાંથી વાવડો આવે એ બખાઇ વાવડોઃ બસ તુફાન.

'સઢ સંકેલ ! આલાદ સંભાળ ! સુકાની, હોશિયાર! પાંતાબીએ આદેશ આપ્યોઃ 'સમા· લિયા, હેઠો ઉતર !'

સમાલિયો હેઠો ઉતર્યો. ને બીજા બધા સઢ સંકેલવા મંડયા. સુકાનીએ વહાણનો મોં'રો તીર કરી કાપવા માંડયો. તુફાન એમને આંબી જાય એ પહેલાં જો વહાણનો મોરો ફરી જાય ને વંઢાર જો પવનને પીઠ દે તો વહાણ એના મારગમાંથી પાછું તો પડે, પણ એને હરકત નડવાના સંજોગો ઘણા ઓછા થાય.

દૂર દૂર દરિયાની કોર ઉપર જાણે ચાંદીના વરખ ચડવા લાગ્યા. કોરની પાછળ પાછળ ધૂંધળો ધૂમસ વાદળાંની જેમ ફેંકાવા લાગ્યો.

પવનનું બળ વધતું ગયું, ને વહાણ વધારે ને વધારે ડોલવા લાગ્યું. આકાશનો રંગ કાળાશ પડતા લીલા રંગનો થવા લાગ્યો, ને દરિયાના પાણીમાં ગુલાબી ઝાંય પડવા લાગી. ગોળાનો ઉછાળ વધવા લાગ્યો ને વહાણને ઝૂમવાને બદલે વધારે ને વધારે જોરથી થપાટ મારવા માંડયો.

'તુફાન......તુફાન......'

રાક્ષસી થપાટ જાણે 'લખપસાવ'ને લાગી. અત્યારે આ મગરૂબ વહાણ ન હતું. પણ ખૂબસે ચડેલા દરિયાલાલની દાઢમાંથી છટકવા માગતા નાસેડુ જેવું હતું.

'દ...દ...દ...' વાવડો વિકરાળ હસ્યો. ને જાણે કૂમળા ઝાડ ઉપર કુહાડાનો ઘા પડ્યો હોય એમ કુવાથંભ બટકીને ઉડી ગયો.

'કાપો ! મારા બાપ, કાપો !' નાખુદાએ બૂમ પાડી.

કુહાડાથી કુવાથંભના તુટેલા કટકાને કાપીને ફેંકી દેવાને ખલાસીઓ કૂદી પડ્યા. બટકેલો કુવાથંભ...એનો કટકો પવનમાં હીંચ લ્યે. એની સંગાથે આલાદથી સઢ સાંધ્યો હોય, દોરડાના બંધ હોય, પરમાણુના આડ હોય. વાવડો જાણે સાવરણી લઈને વહાણનો સથો વાળવા બેઠો. સથા ઉપર, તૂતક ઉપર જે કાંઈ હડફટે ચડ્યું એ આ ભયંકર સવરણીએ વાળી નાખ્યું. કડેડાટ સાર. બીજો કુવાથંભ મૂળમાંથી ઉખેડીને ફેંકી દીધો ને એનો માર વહાણનાં પાટિયાં પહોળાં કરવા લાગ્યો. માળખું ખળભળવા માંડ્યું.

ને આ બધો જંગાર નાના મોટા અનેક દોરડાઓની સંધાયેલો હોવાથી વહાણથી જુદો પડે નહિ. પાછળ ખેંચાતો આવે. વહાણય તાણતો આવે. ઉછળતાં મોજાં સામે આડધરતાં એનો માર વાંકો કરે. ને મોજાંનો તરર કરી, માર તો ભલભલા વહાણના કુચ્ચા કરી નાંખે.

'કાપો ! કાપો !' પાંતીભી નાખુદાએ ફરી હાકલ કરી. 'કાપો. કાપો.' ને એણે કુહાડો લીધો.

પડછંદ તુફાનમાં, મોજાંના ઘોડા આખા વહાણને કુદી સામે પાર જતાં હોય, સામી છાતીએ ઉભા રહેવા માગો તો ઉડી જાઓ એટલું વાવડાનું તાણ હોય...ત્યાં કુવાથંભ કાપવો એ રમત વાત નથી.

તુફાનની ચીસની ઉપરવટ કુહાડાના પડછાવ ગાજી રહ્યા. સઢની થપાટના ફડફડાટ ભૂખ્યા સિંહની ડણક જેવા ઘુરકતા હતા. વાવડો વિકરાળ હસતો હતો. વહાણનું પાડીયે પાટિયું ભારે ખેંચની ફરિયાદ–ચીસો નાંખતું હતું.

'હાં બેલી. વાહ બેલી, ઉઘામો ઉઘામો ! ઓળઘોળ દરિયાલાલ ! બોલો જે દરિયાલાલ !, નાખુદાએ અવાજ દેવા માંડ્યો : ' હાં બેલી,

## સૌજન્ય



વરસાદ ઘેરાયો હતો.

ન્યુયોર્કની એક ઓફીસ પાસે રસ્તામાં એક મોટર ઉભી હતી.

ઓફીસના દરવાજામાંથી એક વૃદ્ધ દેખાતી સન્નારી નીકળી. વરસાદ ઝળુંઝળું થઈ રહ્યો હતો. વરસાદ પડવો શરૂ થાય એ પહેલાં મોટરમાં બેસી જવા ઉતાવળી ઉતાવળી જતી હતી.

શોફરે બારણું ઉઘાડ્યું. વૃદ્ધ સન્નારીએ મોટરમાં પગ મૂક્યો અને વરસાદ પડવા માંડ્યો.

'પહોંચી તો ખરી; હવે વરસાદ ભલે પડે ' એ સન્નારીએ મોટરમાં પડેલું છાપું હાથમાં લઈ ખિસ્સામાંથી ચશ્મા કાઢવા માંડ્યા.

'ચશ્મા ભૂલી ગઈ. શોફર, જરા થોભો ! ચશ્મા લઈ આવું.'

'બાઈ સાહેબ ! વરસાદ પડે છે. આપ બેઠા રહો. હું લઈ આવું.'

'ના, મારી શરતચૂકનું પરિણામ તમારે શા માટે ભોગવવું જોઈએ ? હું ચશ્મા ભૂલી ગઈ છું તો મારે જ લેવા જવું જોઈએ.'

આ વૃદ્ધ સન્નારી તે યુનાઈટેડ નેશન્સની સભાની ખાસ હિન્દી એલચી અને હિન્દના વજીરે આલમનાં બહેન શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિત હતાં.

## સ્વપ્ન !

નિંદરની ભોમમહીં સ્વપ્નોનાં ફૂલડાં
  ખિલ્યાં ને મ્હેક મ્હેક મ્હેકયાં જી રે.

અંધારી રાતમહીં અંતરની છાબભરી
  ઊંચે આકાશ હું તો ઊડયો જી રે.

આકાશી ભોમકાનાં સ્વપ્નપ્રવાસ મહીં
  ચમકંતા તારલા જોયા જી રે.

તારા દેશ દેશ નૂરથી લમાવતા
  તારાને એક હું તો ચૂમ્યો જી રે.

ચૂમ્યો જ્યાં તારલો ગબડ્યો ત્યાં પૃથ્વીએ
  ફૂલડાંની છાબ ત્યાં વેરાણી જી રે.

વેરાયાં ફૂલ ને પથરાયાં ધરતીએ
  ફૂલની પથારી તહીં બિછાવી જી રે.

તૂટી ત્યાં નિંદ મારી, પડ્યો તો ખાટથી
  પથ્થરની ધાર મને વાગી જી રે.

હોતાં સંગાથમાં પુષ્પ કે તારલા
  જોયું મેં જ્યાં જાગી જી રે.

ભૂપેન્દ્ર ડા. વકીલ

ઉથાપો હજી એકવાર ! આમ થાય: કરો બાપલા ઓળખોળ......'

બટકેલો કૂવાથંભ કુહાડાના ઘાથી કપાયેલી આલાદ અને સઢની સાથે દરિયામાં ઊડી પડ્યો.

એકાએક ચીસ આવી:'

' નાખૂદા ! નાખૂદા ! સમાલ !'

' સમાલ બેલી !'

' નાખૂદા ! ખારવો ગયો ! ખારવો ! પાણી......ઝિરોળમાં...ખારવો......'

બટકેલા કૂવાથંભનું પવનતાંડવ તૂટી જતાં વહાણનો બોજો હળવો થયો. પરાણું તાણ ઘટતાં તુફાનનો પડકાર ખાળે વહાણની બાંધણીએ ઝાલ્યો. વાવડાની સન્મુખ વહાણ સરવા લાગ્યું.

' ખારવો ! ખારવો ! ખારવો ગયો ! સમાલિયાની બૂમ વહાણમાં ચારે તરફ ફરી વળી. જાણે નાખુદાને ઢૂંઢી રહી.

ખલાસીઓ દોડ્યા. ડાબી જમણી બાજુની કિનાર ઉપર લટકાઈ લટકાઈને દરિયામાં પછાડ જોવા લાગ્યા. પણ કોઈ તરફ તરતું માનવી એમના દીઠામાં આવ્યું નહિ.

' દોરડું નાંખો. ખારવો ક્યાં છે ? કોઈ ભાળો છો ?'

'સઢ સંગાથે એ તો ગયો બેલી ! ઘા કરતો'તો ત્યાં સઢ છૂટ્યો અને કુહાડી પાછી એના માથા ઉપર ફરી વળી. સઢ સંકેલાઈ ગયો. અને વાવડો એને ઉપાડી ગયો !'

' કોણ હતો ?'

' નાથી ડોસીનો જણ્યુ. એ પરણવાનો હતો. પરણ્યા પહેલાં પહેલી જ ખલાસે આવ્યો હતો !'

' એની વેળ ખલાસ થઈ ત્યારે. ભવેભવની મોન્જું કરાવે દરિયાલાલ એને.'

' લખપસાવ ' ધરાયેલું પણ હિંમતભેર પાછું સલામતે કાંઠે આવ્યું ને કાંઠાના કંઈક નરનારીઓ એને આદરવા કાંઠે ઉભાં હતાં. દારૂના ઘેનમાં કેટલાંક પણખરાં બેભાન પડ્યાં હતાં; કેટલાક પ્રિયાની મૂરત સૂરતમાં બેભાન થયા હતા; કેટલાક બાલમને મળવાની આશામાં બેભાન પડ્યા હતા—ને બધા ગાતા હતા. ચીસો પાડતાં હતા—ને બધાથી દૂર દૂર દારૂની મદદ વગર નાથી ડોશી બેભાન પડી હતી.

' લખપસાવ ' પાછું આવ્યું પણ એનો જુવાન પાછો નહોતો આવ્યો. એના ઉપર કશું ઓરાડીનેય દરિયાલાલે એની સામે જોયું ન હતું.

દરિયાલાલ તો દેવાળા દેવ-ભેળડી જેવા. એ દે તેને લપોડની જેમ દે: લે તેનું લબાડની જેમ લે—ને એનો સાદ જણ્યુને આંબી ગયો હતો.



# સૌ. ઇન્દિરાબાઇ ચૌહાણ

લેખિકા
સૌ. ચંપાવતી પાટણકર

*

એક વખતના પરદામાં ગૂંચળાયેલી સ્ત્રી તેની ઉંમરના ૪૨ મા વર્ષે કેવળ પોતાના ઉત્સાહથી ભણીને પદવી મેળવી શકી એવું અત્યારે કોઇને કહીએ તો કોઇને પ સાચું નહિ લાગે, પરંતુ એજ વાત અમારા ઇન્દિરાબ્હેને પ્રત્યક્ષ કરી બતાવી છે.

દશ વર્ષ પહેલાંની આ વાત છે. ડક્કન જીમખાના ઉપર હું રહેતી હતી ત્યારે ફલટન-કર કુટુંબ મારફત મારી અને તેમની પહેલી ઓળખાણ થયેલી. પણ આ દશ વર્ષે પછી સૌ. ઇન્દિરાબ્હેનને જોયાની અને તેમના વિષેની આજે કોઈ પણ વાત હું કરું તો તે ખરી મનાય પણ નહિ.

૨૩ વર્ષની ઉંમર સુધી સરદારના ઘરના રિવાજ મુજબ તેમની જિંદગી પરદા પાછળ વીતી હતી. તેમના પતિ શ્રી. બાળાસાહેબ ચૌહાણ ફલટનના રાજાસાહેબના એ. ડી. સી. તરીકે ગોળમેજી પરિષદમાં જઇ આવ્યા, અને ત્યારથી તેમના ઘરના પરદાનશિન અને જૂના વાતાવરણમાં ધીમે ધીમે ફેર થવા માંડયો. તેમનાં સાસુ વગેરે સાથે પરદો છોડી ગાડીમાં ફરવામાં તેમને વિશેષ આનંદ આવવા લાગ્યો. ગાડીના પડદા ઉંચા કરીને તે અવાર નવાર જુદી જુદી જગ્યાઓ જોવા જતાં.

તેઓ પૂના આવ્યાં ત્યારે આવી સુધારક મનઃસ્થિતિમાં ડેક્કન જીમખાના ઉપરના નવા રહેઠાણમાં તેમણે પ્રવેશ કર્યો. બીજાં સુધારક કુટુંબો જેમ આનંદ પ્રમોદ કરે છે તેમ આપણને પણ કેમ હક ન હોય, એવી ભાવના સાથે તેમણે વારંવાર બહાર જવાની શરૂઆત કરી. તે વખતે તેઓ શરમાતાં શરમાતાં મારી સાથે બહાર ફરવા આવતાં. રસ્તામાં કેમ ચાલવું એ સૌથી મોટો વિકટ પ્રશ્ન અમારી સામે પડેલો હતો, પણ અમે બન્ને બહેનપણીએ ધીમેથી એ પ્રશ્ન પતાવી દીધો. દશ વર્ષ પહેલાં ભાગ્યે જ રસ્તા ઉપર ચાલનાર ઇન્દિરાબાઈ, આજે પદવીધર થયાં પછી સભા સમારંભમાં છૂટથી ભાગ લેનારાં એ જ ઇન્દિરાબાઈ હશે કે કેમ એવો આપણને પ્રશ્ન થાય.

ઇન્દિરાબાઇનો જન્મ બરદળમાં ૧૯૦૩ની સાલના ઓક્ટોબર મહિનામાં થયો છે. પણ તેમનું શૈશવ મજેન્દ્રગડામાં વિત્યું છે. તેમના પિતાનું નામ દોલતરાવ માલોજીરાવ ઘોરપોડે અને માતાનું નામ પાર્વતીબાઈ હતું. સૌ. ઇન્દિરાબાઈનું લગ્ન કોલ્હાપુરમાં ચૌદ વર્ષની ઉંમરે શ્રી. અમરસિંહ રત્નાજીરાવ ચૌહાણ સાથે થયું. તે વખતે તેમને ફક્ત કાનડી

ભાષા જ આવડતી હતી; કારણ કે ગજેન્દ્રગઢમાં કાનડીનું મહત્ત્વ ઘણું હતું. તેથી તેઓ ઝપાટાબંધ મરાઠી બોલી શકતાં નહિ. લગ્ન પછી કેટલાંક વર્ષો સુધી તેઓ ફલટનમાં રહ્યાં હતાં ત્યારે પોતે થોડું ઉચ્ચ શિક્ષણ લઈ શકે તો સારું, એમ તેમને લાગ્યું. આ આશયથી તેમણે એક શિક્ષક રોક્યો. તે શિક્ષકે તેમને કહ્યું: 'તમારા આ જન્મમાં તો તમે ધારો છો તેવું શિક્ષણ મેળવી શકશો નહિ. માટે તમારી આ ધૂન છોડી દો.' પણ સૌ. ઇન્દિરાબહેને તેમની ધીર ગંભિર વૃત્તિથી જ તેમના ભાગ્યની રેખા પલટાવી નાખી.

૧૯૪૧ની સાલમાં તેઓ મેટ્રીક પાસ થયાં. મેટ્રીકમાં બેસવાનું તેમની પૂર્વકલ્પનાનું મૂર્તસ્વરૂપ આવતાં તેમણે વિશેષ અભ્યાસની શરૂઆત કરી. ૧૧ વર્ષ પહેલાં પૂર્વશિક્ષણનો પાયો નંખાયો ત્યારે અભ્યાસ કઈ રીતે કરવો એની જ કલ્પના કેવી હતી! તે વખતે તેમનો પુત્ર પ્રીતસિંહ પણ મેટ્રીકમાં જ હતો. એટલે મા–દીકરો–બન્નેનો અભ્યાસ જોશબંધ ચાલતો હતો. પરીક્ષા આવી ત્યારે પણ ગમ્મત થઈ. મા–દીકરાનું પરિણામ પણ એક જ દિવસે જાણવામાં આવતાં ઘરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો.

'તમને આટલે વર્ષે તમારી દીકરીઓ જેવડી છોકરીઓ સાથે બેસીને અભ્યાસ કરવાનું કેવું લાગે છે?' એવું જ્યારે કોઈએ પૂછ્યું ત્યારે તેમણે કહ્યું: 'મારાં બાળકો અત્યારે ઉચ્ચ શિક્ષણ લે છે ત્યારે તેમની સાથેની વાતોમાં ભાગ લેતાં મને થોડું થોડું જ્ઞાન મળે છે. પરંતુ એવું શિક્ષણ મેળવવું એ મારી ઉત્કટ ઇચ્છા હતી. હંમેશાં મારે સુશિક્ષિત અને મોટા માણસોમાં હળવામળવાનો પ્રસંગ આવે છે, એ દૃષ્ટિથી થોડું ઇંગ્લીશ અને થોડું મરાઠી શિક્ષણ મેળવી લેવું એ દૃષ્ટિએ મેં પ્રયત્ન શરૂ કર્યો છે. પણ મારી કલ્પનાનું મૂર્ત સ્વરૂપ મને મળશે એવું સ્વપ્ને પણ મને તે વખતે લાગ્યું ન હતું. કોઈ વખત એવા પ્રસંગો પણ આવતા, કે તાર આવે ત્યારે પાડોશી પાસે એ તાર વંચાવવા જવું પડતું. આવો પ્રસંગ ફરીથી ન આવે એટલા માટે મેં શિક્ષણ લેવાની શરૂઆત કરી. શ્રી. ચૌહાણને શિક્ષણનો અત્યંત શોખ છે. સ્ત્રી-કેળવણી સંબંધમાં તેમના વિચારો માનનીય છે. 'નાપાસ થાવ તો હરકત નહિ, પણ આગળ વધો, આગળ શીખો.' એવું હંમેશા તેમનું પ્રોત્સાહન હતું. એ જ પ્રમાણે ફલટનના રાજા સાહેબ અને રાણી સાહેબ શ્રી લક્ષ્મીદેવી—એ બેઉનું શિક્ષણકાર્ય ઘણું મોટું છે. તે બેઉના સુધારક વિચારોથી મારા શિક્ષણને ઘણો સારો વેગ મળ્યો. એ બધાની પીઠબળથી મારી શિક્ષણની ગાડી આગળ ને આગળ વધતી જતી હતી. શ્રી. ચૌહાણે પણ ઘણી વખત જાતે મુશ્કેલીઓ સહન કરીને પણ મને પદવીધર કરી છે.

એટલે જ મને લાગે છે કે મારા શિક્ષણનું શ્રેય જેટલું મારે ફાળે જાય છે તેનાથી ઘણું વધારે બાબાસાહેબને મારે આપવું જોઈએ; કેમકે પુરુષોના પીઠબળ વગર કોઈ પણ સ્ત્રીને એની અતૃપ્ત આકાંક્ષા પૂરી કરવી એ ખરેખર મુશ્કેલ વસ્તુ છે.'

## મંજુલિકા

- યૌવનનું સૌંદર્ય જીવન પ્રેરક છે, સૌંદર્યનું યૌવન જીવનપ્રેરક છે.
- ધનની શોભા ઉદારતા છે, પણ ઉદારતા ધન વિના ય શોભે છે.
- અજ્ઞાનના અંધારા કરતાં અંધારાનું અજ્ઞાન વધારે ભયજનક છે.
- જીવનની ગતિ એ પ્રગતિ નથી; ગતિનું જીવન એ પ્રગતિ છે.

—મંજુલ

# ઘર-ગોષ્ઠી



શ્રી. 'પંથિક'

[ભિન્ન ભિન્ન વિચાર અને વર્તન ધરાવતી કેટલીક બહેનો સમાજને લગતા અનેક પ્રશ્નો પરત્વે સખીભાવથી વિચારવિનિમય કરે છે. તેમ કરવામાં મૂળભૂત સિદ્ધાન્તો સુધી તેમની દૃષ્ટિ પહોંચી જાય છે. આવા પ્રયાસથી તેઓ આનંદ અને જ્ઞાન પામે છે,]

## ૨ માથે માર : આંખે અંધાપો

( મને લાગે છે કે વ્યાસે દ્રૌપદીવસ્ત્રહરણનો કિસ્સો કોઈ અત્યંત ન કલ્પી શકે એવા અત્યાચાર તરીકે નથી વર્ણવ્યો, પણ પોતાના કાળનાં દુષ્ટ રાજ્યોમાં બનતી હકીકતોને મનોવેધક રીતે વર્ણવી છે. મને એમ ભાસે છે કે ગરીબ રૈયતની સ્ત્રીઓની તથા હારેલા દુશ્મનની સ્ત્રીઓની આવી રીતે ખુલ્લામાં યે લાજ લૂંટવી એ આપણા દેશમાં લાંબા કાળથી ચાલી આવેલું પાપ છે. —કિશોરલાલ મશરૂવાળા

*

**હિન્થા:**

મ્હને ઘણી વેળાએ એમ લાગ્યું છે કે આપણી વીસમી સદીના લોકોએ જીવનની જરૂરિયાતો હદપાર વધારી મૂકી છે. પરિણામે સુખસગવડની વૃદ્ધિ થવાને બદલે નિવારી શકાય તેવી અગવડો અને અનિચ્છનીય જવાબદારીઓ અનેક ગણી થવા પામી છે.

**પ્રજ્ઞા:**

ખરી વાત છે. High thinking and simple living. (ઉદાત્ત વિચાર અને સાદું જીવન)નું શ્રેયાત્મક સૂત્ર આપણે અપનાવી શકતાં નથી. સરલ, સુખી ગ્રામજીવન ત્યજી આપણે ધમાલીયા શહેરી જીવનનાં વિલાસ અને વિકારનાં ભોગ બન્યાં છીએ.

**સવિતા:**

જુઓને, ગામડામાં ગાઉ ઉપર ગાઉ આપણે પગથી કાપી નાંખતા; તે હવે બાલાહનુમાનથી ભદ્રકાલી સુધી ચાલીને જતાં થાક અને કંટાળો અનુભવીએ છીએ. મોટર બસ માટે કલાકના કલાક ઊભા રહેવું પડે તો ઊભા રહીએ, પણ એમ નહિ, કે ચાલો પગ ઊપાડી પા કલાકમાં પહોંચી જઈએ.

**પેરીન:**

પગે રસ્તો કાપી નાખવાની વાત ઠીક છે. આપણા કરતાં વિલાયતની બાનુઓ આ બાબતમાં વિશેષ શક્તિ અને સ્વાશ્રય ધરાવે છે. પરંતુ, ખરું પૂછો તો મોટર બસ માટે કલાકો સુધી રાહ જોયા કરવી તેમાં આપણો વાંક છે. મોટર બસની અધિકારી સંસ્થાને તમે ફરિયાદ કેમ કરતાં નથી ?

**પ્રજ્ઞા:**

તેમાં અધિકારી સંસ્થા શું કરે ? તેમની પાસે પૂરતી સંખ્યામાં મોટર નથી અને તેથી લોકોને થોડાં સમય સુધી તકલીફ ભોગવવી પડશે તેવું નિખાલસ વિજ્ઞપ્તિ-નિવેદન બિચારાઓએ છાપામાં મોટી મોટી જાહેરખબર દ્વારા કરેલું જ છે.

**સવિતા:**

પૂરતી સંખ્યામાં મોટરો નહોતી તો પછી આટલી ઉતાવળ કરવાની મ્યુનિસિપાલિટીને શી જરૂર પડી ? વળી મોટરો એવી લાવ્યા છે કે ઊનરતી વખતે કેટલાં યે માણસોનાં કપાળ ફૂટે છે ?

**પ્રજ્ઞા:**

આ બાબતની ચેતવણી અધિકારીઓએ છાપામાં છપાવી છે છતાં આપણા લોકો ધ્યાન

ન રાખે તેને મ્યુનિસિપલ ઑફિસરો શું કરે? કતારમાં ઊભા રહેવાની શિસ્ત પણ આપણા લોકો પાળી શકતા નથી, છતાં અધિકારી વર્ગની કસુર આપણે કાઢ્યા કરીએ તે પરથી તો એમ જ લાગે કે, આપણને સ્વરાજ મળશે તો પણ તેને પચાવવાની શક્તિ અને વ્યવસ્થા આપણામાં નથી.

સવિતાઃ

તમે સ્વરાજની મોટી વાતો કરો છો, પણ પાકી તૈયારી પ્રથમથી કર્યા વિના મ્યુ. સંસ્થાએ મોટરો દોડાવવાની પ્રવૃત્તિ આદરી તેમાં સ્વરાજ પચાવવાની કયી જાતની શક્તિ અને વ્યવસ્થાની લાયકાત તેમણે બતાવી છે? પૂરતાં સાધનસામગ્રી સિવાય આપણે કદી ચૂલો પેટાવીએ છીએ?

ચેરીન :

મ્હને તો આ બધી મોટર બસની બદલીની ધમાલમાં રાજકારણ દેખાય છે. જૂની કંપનીના સંચાલકો કોન્ગ્રેસ પક્ષ તરફ સહાનુભૂતિ ધરાવતા નહોતા તેમને સત્તાના બળથી દૂર કર્યા.

પ્રજ્ઞાઃ

એવા અંગત દ્વેષનો હેતુ નથી. પરંતુ બાખી દુનિયામાં આજકાલ ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ ચાલી રહ્યું છે તે પ્રમાણે વાહનવ્યવહાર રાષ્ટ્રિય બનાવવાનું પહેલું સાહસ હિંદમાં અમદાવાદ મ્યુ.એ ઉપાડયું તે માટે તેને ધન્યવાદ ઘટે છે. મજુર મહાજન જેવી સંગીન સંસ્થા પણ ગાંધીજીએ પ્રથમ અમદાવાદમાં જ સ્થાપી. સત્યાગ્રહાશ્રમ પણ અમદાવાદમાં જ સ્થપાયો, બાકી કોઇપણ પ્રકારની નવી નીતિ કે વ્યવસ્થા આવે ત્યારે થોડીઘણી ગુંચવણ અને અવ્યવસ્થા ભોગવી લેવાં જોઇએ.

હિમ્મત :

મ્હને લાગે છે કે આ બધી વાહન વ્યવહારની વ્યવસ્થા કરવામાં સ્ત્રી–વર્ગની સંભાળ લેવામાં આવી નથી, તેમ જ સ્ત્રીઓની સગવડતા સાચવવા એક પણ વિશિષ્ટ પગલું ભરાયું નથી. નથી સ્ત્રીઓ માટે ખાસ બેઠકો રાખી: નથી સ્ત્રીઓ માટે કતારમાં કાંઈ રક્ષણ.

પ્રજ્ઞાઃ

સ્ત્રીઓની બેઠક માટે કે જુદી કતાર માટે અલાયદી સગવડ માગવી તે આપણને કેમ શોભે? આપણે તો સ્ત્રી પુરૂષના સમાન હક્કની હિમાયત કરીએ છીએ.

તરલાઃ

તમે જે બધી અગવડ સગવડની મીમાંસા, કરી તેમાં મૂળથી જ દોષ રહેલો છે. કોઈ પણ ઔદ્યોગીક પ્રવૃત્તિ—ભલે પછી તે વૈયક્તિક હોય કે સામુદાયિક હોય—નફાખોરીના ધોરણ ઉપર થાય ત્યાં સુધી જનતાને મૂંગે મ્હોંટે સહન જ કર્યા કરવાનું. જૂની બસ કંપનીમાં થતો નફો તેના ડીરેક્ટરો અને શેર હોલ્ડરો લઈ જતા. હવેથી મેળવવામાં આવતા નફાનો લાભ સંસ્થાના સંચાલકો અને મોટા પગાર ખાતા અધિકારીઓ અને લાગવગવાળા વેપારીઓ અને કંટ્રાક્ટરો ભોગવવાના. જ્યાં સુધી પારકાના શ્રમથી ઉપજ થતી સંપત્તિમાં નફાખોરીની વૃત્તિ ચાલુ રહેવા દેવામાં આવશે અને નફાનો લાભ ઉઠાવી જવા સ્હામે પ્રતિબંધ મુકવામાં નહિ આવે ત્યાં સુધી આપણે કતારમાં કલાકો સુધી ઊભા રહેવાનું, માથાં ફોડવાનાં અને ઊંચા દરો આપવાના.

પ્રજ્ઞાઃ

મ્યુ. સંસ્થા મોટરો દોડાવી નફો કરશે તેનો લાભ આખરે જનતાને જ મળશે તે તમે કેમ ભૂલી જાઓ છો!

સવિતાઃ

ચોપડામાં વાર્ષિક નફાની બાકી કાઢતા સુધીમાં આંતરિક ખરચની રકમ જ એટલી વધી પડશે કે સરવૈયાનો રંગ ત્હેરો જ નીકળી પડશે.

તરલાઃ

તેથી જ મ્હેં તમને સમજાવવા પ્રયત્ન

કયી કે આજકાલના મૂડીવાદના અંગત નફાખોરીના જમાનામાં નફાનો લાભ આડોઅવળો ફીંટાઈ જશે. અત્યારની આપણી સંસ્થાઓ તેમ જ વ્યક્તિઓ મૂડીવાદી માનસ જાણ્યે અજાણ્યે ધરાવે છે. તમને ખબર હશે કે વનસ્પતિ ઘી બનાવતાં કારખાનાં બંધ કરી દેવાની ઘોષણા આપણા કેટલાક રાષ્ટ્રિય પ્રધાનોએ કરેલી; લોકો ઠંડા પડે તે હેતુથી; પરંતુ આપણે જોઈએ છીએ કે કારખાનાં બંધ ન થયાં, એટલું જ નહિ, પણ હવે તો કારખાનાવાળાઓને તેલ અથવા તેલી બી સરકાર આપશે. અને રાજકારણી ભાષામાં એને અંકુશ–control–કહેવાય. જેથી લોકોનો વિરોધ-જુવાળ બેસી જાય.

સવિતા :

આવાં કારખાનાં આપણી રાષ્ટ્રિય સરકારો બંધ કેમ નથી કરતી? બીજું કાંઈ નહિ પણ તેલની તો છૂટ થાય?

ઉષા:

અરે સવિતાબહેન, તમે વાત સરલ અને સીધી કરી. પરંતુ મૂડીવાદી નફાખોર વૃત્તિથી તમે અજ્ઞાત છો. મૂડીદારનું કાળજું ઠંડુ હોય છે. તમારા બળાપાની તેને કાંઈ પડી નથી. તમને ખબર નહિ હોય કે લડાઈ દરમિયાન વનસ્પતિ ઘીના ૨૩ કારખાના થયાં તેમાં ૧૯,૦,૦૦૦ ટન આ બનાવટી ઘી તૈયાર થતું હતું. હવે વધીને ૬૯ કારખાનાં થયાં છે તેમાં ૪,૯૦,૦૦૦ ટન ઘી તૈયાર થાય છે. હજુ નવાં કારખાનાં કરવા માટેબીજી ૪૦૦ અરજીઓ ઊભી છે.

પ્રજ્ઞા:

વેપાર અને હુન્નરની ખીલવણી માટે ખાનગી સાહસ આવશ્યક છે. માટે જ રાષ્ટ્રિય સરકાર આવાં સાહસોને દાબી દેતાં અચકાય છે.

ઉષા :

તેમ હતું તો ખાનગી સાહસવાળા જૂની બસકંપનીને ઉડાવી દેવામાં ન્યાય ક્યાં આવ્યો? પ્રજ્ઞાબહેનને કદાચ ખબર નહિ હોય કે, 'હરિજનબંધુ'માં વનસ્પતિ ઘીનાં કારખાનાં સામે કેવો પ્રબળ વિરોધ ઊઠાવવામાં આવ્યો છે. મુંબઈની હાફકિન પ્રયોગશાળાના સંચાલક સર સોખી કહે છે કે, વનસ્પતિ ઘીના ઉપયોગથી શરીરનો પૂરતો વિકાસ થતો નથી. શરીરમાં Calciumનાં તત્ત્વો જલદી ભળતાં નથી. શરીરના માંસના તત્ત્વોમાં અનિષ્ટ ફેરફાર થાય છે. વધુમાં આ ઘીને ઓગાળવા માટે શરીરની ગરમી કરતાં વધારે ગરમીની જરૂર પડે છે. ઉંદર ઉપર પ્રયોગ કરવાથી સિદ્ધ થયું છે કે, ત્રીજી પેઢી આંધળી થાય છે.

દિવ્યા :

આવા પ્રમાણિત પ્રયોગો થયા હોવા છતાં આપણી રાષ્ટ્રિય સરકાર નિષ્ક્રિય રહે-તે અણછાજતું ગણાય.

તરલા :

જે. સી. કુમારપ્પા તેનો જવાબ આપતાં કહે છે: 'વૈજ્ઞાનિક પદ્ધતિથી કરવામાં આવેલા આ પ્રયોગોનાં પરિણામો જોતાં કોઈને પણ એમ લાગે કે, પ્રજાના હિતનો વિચાર કરનાર કોઈ પણ સરકારે વનસ્પતિ ઘીને દેશવટો દીધો હોત તથા તેના ઉત્પાદકોને સમાજ-વિરોધી ગણીને કેદમાં પૂરી દીધા હોત. પણ હિંદ તો તેનું ખોટું કરનારાં માણસોને પણ હેતથી ભેટે એટલી હદ સુધી સહિષ્ણુ છે."

(હરિજનબંધુ, તા. ૬–૪–૪૭)

ઉષા :

હિંદ સહિષ્ણુ છે તેમ કહેવા કરતાં એમ કહેવું જોઈએ કે, હિંદી સમાજના નેતાઓ, ઘડવૈયાઓ અને કાર્યકરોનું માનસ મૂડીવાદ-વિરોધી નથી. પ્રજાના સ્વાસ્થ્યને હાનિકારક પુરવાર થયા છતાં બનાવટી ઘીનાં કારખાનાંને સીલ ન લાગે તેમાં બીજો કયો હેતુ હોઈ શકે? આ ઉદ્યોગના સંબંધમાં હક જાઓની નીતિ વિના વિલંબે અખત્યાર કરવાનો આગ્રહ શ્રી. કુમારપ્પા જેવા સ્થિરનીતિવાળા સજ્જનો પણ કરી રહ્યા છે. ૧૧–૪–૪૭

# 'સ્ત્રીઆ રાજ્ય' ભોગવતા ઉત્તર અમેરિકાના આદિવાસીઓ

# 'હોપિટા'

*

અમેરિકાના ઉત્તરના પ્રદેશમાં ત્યાંના આદિવાસી ઇન્ડિયનોની એક જાતિ જીવી રહી છે, જેને 'હોપિટા' અથવા 'હોપી' નામથી ઓળખવામાં આવે છે. 'હોપિટા'નો અર્થ છે શાંતિપૂર્ણ. આનો અર્થ એ નથી કે 'હોપિટા' જાતિ કાયર છે. એ વખત આવ્યે લડી પણ જાણે છે; અને એમ ના હોત તો આજ આઠસો આઠસો વર્ષ સુધી એ જાતિ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવામાં સમર્થ બની શકી નહોત. એ જાતિ ઝગડાખોર નથી. એના જીવનવહેવારમાં અડચણ ઉભી ન કરનાર જાતિની એ જાતિ સહેલાઇથી દોસ્ત બની શકે છે અને દોસ્ત માટે જાનની કુરબાની કરતાં પણ અચકાતી નથી.

આ જાતિ જુદા જુદા પહાડોના ઢોળાવ પર ઝૂંપડાં બાંધી રહે છે. આ પ્રત્યેક ગામો સ્વતંત્ર છે. રાજામહારાજા જેવું ત્યાં કાંઈ જ નથી. દરેક ગામમાં અલગ અલગ પ્રજાતંત્રની સમિતિ પોતાના ગામની વ્યવસ્થા કરે છે.

'હોપિટા' જાતિની વિચિત્રતા એ છે કે ત્યાં સ્ત્રી જ સર્વાધિકાર ભોગવે છે. માનું જે ગોત્ર હોય તે છોકરાનું ગોત્ર મનાય છે. સ્થાવર જંગમ મિલકતની સ્ત્રી જ માલિક મનાય છે. પુરુષની ખાનગી માલિકીની ચીજોમાં ફક્ત જોડા અને કપડાંથી વિશેષ કાંઈ હોતું નથી. વળી આપણે ત્યાં જેમ પરણ્યા પછી કન્યા પોતાના સાસરે જાય છે તેમ અહીં નથી. અહીં તો કન્યા વરને પરણી પોતાને ત્યાં લઇ આવે છે. મતલબ કે, આપણે ત્યાં સમાજમાં સ્ત્રીનું જે સ્થાન છે, તેવું જ ત્યાં પુરુષનું સ્થાન છે. હિંદમાં બર્મામાં અને તિબેટમાં આ જાતનો રિવાજ પ્રચલિત છે.

આ જાતિની લગ્નપ્રથા પણ અત્યંત વિચિત્ર છે. આ જાતિના કુમાર-કુમારિકા રીતે જ પોતાની જોડ ગોતી લ્યે છે. લગ્ન બાબતમાં આ જાતિની સ્ત્રીઓને સંપૂર્ણ છૂટ છે. પ્રથમ છોકરી કોઈ છોકરાને પસંદ કરે છે અને પછી છોકરી પોતાની માતાને વાત કરે છે. છોકરીની માતા એક વાસણની અંદર ધાન્ય ભરી છોકરાની માતા પાસે જાય છે. છોકરાની માતા પણ જો એ જ જાતનું ધાન્ય ભરેલું વાસણ લઈ ઘર બહાર આવે તો સમજવું કે છોકરાની માતાને આ સંબંધ મંજૂર છે.

પછી છોકરીની પરીક્ષા શરૂ થાય છે. ત્રણ દિવસ સુધી છોકરીને સખત પરિશ્રમ કરવો પડે છે. આ પરિશ્રમમાં સફળ થાય તો આ સંબંધ આગળ વધે છે.

ચોથે દિવસે છોકરા-છોકરીના સંબંધીઓ વગેરે ભેગાં થઇને એક જાતના પોતાના પદાર્થથી ભરેલાં એક વાસણ ફરતા એકઠાં મળે છે, અને તે પછી વર અને કન્યા પોતપોતાની સાસુ સમક્ષ ઊભાં રહે છે. દરેક સંબંધી પેલા પોતાનો પદાર્થ હાથમાં લઈ પરણવા તૈયાર થએલાં છોકરા-છોકરીનાં માથાં ધૂવે છે. છેવટે બન્ને વેવાણો મળી વરકન્યાને સ્નાન કરાવે છે. પછી અમુક વિધિ થાય છે ને લગ્ન પૂરાં થાય છે.

લગ્ન થયાં પછી આઠ-દશ દિવસ સુધી વહુને વરના ઘરમાં ફરજિયાત રહેવું પડે છે. દશ દિવસ પછી કન્યા વરને લઈ પોતાને ઘેર આવે છે. ઘેર આવી કન્યા પોતાનું સ્વતંત્ર ઘર બાંધવાનું શરૂ કરે છે. આ ઘર બાંધવામાં બીજી સ્ત્રીઓ એને મદદ કરે છે. ઘર બંધાય છે ત્યારે કન્યા તેની દેખરેખ રાખે છે, અને વરને તો સામાન્ય મજૂર તરીકે જ કામ કરવાનું હોય છે.

પત્નીએ પોતાના પતિને બનાવેલ



# એપ્રિલ ફૂલ

શ્રી. જયંતકુમાર વ્યાસ

*

**અ**રૂણ આજે સવારથી જ આનંદમાં હતો. આજે ઉષાનો પત્ર આવવાનો હતો. ઉષા પરણીને આવ્યા બાદ આ વખતે પહેલી જ વાર પોતાના પિયર ગઈ હતી. ઉષાનો વિચાર તો ઘણી વાર પોતાના પિતાને ત્યાં જવાનો થતો, પરંતુ તે આ પ્રશ્ન અરૂણ સમક્ષ મૂકતાં જ અચકાતી: કારણ કે ઉષા અરૂણના જીવનમાં એવી ઓતપ્રોત થઈ ગઈ હતી કે અરૂણને ઉષા વગર જરા પણ ચેન ન પડતું અને ઉષા પણ અરૂણને જરા મોડો આવેલો જોતી તો વિહ્વળ બની જતી. બન્નેનાં જીવન એકબીજામાં સમાઈ જઈ એકધારા પ્રવાહથી વહી રહ્યાં હતાં.

અરૂણ ઘણી વખત ઉષાને પૂછતોઃ "ઉષા, તું તારા બાપુને ત્યાં જઈશ ત્યારે મારૂં શું થશે?" ઉષા ક્ષણભર તો અરૂણનું મુખ નિહાળ્યા કરતી. પછી તુરત જવાબ દેતીઃ 'પણું હું જઈશ ત્યારે ને?' અને અરૂણને નિરાંતનો શ્વાસ મૂકતો જોતાં તે આનંદીત થઈ જતી. સાથે સાથે તેના દિલમાં તોફાન પણ ઉઠતુંઃ "શું મારે મારા માતા પિતાને મળવા જવાનું નહિ? તેઓ શું ધારશે?" અને આવા અનેક વિચારો તેને મુંઝવતા. અને તેની આંખમાં અશ્રુબિંદુઓ ચમકતાં જોઈ અરૂણ પણ વિચારમાં પડતોઃ 'શું મેં તેને કોઇ પ્રકારે દુભવી હશે! તેને શું થયું હશે.?' તેને વિચારમાં પડેલો જોતાં જ ઉષા પાછી હર્ષમાં આવી જતી. અરૂણ તરત જ પૂછતોઃ "ઉષા, શું થયું હતું!"

'કંઈ નહિ રે'

'મને નહિ જ કહે ને!'

'એ તો જરા ઘર યાદ આવી ગયું' અને વળી બે બિંદુ સરી પડતાં, ત્યારે અરૂણને સાચી પરિસ્થિતિનું ભાન થતું.

તેને પણ લાગતું કે, ઘર યાદ આવે જ. તેને પણ પોતાને ઘેર જવાનું થતું ત્યારે કેટલો હર્ષ થતો? પણ તે જાય તેટલા દિવસ પોતાનું શું થાય, એ સ્વાર્થી વિચાર તેને મુંઝવતો; છતાં તેનાથી સ્વાભાવિક રીતે જ પૂછી દેવાતું. 'સ્વાર્થી છું ખરો ને? તને ઘેર પણ જવા દેતો નથી! બોલ, તારે ક્યારે જવું છે?'

આ સર્વ પ્રશ્નાવલી વખતે ઉષા અરૂણના મુખના ભાવ નીહાળ્યા કરતી, અને તરત જ બોલી દેતીઃ 'મારે તમને મૂકીને જવું જ નથી. તમે જોડે આવો તો જ હું જાઉં' અને ઉષા એક છાનો નિઃશ્વાસ મૂકતી, કારણ કે તે જાણતી હતી કે, અરૂણને ઓફીસમાંથી બે ત્રણ દિવસ કરતાં વધુ રજા મળે એમ હતું જ નહિ.

અને ઉષા–અરૂણનું જીવન પાછું એકધારું વહેવા લાગતું. આ પ્રમાણે લગભગ બે વર્ષનો ગાળો પસાર થઇ ગયો.

ઉષાના માતાપિતાને મન તો આ સમય વિરાટ જ હતો. પહેલી જ વાર એકની એક પુત્રી પરણીને સાસરે ગયેલી અને કેટલાએ કાગળ લખ્યા છતાં બે દિવસ પણ આવી જ નહિ, એટલે ઉષાની માતા કહેતીઃ 'હવે તો તમે જાતે જઇને તેડી આવો' ત્યારે ઉષાના પિતા પ્રશ્ન મૂકતાઃ 'શું ઉષા પણ સમજતી નહિ હોય ? એને આવવાનું જરા પણ મન નહિ થતું હોય ?' અને પાછાં બન્ને નક્કી કરતાં કે જ્યારે તેને આવવું હશે ત્યારે આવશે. અને ઉષાના પિતાનું જવાનું બંધ પડતું.

એવામાં અચાનક ઉષાનો નાનો ભાઇ અનીલ માંદો પડયો. પહેલાં તો ઉષાને ખાસ જણાવવામાં આવ્યું નહિ. અનીલને ઉષા ઘણી જ વહાલી હતી અને ઉષાને પણ અનીલ વગર જરા પણ ગમતું નહિ. અનીલની માંદગી વધવા માંડી, એટલે ઉષાને જણાવવામાં આવ્યું. પત્ર મળતાં જ ઉષા ગભરાઇ ઉઠી, સાંજે અરૂણ આવતાં જ તેને આ પત્ર બતાવ્યો. અરૂણને પહેલાં તો એમ જ થયું કે 'એ જશે તો મારૂં કોણ ?' પણ માંદગીનો પ્રશ્ન યાદ આવતાં જ તેણે આવા સ્વાર્થી વિચારને તિલાંજલી આપી. ઉષા તો તેના મુખ સામે જ તાકી રહી હતી. અરૂણ જાણતો હતો કે તેણે જો જરા પણ લાગણીપ્રધાન માનસ બતાવ્યું તો ઉષાનો જવાનો વિચાર મંદ પડશે. તેણે એકદમ નક્કી કરી નાખ્યુંઃ 'ઉષા, કાલે સવારની પહેલી જ ગાડીમાં આપણે જઇશું.' ઉષા કંઇ જવાબ આપે તે પહેલાં તો તે 'આવું છું' કહીને બહાર ચાલી નીકળ્યો અને બીજે દિવસે સવારે બન્ને નીકળી ચૂક્યાં.

પીયર આવીને જોયું તો અનીલની સ્થિતિમાં ખાસ ફેરફાર પડયો ન હતો. અરૂણથી તો ફક્ત બે જ દિવસ રહી શકાય તેમ હતું, કારણ કે તેની ટુંકી રજા પુરી થઇ જતી હતી. ઉષા તો અનીલની સારવારમાં પડી હતી. ઉષાને જોતાં અનીલ હર્ષઘેલો થઇ ગયો હતો. તેની અર્ધ માંદગી તો ઉષાના આવવાથી જ ઓછી થઇ ગયેલી જણાઇ. છતાં ઉષા વખત કાઢીને થોડીથોડી વારે અરૂણને મળી લેતી.

અને અરૂણના પાછા જવાનો દિવસ આવી પહોંચ્યો. અરૂણે ઘણો પ્રયત્ન કર્યો, પણ તેનું લાગણી–પ્રધાન માનસ કાબુમાં ન રહી શક્યું. *અશ્રુબિંદુઓની હારમાળા ચાલી. ઉષાએ તેનાં* આંસુ લુછી નાંખ્યાં.

'એમ શું કરો છો ? અનીલને જરા સારૂં થઇ જશે એટલે હું તરત જ આવી રહીશ.'

'પરંતુ એટલા દિવસ હું એકલો શી રીતે પસાર કરીશ ?'

'શું થાય ?'

'પત્ર તો લખશે ને ?'

અરૂણના આ પ્રશ્ને તેને ચમકાવી.

ઉષાનો સ્વભાવ ટીખળી હતો. ઘણી વખત ગંભીર પ્રસંગે પણ તેને ટીખળ કરવાનું મન થઇ આવતું. ઉષા ઘણીવાર જ્યારે આમ આનંદમાં આવી જતી અને અરૂણને પોતાના વગર ઘડી પણ ચાલતું નથી એ યાદ આવતું ત્યારે તે વિચારમાં પડતી. એક વખત તેને એક રમુજી વિચાર આવ્યોઃ 'અરૂણથી છુટા પડવાનું કોઇક દિવસ તો થશેને ! કારણ કે એવા કેટલાય પ્રસંગો ઘણી વખત ઉપસ્થિત થાય છે કે જ્યારે માનવીને તે પ્રસંગે છુટા પડવું જ પડે છે. તે વખતે અરૂણ તેને કહેશેઃ 'ઉષા ! પત્ર તો લખશોને ! અને પછી અરૂણને બનાવવાની મઝા પડશે.' એક નવો તુક્કો તેના મગજમાં રમી રહ્યો અને વખત આવે તેને અમલમાં પણ મૂકવાનું નક્કી કર્યું. અને આ ટીખળને લીધે

ઉભી થયેલ પરિસ્થિતિને સુધારવા માટે પણ ઉપાય શોધી રાખ્યો. અરૂણે આ પ્રશ્ન કર્યો કે તરત જ તેના મુખ પર આછું હાસ્ય ફરકી ગયું. અરૂણ બોલી ઉઠયોઃ ‘ કેમ, લખવાનો વિચાર નથી કે શું ?’

‘ અરે જાવ જાવ એમ તે કંઇ બને ? પત્ર હું ન લખું તે બને જ કેમ ?’ અને અરૂણના હૃદયને શાતા વળી.

‘ તમે પણ નિયમિત લખશો જ ને ?’

‘ અરે હું તો પહોંચીને તરત જ લખીશ’ અને બન્ને આજે બે વર્ષના ગાળા બાદ છુટા પડયાં. વિયોગના વિચારે આંખમાંથી અશ્રુએની હારમાળા ચાલી.

*

વ્યથિત હૃદયે અરૂણ પાછો ઘેર આવ્યો. અંદર એકલા પ્રવેશતી વખતે ઉષા જોડે ન હતી તેથી તેને લાગી આવ્યું.

‘ બાબુજી ! યહ સબ સફા કર રહાહું ?’ નોકર અરૂણને કહી રહ્યો હતો. અરૂણ ન સાંભળ્યું કરીને હસ્યો. નોકર વૃદ્ધ હોવાથી તે અરૂણની સ્થિતી સારી રીતે સમજી શકયો.

“ અરે બાઈ તો જલ્દી આનેવાલી હય. મુઝે કહ કર ગઇ હય કિ, ‘ દેખના, બાબુજીકો તકલીફ ન હો ” અને હસી પડયો. અરૂણ પણ શરમીંદો બની જઈ હસી પડયો અને ઉષાને પત્ર લખવાના વ્યવસાયમાં ગુંથાઇ ગયો. અરૂણને સવારથી તે સાંજ સુધી હર પળે ઉષા યાદ આવ્યા કરતી અને તેનું હૃદય ઊભરાઇ આવતું. આ પ્રમાણે ત્રણ દિવસ તો વ્યતીત થઈ ગયા અને ચોથો દિવસ ઉગ્યો.

આજે ઉષાનો પ્રથમ પત્ર આવવાનો હતો. આ વિચારે તેને નવો આનંદ, નવું જોમ આવ્યું હતું. સવારથી જ ઊત્સાહીત અને સાથે સાથે જરા વિચારમગ્ન પણ દેખાતો હતો. ‘પોષ્ટમેન કાગળ ખોઇ તો નહિ નાંખે ને ? રસ્તામાં ક્યાંક અટવાઇ તો નહિ ગયો હોય ને ?’ અને આવા અનેક પ્રશ્નો તેને મુંઝવવા લાગ્યા, પણ પાછો એક વિચાર આવ્યો, કે જેણે તેના સદાના આનંદને લુંટી લીધો. ‘ટપાલ તો મોડી આવતી હતી એટલે પત્ર તો તેને સાંજે જ્યારે તે નોકરી પરથી પાછો આવશે ત્યારે જ મળશે, અને આને માટે બીજો કોઈ પણ રસ્તો ન હતો.

ઓફીસનો ટાઇમ થઇ ગયો. પણ તેનું વિચારમંથન પુરૂં ન થયું. પત્રના ઉત્સાહમાં ને ઉત્સાહમાં તેણે આજે બે બસ ગુમાવી. છેવટે જ્યારે ઓફિસના ટાઇમ ઉપરાંત વીસ મીનીટ વધુ થઈ ગઈ ત્યારે તે ચમકયો, અને બસમાં જગા ન હતી છતાં બારણે લટકીને ઉભો રહયો.

ઓફિસમાં જઈને જોયું તો સઘળા આવી ગયા હતા. રસ્તામાં પટાવાળો પણ તેના મોઢા સામે તાકતો જ ઉભો હતો અને રોજ નિયમિત આવનાર આજે કેમ મોડા થઇ ગયા હશે એ વિચારતો હતો. ટેબલ પર કામ શરૂ થઇ ગયેલું હોવાથી કાગળીઆનો થોકડો આવીને પડયો હતો. પણ અરૂણ તો આજે આનંદમાં હતો. ‘ઉષાના પત્રમાં શું શું લખ્યું હશે ?’ બીજા જોડે બેસનારા કલાર્કો પણ આજે તેને આનંદમાં જોઇને તેનો કેમ પુરેપુરો લાભ લેવો તેની વેતરણમાં પડયા હતા. કેટલાએ પોતાનું કામ પણ અરૂણની પાસે કરાવી લીધું.

‘ મી. અરૂણ ! જરા આ એક કામ કરી આપશો ?”

‘ Why not ?’ અને અરૂણે આ આનંદમાં ઘણાના કામળો ઘસડી નાખ્યા.

તેની જોડે જ બેસનારો વિચારમાં હતો કે અરૂણની પાસેથી આજે આખા સ્ટાફને ચા–નાસ્તો કેમ અપાવવો.

‘ અરૂણભાઈ, તમારો પગાર વધ્યો તેનું ગળ્યું મોઢું તો કરાવ્યું જ નથી. આજે થવા દો ત્યારે.”

"હા; હા. આજે તો કંઈ જોઈએ." બીજાએ સાથ આપ્યો, અને 'હા—ના'ના જવાબ વચ્ચે ચા નાસ્તાનો ઓર્ડર અપાયો અને આખા સ્ટાફે અરુણની વાહવાહ બોલાવી.

એટલામાં જ એકાઉન્ટન્ટ આવ્યો. 'મી. અરુણ! Excuse me, પણ ગયા માસના તમારા હિસાબમાં ભૂલ છે અને તમારે ૨૫—૭—૦ ભરવા પડશે. બીજો રસ્તો જ નથી. તે વખતે તમે બરાબર 'ચેક' કેમ ન કર્યું?' અને અરુણનું દીલ ખાટું થઈ ગયું. ૨૫—૭—૦ ભરવાના તે તેના પગારની દૃષ્ટિએ કંઈ નાની સુની રકમ ન હતી. પણ પાછો ઉષાનો પત્ર યાદ આવ્યો. ત્રણ ત્રણ દિવસના સતત વિયોગ બાદ આજે તો ઉષાનો પત્ર આવવાનો હતો. જરા તો શાંતિ મળશે, એ વિચારે તે પુલકિત થયો.

'Alright, I will pay it.' અને એકાઉન્ટન્ટ હસતો હસતો ચાલ્યો ગયો. અરુણે આનંદમાં આવી જઈ ધીમી સીટી વગાડવા માંડી. તેનો મેનેજર પાછળ જ ફરતો હતો તેના કર્ણપટે આ અવાજ પડ્યો.

'Oh mr. Arun! Too much glad! what's it? અરુણ પહેલાંતો ગભરાઈ ગયો પછી બોલ્યોઃ

'Nothing Sir! Sorry!' અને છુટવાનો ટાઇમ થયો કે તરત જ બસ પકડવા દોડ્યો. પણ બસ તરત જ હાથમાં ન આવી. 'કંઈ નહિ, પત્ર તો આવ્યો જ હશે.'

ઘેર પહોંચતાં રસ્તામાં જ પડોશી મળ્યાઃ 'અરુણભાઈ, પોસ્ટમેન તમને શોધતો હતો.'

'કેમ શું હતું? તાર હતો?' 'ના અને ખબર નથી.' ઉત્તર મળ્યો. અરુણે મનમાં ને મનમાં બે ચાર ચોપડાવી દીધી. 'પણ કંઈ કહયું તો હશે ને?' 'હા. એમ કહ્યું કે આજે સાંજે બાબુજીના આવ્યા પછી પાછો આવીશ,' અને પોસ્ટમેન પાછો આવવાનો છે એ વિચારે અરુણને કંઈક શાંતી મળી. તેને ઘરમાં કંઈ ચેન ન પડ્યું. તે એક ખુરસી બારણામાં જ નાંખીને પડ્યો. અડધા કલાકની તપશ્ચર્યા પછી પોસ્ટમેન આવ્યો.

'બાબુજી! આપકા એક 'નોટપેઇડ' હૈ.' હસ્તાક્ષર જોયા, પત્ર ઉષાનો જ હતો.

અરુણે જોર કરીને રૂપીઓ ગજવામાંથી કાઢીને આપ્યો. પોષ્ટમેને બાબુજીને આનંદમાં જોયા. આ પાણી મળશે એમ ધારી યુક્તિ લડાવીઃ 'બાબુજી! છુટા પૈસા નહિ હૈ, સિર્ફ આઠ આને હૈં'

'અરે આઠ આના દેદો, ઔર લે જાવ. મઝા કરો.'

અરુણે સંભાળપૂર્વક કવર ફાડવા માંડ્યું. રખેને કાગળ ફાટી જાય અને એકાદ શબ્દ વાંચવાનો ન મળે. કવર ફાટી રહ્યું અને પત્ર નીચે સરી પડ્યો.

અરુણે પત્ર ઉપાડ્યો અને...

આખો પત્ર કોરો હતો! અચાનક અરુણની નજર સામેના કેલેન્ડર પર ગઈ.

પહેલી એપ્રિલ! અને તે હસી પડ્યો; ઉષાએ તેને એપ્રિલ ફુલ-મૂર્ખ બનાવ્યો હતો.

---

# દાંપત્ય જીવનની સફળતા



[અમેરિકાના મશહૂર 'ગુડ હાઉસ કીપીંગ' તરફથી ઉપરની પ્રશ્નપત્રિકા અને સૂચનાપત્રો લાખોની સંખ્યામાં છાપવામાં અને સારા અમેરીકામાં છુટે હાથે વહેંચવામાં આવી છે.]

દરેકેદરેક માણસના લગ્નજીવનમાં ક્યારેક ક્યારેક એવી અંધારી ને ગમગીન ઘડીઓ આવે છે કે એને વિચાર થઈ પડે છે, કે સુંદર સ્વપ્નનું શું થયું? પ્રેમની વાતોનું શું થયું? ભવોભવની સાથીદારીનું શું થયું?

ખાસ કરીને સ્ત્રીઓ પોતાના લગ્નજીવનમાંથી રોમાંચનો લોપ થયો હોય ત્યારે દુઃખ કરે છે. એના મનમાં કુતર્ક આવે છે કે: 'મારા પતિ મારા હાથમાંથી સરી જાય છે? મને એ ચાહતો નથી કે શું?'

ખાસ કરીને પુરૂષ પોતાના લગ્નજીવનમાંથી નવીનતા ઉડી જાય છે એનું દુઃખ કરે છે. એને બધુંયે એનું એ, વેંઢિયું, જંજાળભર્યું લાગવા માંડે છે. એવે સમયે પ્રત્યેક પક્ષકાર સામા પક્ષના દોષ જોવા પહેલાં પોતાની જાતને જ નીચે બતાવેલા એવા થોડા સવાલો પૂછે અને એના પ્રમાણિક ઉત્તરો પોતાના અંતરમાં મેળવે:

**૧: તમે બરદાસ માગો છો?**

સામો પક્ષકાર—એટલે કે તમે પતિ હો તો તમારી પત્ની ને તમે જો પત્ની હો તો તમારા પતિ—વાત કરે છે એ તમે બરાબર સાંભળો છો? એના ઉપર ધ્યાન આપો છો? કે પછી એ બોલતા ક્યારે બંધ થાય ને તમે ક્યારે વળતો જવાબ આપી દો એની જ રાહ જુઓ છો? એની સિદ્ધિઓ, કામનાઓ, બહારની દુનિયા સાથેના એના કોઈએ જાતના સંબંધમાં તમારો સાચો સહકાર છે? કે પછી એની કોઈ ગણતરી જ નથી? તમારા ઘરનો આધાર સામા પક્ષની મહેનત ઉપર છે એનો તમે કદી ખ્યાલ કરો છો?

એટલે કે તમે એની બરદાસ કરો છો કે એને બરદાસ કરો છો?

**૨: તમે તમારી જાતને સુઘડ રાખો છો?**

લગન પહેલાં તમે પતિ ને પત્ની બેયને વાંચવાના, વિચારવાના, રમૂજી વાતો કરવાના અવસરો હતા. તમે કેવળ ખર્ચ, કમાણી ને બાળકોની જ વાતો તો નહોતા કરતા. ને આજે? તમારા બે વચ્ચેની વાતો કેવી હોય છે?

તમે— પતિ હો કે પત્ની હો, જે હો તે —જો કેવળ ઘરના મુનીમ કે વેંઢિયા તરીકે જ તમારી જાતને રાખતાં શીખશો તો સામો પક્ષકાર પણ તમને એવા જ માની લેશે.

તમે તમારા હેતુ-મિત્રો, સગાં-સંબંધીઓને મળવા જાવ છો ત્યારે અથવા બહાર ફરવા હરવા જાઓ છો ત્યારે તો ફૂવડ જેવા નથી દેખાતા? સારાં દેખાવાની કાળજીયે રાખો છો? અને ઘરમાં?......તમે બાઈ હો, બહેન હો–લખી રાખો...લગ્ન એ ફૂવડ થવાની પરમીટ નથી હો!

**૩: લગ્ન પછીના શરૂનાં વર્ષોનો જે ઉમંગ હોય છે તે જાળવી રાખવા તમે શું કર્યું છે?**

ઘણી સ્ત્રી આજે ફરીયાદ કરતી હશે કે એનો પતિ આજે ઘરમાં પાણીનો લોટેયે ઉપાડતો નથી. ઘરની સ્ત્રી ઘરમાં બોજા

ઉંચકીને તૂટી જાય તોય ધણી ભેડો બેઠો જોયા કરે છે.

વાત એમ છે કે ધણીના આરંભનો ઉમંગ જાળવી રાખવા સ્ત્રીએ કર્યું છે શું? કડવી ટીકાઓ, બરડાટ, ચીડ—એ સહુ ઉપર સંયમ રાખવો જોઈએ એટલો રહ્યો છે? અતિ પરિચયને કારણે અવજ્ઞા તો નથી થઈને?

**૪: ઘરમાં તમારી રીતભાત કેવી છે?**

તદ્દન અજાણ્યા માણસો તરફ પણ આપણે જેટલી નમ્રતા કે વિવેક બતાવીએ છીએ એટલો વિવેક આપણે ઘરનાં માણસો તરફ બતાવતાં નથી. આખા દિવસના થાકનો રોષ ઘરનાં માણસો ઉપર ઉતરે છે. બાળકો મોટાં થઈ માબાપને તજી જાય છે, કે ધણી–ધણીયાણી વચ્ચેના ક્લેશો થાય છે, તેમાં વિવેકનો અભાવ સાફ દેખાય છે.

**૫: તમારી તબિયત તો સારી છે ને?**

તમારી નાની નાની ફરિયાદો વારંવાર થતી હોય તો એ સામા પક્ષકારની ધીરજની કસોટી કરનારી થઈ પડે છે. શરૂશરૂમાં થતી ચિન્તા દૂર થયા પછી એના તરફ સહાનુભૂતિ ઓછી રહે છે. આવી ફરિયાદો હોય તો દૂર કરવા કોશીશ કરો. તમારી તબિયતની ફરિયાદો તમારા દાક્તરને જઈને કહો. એ સાંભળવા માટે તો પૈસા લ્યે છે.

**૬: સમજવાનો પ્રમાણિક યત્ન કર્યો છે?**

સામા પક્ષને સમજવાનો પ્રમાણિક પ્રયાસ કર્યો છે? એનામાં અવગુણ હોય તે ગુણમૂલક તો નથીને? એ લોભી હોય તો શા માટે છે? સામા પક્ષ તરફના તમારા વર્તાવમાં તમારામાં શા મનોભાવ છે? ઉચ્ચતાના? આત્મભાવના? સહન કરવાના? કદર કરવાના?

**૭: સ્વભાવના ખાંચાઓ તમે જીરવી શકો છો?**

કેટલાંક દવજ્ઞો એવાં છે, જે કેવળ સ્વભાવની નબળાઈનાં જ હોય છે. એના તરફ આંખ મીંચવામાં આવે તો એનું કાંઈ પરિણામ આવતું નથી. ધારો કે, કોઈકને સવારમાં ચાહ ન પીએ તો તબિયત ઠેકાણે જ ન હોય. કોઈને બપોરે જરાક આરામ જોઈએ. કોઈકને રસોઈમાં અમુક મસાલો જોઈએ કે ના જોઈએ. કોઈને જમીને આરામ કરવો જોઈએ. આ બધી જ ઝીણી વાતો છે, પરંતુ ઉંચા મનની શરૂઆત આવા ખાંચાઓમાંથી થાય છે. દરેકને કાંઈ કાંઈ અલગ અલગ, આપણને ગમતાં ન હોય ને એને એના વગર ના ચાલે એવા બંધાણ હોય છે.

**૮: તમે કચકચ કરો છો?**

કોઈ પણ બે માણસો વચ્ચે મોટી વાતમાં મતભેદ રહે છે, પણ તકરાર નથી થતી. તકરારો હંમેશાં નાની વાતોમાંથી જ થાય છે. નાની વાતોમાં તમે આવરનવાર રોકટોક ને કચકચ કરવાની આદત રાખશો તો તમે કજીયાળાં લેખાઈ જશો. નાની વાતોમાં ઉદાર મન રાખો, શાંતિ રાખો, મૌન રાખો, ને થોડીઘણી રમૂજવૃત્તિ કેળવો.

**૯: તમે જાહેરમાં ઉતારી પાડો છો?**

ઘણાંને એવી ટેવ હોય છે કે પોતાના પતિને કે પોતાની પત્નીને પાંચ પારકા માણસોની સામે ઉતારી પાડે છેઃ લૌકિક પરિભાષામાં, 'મોઢું તોડી લ્યે છે.' મનમાં તિરસ્કાર કે કંટાળો પેદા થવાનું આ મોટું કારણ છે. જાહેરમાં ઇજ્જત રાખો, આમન્યા રાખો. જાહેરમાં પરાઈ સ્ત્રી તરફ કે પરાયા પુરુષ તરફ તમે જેવી વિવેક મર્યાદા રાખો છો એવી સામા પક્ષકાર તરફ પણ બતાવો. તમારી પત્ની કે પતિ તરફ સજ્જન કે સન્નારી તરીકે વર્તો. તમે નહિ વર્તો તો પાડોશીઓ પણ એવો વર્તાવ રાખવાનું ભૂલી જશે.

**૧૦: ગંભીરતા વધારવી નહિ જોઈએ.**

તમારો હાથ હળવો જોઈએ. ઘરમાં બે પક્ષ વચ્ચે અથડામણ થાય ને સામાં પણ

# સમાજના દુષિત બળોએ કરેલો

# હુમલો

*

તરતના જન્મેલા મૃત બાળકનો દેહ પડેલો પોલીસને હાથ ચડ્યો: અને આ બહેનને કાતિલ કરવાની પેરવીઓ કરનારાઓને લાગ મળ્યો. પોલીસની પાસે મૃત બાળકની માતા તરીકે આ બહેનને જાહેર કરતી નનામી કેફિયત રજૂ કરાઈ. અને પછી દેશી રાજ્યની પોલીસ ! એ બહેનને પોલીસે ગિરફતાર કરી.

બહેનની વૈદકીય તપાસ થઈ. તેની સામે કરવામાં આવતા આક્ષેપો ખોટા ઠર્યા. વૈદકીય તપાસમાં માલમ પડ્યું, કે બહેને કદી ગર્ભ ધારણ કર્યો જ નથી ! પોલીસના હાથ હેઠા પડ્યા. બાઇને મુક્તિ મળી.

આ બધું કચ્છના પાટનગરમાં બન્યું ! શિષ્ટ ગણાતા નાગર સમાજની એ બહેનોના સભ્યપદવાળું સ્ત્રીમંડળ ભુજમાં હસ્તી ધરાવે છે, તેમની જાણમાં આ કિસ્સો હોવા છતાં કોઇના પેટનું પાણી ન હાલ્યું ! એક નિર્દોષ અને પવિત્ર બહેનની આબરૂ ઉપર હરકોઇ માણસ હાથ ઉપાડી શકે છે એ સ્થિતિ ત્યાં છે.

બહેનનું નામ સુભદ્રા.

સ્વમાનશીલ અને સ્વાવલંબી જીવન જીવતી સ્ત્રીને શિષ્ટ ગણાતો સમાજ પણ સહન નથી કરી શકતો, એનાં દૃષ્ટાંત હિંદુ સમાજમાં શોધવા જવાં પડે તેમ નથી.

એ બહેન ત્યક્તા છે. દશ બાર વર્ષ પહેલાં હીન પતિનો સાથ તેને છોડવો પડ્યો. સાસરીઆંએ તેને પજવવામાં મણા નથી રાખી. પણ તે બહેનનું સંસ્કારબળ ઘણું તેજસ્વી, એટલે તેમાંથી તે પાર ઉતરી.

પિએરમાં માત્ર તેની વૃદ્ધ માતા આશ્વાસનરૂપ છે. માની છાયામાં રહીને તેણે પોતાનું જીવન સમાજને ઉપયોગી બનીને ગાળી શકાય એ માટે બાળશિક્ષણની તાલીમ લઈ એક કન્યાશાળામાં રહીને શિક્ષિકાનું કામ તે કરે છે.

કહે છે, કે તે બહેનનો સ્વમાનશીલ સ્વભાવ અને સ્વતંત્ર જીવન જીવવાની સદ્વૃત્તિ તેની સાથી શિક્ષિકા બહેનોથી સહન નહોતી થતી. શિક્ષિકા બહેનોના હલકટ આક્ષેપો અને ખટપટોમાં તેનો પ્રાણ રૂંધાતો. આખરે તેને એ સ્થાન છોડીને ગામડે જવું પડ્યું. પરંતુ ગામડે અલગ બેઠા પછી પણ પાછળ પડેલા સમાજના દુષિત બળોના ઓછાયાથી તે બચી શકી નહિ. તેના પવિત્ર જીવનને ધૂળમાં મેળવવાની તરકીબો થતી રહી.

એક દિવસ ભુજના તળાવને આરે એક

કારનાં મિત્રો કે સગાંવહાલાં સાથે ઉંચા મન થવાના સંજોગ આવે ત્યારે પ્રસંગની ગંભીરતા વધારવાને બદલે તમારે ઘટાડતાં સમજવું જોઇએ. પતિ ને પત્ની વચ્ચે 'જગતમાં કોઇ વાત એવી નથી કે માથે આભ તૂટી પડે. ટીકા કરવા જેવું હોય તો શાંતિથી નિરાંતના સમયે રચનાત્મક ટીકા કરો. માણસ પોતાના નિત્યકાર્યમાં પરોવાયો હોય ત્યારે આવી કોઈ ચર્ચા ન ઉપાડો. આવે વખતે તમે મદદ ન કરી શકો તો ચૂપ રહો.

ગૃહજીવન-દાંપત્યજીવનને સ્પર્શતા આ સવાલોના જવાબો જેની પાસે સંતોષકારક છે એને કાંઈ ઉપાધિ નથી. ને જેની પાસે જવાબો સંતોષકારક ન હોય તેણે સુધરવાની કોશીષ કરવી જોઇએ.

લગ્ન એ એકપક્ષી કરાર કે ધર્મ નથી: દ્વિપક્ષી છે. ને એની પહેલી શરત એ છે કે, લગ્નની પ્રતિજ્ઞા એમને સજ્જન ને સન્નારીના વિવેકી વર્તાવની મર્યાદામાંથી મુક્ત કરે છે એમ માનવાની પતિ કે પત્ની કદિ ભૂલ ન કરે. લગ્નપ્રતિજ્ઞા માનવીનો સ્વભાવ બદલી શકતી નથી, એ ખ્યાલમાં રાખવું જોઇએ.

સમાજમાં ડોકિયાં કરતા



# ભાવિના ભણકારા

લેખક :

શ્રી. ચિકિત્સક

*

'નમસ્તે બહેન! અખિલ હિન્દ મહિલા પરિષદની ઓફિસ અહિંજ છે ને? આપે મારા પત્રના જવાબમાં મને અહિં આવવાનું લખ્યું હતું તેથી હું આવી છું. મારૂં નામ કપિલા–કપિલા શેઠ. તમે બધાં બહેનો મને દુઃખમાંથી છોડાવશો અગર કાંઈ રસ્તો બતાવશો એ આશાએ હું અહિં આપની પાસે આવી છું."

"બેસો, બહેન! બેસો. આ બહેન અમારાં મંત્રી છે અને બીજાં બહેનો કારોબારી સમિતિનાં સભ્યો છે. તમારી હકીકત ખુલાસાથી જણાવો. અમારાથી બનતી બધી મદદ અમે કરીશું. વિનાસંકોચે બધું જ જણાવજો. તમારી વાત અહિંથી બહાર જવાથી નથી એની ખાતરી રાખજો."

"મારૂં નામ કપિલાન્હૈ જૈન છું. મારા પિતા સાત વર્ષ ઉપર ગુજરી ગયા છે. મારી મા, એક નાનો ભાઈ અને એક મારી માસીની દીકરી–બહેન એટલાં અમે અહિં કાળુપુરમાં રહીએ છીએ. મારી માસીની દીકરીનાં મા–બાપ બહુ નાનપણમાં ગુજરી ગયાં ત્યારથી એ અમારે ઘેર રહે છે. મારો ભાઈ તેર વર્ષનો છે અને હાઈસ્કુલમાં ભણે છે અને હું ઇન્ટર સુધી ભણેલી છું. મારી ઉંમર અત્યારે તેત્રીસ વર્ષની છે. સત્તર વર્ષની ઉંમરે મને પરણાવી હતી. મારી માએ મને મેટ્રીક અને કોલેજનાં બે વર્ષ સુધી ભણાવી. હું સત્તર વર્ષની થઇ ત્યારે મને અમારી જ્ઞાતિના રતિલાલ નામના માણસ સાથે મારી માતાએ તથા મામાએ મળીને પરણાવી. મારા સસરાનું ઘર શાહપુરમાં છે. રતિલાલ બી. એ. એલ. એલ. બી. છે અને વકીલાત કરે છે. રતિલાલની ઉંમર એકતાળીસ વર્ષની છે."

"આ લગ્નમાં તમારી સંમતિ લીધી હતી ખરી? તમે પરણ્યાં ત્યારે તમે સત્તર વર્ષનાં હતાં એમ તમે કહ્યું. તે વખતે તમે મેટ્રિકમાં હતાં એટલે તમને આ બાબત પૂછ્યું તો હશે જ ને? તમારા પતિની ઉંમર લગ્ન વખતે લગભગ છત્રીસ વર્ષની હોવી જોઈએ."

"હા, એમની ઉંમર મોટી હતી, એટલું જ નહિ, પણ એમને બે છોકરાં છે. મોટી દીકરી હાલ ચૌદ વર્ષની છે અને દીકરો આઠ વર્ષનો છે. અમારી જ્ઞાતિમાં ભણેલા વર બહુ થોડા છે અને મને મેટ્રિક સુધી ભણાવી અને આગળ ભણવાની મને હોંશ હતી એટલે મારે માટે મોટી ઉંમરના અને બીજવર હોવા છતાં એમને મારી માએ તથા મામાએ પસંદ કર્યા; કારણ કે એ ભણેલા છે, એમનું ઘર પણ અમારી જ્ઞાતિમાં સારૂં ગણાય છે. મારી માએ મને પૂછ્યું હતું, પણ છોકરાવાળા અને મોટી ઉંમરના બીજવર સાથે પરણવાની મેં સાફ ના સંભળાવી હતી; છતાં મારૂં માન્યું નહીં અને મને પરણાવી દીધી."

"લગ્ન પછી તમે કોલેજમાં ભણ્યાં તે તમારે સાસરેથી?"

"ના, ના. મને ભણવાનું બહુ જ મન

હતું એટલે મારી મા પાસે મેં એટલું માગી લીધું કે હું બી. એ. થાઉં ત્યાં સુધી મને સાસરે ન મોકલશો. મારી આજીજી સાંભળીને માએ એટલી મારી વાત માન્ય રાખી. પણ બે વર્ષ પછી હું ઇન્ટરમાં પાસ થઈ એટલે મને કૉલેજ છોડાવી લીધી અને સાસરે વળાવી. ચાર વર્ષથી હું સાસરે આવી છું."

"તમારા કાગળમાં તમે જણાવ્યું છે કે સાસરામાં તમને અસહ્ય ત્રાસ પડે છે. તે તમારા પતિ સિવાય બીજું કોઇ ત્યાં છે? તમારે સાસુ કે નણંદ છે?"

"ના, પણ મને ત્રાસ તો મારા પતિનો જ છે. સાસરે આવ્યા પછી બે ત્રણ માસમાં જ મને જણાયું કે, પતિને દારૂનું વ્યસન લાગેલું હતું. દારૂ પી લગભગ બેભાન હાલતમાં તે મોડી રાત્રે ઘણીવાર ઘેર આવતા અને ગમે તેમ બકવાદ કરતા. દારૂની લતમાંથી ધીમે ધીમે બીજી બદીમાં પણ પડયા. કલબમાં જુગાર રમવા માંડયા. અમારા મહોલ્લાને નાકે એક જુગારનો અડ્ડો છે ત્યાં તેમણે જવા માંડયું અને દર મહિને પાંચસો–સાતસોનું આ પ્રમાણે પાણી થવા લાગ્યું. વકીલાતમાં ઝાઝી કમાણી ન હતી, અને જુગારમાં અને વ્યસનમાં પૈસા કમાવાનો એમણે બીજો રસ્તો શોધ્યો."

કપિલા આટલું બોલતાં હાંફી ગઇ. તેની આંખમાંથી ચોધાર આંસુ પડવા માંડયાં અને એક ડસકું પણ ખવાઇ ગયું. અત્યાર સુધી તેણે જે શાન્તીથી અને ક્ષોભરહિત પોતાની હકીકત જણાવી હતી તે ચિત્તની સ્વસ્થતા હવે ટકી શકી નહિં.

"મને તપાસ કરતાં જણાયું કે મારા પતિએ પોલીસ ખાતાના બાતમીદારનું કામ કરવા માંડયું હતું અને એ કામમાં તેમને સારા પૈસા મળતા હતા. દારૂ અને જુગાર કરતાંએ એમના આ કામથી મને બહુ શરમ આવે છે અને દુઃખ થાય છે. આપણા જ દેશબન્ધુઓનાં કાર્યની છુપી જાસુસી કરી એમની હિલચાલની બાતમી પોલીસના અમલદારને આપી દઇ એ રીતે પૈસા મેળવવા એના જેવું હિચકારું અને અધમ કામ બીજું એકે નથી. છેલા દોઢ વરસથી તો વળી રેશમ નામની એક બાઇના ફંદામાં પણ એ ફસાયા છે. રેશમ જાતની ગરાસીયણ છે અને પોલીસના કેટલાક અમલદારોની એના ઉપર ઠીક રહેમ નજર છે. આ બાઇને ઘેર બધા ભેગા થાય છે અને કેટલાય નિર્દોષ દેશસેવકોને સપડાવવાની બાજી ત્યાં રચાય છે. રેશમ એક બે વખત અમારે ઘેર પણ આવી હતી, અને મારી સાથે પરિચય પાડવાનો યત્ન તેણે કર્યો હતો. પણ મેં તેને દાદ દીધી નહિ. અને એક વખત તો એને એવી મેં ધુત્કારી કાઢી કે ત્યારથી એ મારે ઘેર ફરકી નથી, પણ તે દિવસથી મારા પતિ સાથે મારે ઉઘાડો ઝઘડો શરૂ થયો છે."

"બહેન, તમે ભણેલાં ગણેલાં છો. તો તમારા પતિને સમજાવી-સલાહ આપી, વિનવણી અને આજીજી કરી સારે માર્ગે ન ચઢાવી શકો? તમારા પતિ પણ ભણેલા છે એટલે તેમના હૃદયમાં ઉતરે એવી રીતે એમને સારો માર્ગ બતાવવામાં આવે તો એ ન સમજે! તમારામાં એમને સમજાવવાની બરાબર આવડત હોવી જોઇએ. તમારા પતિ કરતાં પણ અધમ માણસો સુધરી જઇ નીતિમાર્ગે ચાલ્યાના ઘણાએ દાખલા આપણે વાંચ્યા છે અને જાણ્યા છે. તમે એવો કોઇ પ્રયત્ન કરી જોયો છે?"

"બહેન, એ બધું કહેવું અને ઉપદેશ કરવાનું રહેલું છે. મેં ઘણો પ્રયત્ન કરી જોયો છે, ઘણી વખત પગે લાગીને નમ્ર ભાવે વિનંતિ કરી છે. એમના ભણતર, આબરૂ, દેશહિત વગેરેનું ભાન કરાવવાનો પ્રયત્ન કર્યો છે. સત્યાગ્રહ અને ઉપવાસનો આશ્રય પણ લીધો છે, એમના અગાઉના મિત્રો અને કૉલેજમાં સાથે

ભણનારાની પણ મદદ લીધી છે; પણ બધું જ વ્યર્થ ગયું છે. એ એવા નિષ્ઠુર અને નષ્ટ થઈ ગયા છે કે કોઈ રીતે એ સુધરે એમ છે જ નહિ, અને કશાની એમને અસર થવાનો હવે સંભવ જ નથી. હું કબુલ કરૂં છું કે મારા પોતાનામાં એવો પ્રભાવ, વ્યક્તિત્વ કે શક્તિ નથી કે હું એવાને-દુર્ગુણોને ઉલ્લંઘી હદે પહોંચેલાને-ઠેકાણે લાવી શકું. મારાથી બનતું મેં બધું કરી જોયું છે. હવે હું છેક નિરાશ હતાશ થઈ ગઈ છું. એટલે જ તમારી સલાહ લેવા આવી છું."

"જુઓ બહેન, તમે ખોટું ન લગાડશો, પણ હું પૂછું છું કે તમારા પતિ ઉપર તમારો ખરો-સાચો-ઊંડો પ્રેમ છે ખરો?"

"ના, મને જરા પણ પ્રેમ નથી. અમે પરણ્યાં ત્યારે પણ નહોતો અને ત્યાર પછી એમની વર્તણુંકને લીધે કદિ પ્રેમ ઉત્પન્ન થઈ જ શક્યો નથી. મને એ બાબત સ્વીકારતાં કાંઈ સંકોચ થતો નથી. મેં આ વિશે ખૂબ વિચાર કર્યો છે. બહુ વાંચ્યું છે. મને લાગે છે કે હું એવો પ્રેમનો દેખાવ નહિ કરી શકું-અને એવો દેખાવ, એવું જુઠાણું કરવું પણ શા માટે?"

"મેં ધાર્યું હતું જ કે તમને તમારા પતિ પ્રત્યે હૃદયનો સાચો પ્રેમ નથી, એ જ તમારી નિષ્ફળતાનું કારણ છે. પણ હું તમારો દોષ કાઢતી નથી. લગભગ વીસ વર્ષે મોટા સંતાનવાળા, બીજવર સાથે પરાણે પરણાવી દેવામાં આવેલીને તેના પતિ પ્રત્યે પ્રેમ ઉદ્ભવે નહિ એ જરાએ નવાઇ જેવું મને લાગતું નથી. અને પ્રેમનો ખોટો ડોળ કરવાની હું તમને મુદ્દલ સલાહ આપતી નથી. વારુ હવે તમારે શી બાબતમાં અમારા મંડળની મદદ જોઇએ?"

"મારે એ માણસથી કાયદેસર છૂટા થવું છે. દુરાચાર અને માનસિક ત્રાસ, રખાત સાથે સંબંધ અને વ્યસન એ બધા ઉપરાંત હવે મારા ઉપર એ ધણીનાર હાથ ઉપાડે છે. ૭ દિવસ ઉપર રાત્રે એમણે મને સોટી સોટીએ મારી. મારી ચીસોથી પાડોશી એકઠા થઈ ગયા અને એક ડોશીમા આવી મને પોતાને ઘેર લઇ ગયાં ત્યારે હું છૂટી. દિવસથી હું પતિનું ઘર છોડી માતાને ઘેર આવી છું અને તે જ દિવસે મેં આપના મંત્રીને પત્ર લખ્યો હતો. હવે વધુ દુઃખ સહન કરવાની મારામાં તાકાત નથી. મને એમના બન્ધનમાંથી છોડાવવામાં તમે મદદ કરો. પછી હું મારૂં ગુજરાન મેળવી લઇશ પણ એમનાથી કાયદેસર છૂટા થયા સિવાય બીજું કાંઈ કામ મારાથી થઈ શકવાનો સંભવ જણાતો નથી. છાપામાં મેં વાંચ્યું છે હવે કાયદા મુજબ મારાથી છૂટા થઈ શકાય છે.. એ કાયદાનો લાભ લેવા મેં નિશ્ચય કર્યો છે અને આપની સંસ્થાની તેમાં હું મદદ માગું છું સારે નસીબે મારે કાંઈ છોકરાં નથી."

"અમારી સંસ્થા તરફથી તમને જરૂર બધી મદદ મળશે. તમારા જેવી સ્થિતિમાં આવી પડેલી બાઇઓ માટે આ નવો કાયદો આશીર્વાદ સમાન છે. તમે જરાય ગભરાશો નહિ. હવે તમારી માતાને ઘેર જ રહેજો. અમારી સંસ્થાના વકીલની સલાહ લઇ અમે તમને છૂટાં કરી આપીશું. વારુ એક પ્રશ્ન પૂછું! બહેન, તમે છૂટાં થાઓ પછી તમારો ફરી લગ્ન કરવાનો વિચાર છે? શરમાશો નહિ. સંકોચ વિના તમારો વિચાર જણાવજો."

"અત્યારે તો મેં એવો કોઇ વિચાર કર્યો નથી. હાલ તો મારે આ અસહ્ય ત્રાસ અને દુઃખમાંથી છુટવા સિવાય બીજું કાંઇ કરવું નથી. દુઃખથી એટલી ત્રાસી ગઇ છું કે ફરી સંસારમાં પડવાની મને અત્યારે તો જરા પણ ઇચ્છા થતી નથી. ભવિષ્યનું તો કેમ કહેવાય! હું કાંઇ સાધુ વૈરાગી નથી અને સંસારમાં મેં કાંઇ હજુસુધી સુખ જોયું નથી. ભવિષ્યમાં નવું પગલું ભરવાની બાબત તો ભવિષ્યના સંજોગો ઉપર આધાર રાખે છે." (ચાલુ)

# વિધવિધ ક્ષેત્રોમાં વિકાસ પામેલી બહેનોના

# કેટલાક પરિચયો

*

### ૨૧૦ દમયંતી સહાની

લોકપ્રીપલ્સ થીએટરની લોકપ્રિય નટી સૌ. દમયંતી સહાનીનું ચોવીશ કલાકની જ મરકાની બીમારીમાં ૨૮ વર્ષની ઉંમરે અવસાન થયું.

એ જેટલી પાતળી, જરા ઊંચી કાઠીની અને સપ્રમાણ કાયાવાળી કલાકાર હતી, જેવી ઊંચી અભિનયશક્તિ ધરાવતી, તેટલી અને કદાચ તેથીયે વધારે તો એ મિલનસાર સ્વભાવની અને નિખાલસ હતી. લોકપ્રિયતાના ઊંચા શિખરે પહોંચવા છતાં યે લોકતાળીએ કદી એનામાં ખુમારી કે અહંભાવ જન્માવ્યા ન હતા. હેતાળ, હસમુખી અને નિખાલસ વર્તાવ હોવા છતાં કદિ એનામાં છીછરાપણું કે આછકલાઇ જોવા મળ્યાં ન હતાં, કારણ કે કલા એને મન એક સાધના હતી અને એને 'ગુલાબ'ની ઉપમાથી નવાજતી હતી.

'આટલી ટૂંકી કારકિર્દી છતાં આટલા યશની અધિકારી કેમ બની ગઇ હશે! 'દમયંતી' જો અમારા આ ચિત્ર કે તે ચિત્ર માટે આવી શકે તો સારૂં-એમ ભલભલા નિર્માતાઓને મોંએ સાંભળવા મળ્યું છે; છતાં આટલા ચાર પાંચ ચિત્રોમાં કામ કરનાર કલાકાર, ચિત્રસર્જકો અને પ્રેક્ષકોમાં આટલી આદરની અધિકારી કેમ બની ગઇ હશે?

કારણ કે આપણી અભિનેત્રીઓથી એ એક રીતે જુદી તરી આવતી હતી. એની પાસે ખુરશીદનું ગળું ન હતું, કાનનની કે જમુનાની અભિનયસમૃદ્ધિ ન હતી, દુર્ગા ખોટે, ગુલાબ કે રાજકુમારી શુકલા જેવી અનુભવસિદ્ધિ ન હતી, છતાં યે રાજકુમારી કે ગુલાબજ ભજવી શકે એવી ભૂમિકા એ પણ આટલી સાહજિકતાથી અને કુદરતી રીતે એ કેમ ભજવી શકી? પોતે 'દીવાર'માં જે 'વિમ્પ'ની ભૂમિકા ભજવી છે એવી ભૂમિકાઓ એને ગમતી નહિ. એ ઘણી વખત એમ કહેતી: 'મેને તો સીતા, દ્રૌપદી, લક્ષ્મીબાઇ અને રૂપેતાની ભૂમિકાઓ ભજવવાની ઝંખના છે-અને તે યે ગામડાની ભાંગીતૂટી રંગભૂમિ પર.' એ વાતોએ વળગતી ત્યારે આવું આવું કેટલું યે કહેતી; કારણ કે એના જીવનનો પ્રધાનરસ આપણા દેશની ગરીબ, કંગાલ અને હતભાગી પ્રજાનો વિકાસ હતો. શહેરના ભણેલા-ગણેલા લોકોને મન રંગભૂમિ કે ફિલ્મો તો માત્ર મનોરંજન છે,—ઘડી બે ઘડી તાલીઓ પાડી વાહવાહ કરવાની એમને આદત છે. પણ 'રંગભૂમિ' ની સાચી જરૂર તો ગામડાંને છે. એમની જિંદગી સાચી રીતે જીવતા શીખવવાની છે, એમનામાં નવું બળ અને નવા પ્રાણ પૂરવાના છે અને એ કામ કોઈ ભાષણો કે લેખો કરી શકવાના નથી, કારણ કે એ પ્રજા આપણા જ્ઞાનના થોથાઓ લખી વાંચી શકતી નથી. એમની પાસે તો લક્ષ્મીબાઇની બંડખોરી, સીતાની સમર્પણભાવના કે પાંચાલીની ભયાનક જાજ્વલ્યમાન પ્રેરકતા રજૂ કરવાની અને પ્રજાને એવાં મહાન જીવન જીવતાં કરવાની એને ઝંખના હતી. આ ભાવનાદૃષ્ટિ જ એને બીજી અભિનેત્રીઓથી જુદી પાડે છે.

ઉજળિયાત-સંસ્કારી કહી શકાય તેવા કુટુંબમાં એ જન્મી હતી. કોલેજની કેળવણી મેળવી ગ્રેજ્યુએટ બની. વર્ધા શિક્ષણ યોજનામાં એને ખૂબ રસ હતો. અને પછી કવિવર રવિબાબુના સંસ્કારધામ શાંતિનિકેતનમાં એણે કલા અને મનોવિજ્ઞાન—એ બે વિષયોનો અભ્યાસ કર્યો. શાંતિનિકેતનના એના સ્મરણો એ કહેવા બેસે ત્યારે કવિવર ટાગોર આટલા મહાન શા માટે હતા તેની ઝાંખી આપણને સહેજે થાય. આ જ સમયમાં ક્રાન્તિકારી કલમબાજ અને નાટ્યકાર

બલરાજ સહાનીનો તેને પરિચય થયો અને વધારે નજીક આવવાનો પ્રસંગ મળ્યો. બંને એક થયાં–પરણ્યાં ત્યારથી આખરની ઘડી સુધી પતિ–પત્ની એકબીજાના શ્વાસ જેવાં જ હતાં.

એ પરણી ત્યારથી ક્રાન્તિકારી માનસથી રંગાવા લાગી. બન્ને વિલાયત ગયાં, ત્યાં ભાઈ બલરાજ બી.બી.સી.ના હિંદી નાટ્ય વિભાગના નિયામક થયા. દમયંતી ત્યાંની અભ્યાસ સંસ્થા 'શેક્સપિયર એકેડેમી' માં જોડાઈ. નાટકના સ્વરૂપ, ઘડતર, પાત્રવિધાન, પ્રસંગ-રચના અને તખ્તાલાયકી–વગેરે વિશે ઊંડો અભ્યાસ કર્યો. યુદ્ધ આવ્યું અને રંગદેશ પહોંચી શકવું શક્ય ન રહ્યું એટલે એ પણ પતિની સાથે બી. બી. સી. પર હિંદુસ્તાની નાટકો 'રીલે' કરવાના કામમાં લાગી ગઈ.

યુદ્ધ પૂરું થયું કે તુરત જ બન્ને માદરે વતન તરફ આવવા ઉપડ્યાં. લંડનમાં રંગભૂમિનું સમાજમાં જે મહત્ત્વ છે તેનો ખ્યાલ સમજ્યાં હતાં તે રીતે હિંદની ધરતી પર રંગભૂમિના વેલા પાંગરતા કરવાના બન્નેના સ્વપ્નાં હતાં; એથી જ હિંદની ધરતી પર પગ મૂકવાની સાથે બન્ને પતિ–પત્ની લોકનાટ્ય સંઘની પ્રવૃત્તિમાં એકરસ બની ગયાં. લોકનાટ્ય સંઘના ઉત્સાહી કાર્યકરોને એક અનુભવાસ દોરવણી આપનાર નેતા મળ્યો અને ભાવનાશાળી નાટકોને જનતા સમક્ષ આબેહૂબ રીતે રજૂ કરી શકે તેવી અભિનેત્રી મળી. લોકનાટ્ય સંઘમાં પણ અનેક કાર્યકરોને આ દંપતી પ્રેરણારૂપ બન્યાં હતાં. અનેકને એમણે કામ કરતા કર્યા છે, અને કેટલાક અણુપક કાર્યકરોના પરસ્પરના મનદુઃખના વિખવાદોનું તટસ્થ રીતે એમણે નિરાકરણ કરવામાં પણ અગત્યનો ભાગ ભજવ્યો હતો.

શ્રી. કૃષ્ણા ઉદ્યાવરકર

બહેન કૃષ્ણા ઉદ્યાવરકર મુંબઈના રહેવાસી છે. તારદેવ પર વાલમાડી વાડીમાં તેમનું નિવાસસ્થાન છે. પખવાડીયા પહેલાં સુરતના સંગીત સેવામંડળના આશ્રયે તેમના સંગીતની રસલ્હાણ થઈ હતી. ખૂબ નાની વયે તેમણે સંપાદન કરેલી સંગીત વિદ્યા સૌ કોઈને મુગ્ધ કરે એવી છે.

તેમની ઉંમર બાવીસ વર્ષની છે. આટલી નાની ઉંમરમાં સ્કુલ અને કોલેજનો અભ્યાસ કરવા ઉપરાંત એમ. એ.ની ડીગ્રી તેમણે સંપાદન કરેલી છે. વળી લાંબો વખત તેમણે હિંદુસ્તાની સંગીતના ઉસ્તાદો પાસે તાલીમ મેળવીને તેના પર પણ સારો અને ઝીણવટભર્યો કાબુ મેળવ્યો છે.

બહેન કૃષ્ણા ઉદ્યાવરકરનો જન્મ પ્રતિષ્ઠિત બ્રાહ્મણ કુટુંબમાં થયો છે. એમના પિતા સરકારી નોકરીમાં હતા અને હવે તેઓ નિવૃત્તિ ભોગવે છે. જ્યારે સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ વડી-ધારાસભાના પ્રમુખ હતા, ત્યારે મી. ઉદ્યાવરકરે તેમના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું: અને તેમણે જ કૃષ્ણાને સંગીતનું શિક્ષણ આપવા ખૂબ જહેમત ઉઠાવી છે. કૃષ્ણા પણ પોતાના પિતાની આગળ ખૂબ ઉત્સાહપૂર્વક ગાઈ શકે છે, અને જરા પણ સંકોચ પામતી નથી.

બહેન કૃષ્ણા મેટ્રિક પાસ થયા પછી લખનૌ અને બનારસ ગઈ હતી, અને ત્યાંના પ્રખ્યાત સંગીતકારો પાસેથી સંગીતની તાલીમ મેળવી હતી. મુંબઈમાં જ્યારે નિયમિત જતી હતી, ત્યારે ફૈયાઝખાન ઘરાણાના ઉસ્તાદ ખાદીમહુસેન પાસેથી તાલીમ મેળવતી હતી.

બહેન કૃષ્ણાને સંગીત ઉપરાંત બીજી પણી બાબતોમાં રસ છે. વાદવિવાદ કરવામાં તે કુશળ છે અને યુનિવર્સિટીના ડીબેટોમાં તેમણે ઈનામો મેળવ્યાં છે. સંયુક્ત પ્રાંતની ઓલિમ્પીક રમતગમતોમાં પણ ૭ વર્ષ સુધી તેમણે ભાગ લીધો હતો. હાલ તે જૂના લોકગીતો સંપાદન કરવામાં અને ભૂલાઈ ગયેલા રાગો અને ખ્યાલો સંશોધન કરવામાં પોતાનો સમય આપે છે.

# અપહરણ થયેલી હિંદી સ્ત્રીઓનો



# લોહીનો વેપાર

ઈરાકમાં વસતા એક હિંદીએ નાગપુરના મરાઠી દૈનિક "મહારાષ્ટ્ર" ને એક કાળજું કંપાવે તેવી કાળી કથની જણાવી છે.

બસરાના એક આશર નામના પરગણામાં મારા એક મિત્રને તા. ૩જી એપ્રીલે જવું પડ્યું હતું. જ્યારે એ મિત્ર આશરની શેરીઓમાંથી પસાર થઈ રહ્યો હતો ત્યારે તેને મુસ્લિમ માનીને એક છોકરી વેચતી ટોળીનો એજન્ટ મળ્યો અને તેને હિન્દુ છોકરી લાવી આપવાની ખાતરી આપી, અને તેને વેશ્યાવાડા વિસ્તારમાં લઈ જવામાં આવ્યો. ત્યાંના બે ઓરડાવાળા એક મકાનમાં તેને લઇ ગયા. એ બે ઓરડાઓમાં બે હિન્દુ કન્યાઓ હતી.

જેવો મારો મિત્ર ઓરડામાં પ્રવેશ્યો કે તરત જ પેલી હિન્દુ છોકરીઓ ચોધાર આંસુએ રડવા લાગી ને તેમના પર દયા દર્શાવવા વિનંતી કરી. મારો મિત્ર આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો અને આ કમનસીબ બે છોકરીઓ સાથેની ટૂંકી મુલાકાતમાં એણે જાણી લીધું કે તેઓ બન્ને હિન્દુ છે. એક બંગાળી ને બીજી ગુજરાતી છે.

બંગાળી હિંદુ યુવતી ૨૨ વર્ષની છે. તે સારી રીતે અંગ્રેજી શિક્ષણ પામેલી છે. તેનો ભાઇ પણ કોલેજનો વિદ્યાર્થી હોવાનું જણાવી એ યુવતીએ કહ્યું કે 'હું કલકત્તાની શશી નામે હિંદુ યુવતી છું. હું જાન્યુઆરીમાં કલકત્તાના રમખાણ દરમિયાન મારા સગાંસંબંધીઓને મળીને મારે ઘેર પાછી આવતી હતી. હું મારા ઘેર પહોંચવાની તૈયારીમાં હતી ત્યાં મને ઓચિંતી મુસ્લિમ ગુંડાઓએ ઘેરી લીધી અને મને ઉપાડી જવામાં આવી. પહેલાં મને નાગપુર લઇ જવામાં આવી અને ત્યાં ત્રણ દિવસ રાખવામાં આવી. ત્યાંથી મને દક્ખણ હૈદ્રાબાદ લઇ ગયા ને ત્યાંથી કરાંચી લઇ જવામાં આવી હતી. મને મોઢે ડૂચા મારીને ને બુરખો ઓઢાડીને લઇ જવામાં આવતી એટલે હું બૂમ પાડી શકતી નહિ. પછી મને કરાંચી લાવીને એક ઓરડામાં પૂરવામાં આવી, ત્યાં મેં મારા જેવી પંદર કમનસીબ છોકરીઓને જોઇ હતી.'

ગુજરાતી હિંદુ યુવતી મણીની ઉમર ૨૦ વર્ષની છે અને તે પરણેલી છે. તેણે કહ્યું: 'મારા પિતા સિંધ હૈદ્રાબાદમાં રહે છે. હું મારા ભાઇ સાથે મારા પતિને ઘેર જતી હતી. અમારા ડબ્બામાં પાંચ પેસેન્જરો હતા, જેમાના ત્રણ મુસ્લિમો હતા. તેમણે રાત્રે એક વાગ્યે મારા ભાઇ પર હુમલો કરીને ખૂન કર્યું, અને મને બળજબરીથી કરાંચી લઇ જવામાં આવી. ત્યાં મેં બીજી ઘણી છોકરીઓને જોઇ છે.

અમને એક દેશી બોટ દ્વારા અત્રે લાવવામાં આવી હતી. કરીમ નામનો એક માણસ અમને અહીં લઇ આવ્યો છે. આઠ દિવસ બાદ અમે ઇરાનમાં ક્યાંક પહોંચ્યાં અને ત્યાંથી બધા જુદા જુદા વહેંચાઇ ગયાં.' શશી અને મણિબહેન જેમને પ્રથમ ઇરાનમાં લઇ જવાયાં અને ત્યાંથી બસરામાં તેઓ આઠ દિવસથી આવીને રહ્યાં હતાં. તેઓ આશરે બીજી એપ્રીલે આવ્યાં હતાં અને તેમને સખત જાપ્તામાં રાખવામાં આવ્યાં છે.

આ જાતના અમાનુષી વેપારનું કેન્દ્ર કરાંચી હોય અને એની શાખાઓ સમગ્ર હિન્દમાં હોય તેમ જણાય છે.

વ્યાયામભક્ત વરરાજની



# પ્રથમ રાત્રી

[ એક સત્યકથા ]

*

શાંતિનિકેતનના આચાર્ય શ્રી. ક્ષિતિમોહન સેનના એક મિત્રને વ્યાયામનો એટલો બધો શોખ હતો કે સુતાં-જાગતાં, ઉઠતાં બેસતાં, ખાતાં-પીતાં-બસ ચોવીસે કલાક એ કસરત જ કર્યા કરે. વ્યાયામની જાણે એને એક આદત પડી ગઇ હતી.

છોકરો જ્યારે ઉંમરલાયક થયો ત્યારે એણે તો બ્રહ્મચારી રહેવાની હઠ પકડી, અને પરણવાની ચોખ્ખી ના પાડી દીધી. આખરે જ્યારે આચાર્ય સેનબાબુએ એને ખૂબ સમજાવ્યો ત્યારે વળી એ પરણવા તૈયાર થયો.

લગ્ન તો થઇ ગયાં, પણ ફરી પાછું બાબનું ફટક્યું. બંગાળમાં લગ્નની પ્રથમ રાત્રિએ પુષ્પ-શૈયાની પ્રથા છે. એ માટે તો એણે પત્નીને સાફ ઈન્કાર કરી દીધો.

ફરી પાછું એ વ્યાયામના આશકને સમજાવવાનું કામ ક્ષિતિમોહન બાબુને માથે આવ્યું. એમણે એને બહુ બહુ સમજાવ્યો, ત્યારે એણે પોતાની મનની મુંઝવણ કહી સંભળાવી: "દાદા ! હું જાઉં તો ખરો, પણ તમે મને એ તો કહો કે, મારે એને (પત્નીને) કહેવું શું ?"

સેનબાબુએ જવાબ દીધો: "ત્યાં જાય ત્યારે તારા મનમાં એ વખતે જે ભાવના જાગે એ કહી નાંખજે, બસ પત્યું. ભલામાણસ, એમાં પહેલાથી વળી વિચાર કરી રાખવાની શી જરૂર છે ?"

પણ ભાઇસાહેબને કંઇ સમજાયું નહિ. આખરે થોડા વાદવિવાદ પછી એ એવી શરતે શયનખંડમાં જવા તૈયાર થયો કે આચાર્યે પણ શયનખંડ નજીકના જ કોઇ બીજા ખંડમાં રહેવું. કદાચ કંઇક ન સમજાય તો પૂછવા તો થાય ! બિચારા આચાર્ય ! એમને તો પોતાના મિત્રના પુત્રને સંસારી બનાવવો હતો એટલે એવી ગાંડી શરત પણ તેમણે મંજુર રાખી.

અરધી રાત પણ વીતી નહોતી ત્યાં તો આચાર્યના ખંડના બારણાં ખખડયાં. પેલો ભલો જુવાન ગભરાયેલા સ્વરે બૂમો પાડતો હતો: "દાદા ! દાદા ! બારણાં જલ્દી ખોલો."

આચાર્યે ઉતાવળે બારણાં ખોલ્યાં. "શું છે ભાઇ ? વળી શું અકસ્માત થયો ?"

"અરે દાદા, એ તો રડે છે:"

આચાર્યે પૂછ્યું: "કહે તો ખરો કે તેં એને કહ્યું'તું શું ?"

શરમાતો એ જુવાન બોલ્યો: 'શું કહું દાદા, મેં તો એને દંડ પીલવાનું પણ કહ્યું નહોતું કે બેઠક કરવાનું પણ નહોતું કહ્યું. મેં તો એને મગદળ ફેરવવાનું પણ નહોતું કહ્યું. મેં તો ફક્ત એટલું જ કહ્યું હતું કે 'પંજા લડાવીશ ?"

સાંભળીને આચાર્ય બાબુ ખડખડાટ હસી પડયા. ખીસીઆણો પડી ગયેલો જુવાન તાજુબ થઇને જોઇ રહ્યો કે દાદા કેમ હસે છે !

## 'ગીતગોવિંદ'માં શ્રી કનુ દેસાઈએ તૈયાર કરેલ નવરસ











(૧) શૃંગાર રસ (૨) અદ્દભૂત રસ (૩) શાન્તી રસ (૪) વીર રસ (૫) રૌદ્રરસ
(૬) હાસ્ય રસ (૭) કરૂણ રસ (૮) ભયાનક રસ (૯) મધુર રસ

## કલાપી-પેઢીના છેલ્લા કવિ



# સ્વ. લલિતજી

*

પોતાના સ્નિગ્ધમધુર કંઠને ભેળવીને મંજીરાના રણકાર સાથે ગુજરાતને પોતાના લલિત હૃદયભાવો પહોંચાડનાર કવિશ્રી લલિતજી આપણી વચ્ચેથી ચાલ્યાં ગયા.

એમનું મૂળનામ તો જન્મશંકર મહાશંકર બુચ, પણ પોતાનાં પત્ની લલિતાના નામને જોડી પોતાનું ઉપનામ 'લલિત' બનાવી એમણે લખવાનું શરૂ કરેલું. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર અને જૂનાગઢના વતની, એટલે મુસલમાની રાજ્યમાં રહેલા સંભળાતું 'રસુલ' નામ એમનું હુલામણાનું નામ હતું. ઈ. સ. ૧૮૭૭ની ૩૦મી જૂને એમનો જન્મ થયેલો. ગણિતના કંટાળાને કારણે મેટ્રીકને બદલે સ્કુલ ફાઈનલની પરીક્ષા આપી ૧૯૩૦માં તેઓ ગોંડળની સંગ્રામજી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા હતા. તે પહેલાં તેઓ માત્ર ચૌદ જ વર્ષની ઉમરે સ્વ. 'સંચિત (ભાઉભાઈ) સાથે લાઠી આવી, સ્વ. રાજવિકવિ કલાપીના સાન્નિધ્યમાં રહેવાનો લ્હાવો પામેલા; ને કે ઉગતા કવિ ઉપર કલાપીજીની મહેર હતી ઈ. સ. ૧૯૦૮ થી .૧૦ સુધી 'કાઠીયાવાડ ટાઈમ્સ'ના તંત્રીપદે રાજકોટમાં કામ કરેલું અને તે દરમ્યાન એજન્સીની સનદથી અદાલતોમાં ભાષાંતરનું કામ કરતા. ૧૯૧૩મ વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતામાં જોડા ગામડામાં લોકો વચ્ચે પ્રચારક અને ઉપદેશ તરીકે તેમણે કામ કરેલું. તેમનાં ઘણાં કાવ્યે 'વડોદરાના વડલે'થી પ્રગટ થયાં છે. ૧૯૨૧મ અસહકારના આંદોલનમાં જોડાઈ ગુજરાત વિદ્યાપીઠ તરફથી મુંબઈમાં ચાલતા મહાવિદ્યાલયમાં ગુજરાતી ભાષાના શિક્ષક તરી જોડાઈ 'સંતની કુંજે' (શાન્તાકુંજ) વર્ષ કાવ્યપ્રવાહને વેગ આપેલો. લલિતનાં કાવ્યો ભાગ ૧–૨ માં આ બધાં કાવ્યો સંગ્રહાએલ છે. ચાર વર્ષ પછી ૧૯૨૫માં તેઓ શેઠ નોર્થકોટ હિંદુ ઓર્ફનેજમાં જોડાયા; ને તે દરમ્યાન હિંદુ કુટુંબોમાં ખાનગી શિક્ષક તરીકે કામ કરેલું. છેવટે ૧૯૩૮માં લાઠી આવી પોતાના બાળપણના દિવસોમાં જ્યાં પોતાનો કાવ્યસ્રોત વહેતો થયેલો ત્યાં ઠરી ઠામ થયા. લાઠીના ના. ઠાકોર સાહેબની તેમના તરફ પૂરા જ 'મમતા અને પ્રીતિ હોવાના કારણે એમણે મરણપર્યંત લાઠીને પોતાનું નિવાસસ્થાન બનાવેલું અને તે પણ રાજ્ય-મહેમાન તરીકે.

૧૮૯૩માં તેમણે પોતાની લેખનપ્રવૃત્તિ શરૂ કરેલી અને તે વખતના જાણીતા માસિક 'ચંદ્ર'માં તેમનાં કાવ્યો છપાતાં. તે પછી તો ગુજરાતનું ભાગ્યે જ કોઈ એવું પત્ર હશે કે જેમાં

લલિતજીનાં ગીતો છપામાં નહિ હોય. 'ધોબનીયા'નું ગીત ગાતી વખતે જીભ અને મંજીરાના તાલ વડે શ્રોતૃવર્ગને મુગ્ધ કરતું તે ગીત તેમણે ૧૯૦૩માં 'ગીત-સંગીત સીતા-વનવાસ' નાટક લખેલું અને ભજવાયેલું તેમાંનું છે. એ નાટક ખૂબ જ વખણાયું હતું.

લાઠીના તેમના બચપણના દિવસોમાં સ્વ. કલાપીના અંગતમિત્રો જેવા ગુજરાતના સમર્થ સાક્ષરોના પરિચયમાં તેઓ આવેલા.

સનાતન ને પુરાતન–બે બાળપુત્રો મૂકી તેમનાં પત્નીનું અવસાન થયા પછી તેમણે સાધુજીવન ગાળ્યું છેઃ તેઓ કહેતા કે 'મારી પત્ની એ માત્ર મારી સખી જ નહતીઃ દેવી હતી'

કવિશ્રી લલિતજીની ઉત્તરાવસ્થામાં પણ ના. ઠાકોરસાહેબ પાસે ગુજરાતના ઘણા વિદ્વાનો આવતા, લાઠીની સાહિત્યસભા, અને લાઠી સાહિત્ય પરિષદ તેમજ વિદ્વાનોના સંમેલનો, કલાપિ જયંતિઓ વગેરે પ્રસંગે ઠાકોર સાહેબે ગુજરાતના સાક્ષરો-વિદ્વાનોને નોતરી લાઠીની પ્રજાને તેમના દર્શન-પરિચયનો લાભ આપ્યો છે અને એ રીતે લલિતજીને પોતાના બચપણમાં તેમજ ઉત્તરાવસ્થામાં લાઠીના નિવાસ દરમ્યાન ગુજરાતના વિદ્વાનોના પરિચયનો સંપર્ક રહ્યા જ કર્યો છે.

સ્વ. કવિ ન્હાનાલાલે લલિતજીનાં કાવ્યો માટે કહ્યું છે કે, 'લલિતનાં કાવ્યો ગુજરાતે સત્કાર્યાં છે ને સત્કારશે, કેમકે તેમાં ગુજરાતને ગમતા ગૃહભાવ, કોમળતા, લાલિત્ય, અને લાડ સભરભર્યાં છે' એ યથાર્થ સાચું છે.

લાઠીની સાહિત્યસભાએ સ્વ. લલિતનું સ્મારક કરવાનો નિર્ણય કર્યો છે ને તેમાં લાઠીના નામદાર ઠાકોર સાહેબે પાંચ હજાર રૂપિઆ આપીને ફંડની શરુઆત કરી છે.

પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

# ભરત-ગૂંથણ



લેખિકા

કુ. ચંદ્રિકા ભારદ્વાજ

*

આકૃતિ નં. ૧૩ આ ચિત્ર નૃત્ય કરતા એ મોરનું છે. વચ્ચે નાનો ફૂવારો ગોઠવેલો છે. ઝોળા કે ટેબલક્લોથ ઉપર ભરવા માટે આ નમૂનો સારો છે. ચણિયામાં ભરવા માટે પણ એ શોભિતો નમૂનો થશે.

**મોરનો કલાપ**–આ કલાપમાં ચાંદલા છે તે વાસ્તવિક રીતે તો બહુરંગી હોય છે, પણ ભરતકામમાં તો તે ઘેરા બ્લુ રંગનાજ ભરવા સારા લાગશે. ચાંદલા ઉપરની ગોળાકાર રેખાઓ આછા આસમાની રંગની ભરવી. અને મોરપીચ્છની સળંગ લીટીઓ ઘેરા લીલા રંગની ભરવી.

ચાંદલા ભરવા માટે ઊભું ભરત નં. ૫ની રીતે ભરવું. ચાંદલા ઉપરની ગોળાકાર રેખાઓ ભરવા માટે ઊંધા બખિયાની ટીપો કામ આવશે. અને મોરપીચ્છની ડાંડલીઓ નં ૧૦ કે નં. ૧૧ની રીતે ભરવામાં કામ આવશે.

**મોરની પાંખો**—

આછા બજરિયા કે ભૂખરા રંગની ભરવી. પાછળ કલાપ નીચે જે પાંખ નીકળે છે, તે બદામી રંગની ભરવી. નં. ૧૮ની રીતે કાશ્મીરી ભરતની રીતે આ ભરી શકાય. વચ્ચેની રેખાઓ આછી પીળી કે લાલ ઊંધા બખિયાની રીતે ભરી લેવાથી ભરત દાબમાં આવી



જશે અને ધોતી વખતે ઉખડી જવાનો ભય નહિ રહે.

મોરની ડોક અને પેટ— આછા પણ નહિ અને બહુ ઘેરા પણ નહિ એવા વાદળી રંગથી ડોક અને પેટ ભરવાં. રીત નં. ૧૯ ની કાશ્મીરી ભરતની જ સારી લાગશે. વચ્ચે વચ્ચે ભરતને દબાવતા રહેવું. ટૂંકા ટાંકા વધુ ભરતા રહેવા. ફાવતું હોય તો પરાગ ભરતથી (નં. ૧૩) આખું ખીચ્ચોખીચ ભરવા પ્રયત્ન કરી જોવો.

મોરના પગ–ઉપરનો ભાગ રતુંબડા અને કાળાશ પડતા રંગથી ભરવો. નીચેનો ભાગ સફેદિયા રંગથી ભરવો. સાંકળી ભરતની રીતે ભરવો. જ્યાં જાડો ભાગ છે ત્યાં સાંકળીની બે કે ત્રણ સેરી ભરવી.

ફુવારો–ઉપરની પાણીની ઉડતી સેરો આછા આસમાની રંગે ભરવી. રીત ઊંધા બખિયાની અને કાં સાંકળીની લેવી.

નીચેનો ફુવારાનો ભાગ પથ્થરનો છે. માટે તેમાં ભુખરો સફેદિયો કે પથ્થરિયો રંગ ભરવો. આડિયા પાટિયાની કે એવી બીજી ગમે તે રીતે ભરી શકાશે.

થાળીમાંથી જ્યાં પાણી ઉભરાતું દેખાડ્યું છે ત્યાં પણ આછા દુધિયા રંગની સેરો પાસે પાસે ઊંધા બખિયાની રીતે ભરવી.

નીચે પથ્થરની કાંગરી બનાવી છે. તેમાં જે ધાર કામ બનાવ્યું છે તે કાળી દોરીથી ઊંધા બખિયાની કે સાંકળીની ટીભથી ભરવું. શરૂઆતમાં વાપરવાની ભીંજ ભરતી હોય અને કાળો રંગ કાઢી નાંખવો હોય તો એકદમ ઘેરો લાલ રંગ વાપરવો.

---

નોંધ : આ લેખમાળામાં આવતા ચિત્રોના કોપી રાઇટ લેખિકાના છે. બહેનો તેનો ઉપયોગ ભરવા વગેરેમાં કરી શકશે, પરન્તુ ધંધાદારીઓ માટે તેની અનુકૃતિ કરવા પહેલાં લેખિકાની પરવાનગી મેળવવી આવશ્યક રહે છે.

નવા સ્મૃતિકારોએ ઘડેલો ક્રાન્તિકારક

# હિંદુ-ધારો

સમસ્ત હિંદુ સમાજને એકસરખી રીતે લાગુ પાડી શકાય તેઓ હિંદુ કાયદો ઘડવા માટે સર બી. એન. રાવના અધ્યક્ષપદે એક હિંદુ ધારાસમિતિની રચના થોડા વર્ષો પૂર્વે કરવામાં આવી હતી. સર બી. એન રાવ ઉપરાંત એ સમિતિમાં ડૉ. દ્વારકાનાથ મિત્ર, પ્રિં. જે. આર. ઘારપુરે અને શ્રી. ટી. આર વેંકટરામ શાસ્ત્રી એ ત્રણ સભ્યો હતા અને શ્રી. કે. વી. રાજગોપાલન સમિતિના મંત્રી હતા.

૧૯૪૪ના જાન્યુઆરીથી સમિતિએ પોતાના કામકાજનો આરંભ કરી દીધો હતો. પ્રાથમિક ભૂમિકા લેખે સમિતિએ એકવાર તો એક કાચો ખરડો ઘડી કાઢીને એમાં ઉત્તરાધિકાર, લગ્ન, છૂટાછેડા. સગીર અને વાલીપણાને લગતી બાબતો અને દત્તવિધાન, એટલા વિષયો પરત્વે કરેલા નિર્ણયોનો સમાવેશ કર્યો હતો. મધ્યસ્થ સત્તાને ફક્ત આ વિષયો પરત્વે જ ધારો ઘડવાની સત્તા છે. ૧૯૪૪ ના ઓગસ્ટમાં આ ખરડો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો અને તેને વિષે જાહેર પ્રજામત માગવામાં આવ્યો હતો. ૧૯૪૫માં સમિતિએ બ્રિટિશ હિંદના જુદા જુદા ભાગોનો પ્રવાસ ખેડીને એ સંબંધી પ્રજાના જુદા જુદા વર્ગોમાંથી અગ્રગણ્ય નાગરિકોની મૌખીક જુબાનીઓ પણ લીધી હતી. એ સર્વના પ્રકાશમાં ઉપર્યુક્ત ખરડાને સુધારવામાં આવ્યો હતો. અને હવે સમિતિએ પોતાની લગભગ ચાર વર્ષની એકધારી મહેનતના પરિપાકરૂપ અહેવાલ અને હિંદુ કાયદાને લગતો ખરડો હિંદી સરકારને સુપ્રત કર્યો છે.

સમિતિનો અહેવાલ સર્વાનુમતે તૈયાર થયો નથી. ડૉ. દ્વારકાદાસ મિત્ર, જેઓ બંગાળના સુપ્રસિદ્ધ ધારાવિદ્ છે. તેઓએ અહેવાલનો વિરોધ કરતી નોંધ લખી છે. તેઓ હિંદુ કાયદાને ધારાબદ્ધ કરવાની વિરૂદ્ધ છે અને ખરડામાં જે ફેરફારો સૂચવાયા છે તે સંબંધમાં એમનું કહેવું એમ છે કે, એવા ફેરફારો માટે પ્રજાએ માગણી કરી નથી. આ પ્રશ્નની ચર્ચા કરવાની જરૂર છે; પણ આ લેખમાં આગળ ઉપર તે કરવાનું રાખી પ્રથમ તો સમિતિએ જે સુધારા સૂચવ્યા છે તેનો ખ્યાલ કરીએ.

ખરડામાં જે મુખ્ય મુખ્ય સુધારા સૂચવ્યા છે તે સર્વે હિંદુ સ્ત્રીઓને ઉપકારક નીવડે તેવા છે. જેવો છે તેવો હિંદુ કાયદો પુરુષોને ખૂબ માફક આવે તેવો છે, એ નિર્વિવાદ છે, એટલે એમાં જે કંઈ સુધારા થાય તે સ્ત્રીઓને લાભકર્તા નીવડે તેવા હોય એ સ્વાભાવિક જ નહીં પણ અવસ્યક છે. ન્યાયમૂર્તિ રાનડે વારંવાર કહ્યા કરતા હતા કે, જન્મ અને જાતિના ભેદને કારણે હિંદુ સમાજ જેટલું દુઃખ ભોગવે છે તેટલું બીજા કશાને કારણે નથી ભોગવતો. એ દુઃખ અથવા વિષમતાઓ દૂર કરવાની દૃષ્ટિથી એક સિદ્ધાંતરૂપે આ ખરડો સ્ત્રી અને પુરુષની સમાનતા સ્થાપી આપે છે. એટલે કે, લગ્ન અને મિલકતની બાબતમાં સ્ત્રીઓને એવા અધિકારો મળે છે જેનો લાભ પોતાની સ્થિતિ સુધારવાને કાજે સ્ત્રીઓ લેવા ધારે તો લઇ શકે. તથાપિ સમિતિએ જ દર્શાવ્યું છે તેમ, ખરડાની મોટા ભાગની જોગવાઇઓ સહાયક રૂપની સુકરતા કરી આપનારી છે. એમાં દબાણ જેવું કે ફરજીયાત બહુ ઓછું છે.

હિંદુ કાયદો એક ગીચ જંગલ જેવો છે. શ્રુતિ, સ્મૃતિ અને લોકાચાર—એ ત્રણ એના મુખ્ય આધારો છે. સ્મૃતિઓમાં મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ અને નારદ સ્મૃતિ મુખ્ય છે.

પણું સ્મૃતિઓમાં પણ પરસ્પર ઐકમત્ય નથી. ક્યારેક તો પરસ્પરવિરોધી નિર્ણયો એમાં અપાયા છે. પરિણામે એમના પર જે ટીકાઓ લખાઈ છે તે દેશના જુદા જુદા ભાગોમાં નિર્ણાયક અથવા આધારભૂત મનાઈ છે—જેમ કે યાજ્ઞવલ્ક્યસ્મૃતિ પર વિજ્ઞાનેશ્વરે જે મિતાક્ષર ટીકા લખી છે તે બંગાળ સિવાય હિંદના બધા ભાગોને માન્ય છે, ત્યારે બંગાળમાં દાયભાગ એ કોઈ સ્મૃતિપરનો ટીકાગ્રંથ નથી, કિન્તુ બધી સ્મૃતિઓનો અર્ક કાઢીને જિમૂતવાહને ૧૩મી અને ૧૫મી સદીની વચ્ચે ક્યારેક એની રચના કરી હોવાનું મનાય છે. દાયભાગ પદ્ધતિ અને મિતાક્ષર પદ્ધતિમાં મુખ્ય ભેદ વારસાને લગતા કાયદાની બાબતમાં અને સંયુક્ત કુટુંબવ્યવસ્થાની બાબતમાં છે. મિલકતની સોંપણી માટે મિતાક્ષર પદ્ધતિને બે પ્રકારો માન્ય છેઃ કુટુંબની મઝીયારી મિલકતની બાબતમાં ઉત્તરાધિકારનો પ્રકાર અને છેલ્લા કબજેદારની સર્વાંશે આગવી એવી મિલકતની બાબતમાં વારસદારી નક્કી કરવાનો પ્રકાર. દાયભાગને એક જ પ્રકાર માન્ય છેઃ વારસદારી નક્કી કરવાનો.

પણ આ બેમાંથી એકે પદ્ધતિ મિલકતની પૂર્ણતયા માલિકણ બનવાનો સ્ત્રીનો અધિકાર માન્ય નથી રાખતા. મનુ, કાત્યાયન અને નારદ એ ત્રણ સ્મૃતિકારોએ તો સિદ્ધાંત બાંધી રાખ્યો છે કે, સ્ત્રીઓમાં જવાબદારીનું ભાન જ હોતું નથી અને પરસ્વાધીન હોવાને કારણે પિતા બની કે પુત્રના રક્ષણની જરૂર રહ્યા કરે છે. કાત્યાયને તો સ્પષ્ટ આજ્ઞા ફરમાવી છે કે જો વિધવા અપુત્ર હોય તે જો પોતાના મૃત પતિ સિવાય બીજા કોઈની શય્યાભાગિની ન થઈ હોય, અને જેના આશ્રયે રહેલી હોય અને તેની સઘળી આજ્ઞાઓ પાળતી હોય તો જીવે ત્યાં સુધી પતિની મિલકતને ભોગવી શકે અને તેના મરણ બાદ એ મિલકત વારસદારોને મળે. મતલબ કે, સ્મૃતિકારોના આદેશ પ્રમાણે મિલકતની ફાવે તેવી વ્યવસ્થા કરવાનો સ્ત્રીને અધિકાર જ નથી. દેશનો પ્રવર્તમાન હિંદુ કાયદો આ આદેશોને અનુસરતો રહ્યો છે. તદુપરાંત પ્રિવિ કાઉન્સીલે કરેલા નિર્ણયો બ્રિટિશ હિંદની કોર્ટોને બંધનકર્તા હોવાથી બંગાળ, જ્યાં દાયભાગ પદ્ધતિનું ચલણ છે ત્યાંના એક કેસના સંબંધમાં પ્રિવિ કાઉન્સીલનો જે ચુકાદો પડ્યો તે બ્રિટિશ હિંદના બીજા ભાગોને બંધનકર્તા તથા મિતાક્ષર પદ્ધતિનો લાભો દાયભાગ પદ્ધતિથી મર્યાદિત પણ થયા છે. એટલે એક સ્ત્રીધન સિવાય મિલકતનો બીજો એકે એવો પ્રકાર નથી જેના પર સ્ત્રીનો વિશેષ અધિકાર હોય. અલબત, હિન્દના બીજા બધા ભાગો કરતાં મુંબઈ પ્રાન્તની હિંદુ સ્ત્રીઓને મિલકત અંગેના અધિકારો વધારે છે એટલું અહીં નોંધવું જોઈશે.

આનો ઉપાય ધીમે ધીમે શોધાતો જતો હતો અને વારસાના કાયદામાં અવારનવાર સુધારા પણ થતા જતા હતા. પણ રાવસમિતિએ આ બાબતમાં વ્યાપક સુધારો સૂચવ્યો છે. મિલકત ધરાવવાના અધિકાર સંબંધમાં એ મિતાક્ષર પદ્ધતિને અનુસરે છે અને વારસાની બાબતમાં એ દાયભાગ પદ્ધતિની ભલામણ કરે છે. આખા દેશમાં મિતાક્ષર પદ્ધતિનું ચલણ રહેશે એમ પણ એણે ઠરાવ્યું છે. આ એક અત્યંત મહત્વનો સુધારો છે. એથી વ્યક્તિને પોતાની રળેલી કે વારસામાં મળેલી વડીલોપાર્જિત મિલકત પર સંપૂર્ણ અધિકાર મળે છે—પછી તે વ્યક્તિ સ્ત્રી હોય કે પુરુષ. સ્ત્રીઓ મિલકતની વ્યવસ્થા કરવાને અસમર્થ છે અથવા તો આજુબાજુના પુરુષ સગાં-સંબંધીઓ એને ફોસલાવી જશે કે ફોલી ખાશે એ મતલબની દલીલોને સમિતિએ ફગાવી દીધી છે. જો પારસી, ખ્રિસ્તી કે

મુસ્લિમ સ્ત્રીઓ મિલકતનો વહિવટ કરી શકે છે તો હિંદુ સ્ત્રીઓને વહિવટ કરતાં નહીં આવડે એમ માનવાનું કારણ નથી. સ્ત્રીને મિલકતનો અને વારસાનો અધિકાર મળવાથી હિંદુઓની મીલકતોના નાના નાના ભાગલા પડી જશે અને એ છિન્નભિન્ન થઈ જશે એ દલીલ પણ સમિતિએ માન્ય નથી રાખી. સમિતિની સૂચના પ્રમાણે વિલ કર્યા વિનાની પિતાની મિલકતમાંથી પુત્રને મળે તેનો અર્ધો ભાગ પુત્રીને મળશે, અને તે જ રીતે માતાની મિલકતમાંથી પુત્રીને મળે તેનો અર્ધો ભાગ પુત્રને મળશે. અર્થાત ન્યાયની દૃષ્ટિએ ભાઈ-બહેન સરખાં ઉતરશે. ખેતીવાડીને લગતી મિલકતની વહેંચણી સંબંધી અને પરણેલી અને કુંવારી દીકરીઓના મિલકતના ભાગ સંબંધી સ્વતંત્ર નિર્ણયો કરવામાં આવ્યા છે જેનો અહીં કેવળ ઉલ્લેખ કરીશું.

મિતાક્ષર પદ્ધતિમાં કાયદાની અર્થઘટ-વણીથી જે ધાલમેલ થતી હતી, સંયુક્ત કુટુંબપ્રથા તૂટતી જતી હતી, સ્ત્રીઓ પોતાના અધિકારો વિશે અધિકાધિક સજાગ બનતી જતી હતી, અને હિંદભરમાં એકસરખા હિંદુ કાયદાની માગણી વ્યાપક બનતી જતી હતી એ જોતાં આ સુધારો અત્યંત આવશ્યક હતો એ નિર્વિવાદ છે. શ્રીમંત અને મધ્યમ વર્ગના રૂઢિચુસ્તો આ સુધારાથી કચવાશે એ દેખીતું છે. પણ સ્ત્રીની પરાધીનતાનું મુખ્ય કારણ, જે એનું આર્થિક પરાવલંબન, તે આથી દૂર થશે અને એનામાં આત્મશ્રદ્ધા પ્રગટતાં એની વ્યક્તિમત્તા ને યોગ્ય ગૌરવની તે અધિકારિણી બનશે એ આ સુધારાનો જેવોતેવો લાભ નથી અને છતાં એમાં દબાણને ઓછામાં ઓછો અવકાશ છે. સમયસર વસિયતનામું કરી દઇને રૂઢિચુસ્તો આ સુધારાની આપદા ટાળી શકે છે; પણ સ્ત્રી અને પુરૂષ વચ્ચેનો ભેદ કાયદામાંથી નીકળી જતાં જે નવું માનસ ઘડાશે તે મિથ્યા થાય તેમ નથી. એથી સમાજનું શ્રેય સધાશે કે નહિ એવો પ્રશ્ન ઉપસ્થિત કરી શકાય છે. એમાં અભિપ્રાય ભેદ પણ સંભવે છે. તથાપિ યુગોના અન્યાયથી આ રીતે જે પ્રાયશ્ચિત્ત કરવામાં આવ્યું છે તેનો નૈતિક દૃષ્ટિએ વિરોધ થઈ શકે તેમ નથી.

આ તેમજ સમિતિએ સૂચવેલા બીજા સુધારાની બાબતમાં વિરોધનું મુખ્ય દૃષ્ટિબિંદુ એ છે કે, એ સુધારા કાયદાનું રૂપ પામતાં હિન્દુ સમાજનો પાયો જ બદલાઈ જશે અને હિંદુ સમાજનાં વિશિષ્ટ લક્ષણો કાળે કરીને ભૂંસાઈ જશે એ વિચારવા જેવી વાત છે. તથાપિ આપણા સમાજવ્યવહારમાં જે અદમ્ય આર્થિક, સામાજિક અને રાજકીય પરિબળો ઘૂમી રહ્યાં છે તે અન્યથા થઈ શકે તેમ નથી. એમણે જે માનસપરિવર્તન સાધ્યું છે, એથી સામાજિક સંબંધોમાં પણ જે પરિવર્તન આવતું જાય છે તેનો આ સુધારામાં કેવળ સ્વીકાર થયો છે. આટલા સુધારાથી હિન્દુ સમાજમાં જે એકત્વ આવશે એથી એને આત્મરક્ષા કરવી સુગમ થઈ પડશે. સમાનતાના સિદ્ધાંત પર અને લોકસાશનની ઉદાર ભૂમિકા પર મંડાએલો વિશાળ હિન્દુ સમાજ જ હવે કાળબળની સામે ટકી શકે એમ છે, બીજી કોઈ રીતે નહીં. એટલું પરિણામ આ સુધારા સાધી આપે તેમ છે એમ લાગે છે.

એટલે હવે બીજા મહત્ત્વના સુધારા પ્રત્યે નજર કરીએ. એ છે એકપત્નીત્વને લગતો ધારો. મુંબઈ પ્રાંતે એ કાયદો આગળથી ઘડી લીધો છે એ સુવિદિત છે. અખિલ હિંદ ધોરણે એવો કાયદો થતાં વાર થયા વિના નહીં રહે એમ માનીને જ એ ઘડી લેવાયો છે એ પણ સુવિદિત છે. રાવ સમિતિએ એને કાયદાના સિદ્ધાંતનું (rule of low)નું મહત્ત્વ આપ્યું છે. પુરુષને ફાવે એટલી

પત્નીઓ કરવાની છૂટ જૂના હિંદુ કાયદામાં રહી હોવા છતાં ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરથી માંડીને આજ સુધીના સામાજિક સુધારકોએ જે વાતાવરણ દેશભરમાં પેદા કર્યું છે તેથી એકપત્નીત્વની ભાવના આપણા સમાજમાં દૃઢ થતી જતી હતી. કાયદાએ એના પર કેવળ સ્વીકૃતિની મ્હોર મારી છે, અને એમ કરીને કાયદાની નજરે સ્ત્રી અને પુરુષની સમાનતા સ્થાપીને આજની સ્થિતિમાં સ્ત્રીનું સ્થાન પણ સુરક્ષિત બનાવ્યું છે. રીતસરની શોક્યનું સાલ હવે પછી કોઈ પણ હિન્દુ સ્ત્રીને ભોગવવું નહીં પડે.

પણ એકપત્નીત્વ એ જો કાયદાનો એક સિદ્ધાંત બને તો છૂટાછેડાની જોગવાઇ પણ સાથેસાથ થવી જ જોઇએ, કેમકે જો લગ્નસંબંધ વિફલ જ નહીં, કિન્તુ બંને પક્ષે અસહ્ય અને ક્લેશકર બની રહ્યો હોય તે જો કાયદાને કારણે અનિવાર્ય પણ બની રહે તો બેમાંથી એકનું મરણ જ એ દુઃખમાંથી છોડાવી શકે એવી પરિસ્થિતિ ઊભી થાય. એ વિચારીને રાવસમિતિએ છૂટાછેડાની પણ જોગવાઈ કરી છે. પરંતુ છૂટાછેડાને સસ્તા કે સહેલા બનાવીને એ પ્રવૃત્તિને ઉત્તેજન આપવાનું એણે નથી વિચાર્યું. ઓછામાં ઓછાં પાંચ વર્ષ સુધીનો પરિત્યાગ, અસાધ્ય માંદપણ કે ક્રૂરતા જેવી પરિસ્થિતિ છૂટાછેડાનો માર્ગ ઉઘાડો રાખ્યો છે. સમિતિના અહેવાલમાં જણાવાયું છે કે, 'અમને વિશ્વાસ છે કે અમે સૂચવી છે તે જોગવાઈઓ દુઃસહ સંજોગોમાંથી છુટકારો અપાવવાને જ ખપ લાગશે અને તેનો દુરુપયોગ બીજી રીતે તો નહીં જ થાય. એમાં મધ્યમ માર્ગ ગ્રહવામાં આવ્યો છે. એથી છૂટાછેડા સરળ બનતા નથી અને છૂટાછેડા અશક્ય પણ બનતા નથી." સ્મૃતિકારોએ પણ આવા સંજોગોમાં જૂના લગ્નને ફોક સમજીને બીજો પતિ કરી લેવાની સ્ત્રીઓને છૂટ બક્ષ્યાનાં શાસ્ત્રવચનો ઉપલબ્ધ છે જ. નવા સ્મૃતિકારોએ એથી વિશેષ કશું કર્યું નથી. માત્ર ઉપલા વર્ણોનો સાર્વત્રિક છૂટાછેડાની છૂટ આપતો નહોતો તે હવે કાયદાથી મળી રહેશે. વડોદરા અને મલબારમાં જ્યાં કાયદાએ છૂટાછેડાને અવકાશ કરી આપ્યો છે ત્યાં પણ એનો ઝાઝો લાભ નથી લેવાયો એ સૂચક છે.

ડૉ. દ્વારકાનાથ મિત્રના વિરોધનો હવે વિચાર કરીએ. સામાન્ય રૂઢિચુસ્તો જે પ્રકારનો વિરોધ કરે તેવી આશા રાખીએ તે પ્રકારનો તો એમનો વિરોધ નહિ જ હોય એમ માનવામાં હરકત નથી. એમની વિરોધદર્શક નોંધ હજી પૂરી પ્રસિદ્ધ થઈ નથી: The Positions of Women in Hindu Law જેવા ગ્રંથના લેખક કોઈ વિશાળ હેતુથી જ વિરોધ કરતા હોવા જોઈએ, કેમકે એ ગ્રંથમાં જ એમણે જૈમિનીની મીમાંસાને આધારે કાર્યક્રમ, મિલકત વગેરે વિષયોમાં સ્ત્રી અને પુરુષના સમાનાધિકારની સ્થાપના કરી છે, અને પુરવાર કરી આપ્યું છે કે, પ્રાચીન હિંદુ કાયદો નારદ, મનુ અને કાત્યાયનની સ્મૃતિઓ કરતાં વધુ ઉદાર અને ઊંચો હતો. ડૉ. મિત્ર હિંદુ કાયદાને ધારાબદ્ધ કરવાના વિરોધી છે એમ અહેવાલનો જે સાર છાપામાં પ્રસિદ્ધ થયો છે તેમાં કહેવાયું છે: "સંભવતઃ એમણે એમ માન્યું હશે કે હિંદુ ધર્મ વા શાસનના ઉદાર અર્થઘટનથી જ કામ લેવું જોઇએ. પરંતુ સમિતિની બહુમતીના અહેવાલે ઉચિત જ કહ્યું છે કે, "અમને પાકો વિશ્વાસ છે કે હિંદુ કાયદાને ધારાબદ્ધ કરવાના પ્રસ્તાવ સંગીન છે. અને વડોદરામાં બન્યું છે તેમ હિંદુ સમાજને માટે એ આશીર્વાદરૂપ બની રહેશે. હિંદુ કાયદાના મૂળ આધારો અનેકાનેક ગ્રંથોમાં વેરાયલા પડ્યા છે. એ સર્વ શાસ્ત્રવચનોના મર્મને સુગ્રથિત કરીને

સાદીસીધી ભાષામાં એમને ધારાબદ્ધ કરવામાં આવે, જેથી કરીને દેશના તમામ શિક્ષિત જનોને ભાષાન્તરોદ્વારા એ સુગમ બની રહે, તો નિઃસંશય આપણે કદપી પણ નહીં શકીએ એટલું બધું એ ઉપકારક થઈ પડશે." વળી કહ્યું છે: "આપણે જગતના અભિપ્રાયને કે જે મૂળભૂત અધિકારોની આપણે હમણાં જ ઘોષણા કરી છે તેને ઉવેખી શકીએ નહીં. અમને એમ લાગે છે કે ઘણી મોટી સંખ્યામાં વિચારવંત માણસોનો અભિપ્રાય હિંદુ કાયદાને ધારાપક્ષે પડયો છે...નવી પેઢીની વધુમતી ધારો ઘડવાની તરફદારી કરે છે અને એ હકીકતમાંથી અમને પુષ્કળ ઉત્તેજન મળ્યું છે, કેમકે એ પેઢી જ હવે પછી લાંબો કાળ જીવવાની છે, અને પ્રસ્તુત ધારો એમના જ જીવનનું નિયમન કરવાનો છે."

આ પ્રકારના સુધારા વા ફેરફારને માટે લોકોએ માગણી કરી નથી, એ ડૅા. મિત્રનું વિધાન સાવ નાપાયાદાર છે એમ કહેવામાં જરા પણ હરકત નથી. એક છૂટાછેડાની જોગવાઈની વાત લઈએ તો ૧૯૩૪થી એ માટેનું આંદોલન ઉપડયું છે. લખનૌમાં મળેલી હિંદી રાષ્ટ્રિય સામાજિક પરિષદમાં એ સંબંધી ઠરાવ મૂકયો હતો. જો કે તે વખતે એ પ્રકારનો ઠરાવ નવોનવો હોઇને ઉડી ગયો હતો. તે પછીની સામાજિક પરિષદોમાં પણ એ ઠરાવ મૂકાતો રહ્યો હતો અને એનો પક્ષ કરનારની સંખ્યા ઉત્તરોત્તર વધતી જતી હતી. ૧૯૨૭ માં ડૅા. હરિસિંગ ગૌરે વડી ધારાસભામાં એ માટે ખરડો પણ રજૂ કર્યો હતો, પણ તે ઉડી જાય એવો હતો એટલે જ ઉડી ગયો હતો. ૧૯૨૯માં વળી લખનૌમાં શ્રીમતી ઉમા નહેરૂના પ્રમુખપદે મળેલી યુક્તપ્રાંતની સામાજિક પરિષદમાં પ્રબળ વિરોધ છતાં છૂટા છેડાને લગતો ઠરાવ પસાર થયો હતો. ૧૯૨૮માં કલકત્તામાં ભરાયેલી હિંદી રાષ્ટ્રિય સામાજિક પરિષદમાં હિંદુ સભા અને હિંદુ સંગઠન પ્રવૃત્તિના મુખ્ય આધારસ્તંભ સમા ડૅા. જયકરે પણ જે હક્કો પુરુષો ભોગવે છે તે સ્ત્રીઓને પણ ભોગવવા દેવા જોઇએ એ મતલબનો સ્ત્રીપુરૂષની સમાનતાનો સિદ્ધાંત પ્રમુખસ્થાનેથી આપ્યો હતો. એકપત્નીત્વ અને લગ્નવિચ્છેદની પણ તેમાં એમણે હિમાયત કરી હતી. હિંદુલગ્ન એ કરાર નથી, પણ પવિત્ર ધર્મવિધિ યા ધર્મબંધન છે. એ લગ્નવિચ્છેદની વિરૂદ્ધની સામાન્ય બૌદ્ધિક દલીલ છે. પણ જો એ ધર્મબંધન જ હોય તો સ્ત્રી અને પુરુષ બંનેને તે એકસરખું પવિત્ર અને શિરોધાર્ય હોવું જોઇએ. જ્યાં સુધી સ્ત્રીઓ હક્ક કરતી આવી નહોતી, ત્યાં સુધી તો એ ધર્મબંધનની પવિત્રતાની પુરુષ વર્ગે વિડંબના જ કરી હતી. પણ સ્ત્રીએ જ્યાં હક્ક માગ્યો કે એને અતૂટ લગ્નબંધનની પવિત્રતાનો ઉપદેશ સંભળાવવાનું શરૂ થઈ ગયું! વસ્તુતઃ હિંદુ લગ્નમાં પણ કરારના તત્ત્વો રહ્યાં જ છે. ભારત સેવકસમાજના એક સભ્ય કૃષ્ણપ્રસાદ કૌલે 'હિંદુ સમાજમાં સ્ત્રીનું સ્થાન' એ નામની અંગ્રેજી પુસ્તિકામાં એ દર્શાવ્યાં પણ છે. તથાપિ ધર્મબંધન કંઈ એક પક્ષી ન જ હોઇ શકે. અને જો એ બંને પક્ષોને લાગુ કરવું હોય તો જે દંપતી ભેગાં રહી શકે એમ જ નથી તેમને અમુક નિયત પરિસ્થિતિમાં છૂટાં થવાની અનુકૂળતા કરી આપવી જોઇએ.

ઉપરની હકીકતો અને ચર્ચાથી વિચારશીલ વર્ગોની માગણીનો ખ્યાલ આવી જશે. વળી જેઓ છાપરે ચઢીને બોલતા કે માગણી કરતા નથી તેઓની અંતરની ઇચ્છાનો પડઘો તો આ સુધારામાં પડયો જ છે, પણ દલિલ ખાતર એમ માનીએ કે, નથી પડયો, તો આ સુધારા કાંઇ બળજબરીએ સ્વીકારવાના નથીજ. એ સહાયક સ્વરૂપના, સુગમતા કરી આપનારા સુધારા છે; ફરજિયાત સુધારા નથી.

# મોસમનાં શાકભાજી

ડા. નરસિંહ મૂળજીભાઈ શાહ.

સારી તંદુરસ્તીમાં રહેવાનું કોને ન ગમે ? સારું સ્વાસ્થ્ય મોટે ભાગે આપણા આહાર પર અવલંબે છે. પાણીને બાદ કરી આપણા આહારમાંથી નીચેની ચીજો શરીરને યોગ્ય પ્રમાણમાં મળવી જોઈએ : કાર્બો હાઈડ્રેટ, પ્રોટીન, ચરબી, ખનીજ ક્ષારો અને વિટામીન.

અનાજ અને સાકર–ખાંડ લેવાથી કાર્બો હાઈડ્રેટ મળી રહે છે, દાળ, દૂધ, માંસ–મચ્છી–ઇંડાં તેમ જ અમુક શાકભાજીમાંથી પ્રોટીન, મળે છે: તેલ, ઘી, દૂધ, માખણ મલાઈ વગેરેમાંથી ચરબી મળી રહે છે. ખનીજ ક્ષારોના તત્ત્વો ફળ અને શાકભાજી પૂરા પાડે છે. જો આપણા ખોરાકમાં ક્ષારનું પ્રમાણ કમી થઈ જાય તો લોહીની ખારાશ ઘટે છે અને ખટાશ ( acidity ) વધે છે, લોહીની ખટાશ અનેક રોગનું મૂળ છે. શાકભાજી પોતાના માટે જરૂરી ક્ષાર જમીનમાંથી ખેંચે છે, એટલે શાકભાજી લેવાથી આપણને એ મળી રહે છે. ખોરાકમાં શાકભાજીની અગત્ય આથી સ્પષ્ટ થાય છે.

ખનીજ ક્ષારોમાં આયોડીન, કેલશિયમ, લોહ, સોડિયમ, પોટાશિયમ ફોસ્ફરસ, મેગ્નેશિયમ અને ગંધકના ક્ષારોની આપણા શરીરને અધિક આવશ્યકતા છે.

ઉપરાંત તાજી શાકભાજી લેવાથી વિટામીન પણ મળી રહે છે. ફળોદ્વારા પણ શરીરને ખૂબ વિટામીન મળે છે. એટલે આવા શાકભાજી તથા ફળો 'રક્ષણાત્મક ખોરાક' ગણાય છે. બાળકોને કાચી શાકભાજી તથા ફળો ખાવાની પ્રથમથી ટેવ પાડવાથી તેમની તંદુરસ્તી સારી રહે છે.

ખનીજ ક્ષારોમાં કેલશિયમ ૧–૧ ગ્રામ, ફોસ્ફરસ ૨ ગ્રામ, લોહ ૩૪ મીલીગ્રામ આપણા શરીરને દરરોજ આપણા આહારમાંથી મળવું જોઈએ. આહાર શાસ્ત્રીઓએ સમતોલ ખોરાકની રચના કરવામાં આ ધ્યાન રાખ્યું છે. કેલશિયમ એ ચૂનાનું તત્ત્વ છે. કેલશિયમનું પ્રમાણ શરીરમાં ઘટવાથી હાડકાં અને દાંત નબળા થાય છે; પરિણામે રોગો પેદા થાય છે. કેલશિયમ શરીરને શક્તિવાળું બનાવે છે. લોહીનું પ્રમાણ ઘટવાથી એનીમિયા–પાંડુરોગ થાય છે. સ્ત્રીઓને આ રોગ જલદી લાગુ પડે છે. શરીરને જરૂરી લોહીના પ્રમાણમાંથી ૭૦ ટકા લોહીમાં હોય છે, અને બાકીનો ભાગ આખા શરીરના કોષોની રચનામાં ફેલાઈ જાય છે. જેમાં લોહ સારા પ્રમાણમાં હોય એવી શાકભાજી લેવાથી પાંડુરોગ નિવારી શકાય છે. પાંડુરોગવાળાને લોહના ઇન્જેક્શન આપવામાં આવે છે. આવા ઇન્જેક્શન લેવા કરતાં શરૂઆતથી જ કુદરતી ચીજો દ્વારા લોહ મેળવવું વધારે ઇષ્ટ છે.

કેલશિયમની સાથો સાથ ફોસ્ફરસ અને પોટાશિયમની પણ જરૂર રહે છે: દાંત, હાડકાં અને શક્તિને વાસ્તે તે આવશ્યક છે. સાધારણ રીતે જૂજ પ્રમાણમાં પણ આયોડીનની આવશ્યકતા આપણને રહે છે. થાઇરોઈડ ગ્રંથી માટે તે આવશ્યક છે. થાઇરોઈડ શરીરવૃદ્ધિનું નિયમન કરે છે. આયોડીન શરીરને જો બરાબર ન મળે તો ગળા નજી

ગંડિા થઈ જાય છે: શરીરની વૃદ્ધિ અટકી પડે છે. દાંત માટે ફોસ્ફરિન નામના તત્ત્વના ક્ષાર પણ આવશ્યક છે.

આપણા દેશની પ્રજાકીય તંદુરસ્તી તદ્દન ઉતરતા પ્રકારની છે. શરીરને આરોગ્યપ્રદ યોગ્ય ખોરાકના અભાવે અનેક રોગો આપણા દેશમાં ઘર કરી બેઠા છે. યુક્તાહારની રચનામાં શાકભાજી અને ફળો અગત્યનું સ્થાન લે છે. ઉપરની દૃષ્ટિએ રોજીંદા વપરાશમાં આવતી શાકભાજીના ગુણ–અવગુણ તપાસીએઃ

આપણા રોજીંદા વપરાશમાં આવતી શાકભાજીઓના મુખ્યત્વે ચાર વિભાગ કરી શકાયઃ (૧) કંદ–મૂળ ( જમીનમાં થતાં શાક ) (૨) પાંદડાંવાળી શાકભાજી (૩) ફળવાળી શાકભાજી અને (૪) ફૂલવાળી શાકભાજી.

પ્રથમ વિભાગમાં આવતી શાકભાજીઓમાં સ્ટાર્ચનું પ્રમાણ અધિક હોય છે. શરીરમાં સ્ટાર્ચનું પરિવર્તન સાકરમાં થાય છે, એટલે આવા શાક શરીરને કાર્બોહાઇડ્રેટ પૂરા પાડે છે. આવા શાકોમાં બટાટા ( હિંદી–આલૂ ) ખૂબ લોકપ્રિય છે. બટાટા વનસ્પતિના મૂળ નથીઃ પણ જમીનમાં થાય છે, એટલે કંદમૂળમાં ગણ્યા છે. આપણા દેશમાં જ નહીં, પણ આખી દુનિયાનાં દેશમાં બીજાં શાકભાજી કરતાં બટાટા વિશેષ વપરાય છે. તેની લોકપ્રિયતાનું એક કારણ એ છે કે, બટાટા લાંબા વખત સુધી ટકે છે– બગડતા નથી. બીજા શાકભાજી તેની ૠતુમાં મળે : પણ સંઘરી રાખેલા બટાટા ગમે ત્યારે ઉપયોગમાં લઈ શકાય છે. બીજી શાકભાજીઓની સરખામણીમાં બટાટાની પૌષ્ટિક શક્તિ વધારે છે. ઘી, માખણ સાથે એકલા બાફેલા બટાટા ખાઈને પણ મનુષ્ય અઠવાડિયાઓ સુધી નભી શકે છેઃ તેની શક્તિમાં ફેર પડતો નથી; અને પોતાનું રોજીંદું કામ–મજૂરી મહેનત કરી શકે છે. બટાટા અમેરિકાના મૂળ વતની છે. અમેરિકાની શોધ થયા પછી બટાટા યુરોપમાં દાખલ કરવામાં આવ્યા, અને ત્યાંથી આખી દુનિયામાં ફેલાયા.

બટાટા છાલ સહિત ખાવાં જોઇએ. છાલ કાઢી નાખીને ખાવાથી લેનો ૩૧ ટકા જેટલો લાભ જતો રહે છે. બટાટામાં 'બી' અને 'સી'–એ વિટામીનો છેઃ 'એ' અને 'ડી' વિટામીનો બટાટામાં નથી એમ ગણી શકાય. બટાટામાં સરેરાશ ચાર–પંચમાંશ ભાગ પાણીનો છેઃ બાકીનો એક–પંચમાંશ ભાગ ઘન પદાર્થોનો છે. તેમાં સ્ટાર્ચનું પ્રમાણ સૌથી વિશેષ છે. તેમાં ૮૦–૮૮ ટકા જેટલું સ્ટાર્ચ હોય છે; ૩–૬ ટકા સાકર અને બે ટકા નાઇટ્રોજનયુક્ત પદાર્થો હોય છે. બટાટામાં ચરબી જરાય હોતી નથી. ખનીજ ક્ષારોમાં કેલ્શિયમ ફોસ્ફરસ, પોટેશિયમ અને સોડિયમનો ક્ષારો બટાટામાં આવેલા છે. બટાટા પચવામાં હલકાં છે. નાજુકમાં નાજુક શરીરનું બંધારણ પણ બટાટા પચાવી શકે છે. બાળકોને બટાટા ખૂબ ગમે છેઃ પણ એકલા બટાટા ખૂબ ન આપવા. બટાટા સાથે લીલી ભાજી અવશ્ય આપવી. ખૂબ બટાટા ખાવાથી બાળકોને આંતરડાંમાં કીડા થાય છે. લોહીનું પ્રમાણ શરીરમાં ઓછું હોય ત્યારે બટાટા ખાવાથી ફાયદો થાય છે.

કોઈ દાઝયું હોય ત્યારે કાચા બટાટાને પેચી નાખીને લગાડવાથી બળતરા થતી નથી. જે પાણીમાં બટાટા બાફ્યા હોય તે પાણીમાં ચાંદીની મેલી ચીજો રાતભર પલાળી રાખીને બીજે દિવસે બ્રશ વડે ઘસીને ધોવાથી તેના પર ચળકાટ આવે છે.

રતાળુ ( હિંદી–રતાલૂ ) અનેક જાતના થાય છે. પણ તેની બે જાતો–સફેદ અને સુરખી–પુષ્કળ મળે છે. રતાળુમાં વિટામીન 'બી' જૂજ પ્રમાણમાં હોય છે. કેલ્શિયમ અને ફોસ્ફરસના ક્ષાર અત્યંત જૂજ હોય છે.

સામાન્યતઃ રતાળુ દોઢ ફૂટ લાંબાં થાય છે. રતાળુનું શાક સ્વાદિષ્ટ થાય છે.

સૂરણ ( હિંદી–સૂરણઃ જમીકંદ ) વનસ્પતિના થડનું રૂપાંતર છે. તે જમીનમાં ઊગે છે. મુંબઈ પ્રાંતના સૂરણ બધે વખણાય છે. તેની વિશેષતા એ છે કે તે ગળામાં સ્વરવના નથી. સૂરણની ગાંઠો ખૂબ મોટી થાય છે. એક ગાંઠ ૧૦–૧૨ શેરની થાય છે. જે તત્ત્વો રતાળુમાં છે તે સૂરણમાં પણ છે. નબળા હૃદયવાળા દર્દીને પણ સૂરણ માફક આવે છે. સૂરણનું અથાણું પણ બનાવાય છે. સૂરત જીલ્લામાં સ્વરવના સૂરણની એક જાત થાય છે. તેનું શાક બનાવવામાં ખાસ આવડત હોવી જોઇએ છે. સૂરત જીલ્લાના અનાવિલો આ શાક ખાસ સ્વાદિષ્ટ બનાવે છે.

ગાજર ( હિંદી–ગાજર ) આપણા દેશમાં લગભગ બધે થાય છે. ગાજરની બે જાતો થાય છેઃ (૧) કાળી અને (૨) સામાન્ય પીળી. પૌષ્ટિક તત્ત્વોની દૃષ્ટિએ કાળા ગાજર વિશેષ પંકાય છે. દુકાળના વખતમાં ગરીબ પ્રજા ગાજર ખાઇને ગુજારો કરે છે. ગાજરમાં એ, બી, સી–ત્રણ વિટામીને હોય છે. ગાજર વિટામીનોનો ખજાનો છે એમ કહી શકાય. ઉપરાંત શરીરને ઉપયોગી ખનીજ ક્ષારો પણ ગાજરમાં થોડા પ્રમાણમાં હોય છે. ગાજરમાં અનેક ગુણ છે. મોટામાં મોટો ગુણ એ છે કે ગાજર ખાવાથી લોહી શુદ્ધ થાય છે. પાંડુ રોગવાળાને ગાજર અત્યંત ફાયદાકારક છે. કાચા ગાજર ખાનારાઓને ચામડીના રોગ મટી જાય છે, ચહેરો સાફ અને રોનકદાર બને છે. પશ્ચિમના દેશોમાં લોકો તાજા ગાજરના કકડા પોતાના ચહેરા પર ૧૫–૨૦ મીનીટ ઘસે છે. આથી ચામડી શુદ્ધ થાય છે અને તેનો રંગ સુધરે છે. ગાજરનો હલવો પુષ્ટિકારક અને મગજને તાકાત આપનાર છેઃ વિદ્યાર્થીઓને અત્યંત ગુણકારી છે. ગાજરનું અથાણું પણ થાય છે. આ અથાણું પાચક ગણાય છે. પંજાબમાં કાળા ગાજરમાંથી એક જાતનું પીણું તૈયાર કરવામાં આવે છે. ગાજરનો રસ અથવા કાચા ગાજર રતાંધળા માણસોને ખૂબ ઉપયોગી પુરવાર થયા છે, કારણકે તેમાં વિટામીન 'એ' ખૂબ છે. ગાજરમાં કેરોટિન નામનો રંગીન પદાર્થ છે. આ કેરોટિનનું શરીરમાં રૂપાંતર થાય છે અને તેમાંથી 'એ' વિટામિન પેદા થાય છે.

ડુંગળી–લસણ (હિંદી–પ્યાજ–લહસન) ડુંગળી સૂરણની માફક જમીનમાં ઉગતું થડનું રૂપાંતર છે. આપણા દેશમાં ડુંગળી અને લસણ વિશેષતઃ મસાલાની માફક વપરાય છે. તંદુરસ્તીની દૃષ્ટિએ આ બંને ખૂબ ફાયદાકારક છે. ડુંગળીમાં એ, બી, સી–ત્રણે વિટામીનો છેઃ 'બી' સૌથી વિશેષ છે. લસણમાં ખનીજ ક્ષારો ખૂબ છે; ઉપરાંત તેમાં ગંધક પણ હોય છે. ડુંગળીના પાંદડામાં એક પ્રકારનું તેલ હોય છે. એટલે ડુંગળી ખાધા બાદ મ્હોંમાંથી એક પ્રકારની ગંધ છૂટે છે. એ ગંધ એટલી બધી જલદ હોય છે કે ડુંગળી કાપતી વખતે આંખમાં પાણી આવે છે. આ ગંધ ઓછી કરવાનો ઉપાય એ છે કે, ચુલાની ગરમ રાખમાં ડુંગળીનો દડો દાબી દેવો અને એકાદ કલાક બાદ કાઢી લેવો. આમ કરવાથી ડુંગળીના ગુણ નાશ પામતા નથી, પણ તેની ખરાબ ગંધ જાય છે અને ડુંગળી નરમ પડે છે. ડુંગળી ખાવાથી ગરમીના દિવસોમાં લૂ લાગતી નથી; ઉપરાંત, ખાંસી, શરદી, કબજીઆત અને હૃદયના દર્દોમાંથી માણસને બચાવે છે. ડુંગળી લોહી સાફ કરે છે.

લસણ ખૂબ ગુણકારી છે. લીલું લસણ ચટણીમાં વપરાય છે. લસણ લીંબુના રસમાં કે નારિયેળ સાથે લેવાથી ક્ષયના રોગમાં આશ્ચર્યકારક ફાયદો થાય છે. હૃદયના દર્દીઓને લસણ ખાવાથી ફાયદો થાય છે. તેની

ખરાબ ગંધને લીધે ઘણા લોકો લસણ-ડુંગળી વાપરતા નથી. બાકી આ ચીજો ખૂબ ફાયદાકારક છે.

મૂળા (હિંદી-મૂલી) અનેક જાતનાં થાય છે. એક જાત એવી થાય છે કે જેના કાંદા બીટ રૂટ જેવા ગોળ હોય છે. મૂળાના કાંદા સફેદ ગોળાકાર હોય છે. પણ લાલ, સોનેરી, બેરંગી એવા જાતજાતના કાંદા પણ થાય છે. તેમાં 'બી' અને 'સી' વિટામીનો હોય છે. પણ 'એ' વિટામીન તદ્દન જૂજ હોય છે. તેમાં કેલશિયમ, લોહ, ફોસ્ફરસ અને સોડિયમ વગેરે ક્ષારો સારા પ્રમાણમાં આવેલા છે. પાચનક્રિયામાં કાંદા મદદ કરે છે.

મૂળાના પાંદડાં ઘણા લોકો નકામા ગણીને ફેંકી દે છે. મૂળાની કિંમત તેના કાંદા પર આંકે છે. પણ આ ભૂલ છે. પાંદડાંમાં કાંદા કરતાં પણ વધારે પ્રમાણમાં કેલશિયમ ક્ષાર આવેલા છે. તેની ભાજી સારી થાય છે. કાંદાનો રસ દવાઓમાં વપરાય છે.

બીટ (હિંદી-ચુકન્દર)ના લાલ રંગના ગોળ થાય છે. તેમાં 'બી' અને 'સી' વિટામીન હોય છે અને શરીરને ઉપયોગી લોહ, ફોસ્ફરસ અને કેલશિયમના ક્ષારો પણ થોડા પ્રમાણમાં હોય છે. બીટ લોહીવર્ધક છે. એને સાફ કરીને સલાડની માફક કાચા પણ ખવાય છે. તેનો હલવો શક્તિદાયક છે. બીટમાં સાકર ૧૩-૧૪ ટકા હોય છે. યુરોપમાં બીટનું વાવેતર ખૂબ થાય છે અને તેમાંથી સાકર બનાવાય છે. આને બીટરૂટ સુગર કહે છે.

આ ઉપરાંત સકરીઆં ( હિંદી-શકરકંદ યા અલુઆ ) સલગમ ( હિંદી-સલગમ ) વગેરેનો આ જાતના શાકોમાં સમાવેશ થાય છે. આરારૂટ (હિંદી-આરારૂટ). અળવીની ગાંઠો (હિંદી-અર્વી) વગેરે પણ શાક બનાવવા માટે વપરાય છે. (ચાલુ)

---

મહાત્મા ગાંધીજીની

## ત્રણ વિધવાઓ

*

ઈ. સ. ૧૯૩૦-૩૧ ની આ ઘટના છે. દિલ્હીમાં કોંગ્રેસની કારોબારી મળી હતી. બેઠક પુરી થતાં જ્યારે શ્રીમતી સરોજીની નાયડુ બહાર આવ્યાં કે તુરત એમેરીકન ખબરપત્રી તેમની પાસે દોડી ગયો. એ બિચારો અમેરીકાથી પહેલીજ વાર હિંદુસ્તાનમાં આવ્યો હતો. કોંગ્રેસની કારોબારી વિષે એને ઝાઝી ગતાગમ નહોતી, પણ કુતુહલવૃત્તી તો હતી જ.

એણે શ્રીમતી નાયડુને પૂછ્યું; 'આપ કૃપા કરીને કહી શકશો કે કોંગ્રેસની કારોબારીમાં કેટલી સ્ત્રી-સભ્યો છે?'

"સ્ત્રી-સભ્ય તો હું એકલી જ છું,' સરોજિનીદેવીએ જવાબ આપ્યો. પણ અમેરિકન ખબરપત્રી તો એથી વધુ મુંઝાયો. કારોબારીની બેઠક પર કાન સુધી શાલ ઓઢીને બેઠેલા રાજેન્દ્રબાબુ, આચાર્ય કૃપલાનીજી અને સરદાર વલ્લભભાઈની સામે આંગળી ચીંધીને એણે સરોજિનીદેવીને પૂછ્યું: 'તો આ કોણ છે?'

સરોજિનીદેવી સમજી ગયા કે ત્રણેય નેતાઓના નમૂછીયા ચ્હેરા અને કાન ઢાંકીને ઓઢેલી શાલથી પેલો અમેરીકન ખબરપત્રી ભ્રમમાં પડયો હોવો જોઈએ, એટલે તુરત તેમણે મજાકમાં હસીને કહ્યું: 'ઓહ! પેલી બેઠેલી વ્યક્તિઓની વાત કરો છોને? અરે, એ ત્રણેય તો ગાંધીજીની વિધવાઓ છે.'

બિચારો પરદેશી પત્રકાર! એણે ગાંધીજી વિષે અનેક કલ્પિત ચમત્કારો સાંભળ્યા હતા, એટલે આ પણ એક એવો જ ગાંધીનો ચમત્કાર હોવાનું એણે માની લીધું! બીજું તો ઠીક, પણ ગાંધીજી જીવતા-જાગતા બેઠા હોય ત્યારે એમની વિધવા તે વળી હોય જ કયાંથી? એનોય એણે વિચારસુદ્ધાં કર્યો નહિ.

# ધારાસભામાં ઘડાતા

# આપણા પ્રશ્નો

*

ખેડા જિલ્લાના શ્રી. એ. બી. ડાભીએ વાંકડો લેવાના રિવાજ પર નિયમન મૂકતું જે બિનસરકારી બિલ મુંબઇ ધારાસભામાં રજૂ કર્યું છે તેના પર ચર્ચા ચાલી હતી.

બિલમાં એવી જોગવાઈ કરવામાં આવી છે કે જે કોઇ બીજા પક્ષ પાસે વાંકડો લે તેને ત્રણ મહિના સુધીની સાદી સજા અથવા દંડ કે બન્નેની સજા થશે. દંડની રકમ વાંકડા જેટલી રહેશે. જે માણસ વાંકડો આપશે તેને એક મહિના સુધીની સજા કે રૂપિયા ૧૦૦૦ સુધીનો દંડ થશે. કોઇ પણ સ્ત્રીને આ ગુન્હા માટે સજા થશે નહીં.

મિ. ખાને જણાવ્યું હતું કે, જો આ બિલમાં મુસ્લિમ લગ્નો કે તેની બેરોનો સમાવેશ થતો હોય તો મારો પક્ષ વિરોધ કરશે. જો બિલ ફક્ત તમારી કોમને લાગુ પડતું હોય તો તમે તેમ કરવાને મુક્ત છો. મિ. મિરઝાએ જણાવ્યું હતું કે, છોકરીઓ મોટી ઉમર સુધી કુંવારી રહે છે એટલે છોકરીઓ જાતે વરેલી પરણે એવો કાનૂન બનાવવો જરૂરી છે. અમુક સમય પછી કુંવારી રહેનાર છોકરીને કાયદા દ્વારા સજા થવી જોઇએ. શ્રી ચન્દ્રનારાયણે બિલને પ્રજામત માટે ફેરવવા જણાવ્યું હતું.

•

ન્યુ દિલ્હીની વડી ધારાસભામાં મી. એસ. કે. રોય ચૌધરીએ બળાત્કારે કરાવેલું ધર્મપરિવર્તન અથવા લગ્નોને ગેરકાયદેસર ઠરાવતો ખરડો રજુ કર્યો હતો. આ ખરડાનો આશય બંગાળાના નોઆખલી અને ટીપેરા જીલ્લામાં મોટા પાયા ઉપર જે ધર્માન્તર, સ્ત્રીઓનાં અપહરણ અને લગ્નો થયાં છે તે રદ કરાવી કાયદેસરની સ્થિતિ જાહેર કરવાનો છે. આથી કાયદાની દૃષ્ટિએ કોઇપણ ધર્મના માણસનુ બળાત્કારે અન્ય ધર્મમાં દાખલ થવું ગેરકાયદે ગણાશે. ૧૯૪૬ ના ઑગસ્ટની ૧૫ મી પછી કોઇપણ ધર્માન્તર કરેલ હિંદુ કે સ્ત્રી પુરુષનાં લગ્નને અંગે કોઇપણ ધર્માન્તર કરેલ હિંદુ સ્ત્રીની મિલકત ઉપર તેના જીવનકાળ દરમ્યાન અગર મૃત્યુ પછી હક રહેશે નહિં. હિંદુ સ્ત્રી પોતાની પ્રથા અનુસાર ફરી લગ્ન કરી શકશે.

*

મુંબઈ પ્રાન્તની ઉપલી ધારાસભામાં ગયા તા. ૯મીએ શ્રીમતી હંસાબહેન મહેતાએ ત્રણ ઠરાવો રજૂ કર્યા હતા. ત્રણે ઠરાવોમાં નારીસમાજના શ્રેયની તેમની કલ્પના વ્યક્ત થઈ હતી. પસાર તો ત્રણમાંથી બે જ ઠરાવો થયા હતા અને એક ઠરાવ તો બહુ વિચિત્ર રીતે પસાર થયો હતો.

પ્રાન્તના વિભાગોમાં જેમ વેપારને લગતી, ખેતીવાડીને લગતી અને ઉદ્યોગને લગતી શાળાઓ સરકારે સ્થાપી છે તેમ ગૃહવિજ્ઞાનને લગતી શાળાઓ સ્થાપવી શક્ય છે કે કેમ તેનો વિચાર કરવાની સરકારને ભલામણ કરતો તેમનો ઠરાવ પસાર થયો હતો.

આજ સુધી ઘર ચલાવવાનો ભાર સ્ત્રીઓએ વહ્યો છે. એની એ સંબંધી આવડત અનાદિસિદ્ધ લાગે છે. પણ એનું વિજ્ઞાન, અથવા કળા અને જ્ઞાન બંને શીખવાને માટે ખાસ શાળાઓ ખોલવી પડે છે એ જાણીને કુટુંબધુરાનું કુશળતાથી વહન કરનારી પીઢ ગૃહિણીઓ મોં નહીં મચોડે તો મુખમાં જરૂર મલકશે. એમના વખત સુધી તો માતા અને સાસુએ મળીને પ્રત્યક્ષપદ્ધતિને નામે જાણીતી થયેલી પદ્ધતિદ્વારા 'ગૃહવિજ્ઞાન'નું સપ્રયોગ જ્ઞાન આપ્યું છે. સ્ત્રીનો અવતાર લેનારી એ જ્ઞાનનો મહદંશ તો ગળથૂથીમાં જ પામી જતી. એટલે એને માટે શાળાઓ ખોલવી તે એમને હાસ્યરૂપ લાગે એ સ્વાભાવિક છે. પણ જો તેઓ સમજે તો એમને એટલું કહેવાનું, કે કર્મમાં

કૌશલ એ જ જ્ઞાન નથી. કર્મના કૌશલની સાથે કર્મની પાછળ રહેલો સિદ્ધાન્ત અવગત થાય ત્યારે જ જ્ઞાન પ્રાપ્ત થયું કહેવાય. એટલે પ્રયોગિક જ્ઞાન માટે ઘર અને રસોડારૂપી પ્રયોગશાળાઓ તો રહેવાની જ; પણ માતા અને સાસુના શિક્ષણકાર્યનો બોજો આ નવી વ્યવસ્થાથી જરાક હળવો થવાનો સંભવ છે. સિદ્ધાન્તનું જ્ઞાન મળશે એ એક વિશેષ લાભ છે.

શ્રીમતી હંસાબહેને બીજો ઠરાવ રજૂ કર્યો હતો તે સ્ત્રી અને પુરુષની લગ્ન યોગ્ય વયને લગતો હતો. અત્યારે એ વય અનુક્રમે ૧૪ અને ૧૮ વર્ષની છે તેને બદલે ૧૬ અને ૨૧ની કરવાની એ ઠરાવની નેમ હતી. એમાં એક કલમ એવી પણ હતી કે, એ વયમર્યાદા સ્વીકારવા માટે સરકારે ઘટતો કાયદો કરવો. પણ વડા પ્રધાન શ્રી. ખેરના કહેવાથી એ કલમ કાઢી નાખવામાં આવી હતી. વડાપ્રધાનનું કહેવું એમ હતું કે, ધારા ઘડવાની પ્રવૃત્તિને એની પોતાની મર્યાદાઓ છે અને સમાજને સામાન્ય લોકમતથી ખૂબ આઘે નીકળી જઈને ઘડેલા ધારાઓના ઉદ્દેશો ફળીભૂત થતા નથી. મતગણત્રીમાં ઠરાવ ઊડી ગયો હતો.

લોકમત ગમે તે હોય પણ લોકવ્યવહારમાં તો ઠરાવમાં સૂચવાયેલી વયમર્યાદા પાળવી જ અનુકૂળ જણાય છે. છોકરાછોકરીઓ ભણતાં થયાં છે, ઇચ્છાલગ્નો કરતાં થયાં છે, અને આર્થિક દૃષ્ટિએ પગભર થયા પછી જ પરણવું એવો આગ્રહ પણ જાળવવાનો કેળવતા થયા છે એ જોતાં શ્રીમતી હંસાબહેનનો ઠરાવ પ્રાન્તની ઉપલી ધારાસભાએ ભલે ઊડાડી મેલ્યો; ઊગતી પેઢી એને પ્રેમથી ખભે બેસાડવાની છે. બાળલગ્નનું વેર લીધા વિના એ જંપવાશે નહિ.

શ્રીમતી હંસાબહેનનો ત્રીજો ઠરાવ પસાર તો થયો, પણ એમાં તટસ્થોની સંખ્યા ખૂબ વધી ગઈ હતી. અર્થાત્ ઠરાવ મૂકનાર સિવાય બાકીના બધા જ તટસ્થ રહ્યા હતા! એ ઠરાવમાં મુંબઈ સરકારને એવી ભલામણ થઇ છે કે યુનિવર્સિટી ઓફિસર ટ્રેનિંગ કોર્સની પ્રણાલીએ વિદ્યાર્થિનીઓ માટે પણ તેવી યોજના ઘડી કાઢવાનું સરકારે મુંબઈ યુનિવર્સિટીને જણાવવું અને બીજી બાબતોની સાથે છોકરીઓને આત્મરક્ષણની પણ તાલીમ આપવી.

### શ્રી. હંસાબહેન મહેતા



લશ્કરી તાલીમ મેળવવી જો પુરુષોને ઇષ્ટ છે તો સ્ત્રીઓને પણ ઇષ્ટ છે જ, એમ શ્રીમતી હંસાબહેને સ્પષ્ટ જણાવ્યું હતું. નામદાર ખેર સાહેબે એનો વિરોધ કર્યો હતો. એ તાલીમ એકલા પુરુષોને માટે જ ઇષ્ટ છે એવો તેમનો મત હતો. સ્ત્રીઓ ગૃહિણીનાં કર્તવ્યો વિસારે પાડીને રણક્ષેત્રમાં સંચરે એ તેમને ઠીક નહોતું લાગ્યું. વળી સ્ત્રીઓની રક્ષાનો ભાર પુરુષોએ જ ઊપાડવો ઘટે એવો તેમનો મત હતો.

હંસાબહેને એ સંબંધમાં એટલી જ દલીલ કરી હતી કે, આ પ્રકારની તાલીમ લેનારા સૌ કોઈ લશ્કરમાં જોડાતા નથી. તાલીમ કેવળ તાલીમના લાભને ખાતર લેવાની છે. પોતાનો વિરોધ છતાં, નામદાર વડાપ્રધાને ઠરાવ યુનિવર્સિટીના સત્તાવાળાઓને મોકલી આપવાનું માથે લીધું હતું!

વડોદરા રાજ્ય મહિલા

# પરિષદ

પ્રમુખ

શ્રી. કપિલાબહેન ખાંડવાળાનું

## ભાષણ

*

ઘણાને એ પ્રશ્ન થાય છે કે, હવે તો સ્વરાજ આવતું હોઈ સૌ કોઈ સ્વતંત્ર થવાનું જ છે, તો પછી સ્ત્રીઓના હક્કો માટે ખાસ સંસ્થા અને ખાસ લડત શા માટે? જવાબમાં હું કહીશ કે આજે સ્ત્રીઓની સામાજીક, રાજકીય, શિક્ષણ વિષયક અને બાળકો અંગેની સ્થિતિ સંતોષકારક નથી અને તેથી જ અખિલ હિંદ મહિલા પરિષદ આ માટે ચળવળ ચલાવી રહી છે, જેમાં હું મારી શક્ય સેવા આપવા સદા તૈયાર છું. આપણા દેશમાં જ અગાઉ સ્ત્રીઓનું કેટલું ઊંચું સ્થાન હતું! પરંતુ આજે તો સ્ત્રીઓની દશા કેવી છે!

સમાજમાં સ્ત્રીઓ પુરુષ જેટલું જ અગત્યનું અંગ હોઈ તેને પોતાના હક્ક–હીતો માગવાનો અધિકાર છે. અને તેથી અ. હિં. મહિલા પરિષદે એક હક્ક–પત્રક તૈયાર કર્યું છે, તેનો અભ્યાસ કરો. સ્ત્રીને રાજકિય, સામાજીક, વારસાઈ અને ગૃહમાં સરખા હક્ક અને સરખી તક મળવી જોઈએ. માતૃત્વના રક્ષણ માટે અને બાળકો માટે બાલગૃહો જોઈએ, કે જેથી સ્ત્રી પોતાનો સમય બચાવી બહાર કામ કરી શકે.

આપણી ધારાસભા, સુધરાઈ વિગેરેમાં આપણને યોગ્ય સ્થાન નથી. નોકરીમાં પણ વેતન ઓછું અપાય છે. સ્ત્રીઓને પુરતો મતાધિકાર પણ નથી. તેથી આ બધા માટે આપણી ચળવળને મજબુત બનાવો, ઘેર ઘેર જાગૃતિ લાવો, 'મર્યા વગર સ્વર્ગે ન જવાય અને ધાનને ચાવ્યા વગર પાચન ન થાય.' માટે આપણા ન્યાયી હક્કો રાજકીય-સામાજીક સર્વે આપણે જ લડીને લેવા જોઈએ.

આજે સૌથી મહત્વનો પ્રશ્ન અનાજનો છે. આપણા દેશ ધાન્યથી ભરપુર હોવા છતાં અને આપણી જ સરકાર સત્તા પર છતાં ચારે બાજુથી અનાજનો પોકાર ઊઠે છે.

આનું કારણ શું? કારણ એ છે કે આપણા અધિકારીઓ કાળા બજારીયાના હાથા બની ગયા છે એટલે તેઓ પકડી શકતા નથી. મુંબઈમાં ૧૧ અઠવાડીઆનું અનાજ છે અને તે પછી જો નવું અનાજ નહિ આવી પહોંચે તો ત્યાં બંગાળ જેવી જ પરિસ્થિતિ થશે. બંગાળના ભૂખમરાની ભયંકર યાતનાઓ—મુઠીભર અન્ન અને ચાંગળા દુધ માટે સ્ત્રીએ પોતાનું શીયળ વેચ્યું છે, બાળકો વેચ્યાં છે. આ અસહ્ય કહેવાય.

તમે બહેનો જ કાળા બજારીયાને પકડી પકડી સરકારને સોંપી દો. તેઓને સખતમાં સખત શિક્ષા થાય, તો જ તેઓ ઠેકાણે આવે. બંગાળમાં સ્ત્રીઓ અને નિર્દોષ બાળકોને અન્નને અભાવે લાખોની સંખ્યામાં તરફડી મરતાં જોયાં તો પણ કાળા બજારીયાઓનાં દિલ જરાય પલળ્યાં નથી. બહેનોએ એ બધાના ઉકેલ માટે સાથ આપવો જોઈએ.

---

હુન્નર-ઉદ્યોગની પસંદગી કરતાં તેની શક્યતાઓ, તેનાં ઉત્પાદન માટેની બજાર, પ્રચાર, વગેરે વ્યવહારિક બાબતો વિચારવી રહે છે. એ સાથે એ હુન્નર-ઉદ્યોગો પ્રજાની પ્રાથમિક જરૂરિયાતો સાથે સંબંધ જોડીને જીવનવ્યાપિ બની શકે તેવા છે કે કેમ, એ પણ વિચારી લેવું અગત્યનું છે. એટલે કે હરકોઈ ઉદ્યોગ પ્રજાજીવન સાથે નિકટવર્તી છે કે કેમ, એ પ્રજાની તાત્કાલિક જરૂરિયાતો સંભવે છે કે કેમ, તેનું ઉત્પાદન જીવનની પ્રાથમિક જરૂરિયાતોનું છે કે કેમ, એનો પુખ્ત વિચાર કર્યા પછી જ હુન્નર-ઉદ્યોગની પસંદગી કરવી જોઈએ.

સ્થાન અને કાર્યક્ષેત્ર પરત્વે પણ વિચારી લેવું આવશ્યક છે. ગામડામાં બેસીને બ્રેડ-બિસ્કીટ, પીપરમેન્ટ, રંગવાર્નિસના ઉદ્યોગો ખીલવવા માગનાર સફળતા પ્રાપ્ત ન કરી શકે; તેવી જ રીતે કાતીલ હરિફાઈ વચ્ચે મર્યાદિત સાધનોવાળો ઉદ્યોગોથી શહેરની બજાર અને પ્રજાની જરૂરિયાતની સ્વપ્ન-સૃષ્ટિઓ રચીને શહેરમાં જઈને ઝૂકાવે ને ફતેહમંદીથી ધંધો જમાવી શકે એ વિષે પણ શંકા રહે. બધાય વ્યાપક હુન્નર-ઉદ્યોગ ધંધા માટે તેનું આવશ્યક (Tecnical) જ્ઞાન, હૈયા ઉકલત, વેપારી દૃષ્ટિ અને રોકાણ માટે જોઈતી મૂડી વગેરે ઘણું અપેક્ષિત છે. અને એ બધું તો વિશિષ્ટ અભ્યાસ, અનુભવ અને આવડત પણ માગે છે.

બેકારીનો ભોગ થઈ પડેલા અને પરિણામે હૈયાની સૂઝ ખોઈ બેઠેલા, પરસેવો ઉતારીને પ્રમાણિક રોજી મેળવવાની વૃત્તિ ગુમાવી વિકૃતિમાં ઊંડે ઉતરી નિષ્ક્રિય બનેલા, નોકરીની શોધમાં ખુવાર થતાં ભાઈ બહેનોને એક તેજસ્વી પ્રવૃત્તિ ચીંધવાનો આ પ્રયત્ન છે. ચમત્કારિક કહેવાતા પ્રયોગો કે કીમિયાગરોના નુસ્ખાઓ ઓછા શ્રમે ધનપતિ બની જવાનો જુવાનમાં

# રેંટિયામાં રોજી



લેખક
**શ્રી. નીતમકાન્ત ગૌરીશંકર**

*

તરંગ જગાડનાર સાહિત્ય જીવનઘાતક છે. દેશની બેકારીનું ઓસડ કરવા જતાં ઉદ્દેશોમાં ભરાઇ પડવા જેવો એનો આશય છે.

આજની સર્જન – વિહોણી કેળવણીના પ્રતાપે જીવનદૃષ્ટિનો લોપ થયો છે. ભણેલો વર્ગ પ્રમાણિક અને તંદુરસ્ત એવા જીવન-વ્યવસાયને બદલે વિના શ્રમે સાંપડેલી સંપત્તિ પાછળ આંધળિયા કરતો હોય છે. આ હરિફાઇમાં જોગાનજોગે કોઈની કારી ફાવે છે અને કોઈ હતાશ થઈને હારી બેસે છે. ફાવનારો પોતાની જાતના સુખની રક્ષામાં પોતાના માનવ બંધુઓનો વિચાર નથી કરતો, એટલુંજ નહિ, પણ એનો દ્રોહ કરીને પણ પોતાનો આપમતલબી વ્યવસાય હાંકયે રાખતો હોય છે; જ્યારે હતાશ થયેલો પુરુષાર્થહીન બનીને દૈવને દોષ દેતો, હીનતા અનુભવતો, શરીર-મન-હૃદયથી ઝૂરતો જે માર્ગે નિષ્ફળતા સાંપડેલી હોય તે જ વ્યવસાય માર્ગમાં ઉન્નતિના સ્વપ્નો સેવતો કાળ વીતાવે છે.

ઉક્ત બે વિષમો વચ્ચેનો રાહ એ તંદુરસ્ત રાહ છે. આવા તંદુરસ્ત રાહે જીવનસંગ્રામ ખેલવાની દિશા કેટલાંય જુવાન ભાઈ-બહેનોએ ખાદી અને સ્વદેશીના સંદેશે બતાવી છે. એ સંદેશને ઝીલનાર આજની નિર્જીવ કેળવણીમાં પણ સજીવ રહેલા પ્રાણવાન આત્માઓ છે. એ કેળવણીની કરુણ નિષ્ફળતામાંય તેમના બળવાન આત્માઓ સફળ એવો સર્જનાત્મક

જીવનસ્રોત ટકાવી શક્યા છે. એમનો અનોખો જીવનાદર્શ ઘડ્યો છે. એમને ય કુટુંબ-ધર્મો છે, કુટુંબ-વ્યવહાર છે, જીવન સહજ જરૂરિયાતો છે, આકાંક્ષાઓ છે, ઊર્મિઓ છે—માનવી સહજ બધું ય છે. નથી પરસેવા વગર ધનના ઢગલા કરવાની મેલી મનોદશા, કે નથી આસપરી જીવન જીવવાની વૃત્તિએ પોપેલી નોકરી પાછળ ભટકવાની ગુલામી મનોવૃત્તિ. તેમને જાતને ઘસવી છે, પરસેવે રોટલો પેદા કરવો છે અને શ્રમ અને સર્જનનો સુખી રોટલો સંતોષથી ખાવો છે.

એ સુખ અને સંતોષની રોજની આ વાત છે. યંત્રવાદના ફંદામાં ફસાયલી બુદ્ધિમાં આ વાત ઉતરે તો એ પ્રમાણિક હુન્નરકલાને વિકસાવવાનો પૂરેપૂરો અવકાશ બુદ્ધિમાનો માટે રહેલો છે. કલા અને સૌંદર્યમાં જગવિખ્યાત બનેલી ભારતીય કાપડ કલાને ઉન્નતિના શિખરે પહોંચાડનાર એ બુદ્ધિપ્રતિભા કેવી હશે? કાપડકલામાં રંગ અને ગૂંથણનું કલાવિધાન કરનારા એ કુશળ હાથો કેવા હશે! આજે ય એ ભૂતકાળની કલાને બુદ્ધિમાનો સજીવ કરી શકે છે. સર્જનાત્મક બુદ્ધિને માટે એ કલાને પુનર્જીવન આપીને વિકસિત કરવી એ સહજ વાત છે.

આપણા ભણેલા જુવાનને કાયાકષ્ટ મથામણ પછી ય સામાન્યતઃ ૨૦-૨૫ કે ૪૦-૫૦ ની નોકરી મેળવીને સંતોષ માનવો પડે છે. એટલું મેળવતાં મોટા ભાગને તો ભારે ખુવારી અને પીડનમાંથી પસાર થવું પડે છે. એવી નોકરી પછી ય અસંતોષની આગ તંગી હૃદયને કોરી રહેલી હોય છે. આટલી બધી આત્મઘાતી વિટંબણાઓ, માનહાનિ અને સત્વનાશ પછી ય નોકરીની અસ્થિરતા, પરાઈ દયા પર અવલંબન અને ભાવિ વિષેની અનિશ્ચિતતા તો રોજબરોજ ભડકાવી રહી જ હોય છે. ત્યાં ય આજની પંચોજવણી પામેલો હાથ પગ હલાવવાની કે મહેનત કરીને રળવાની વાત સામી આવે છે. હિંમતાઇને પાછા ડગ ભરી સ્વતંત્ર હશે એવા માર્ગ સ્વીકારે એ આપણી ઓછી શરમ છે!

ઉજળિયાત ગણાતા આ વર્ગમાં કુટુંબને મોટે ભાગે પુરુષ પર આધાર રાખવો પડે છે. સ્ત્રી ઘરકામમાં અને બાળકો નિશાળના વૈતરામાં, અને શ્રમજીવી વર્ગમાં સ્ત્રી પુરુષ અને બાળકો કાયા નીચોવી નાખનારી કાળી મજૂરીમાં દિવસ બધો લાગેલા હોય ત્યાં પેટનું ભાગ્યે જ પૂરું કરી શકે છે. આ બે ય સ્થિતિ આપણા સમાજ જીવનની રચનાની વિષમતા છે. રોગગ્રસ્ત સમાજનાં એ ચિહ્નો છે, છતાં ય એ આજે જીવનની વાસ્તવિકતા છે.

નોકરી કે રોજગારી અર્થે માણસે ૮-૧૦ કલાક કાંઈ પ્રવૃત્તિ તો કરવી જ પડે છે. પછી એ ખુરશીએ કે ગાદીએ બેસીને કરે કે હરતો ફરતો કરે. એની પાછળ સમય અને શક્તિનો ઉપયોગ તે ઈચ્છે કે ન ઇચ્છે-પણ કર્યે જ છૂટકો છે. એટલે આપણી આ "રેંટિયાની રોજગારી"માં જો એક કુટુંબ યોજના પુરઃસર લાગે તો તે કુટુંબ સુખ, સંતોષ અને નિશ્ચિંતતાથી ગુજરાન અવશ્ય ચલાવી શકે.

આપણે ગણત્રી કરી તપાસીએ. ત્રણ જણનું એક કુટુંબ છે. ઘરના જરૂરી એવાં કામો પતાવતાં પુરુષ ૯ કલાક કામ પાછળ ગાળે છે એમ ગણીએ. ૭-૮ વર્ષનું નાનું બાળક પણ આનંદથી આ સર્જનાત્મક પ્રકૃતિની મોજ માણી શકશે અને ઘરની કમાણીમાં નોંધપાત્ર ફાળો આપશે. અને કાંતવા-પીંજવાનું શીખી લેવું એ તો રમત માત્ર જેવું છે. થોડા દિવસના મહાવરાથી હાથ બેસતાં ઝડપ વધની જશે અને કુશળ હાથોમાં રમતો રેંટિયો એવું સુંદર અને સારાઈદાર સૂતર કાંતશે કે કાંતનારનો રસ કાંતવામાં ઉત્તરોત્તર વધતો જશે.

કાંતણ પ્રકૃતિનું સમય પત્રક અનુકૂળતા

પ્રમાણે અનુભવે ગોઠવી શકાય. સતત એકધારું કામ કદાચ થકવી નાખે. ભોજન, આરામ, ઘરકામ, ફરવા જવું, વાચન, લેખન વગેરે દૈનિક ક્રમોનું એકીકરણ આ પ્રવૃતિ સાથે કરીને દૈનિક સમય પત્રક રચી લેવાય. આમ ધંધાર્થી સ્વતંત્ર હોઈને રસદાયક થઇ પડે એ રીતે પોતાનો જીવનવ્યવસાય ગોઠવી શકે તેવો અવકાશ આ ધંધામાં રહેલો છે. આ ઉદ્યોગનું જરૂરી જ્ઞાન ચરખાસંઘના કોઇ પણ તાલીમ કેન્દ્ર કે સારા જાણકાર પાસેથી થોડા સમયમાં મેળવી શકાય છે. એટલે તેના વ્યવહારની ઝીણી વિગત અહીં મૂકવાની જરૂર નથી.

કોઇ પણ ધંધા માટે થોડાં ઝાઝાં સાધનો અને સરંજામ તો ધંધાર્થીએ વસાવવાં જ પડે છે. આ ધંધો 'ગરીબનો બેલી' એટલે જ કહી શકાય છે, કે તેમાં સાધન સરંજામ અને માલ પાછળ ધનનું રોકાણ નહિ જેવું છે. રેંટિયા, પીંજણ, કપાસ પીલવાનો સંચો, પૂણી પાટલી વગેરે સરંજામ બે ત્રણ જણને જોઇતો હોય તેટલો બહુ તો પચીશેક રૂપિયામાં વસાવી શકાય. અને સંભાળપૂર્વક ઉપયોગ કરતાં વર્ષો સુધી એ સાધનો સરસ કામ આપે છે, કપાસનો થોડો સંઘરો જરૂરી છે. સારી વીણીનો કપાસ મોસમ વખતે જરૂર પ્રમાણે ખરીદીને રાખી લેવો જોઇએ.

હવે આપણે માસિક આવક જાવકનો અંદાજ મૂકીએ :—

આવક

૧૨૩॥। સૂતર રતલ ૧૨ માંથી ખાદી વાર ૪૫×૪૫", થાય, તેની કિંમત ઉપજે. વારના રૂા. ૨-૧૨-૦ લેખે

૧॥≈ કપાસીયાની કિંમતના આવે તે.

૧૨૫॥≈

જાવક-ખર્ચ

૧૨)' કપાસ મણ ૧ના

૩૭॥ ખાદી વાર ૪૫×૪૫" ની વણકરી

૨॥ ધોલાઇ

૦।≈ પરચુરણ ખર્ચ

૫૨।≈

૭૩) ચોખ્ખી કમાણી

. એક મણ કપાસમાંથી ઘેર હાથ-ચરખા પર લોઢી કચરો કાઢી કાઢતાં લગભગ ૧૩ રતલ રૂ મળે. એ સ્વચ્છ રૂ માંથી દરરોજ એક કલાક જાતે પીંજીને સારી પૂણી જોઇતા પ્રમાણમાં બનાવી લેવાય. પૂણી બનાવવામાં નાનું બાળક મજેથી સાથ આપી શકે. ઘરમાં બે જણ કાંતનાર આઠ કલાક કાંતતાં ૨૦ આંકની આઠ આંટી કાંતે. જો કે સંભાળથી કપાસને સંઘરનાર જાતે સ્વચ્છ કરેલ રૂની સારી પૂણીથી એથી ય ઝીણું સૂતર કાંતી શકે. અને જેમ સૂતર ઝીણું તેમ તેની કિંમત વધુ અને ખાદીનો ભાવ સારો ઉપજે. સરંજામની સુઘડતા અને ખંતપૂર્વકનું કાંતણ જરૂરી સારી ઝડપ આપે અને કાંતનાર એકાદ મહિનામાં જરૂર સરેરાશ કલાકની ૩૨૦ તારની ઝડપે કાંતતો થઇ જાય એવો અનુભવ છે.

વણકરીના દર ગૂજરાત ચર્ખાસંઘના દર પ્રમાણે ચૂકવાય. આમ કરીને સ્વાવલંબી કાંતનાર પોતાના ખાદીધંધાને ચર્ખાસંઘની કોઇ પણ પ્રન્વીય શાખા સાથે જોડીને માન્યતા મેળવી શકે. આવી માન્ય ખાદી બજારમાં કે ખાદીધારીઓમાં ખપાવવામાં લેશમાત્ર પણ તકલીફ નહિ રહે.

ખાદી વિદ્યા-ખાદી કલા એ ખરેખર જીવનકલા છે. આ ધંધાદારી સમાજના જીવનપરિચયમાં આવે છે અને તેથી તેની જીવનદૃષ્ટિ વ્યાપક બને છે. સ્વચ્છતા, વ્યવસ્થા, ઝીણવટ, કરકસર, નિયમિતતા વગેરે જીવનમાં આવશ્યક એવા ગુણો કેળવવામાં આ વિદ્યાકલા મદદ કરે છે. એટલે એ ધંધાની કામમાં જે બરકત છે, જે મીઠાશ છે અને સ્વતંત્રતાની જે ખુમારી છે તે બીજા કોઈ ઉદ્યોગ ધંધામાં ભાગ્યે જ સાંપડે છે. ધૂમડાના બાચકા જેવા નોકરી ધંધા પાછળ ખુવાર ન થતાં આપણે આ ધંધો અપનાવીએ તો ?

## ન્યાયની



# અદાલતમાં

*

ગુજરાતી ચોપડીમાં એક બાળક ને તેની બે માતાની વાત ઘણાએ વાંચી હશે. એવો જ એક કિસ્સો હાલ મુંબઇમાં બન્યો છે.

મુંબઇ શહેરમાં એક કુંવારી ખ્રિસ્તી બાઇને ગેરકાયદે જન્મેલા બાળકને એક મુસ્લિમ સ્ત્રીએ દત્તક રાખ્યું હતું, તેનું અપહરણ થતાં તે મુસ્લિમ બાઇએ પોલીસને ફરિયાદ કરી હતી. તે જ બાળકના વર્ણન મુજબનું એક બાળક એક મૂંગી સ્ત્રી પાસેથી મળી આવતાં, તે મુસ્લિમ તેમજ ખ્રિસ્તી બાઇએ તેમના બાળકને ઓળખી કાઢ્યું હતું, પરંતુ મૂંગી સ્ત્રીએ ઇશારાઓ દ્વારા જણાવ્યું કે તે બાળક તેનું પોતાનું છે. બન્ને હકદાર બાઇઓએ જુદાં જુદાં પ્રસુતિગૃહોમાં પોતાનું બાળક જન્મ્યું હોવાનું જણાવ્યું હતું, અને હોસ્પીટલો ના રેકર્ડ તેમજ નર્સોની ઓળખથી એમ સિદ્ધ થયું છે. તે બાળકને 'ચિલ્ડ્રન્સ હોમ' માં મોકલવામાં આવ્યું છે.

*

ગોવાની કેસરબાઇ મોતીરામ કોલવાલકરે મુંબઇના શ્રીમંત વેપારી નવીનચંદ્ર મફતલાલ ગગલભાઇ સામે પોતાના બાળક રામચંદ્રના માસિક ૧૦૦૦ રૂપિયાના ભરણપોષણ માટે દાવો માંડયો હતો, તે હાઇકોર્ટમાં જસ્ટીસ ભગવતીએ કાઢી નાંખ્યો છે. કેસરબાઇએ જણાવ્યું હતું "કે જૂન ૧૯૪૪થી પ્રતિવાદીએ મને તેની એકલાની રખાત તરીકે માસિક પગારે રાખી હતી અને તેના સંબંધથી મને એક છોકરો થયો હતો." પ્રતિવાદીએ મને છોડી દીધાથી, તેની આવક અને આર્થિક સ્થિતિના પ્રમાણમાં બાળક માટે ભરણ પોષણ મેળવવાનો મને હક છે. પ્રતિવાદીએ બચાવમાં જણાવ્યું હતું કે, 'હું કેસરબાઇને ત્યાં જતો હતો ખરો, પણ તે મારા એકલાની રખાત ન હોવાથી અથવા તેને મજકુર બાળક મારાથી થયાની વાત ખોટી છે.' ના. જજે આની નોંધ લઇ જણાવ્યું હતું કે, કેસરબાઇ એમ પુરવાર કરી શકી નથી કે મજકુર બાળક પ્રતિવાદીનું છે. કેસરબાઇ તેના બાપની લાગવગ નીચે છે અને બાપના કહેવા પ્રમાણે તેણે જુબાની આપી છે. આથી દાવો કાઢી નાંખવામાં આવે છે અને ખર્ચ સંબંધી કંઇ પણ હુકમ કરવામાં આવતો નથી.

*

મુંબઇની હાઇકોર્ટમાં વિધર્મીઓ સાથે લગ્ન નહિ કરવાની શરતે અપાયેલો વારસો કાયદેસર ગણાય કે કેમ ? એવો એ પારસી યુવતીઓએ બે હિંદુ મદ્રાસીઓ સાથે કરેલા લગ્નમાંથી મુદ્દો ઉભો થવા પામ્યો હતો. તેનો ચૂકાદો આપતાં ના. જજે ઠરાવ્યું કે અમુક ધર્મના શખ્સ સાથે લગ્ન નહિ કરવાની શરત ઇન્ડીઅન કોન્ટ્રાક્ટ એક્ટની ૨૬ મી કલમના અર્થ પ્રમાણે લગ્નની છુટ પર અંકુશ મૂકનારી શરત છે. અને જો આવી શરતને આધીન રહીને વારસો આપવામાં આવ્યો હોય તો તે શરત રદબાતલ થાય છે અને અપાયલ વારસો કાયમ રહે છે.

*

મુંબઇ ધારાસભામાં ગૃહમંત્રીએ જણાવ્યું હતું કે ૪૨ થી ૪૫ ની સાલ સુધીમાં સ્ત્રીઓ પર દમન કરવાના ચાર કિસ્સાઓ બન્યા હતા તેમાં એક પોલીસ કોન્સ્ટેબલ ગુન્હેગાર ઠરતાં તેને એક માસની સજા કરવામાં આવી હતી ને સરકારી નોકરીમાંથી બાતરફ કરવામાં આવ્યો હતો.

# મા-બાપના મૂંઝવણ

—[illegible]

પ્રશ્ન : મારી સાત વર્ષની બેબીનું માથું ગુંથવાનો સવાલ મારે વિકટ થઈ પડયો છે. બીજી બધી રીતે બેબી ડાહી ડમરી છે, પણ વાળ ઓળવાની વાત આવે છે કે ધમપછાડા માંડે. તેના બાંકડાં બધાં નાહી ધોઈને વાળ ઓળવા લાગે, પણ બેબીબેન વાળ ઓળવાની વાત કરીએ કે છટકી જાય. તેની પાછળ ખાસો અર્ધો પોણો કલાક બગાડું ત્યારે માંડ માંડ ઓળાવવા બેસે. સમજાવી સમજે નહિ. પરાણે ઓળાવવા બેસાડું. ઓળતી વખતે પણ હજાર વાંધા ઉભા કરે. હાલ હાલ કર્યા કરે. સ્થિરતાથી બેસે જ નહિ. એથી વાળ તણાય પણ ખરા. અને સરખું સમું માથું ગુંથાય પણ નહિ. થોડી વાર થાય ને વાળ છૂટી જાય. પછી લઘર વઘર વેશ લઈને ફરે. ફરી ઓળવાની વાતમાં એનો એ ખટરાગ. ઘરમાં એવી નવરાશ તે કયાંથી હોય કે એની પાછળ વખતો વખત કલાકો બગાડું ? એનું કરવું તે શું ?

જવાબ: બેબીબેન બીજી વાતે ખૂબ વ્યવસ્થિત છે અને કોઈ વાતે વાંધો વચકો નથી કરતાં એમ તમે કહ્યું, ખરું ? એને એક માત્ર વાંધો વાળ ઓળવા સામે છે. એટલે તો એમ લાગે છે, કે વાળ ઓળવાની વાતમાં કોઈ ગંભીર એવી ખામી રહી ગઈ દેખાય છે. આવી કોઈ ખામીઓના બીનરમાં જોતું રહે છે. નાનાં બાળકોના ચોટલા ઓળવાનું કામ હળવે હાથેથી થવું જોઈએ. તેમાં ઘણી વાર ભૂલ થઈ જાય તો બાળકની વાળ તણાયાની ફરિયાદ વાંધો ઉભો કરે છે. બા, દાદીમા કે મોટીબેન માથું ઓળવાની વાતનો આગ્રહ સેવતાં જાણે અજાણે બાળક પર અધિકાર ચલાવતાં હોય તેવું વલણ અખત્યાર કરે છે. "લે, ચાલ, ઝટ ઓળાવી લે, હિં બધી તારા માટે નવરાં નીચે !" "આમ, હલે છે શું કામ ? સખી સરખી બેસે છે કે નહિ ! નહિં તો આ પડતું મેલું છું."

"ઓળ્યું, ઓળ્યું તેં, ઉલટાનું બગાડી નાખ્યું, વાળ વીંખીને ગુંચવી નાખ્યા. શખ્ય હવે !" બાળક જાતે ઓળવાનો પ્રયત્ન કરે ત્યારે ઠપકો મળે છે. આમ ધાકધમકી અને અધિકાર–દોર તળે બાળકને માથું ઓળાવવાની વેઠ પૂરી કરવી પડે છે ! આવું આપણું વલણ આપણને અસ્વાભાવિક નથી લાગતું ! બાળક રૂડું રૂપાળું લાગે એ જોવા આપણે આતુર હોઈએ, પણ તે માટે જોઈતી ધીરજ આપણે વર્તાવમાં નથી દાખવી શકતાં. રોજ રોજ આપવો જોઈતો વખત મોટેરાંને વેઠ લાગે છે.

આ સ્થિતિમાં સ્વમાનપ્રિય બાળકનું મન આ પરાધીનતાભરી ક્રિયાને ટાળવાનું કરે છે. ૭ સાત વર્ષની ઉમ્મરે પણ તે જાતે માથું ઓળી શકે એવી તાલીમ–આવડત તેનામાં આવવા દીધી નથી, તે વાત તેને ખૂંચે પણ ખરી. માથું ઓળીને સુંદર અને સુઘડ રહેવાનું તો તેને ગમે જ છે. તેને ખૂંચે છે પરાવલંબન અને માથું ગુંથવાની ક્રિયા સાથે રહેલ મોટેરાંની જોહુકમી.

તમે અંદર ઉતરીને જોશો તો આવી કોઈ વાત આ ગૂંચમાં પડેલી હશે. એને ઉકેલશો કે તેને નીકાલ આવી જશે.

## કેટલાક સાચા

# કિસ્સાઓ

*

લંડનના એક ધનાઢ્ય એડગર ડોન નામના ૭૦ વર્ષના ડોસાએ સીનેમા નટી ગ્રેટાગાર્બોને કદી નજરે જોઈ ન હતી. માત્ર ચિત્રપટ પરથી જોઇને તે એવા મોહી ગયો હતો કે તેણે પોતાના વીલમાં ગ્રેટાને પાંચ હજાર પૌંડ આપવાનું લખ્યું છે.

મીસીગન (અમેરિકા)ના સત્તાધિકારીઓએ જાહેર કર્યું છે કે, આવું લખતી વખતે તેની સાન ઠેકાણે નહતી. વસિયતનામામાં એક એવી કલમ છે કે 'જો ગ્રેટા ગાર્બો મારી પત્ની બને તો તે ગ્રેટા લુઈસા ડોનને મળે.'

ડોન મૃત્યુ પામ્યો ત્યારે ગ્રેટાની માહિતી આપતી અસંખ્ય વર્તમાનપત્રોની કાપલીઓ મળી આવી હતી ને એક પોરટ કર્યા વગરનો ગ્રેટા ગાર્બો ઉપર લખેલ પત્ર ટીકીટ ચોડીને રવાના કરવા માટે તૈયાર રાખેલો મળી આવ્યો હતો.

તેણે ૧૯૨૨ માં એક વર્તમાનપત્ર કાઢ્યું હતું ને મરણ સુધી કુંવારો હતો.

*

કાઠિયાવાડમાં રંઘોળા નદીમાં પૂર આવતાં, વેડવા વાઘરીઓનો એક કાફલો પડેલો, તેમાંથી ૨૫ માણસોનો ભોગ લીધો. એમાં પાંચ સ્ત્રીઓના મૃતદેહ ધારુકા ગામને પાદરે મળ્યાં છે તેમાં બે સ્ત્રીઓને નાનાં બાળકો વળગી પડેલાં હતાં. આ બાળકોમાં જીવ હોવાનું જણાતાં તેમને માતાની વાત્સલ્ય ભરી સોડમાંથી છૂટા પાડી ગરમાવો આપતાં તે બાળકો જીવી ગયાં છે. હાલમાં આ બાળકોને ધારુકાના ચોરામાં રાખવામાં આવ્યાં છે.

*

ઉત્તર કલકત્તામાં બે અઠવાડિયા ઉપર એક રાત્રે હેરીસન રોડ પર ફટાકડો ફુટ્યો હતો. આથી સશસ્ત્ર પંજાબી પોલિસોએ એક ૭ માળના મકાનમાં ઘુસી જઈ ત્યાંના નિવાસિનો પર અત્યાચાર ગુજાર્યાની વિગત બહાર આવી છે. વાત એમ બની કે, ફટાકડો ફુટ્યો એટલે સશસ્ત્ર પોલિસે તેની તપાસ માટે તે મકાનમાં ઘુસી જઈ તે ફટાકડો કોણે ફોડ્યો તેનું નામ આપવા અત્યાચાર કર્યો. તેથી નીચેના માળમાં રહેતી સ્ત્રીઓને ઉપલે માળે મોકલાવી દીધી હતી. પછી કેટલાક પોલિસોએ ઉપલે માળે આવી તેમને મારી નાંખવાની ધમકી પણ આપી હતી. અને તે માળના એક ઓરડામાં ટેલીફોન કામદાર પોતાની સ્ત્રી અને બે બાળકો સાથે રહેતો હતો, તેના ઓરડામાં પોલિસોએ ઘુસી જઈ, મારથી પીડાતા પતિ અને રડતાં બાળકોની હાજરીમાં જ પત્ની ઉપર પોલીસોએ બળાત્કાર કર્યો; અને તેમને બધાને પોલિસ થાણામાં ઘસડી જવામાં આવ્યાં હતાં. અત્યાચારનો ભોગ બનેલા ૧૧ પુરુષો અને ચાર સ્ત્રીને હોસ્પીટાલમાં લઈ જવાં પડ્યાં હતાં.

*

એકી સાથે બે છોકરાં અવતરે તેને જોડવાં, જોડીઆં વગેરે નામની ઓળખાય છે. કેટલીક સ્ત્રીઓને ત્રણ, ચાર, પાંચ, સુધી એકીસાથે બાળકો અવતર્યાની વાતો સાંભળી છે, પણ રેકર્ડ ઉપર પારીસની એક હોટલવાળાની સ્ત્રીએ એકી સાથે સાત બાળકોને જન્મ આપ્યો હતો. પંદરમી સદીમાં જર્મનીમાં એક સ્ત્રીને ૪૩ બાળકો થતા હોવાનો રેકર્ડમાં પૂરાવો છે. તેમાં એકવાર એકી સાથે સાત અને બીજી વખતે એકી સાથે ૭ બાળકો જન્મેલાં હતાં. પરંતુ ૨૮ પુત્રો ને ૧૫ પુત્રીઓ મળી તેનાં ત્રેતાળીસ બાળકો દશ વર્ષથી વધુ જીવ્યાં નહતાં.

*

અમદાવાદના એક મહાસભાવાદી ઉદ્યોગપતિએ પંજાબની મુલાકાત લીધી હતી. આ ભાઈ જણાવે છે કે, પંજાબમાં કેટલાંયે સ્થળોએ શીખ સ્ત્રીઓએ માથા ઉપર પુરુષના સાફા પહેરી મર્દની જેમ મુસ્લિમ ટોળાંના હલ્લાનો સામનો કર્યો હતો. કેટલાક ગામડાઓમાંથી મળેલા સમાચારો પ્રમાણે મુસ્લિમોએ બળાત્કારે ધર્મપરિવર્તન કરાવવાનો પ્રયાસ કરતાં શીખ નારીઓએ તેમનાં મકાનોને આગ લગાડીને બળી મરવાનું પસંદ કર્યું હતું.

*

કર્નલ ધીલને પંજાબની અશાન્તી દરમ્યાનના એક બનાવની હકીકત રજૂ કરતાં જણાવ્યું હતું કેઃ લાહોરમાં તા. ૫ મીના રોજ ત્રણ હિંદુઓએ મુલતાન મહોમદ નામના મુસ્લીમને ત્યાં આશ્રય લીધો હતો. સુલતાનના મકાન પર દરોડો પડ્યો, પરંતુ સુલતાને જણાવ્યું કે, 'મારી દીકરીઓ તથા સ્ત્રી પડદો પાળે છે, માટે તમને હું ઘરમાં દાખલ થવા નહિ દઉં.' આથી તોફાનીઓએ પોતાના ઘરમાં હિંદુઓ નથી એવા કુરાનમાં કસમ ખાવા સુલતાનને જણાવ્યું. આ સાંભળતાંની સાથે જ વૃદ્ધ સુલતાનની ૬૦ વર્ષની પત્ની માથે કુરાન લઈને બહાર આવી અને પોતાના ઘરમાં એક પણ હિંદુ નથી એવા કુરાનના કસમ ખાધા. આથી તોફાનીઓ ચાલ્યા ગયા. પછી ત્રણે હિંદુઓને સલામત સ્થાને રવાના કરી દેવામાં આવ્યા. આ વાતની પાછળથી તોફાનીઓને જાણ થતાં તેઓએ વૃદ્ધ સ્ત્રીને તેણે પાપ કર્યું હોવાનું જણાવ્યું પરંતુ વૃદ્ધ સ્ત્રીએ તરતજ જવાબ આપ્યો કે આશ્રય શોધતા આવેલા માણસનું રક્ષણ કરવું એ હું કુરાનમાંથી શીખી છું.

*

બારીઆપુરથી બે માઈલ દૂર આવેલા ગામ સોચીમાં એક સ્ત્રીની સમયસૂચકતા અને હિંમતને લઈને ચાર ધાડપાડુઓ માર્યા ગયા છે ને એક ઘાયલ થયો છે. સ્ત્રીનો નોકર હોસ્પિટાલમાં છે. તેણે આ સાહસકથા વર્ણવતાં જણાવ્યું કે, ત્રીસ સશસ્ત્ર ધાડપાડુઓએ એક શ્રીમંત વેપારીને બિછાનામાં જ દિગ્મૂઢ કરી દીધો. બાઈએ બારણું બંધ કરી આંગણામાં જ ઘાસની ગંજી સળગાવી દીધી. આગથી ગામવાસીઓ શસ્ત્રો સહિત આવી પહોંચ્યા ને ધાડપાડુઓને નસાડી મૂક્યા.

# સૌરભ





*

અમેરિકામાં લગ્ન અને છુટાછેડાને લગતો કાયદાઓમાં સુધારા કરવાના રાષ્ટ્રવ્યાપી આંદોલન છતાં એ ક્ષેત્રના અમેરીકન કાયદાઓ તો ભારે વિચિત્ર છે. અમેરિકામાં અડતાળીશ પ્રાંતો છે અને જુદા જુદા પ્રાંતોમાં આ અંગેના કાયદાઓ બદલાય છે. દક્ષિણ કેરોલિના પ્રાંતમાં કોઈ પણ કારણસર છુટાછેડા મળી શકતા જ નથી; જ્યારે નેવાડા અને ફ્લોરીડા પ્રાંતોમાં નાનામાં નાનાં, તદ્દન નજીવાં કારણોસર પણ છુટાછેડા મળી શકે છે. ચૌદ પ્રાંતોમાં લગ્ન પૂર્વેની દાક્તરી તપાસ કરવવાની જરૂર રહેતી નથી, જો કે યુનાઈટેડ સ્ટેટ્સ જેવા સુધરેલા દેશમાં તો આવી આવશ્યક અને સાદી શરત વ્યાપક હોય એવી આશા સહેજે રાખી

શકાય. સાત પ્રાંતોમાં ચૌદ વર્ષનો છોકરો અને બાર વર્ષની કન્યા લગ્ન કરી શકે અને આટલી નાની ઉંમરનાં બાળલગ્નો આ પ્રદેશોમાં થાય છે પણ ખરાં. એક પ્રાંતમાં એવું છે કે ધણી પડખેના બીજા પ્રાંતમાં જઈને છ અઠવાડીયાં વસવાટ કરે તો પત્નીને ખબર પડ્યા સિવાય છુટાછેડા લઈ શકે. એ રીતે ધણીને જાણવા દીધા સિવાય બૈરી પણ છુટાછેડા લઈ શકે છે.

આમ છતાં આ બાબતમાં સાવ હાથ ધોઈ નાખવા જેવું નથી; કારણ કે કેટલાંય રાજ્યોએ છુટાછેડાના પુરને કઈ રીતે ખાળી શકાય અને લગનના આદર્શોને કઈ રીતે વધારે સારા બનાવી શકાય તે માટેના ગંભીર અભ્યાસી પ્રયત્નો શરૂ કર્યા છે.

*

દિલ્હીમાં ભરાયેલી એશિયાઈ પરિષદમાં ભાગ લેવા માટે ઇંડોનેશિયાના પ્રધાન ડૉ. સહરીયર વિમાનમાર્ગે દિલ્હી આવ્યા. વિમાનમાંથી ઉતરતાં તેઓ શ્રીમતી સહરિયારને મળ્યા હતા તે વેળાનું દૃશ્ય સૌના હૃદયમાં જડાઈ જાય તેવું હતું. પંદર વર્ષના લાંબા ગાળા પછી ઇંડોનેશિયાના પ્રધાન તેમનાં પત્ની શ્રીમતી મેરીયા ડચને મળ્યા હતા. શ્રીમતી મેરીઆ ડચ જ્યારે ડૉ. સહરિયાર હોલાંડમાં અભ્યાસ કરતા હતા ત્યારે બંને લગ્નબંધીથી જોડાયાં હતાં; પણ ૧૯૩૨માં ડૉ. સહરિયારને એમના ઉદ્દામ રાજદ્વારી વિચારસરણીને લઈને હોલાંડમાંથી હદપાર કરવામાં આવ્યા અને ત્યારથી પતિ-પત્ની બન્ને વિખૂટાં પડ્યાં હતાં અને છેક પંદર વર્ષ પછી આવા અદ્‌ભુત સંજોગો વચ્ચે તેમનું પુનર્મિલન થયું હતું.

*

બર્મામાં કરીણ નામની એક જાત રહે છે. એ જાતમાં માત્ર તદ્દન નજીકના પિતરાઈ સિવાય પોતાની ટોળીમાં ગમે તેનો લગ્ન થાય છે. ત્યાં હજી બાળલગ્નો પણ થાય છે. લગ્નના દલાલો લગ્ન ગોઠવે છે. લગ્ન સમયે વરને નહિ, પણ કન્યાને સમાંતરદારીઓ સરઘસ આકારે સાસરે લઈ જાય છે. સરઘસની આગળ ઢોલકો, પીપી ને બેંડ હોય છે.

પણ ખરી મઝા તો સસરાના ઘરમાં કન્યા જ્યારે પગ મૂકે છે ત્યારે આવે છે. ઘરમાં દાખલ થવાની નિસરણી પર કન્યા જેવો પગ મૂકે છે કે તરત જ તેના પર ઘડા ભરી ભરીને પાણી રેડવામાં આવે છે. એ પછી તેનાં સાસરીયાં તેની સાથે બેસીને ભોજન કરે છે. વરકન્યા સાથે બેસીને એકમેકને દારૂ પાય છે ને કહે છે: 'જો આ તારો ભાગીદાર. હંને ઇમાનદાર રહેજે.'

*

ચીનમાં બાળલગ્નો થાય છે. કન્યાની પસંદગી માટે અનેક પ્રકારની ગૂંચવણીભરી પદ્ધતિ હોય છે. એક જ અટકનાં લોકો માંહોમાંહે લગ્ન કરી શકતા નથી, કારણ કે તેઓ પણ સગાં હોવાનો સંભવ છે. ત્યાં બહુપત્નીત્વ કલંક ગણાય છે. પૈસાદારો રખાતો રાખી શકે છે ને કાયદેસરની સ્ત્રીને વારસદાર તરીકે માન્ય રાખવામાં આવે છે. ખુદ શહેનશાહને પણ એક જ રાણી હોય છે; પણ નવાઈની વાત એ છે કે, તે તાનંર જાતિની ગમે તેટલી રખાતો રાખી શકે છે. દુરાચારી, ચોરી, મિજાજ, બોડખાપણ, સાસુસસરાની આજ્ઞાનું ઉલ્લંઘન, ખૂબ વાતોડિયો સ્વભાવ એ બધાં કારણસર છુટાછેડા મળી શકે છે. ચીનમાં સામાન્ય રીતે પુનર્લગ્નનો રિવાજ નથી.

*

એડીન્બરો પેનીસીલ્વેનીઆ (યુ. એસ.)માં એક ૫૧ વર્ષનો શ્રીમતી મેરી ડોડીને ડોઈ આંધળો માણસ જો પોતાનાં ૧૨ પુત્રો અને પૌત્રોને ઘર અને તેમને પાળવાની જવાબદારી આપે તો પોતાની એક આંખ બદલામાં આપવાની જાહેરાત કરી છે.

ઈરાકની સ્ત્રીઓ પરદો તજી દે એવી હાકલ કરતી મંડળીની આગેવાન શ્રી મેડમ તરીક-અલ અસકરીએ શાહી મહેમાની સ્વીકારીને પરદા વગર હાજરી આપી ત્યારે ઈરાકના આગેવાનો આંચકો ખાઈ ગયા હતા.

*

ઓસ્ટ્રેલીયા સીડનીમાં મીસીસ. એમ. ઇ. પીક નામની ૯૨ વર્ષની બાઇએ વહેલા સૂઈ વહેલા ફરવાની ને ખૂબ કસરત કરવાની સ્ત્રીઓને સલાહ આપી છે. તે હજી ચશ્મા વગર વાંચી શકે છે. ઈંગ્લાંડથી તે ૧૮૫૫ માં ઓસ્ટ્રેલીઆ આવી હતી. તે બાર માણસોના કુટુંબની વડી છે, અને તેને એકે સંતાન થયું નથી, છતાં તેનો તેને શોક નથી. તે કહે છે કે મોટું કુટુંબ એટલે મુશ્કેલીઓનો પાર નહિ. છોકરીઓ ટુંકા કપડાં પહેરે છે ને દારૂ સીગરેટ પીએ છે તેનો તે સખત વિરોધ કરે છે. વળી આજ સુધીમાં ૮૫ વર્ષની ઉંમરે તેને માત્ર એક જ વખત ઓપરેશન કરાવવું પડ્યું છે એવી સરસ તંદુરસ્તી તે ભોગવે છે.

*

બરમાની ડૉ. ખાન ખીન ગે નામની બરમી બાઇ વિધવિધ દેશની સ્ત્રી પ્રવૃત્તિ જોવા દુનિયાની મુસાફરીએ નીકળવાનાં છે. તેઓ ખૂબ જાણીતાં કાર્યકર છે. રંગુન મ્યુનિ.ના સભ્ય અને કેટલીયે ખાનગી સ્કુલોના ડીરેક્ટર છે. તેઓ શરૂઆતમાં હિંદ આવશે ને પછી ઇરાન, ઇરાક, ઇજીપ્ત થઇ યુરોપ જશે.

*

સગર્ભા અને બાળબચ્ચાંવાળી સ્ત્રીઓને રોજનું ૧ા શેર દૂધ આપવું જોઈએ. સગર્ભાવસ્થામાં આપણી સ્ત્રીઓ ભાગ્યે જ દિવસનું ૦। શેર દૂધ પણ પીતી હશે. એકલા ભાતના કુચાથી જ તે પોતાનું પેટ ભરે છે. નથી ખાતી ફળો કે નથી ખાતી તાજી ભાજી અને શાકો. ઉદરસ્થ શિશુ જે માતાના લોહીથી જ પોષાય છે તેનાં હાડકાં આને લીધે બરાબર ખીલેલાં નથી હોતાં. શીક્ષીક્સ માતાઓનાં સંતાનો દુર્બળ બાંધાનાં અલ્પવજની સુકલકડી અવતરે છે અને પહેલે જ દિવસથી ડોક્ટર-વૈદ્યોની દવાઓ માતા અને બાળકોને શરુ થાય છે. ઇન્જેક્શનોની તો વાત જ ન પૂછો! હિંદુસ્થાનનું ભયંકર બાલમરણ સગર્ભાવસ્થામાં લેવી જોઈતી માતાની સંભાળની ઉણપને આભારી છે. દુર્બળ, રોગગ્રસ્ત, પાંડુ માતાઓનાં સંતાનો આવાં જ હોય ને!

રાજ્ય તરફથી આપણી માતાઓને જુજ કિંમતે તદ્દન સ્વચ્છ નિર્ભેળ દૂધ મળે એવી ગોઠવણ થવી જોઈએ. હોસ્પિટલોમાં પૈસા ખર્ચવા કરતાં આવી રીતે માતાઓને દૂધ આપવા પાછળ જે ખર્ચ થશે તે પરિણામે હોસ્પિટલો બાંધતાં જ આપણને અટકાવી દેશે. સરકારને મારી તો નમ્ર વિનંતી છે કે તેઓ આ દેશમાં ગંજાવર હોસ્પિટલો પાછળ અઢળક ધન ન ખર્ચે, પરંતુ તેટલો પૈસો બાળકો, અને સગર્ભા માતાઓના ખોરાક પાછળ ખર્ચે.

દરેક સગર્ભા માતાએ ઓછામાં ઓછું ૧ા થી ૨ શેર દૂધ કે દૂધના પદાર્થો—દહીં, છાસ, માખણ, ઘી વગેરે છૂટથી ખાવાં જોઇએ. દૂધ એ એક સંપૂર્ણ ખાદ્ય પદાર્થ છે. તેમાં નથી ફક્ત એક લોહ. તે માટે આપણે ભાજી ખાવી જોઇએ, સૂકો મેવો ખાવો જોઈએ. દોઢ શેરથી બશેર દૂધ પ્રત્યેક સગર્ભા અને બાળકોવાળી માતાઓને આપણે આપવું જ જોઇએ. આજે તો દૂધના સ્થાને ટકુંચા જેવો કડક ચા પેટમાં નંખાય છે અને ઉલટું કબજીયાત તેમજ બીજા દરદોને નોતરવામાં આવે છે.—બાપાલાલ વૈદ્ય

*

પરદેશી આક્રમણને પડકારનાર પહેલો બંગાળા અને બંગાળનો છેલ્લો સ્વતંત્ર શાસક નવાબ સીરાજ-ઉદ્-દૌલા આજે મુર્શીદાબાદ ખાતે ખુશ બાગમાંની પોતાની આરામગાહમાં

ચિરંતન નિદ્રા લઈ રહી છે. તેજ સ્થળે તેના દાદા અલીવર્દીખાનની આરામગાહ છે. ભાગીરથી નદીના સામે કિનારે આવેલાં ખેતરો અને ગીચ જંગલોની વચ્ચે આવેલા આ સ્થળની નિરવતાનો ભંગ માત્ર પક્ષીઓના ગાનથી કે નદીમાં થતા વમળના અવાજથી જ થાય છે.

નવાબ સીરાજ-ઉદ્-દૌલાના વંશજો અત્યારે કેવી કંગાલ જીંદગી બસર કરી રહ્યા છે તેનો ખ્યાલ ભાગ્યે જ કોઈને હશે. નવાબ અલીવર્દીખાનને અમીના બેગમ અને ઘસીતી બેગમ નામની બે પુત્રીઓ હતી. નવાબ હૈબતજંગ સાથે પરણાવેલી અમીના બેગમે બે પુત્રોને જન્મ આપ્યો હતો, એક મીરઝા મહમદ, જેણે પાછળથી સીરાજ-ઉદ્-દૌલાનો ખીતાબ ધારણ કર્યો હતો, અને બીજો હતો ઇકરામ-ઉદ્-દૌલા.

સીરાજ-ઉદ્-દૌલાને કુદસિયા બેગમ નામે એક પુત્રી હતી. તેની શાદી ઇકરામ-ઉદ્-દૌલાના પુત્ર મુરાદ-ઉદ્-દૌલા સાથે કરવામાં આવી હતી. કુદસિયા બેગમને ચાર પુત્રીઓ અને શમશેરઅલીખાન નામે એક પુત્ર હતો. આ ચાર પુત્રીઓને માથાદિઠ માસિક રૂા. ૯૧ અને શમશેરઅલીખાનને માસિક ૧૮૨ રૂપિઆ પેન્શન આપવામાં આવતું હતું. શમશેરઅલી ખાનના મોટા પુત્ર સૈયદ લુત્ફઅલીને તા. ૨-૯-૧૮૩૧ ના સરકારી હુકમ અનુસાર માસિક રૂા. ૮૦ પેન્શન મળતું હતું. સૈયદ લુત્ફઅલીને ફાતીમા બેગમ નામની પુત્રી હતી. તેને તા. ૨-૧૦-૧૮૩૩, તા. ૨૮-૪-૧૮૪૭ ૨૫-૨-૧૮૬૯ ના સરકારી હુકમો મુજબ માસિક રૂા. ૧૪૨ પેન્શન અપાતું હતું.

ફાતિમા બેગમની એક પુત્રી લનીફુન્નીસાને માસિક રૂા. ૮૧ અને તેની બીજી બે પુત્રીઓ હસમતઆરા બેગમ તથા આફુન્નીસા બેગમને માથાદીઠ રૂા. ૩૦ પેન્શન અપાતું હતું. હશમત આરા બેગમ તા. ૨-૮-૧૯૩૧ના રોજ પોતાની પાછળ અઝીઝી બેગમ નામની પુત્રી અને મૌલવી સૈયદ ઝાકી રેઝાશાહ નામના પુત્રને મુકીને અવસાન પામ્યાં. મર્હુમ મૌલવી મુર્શીદાબાદમાં જીલ્લા સબ-રજીસ્ટ્રાર હતા.

આફુન્નીસા પોતાની પાછળ એક પુત્ર નામે અમીર મીરઝાને મુકી ગયાં છે. તેમને મહિને રૂા. ૧૫ નું રાજદ્વારી પેન્શન મળે છે. મર્હુમ મૌલવી સૈયદ ઝાકી રેઝાશાહને તા. ૧૦-૩-૧૯૩૨ ના સરકારી હુકમ અનુસાર મહિને રૂા. ૧૫ રાજદ્વારી પેન્શન મળતું હતું. તેઓ તા. ૨૧-૯-૧૯૩૪ના રોજ જન્નતનશીન થયા. મર્હુમનો સૌથી મોટો પુત્ર સૈયદ ગુલામ હૈદર ઇસ્ટ ઇન્ડીઆ રેલ્વેમાં ઇટાવા ખાતે ડ્રાફ્ટમેન છે. બીજો પુત્ર સૈયદ મોહસીન રેઝા મેસર્સ એમ. એમ. ઇસ્પહાની લીમીટેડ નામની પેઢીમાં છે, ત્રીજો પુત્ર સૈયદ ગુલામ મુરતઝા મુર્શીદાબાદમાં કારકુન છે, ચોથો પુત્ર ગુલામ અહમદ પોતાનાં દોરઢાંખરની જાતે જ સંભાળ રાખે છે અને જાતેજ ચરાવે છે. ટુંક સમય પર એક ચિત્તાએ તેના એક પેટા પર તરાપ મારી ત્યારે તેણે એકલે હાથે તેને હાંકી કાઢ્યો હતો. તેમનો પાંચમો પુત્ર સૈયદ મેઝા અલી ગ્રેજ્યુએટ થયેલો છે અને મધ્યસ્થ આબકારી ખાતામાં ઇન્સ્પેક્ટર તરીકે કામ કરે છે.

મર્હુમ મૌલવી સૈયદ રેઝાની વિધવાને ત્રણ પુત્રીઓ અને પરણાવવા યોગ્ય એક પૌત્રી છે. એ બધાંય મુર્શીદાબાદ ખાતે મોગલતોલીમાં એક જુનું મકાનમાં ખૂબ દુઃખમાં દિવસો વીતાવી રહ્યાં છે. પરંતુ તેમણે સ્વમાન જાળવી રાખ્યું છે અને કોઈ પણ સ્વરૂપે દાન સ્વીકારવાની તેઓ ના પાડે છે.

( પ્રબન્ધ )

*

દુર્ગંધનાશક તરીકે આપણે ફીનાઈલ વાપરીએ છીએ. પહેલાં એ સારું હતું, પણ હાલમાં એના ભાવ વધી જવાથી, વગર ખર્ચે

એવું કામ સરી શકે એમ છે. આપણા ચૂલાની રાખ દુર્ગંધનાશક છે. રાખમાં વાસ ખેંચી લેવાનો ગુણ છે એની ઘણાને ખબર નથી. ચૂલાની અગર પાણીનાં બંબામાંની સૂકી રાખ એક ડબ્બામાં ભરી રાખવી. એમાંના બારીક કોલસા કાઢી લેવા. તે ફરી સળગાવવાના કામમાં આવશે. આ રાખ ખાળમાં નાખીને સાવરણાથી ઘસીને ધોવાથી ખાળ એકદમ સ્વચ્છ થાય છે. સંડાસમાંની કાચની કૂંડી આ રાખથી ધોવાથી દુર્ગંધ નીકળી જાય છે. કૂંડી સફેદ અને સ્વચ્છ રહે છે તથા એના પરના પીળા ડાઘ સાવ નીકળી જાય છે. જ્યાં જ્યાં વાસ આવે ત્યાં ત્યાં રોજ રાખ નાખવાથી ફીનાઇલની જરૂર પડતી નથી. ચૂલામાંની સૂકી રાખને કપડાથી ગાળીને ચાંદીના વાસણ પર ઘસવાથી એના પર ચળકાટ આવે છે અને બ્રાસો, પોલીશ વગેરે વાપરવું પડતું નથી. આ રીતે એક પૈસો પણ ન ખર્ચતાં દીવાનખાતામાંની ફૂલદાન જેવી શોભાની ચીજો ચકચકિત કરી શકાય છે.

—લક્ષ્મીબાઈ પ્રધાન

બ્રિટિશ રાજકુટુંબની દક્ષિણ આફ્રિકાની મુસાફરી દરમિયાન ડરબન સીટી હોલમાં ચાપાર્ટી વખતે, રાજકુમારી ઇલીઝાબેથના ફ્રોક ઉપર ચા ઢોળનાર વ્યક્તિ પ્રખ્યાત થઈ ગયો છે. જો કે તેનું નામ અખબારોમાં નથી છપાયું, પરંતુ ઘણા સ્ત્રી પુરૂષો તે વ્યક્તિના તે સમયના ગભરાટ અને શિથિલતા સાથે હમદર્દી બતાવી રહ્યાં છે અને તે માણસને શોધી તેના હસ્તાક્ષર તેમ જ ફોટો મેળવવા કોશીશ કરી રહ્યાં છે. તેઓ માને છે કે ઇલિઝાબેથ જ્યારે ઇંગ્લેંડની ગાદી પર બેસશે ત્યારે આ ચા ઢોળનાર વ્યક્તિ પણ ઇતિહાસમાં અમર થઇ જશે.

*

ફિલિપાઈન્સમાં મનીલા ખાતે એક સુંદર છોકરીનું મૃત્યુ થયા બાદ ૯ વર્ષ પછી પણ તેનો મૃતદેહ કબરમાં જેવો ને તેવો જ છે, એ જોઇને લોકો આશ્ચર્યમુગ્ધ બની ગયા છે. આ વસ્તુને ચમત્કાર માનીને લોકો દૂર દૂરથી તે કબર જોવા આવી રહ્યા છે. કેટલાકોએ તેના શબની ઉપરના કાચના ઢાંકણ ઉપર રૂમાલ ફેરવ્યા હતા, અને કેટલાકોએ કબરની આજુબાજુ ઉગેલું ઘાસ પણ ખાધું હતું.

*

લંડનની સ્કુલોમાં જાતિયજ્ઞાન ઉપર શિક્ષણ અપાશે. માબાપની હાજરીમાં આ ભાષણો અપાશે ને જે માબાપોને એવું શિક્ષણ આપવાની પ્રથા ગમશે નહિ તેઓ પોતાનાં બાળકોને બીજી સ્કુલમાં દાખલ કરી શકશે. સહશિક્ષણવાળી શાળાઓમાં છોકરાઓ અને છોકરીઓને જુદા બેસારીને આ ક્લાસો ભરવામાં આવશે.

*

[ પૃષ્ઠપરછ્ છ પૃ. ૪૪૮ થી ચાલુ ]

પરહેજમાં–મરચાં, ખટાશ, તેલ, ગોળ, બાજરો, ચકોળ, ફરસાણ, તળેલી ચીજો, અથાણાં વગેરે ન ખાવું. અને બ્રહ્મચર્ય પાળવું.

ઘઉંની રોટલી, ઓસાવ્યા વગરના એહા ભાત, ખીચડી, ચૂલી, મગની અને તુવેરની દાળ, દુધ, માખણ, ઘી, પાકાં કેળાં, શેરડી, તેલ મસાલા વગરનાં ઘીમાં કરેલાં શાકો, ઇત્યાદિ સુપાચ્ય પૌષ્ટિક અને સાત્વિક ખોરાક ખાવો. શાકમાં–ખટાશ કે ચણાનો લોટ એવું કશું નાખવું નહિં. દુધ, ઘી, માખણ, વગેરે સારી રીતે વધારે પ્રમાણમાં પાચનશક્તિ અનુસાર લેવાય એમ વધુ લાભ છે. શરીરમાં નબળાઇ હોય તો શક્તિ આવતાં સુધી પરિશ્રમ બંધ કરી આરામ લેવો. આ પ્રયોગથી શ્વેત પ્રદર મટી જશે અને રજોદર્શન નિયમિત અને સ્વાભાવિક આવવા માંડશે.

—જટુભાઈ વૈદ

# પુછપરછ

આજ અમુક વખતથી શારીરીક ગુપ્ત રોગથી પીડાતી મારી સખીની દુઃખદ કહાણી હું તમારી આગળ રજુ કરૂં છું. મારી એક બહેનપણી છે. તેને એક આધાર તેની માતા હતી તે થોડા વખત ઉપર ગુજરી ગઇ છે. તે હાલ તેના કાકા કાકી સાથે રહે છે. અમે પાડોશમાં રહીએ છીએ. તે બહેન કાનપુર (યુ.પી.) તરફના હીંદી છે. ને તેમના કહેવાથી મેં ગુજરાતીમાં તમને પત્ર લખ્યો છે.

તેઓ કાનપુર પાસે રામાપુરના રહીશ છે. ગામડામાં ભૈયા લોકોની વસ્તી વિશેષ છે. નાનપણમાં આ બહેનનું મગજ ઘણું નબળું હતું. અને લગભગ ૧૧ વર્ષ સુધી ગાંડા જેવું જ જીવન ગયેલું. માબાપની એકની એક પુત્રી હોવાથી દવા કરાવવાથી વૈદની દવાથી મગજ ઠેકાણે આવ્યું ને સારૂ થઈ ગયું. નાનપણમાં ભૈયાઓના છોકરા છોકરીઓ સાથે દોસ્તી હતી. અહીં મગજની અસ્થિરતા અને બાળપણની નિર્દોષતાને કારણે એક ભૈયાના છોકરાના સંસર્ગના કારણે ખોટા સંબંધમાં તે નાની ઉમરે આવેલી.

કાકાકાકી વહેમી હોવાથીં તે છોકરી કાંઇ બોલી શકતી નથી, પણ તેને ગુપ્ત ભાગમાં હંમેશાં સફેદ પાણી જાય છે. વળી માસિક આવવાનું હોય તેના થોડા દિવસ અગાઉથી પુષ્કળ પ્રમાણમાં ઈંડાંની સફેદી જેવો સફેદ પદાર્થ પડે છે. ઈંજેક્શન લઈ શકે તેમ નથી. ગરીબ ખૂબ છે. વળી માસિક અટકાવ આવે ત્યારે આઠ આઠ દિવસ સુધી લોહી વહે છે. નિયમીત માસિક આવતું નથી. દર બે માસે કે એક મહિના ઉપર થોડા દિવસથી જાય એટલે આવે છે. લગભગ પાંચેક મહિનાથી તે માસિક બેસે છે. તેની ઉંમર સોળ વર્ષની છે.

માટે તેની દવા તેમને જોઈએ છે. એ છોકરી ગરીબ હોવાથી પૈસા ખર્ચી શકે તેમ નથી ને તેને દવા ન થાય તો તે પીડા સહન કરી શકતી નથી. તો તેને યોગ્ય સલાહ લખી મોકલશોજી. —મંજુલા

જે બહેનની કથની છે એનું દર્દ તો શ્વેતપ્રદર અને શરૂઆતના રજોદર્શનની અનિયમિતતા—અત્યાર્તવપણું છે, જેની ચર્ચા આપણે સ્ત્રીજીવન માસિકમાં ઘણીવાર કરી છે, અને પ્રયોગો પણ આપ્યા છે. એટલે મને એના સંબંધમાં જવાબ લખવાપણું ખાસ લાગતું નથી. છતાં એના સાદા ઉપાયો લખી મોકલું છું.

એ બહેનને શ્વેતપ્રદરનું દર્દ છે અને ઘણી નબળી યુવાન સ્ત્રીઓને શરૂઆતમાં અનિયમિત અને અતિઆર્તવ થોડા મહિનાઓ દેખાય છે. અને પછી એની મેળે નિયમિત રજોદર્શન દેખાવા માંડે છે, એવાં લક્ષણો છે. એને માટે નીચે પ્રમાણે પ્રયોગ–ઉપચાર કરવા.

સવારમાં—

| | | |
|---|---|---|
| સુવર્ણ વસંતમાલતી | ાા રતિ | પલાળીને |
| અભ્રક ભસ્મ | ાા રતિ | પડીકા |
| પ્રવાળ ભસ્મ | ાા રતિ | બનાવી |
| લોહ ભસ્મ | ાા રતિ | મધમાં ખાવાં. |
| ગળો સા. ૧ | વાલ ાા | ઉપર દુધ |
| સિતોપલાદિ ચૂર્ણ | વાલ ૧ | પીવું. |

બપોરે જમ્યા પછી—

કુમાર્યાસવ ાા ઔંસ } ભેગુ મેળવીને
અશોકારિષ્ટ ાા ઔંસ } પીવો.

સાંજે—

ચંદ્રપ્રભા ગુટી લોહ શીલાજીત યુક્ત ૪ ગોળીઓ ભુકી કરીને દુધ સાથે લેવી.

રાત્રે સુતી વખતે—

શાસ્ત્રીય ઘરે કરેલી ચ્યવન પ્રાશાવલેહ અષ્ટવર્ગયુક્ત ૧ તોલો દુધ સાથે ખાવો. આ દવાનું સેવન ત્રણ માસ સતત કરવું.

[ પૃ. ૪૪૭ ઉપર ચાલુ ]

# સ્ત્રી-જગત  સમાચાર

સીમલા અને દિલ્હીની Y. W. C. A. નો વાર્ષિક ઉત્સવ લેડી માઉન્ટબેટનના પ્રમુખપદે ઉજવાયો. તેમાં મીસીસ અમ્મુ. સ્વામીનાથન, મીસીસ જેહોન મથાઇ અને મીસ ડી. એમ. લીને ભાષણો કર્યાં.

*

ઢાકામાં હુમલાખોરોએ એક ગૃહસ્થ, તેમની પત્ની અને પુત્રીને કેરોસીન છાંટી ઘર સળગાવીને જીવતાં બાળી મૂકવામાં આવ્યાં.

*

મુસ્લીમ સ્ત્રીઓ તરફથી યુ. પી. ધારાસભામાં બેગમ હબીબુલ્લાહ ચુંટાયાં. તેમના ત્રણ સ્ત્રી–હરીફોએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી હતી.

*

વિજળીની તંગીને કારણે ૨૧ મી એપ્રીલે શાહજાદી એલીઝાબેથનો જન્મ દિન ઉજવવાનું લંડનમાં બંધ રહ્યું.

*

પીલવાઈ બાલિકા વિદ્યાલયનો વાર્ષિકોત્સવ ઉજવાયો તેમાં તે કોલેજના પ્રિન્સીપાલ મીસીસ દેવકી અમ્માને બાલિકાઓના સુંદર શિક્ષણ માટે અભિનંદન અપાયાં.

મીસ પ્રેમોજા ચૌધરીનું દોરેલું 'ગામડાની સ્ત્રીઓ' નામનું ચિત્ર ન્યુદીલ્હીની ફ્રેંચ ઇન્ફરમેશન ઓફીસમાં જાહેર પ્રજાને જોવા માટે મૂકવામાં આવ્યું હતું.

*

શ્રી. લીલાવતી મુનશીએ એકસરખા કામ માટે પુરુષો અને સ્ત્રીઓના સરખા પગાર માટે રજુ કરેલું બીલ મુંબઇ ધારાસભાએ પાસ કર્યું.

*

કોહાટ પાસે ટ્રેન ઉપર હુમલો કરી ચાર સ્ત્રીઓને મારી નાખવામાં આવી અને એક હિંદુ સ્ત્રીનું અપહરણ કરવામાં આવ્યું હતું.

*

અલમોરા પાસે દેવલી ગામમાં એક જુવાન સ્ત્રીના ખૂન માટે એક મુસ્લીમ દુકાનદારની ધરપકડ થઈ.

*

જનરલ ગોરીંગની પત્ની એમ્મી અને તેની આઠ વર્ષની પુત્રી એડા ઉત્તર બાવેરીયાના એક ગામમાં નાનકડા ઘરમાં રહે છે. મીસીસ ગોરીંગ સામે નશાખોરી માટે કોર્ટમાં કેસ કરવામાં આવ્યો છે.

અમદાવાદના શીનાઇ પ્રસુતિગૃહ ઉપર એક વધુ માળ કરવા માટે શ્રી. માણેકલાલ ચુનીલાલ શીનાઇએ એક લાખ રૂપીઆ મ્યુનિસિપાલિટિને ભેટ આપ્યા.

*

ન્યુયોર્કમાં ૬૫ વર્ષના જેમ્સ વીલીયમ નામના મજુરે ૧૬ મી વખતે લ્યુસી પારકર નામની કન્યા સાથે લગ્ન કર્યાં.

*

સુરતમાં જમશેદજી નવરોઝ ફંડ કમીટી તરફથી યોજાયેલ રમતગમતની હરિફાઈમાં ઇનામ શ્રીમતી મહેરબાનુ કાવસજીના હાથે વહેંચાયાં.

*

નવસારી સ્ત્રી મંડળનું બીજું અધિવેશન કુ. કપિલાબહેન ખાંડવાળાના પ્રમુખપદે ભરાયું. અધિવેશનથી ઉદ્ઘાટનક્રિયા શ્રી. મીઠુબહેન પીટીટે કરી હતી.

*

વરસોડામાં અનીલ ઓસમાજના સેક્રેટરી શ્રી. કુન્દનકુમારીના પ્રમુખપદે બાળીકાઓ રાજકુમારી જયદીપકુમારીનો જન્મોત્સવ ઉજવ્યો.

મુંબઈ સરકારે તારાબ્હેન મોડકને મુંબઈ શહેરની પ્રૌઢ શિક્ષણ સમિતિમાં સભ્ય તરીકે આ વર્ષે નીમ્યાં છે.

*

જામગરમાં શેઠ દામોદર વીસનજી હીરજી વેદનાં પત્ની મણીબાઈ અકસ્માત દાઝી જવાથી અવસાન પામ્યાં.

*

સુરત 'મહિલા ક્લબના પ્રમુખ તરીકે શ્રી. જસવંતી રેશર ચુંટાયાં.

*

અમદાવાદમાં તરગાળા-વાડની મંગળા નામની પરણેલી બાઈ મનહરકુમાર ઉર્ફે મનોજકુમાર સાથે નાસી ગયેલી, તેને તેના પતિ રમણલાલે કાઢી મૂકી છે, ને છૂટાછેડા આપી દીધા હોવાથી હવે તે તેના નવા પતિ સાથે રહે છે, પણ તેની સામેનો કેસ હજી અદાલતમાં પડ્યો છે.

*

અમદાવાદમાં દરિયાપુર મોટી કડીવાવાડમાં રહેતા કાન્તીલાલ જોઈતારામ કડીયાએ પોતાની પત્ની હયાત છતાં કાન્તા નામની યુવતી સાથે ફરી લગ્ન કર્યાં હોવાથી પોલીસે કેસ કર્યો.

*

વડોદરાની પ્રેમાનંદ સાહિત્યસભાના મંત્રી તરીકે શ્રીમતી કુસુમબેન દેસાઈ ચુંટાયાં.

ઉમરેઠ મ્યુનિ. માં એક સ્ત્રી-બેઠક માટે ત્રણ બહેનોએ ઉમેદવારી કરી છે.

*

વરસોડામાં ઠાકોર સાહેબના જન્મદિવસે અનીલ સ્ત્રી સમાજના આશ્રયે ના. મહારાણી સાહેબના પ્રમુખપદે મેળાવડો થયો તેમાં રાજકુમારી શ્રી. યોગેન્દ્રકુમારીએ અભિનય નૃત્ય કર્યું અને રાજકુમારી જય-દેવકુમારીએ પ્રવચન કર્યું હતું.

*

નેપાળમાં કામદારોના સરઘસ ઉપર પોલીસે કરેલા ગોળીબારમાં ત્રણ સ્ત્રીઓ મરી ગઈ અને ૧૬ બાળકો સંગીનથી ઘાયલ થયાં.

*

સર્વ કોમની સમિતિએ સર્વ-સમ્મતિથી મુસ્લીમ સ્ત્રીઓના બુરખા પહેરવાના રિવાજ પ્રત્યે વિરોધ દર્શાવતો ઠરાવ પસાર કર્યો છે. ફેડરલ સરકાર સાથે અગાઉથી ચર્ચા કર્યા સિવાય સમિતિ બુરખા પર પ્રતિબંધ મૂકતો કાનૂન પસાર કરી શકે નહીં.

*

અમદાવાદમાં શ્રી. ગુણવંતરાય આચાર્યની હાજરીમાં તેમનું નાટક 'અલ્લાબેલી' લોકનાટ્ય સંઘ તરફથી ભજવાયું. તેની તમામ આવક 'શ્રી. મેઘાણી સ્મારક ફંડ' માટે ગુજરાત સાહિત્ય સભાને આપી દેવામાં આવી છે.

સ્ત્રીઓને સ્વરક્ષણ ને ગૃહવિજ્ઞાન શીખવવા માટે યોજના કરવા યુનિને સૂચન કરવા બે ઠરાવ મુંબઈ ધારા-સભામાં પસાર થયા હતા.

*

એંગ્લોઈન્ડીઅન મહિલા સમાજની મીટીંગ શ્રી. શારદા-બહેન મહેતાના પ્રમુખપદે મળી તેમાં સ્ત્રીઓનું હક્કનામું વાંચી સંભળાવવામાં આવ્યું હતું અને શ્રી. જયવતી બહેન દેસાઈને ગુજરાત મહિલા પરિષદના પ્રમુખ તરીકે ચુંટાવા બદલ અભિનંદન અપાયાં.

*

સક્કર (સીંધ)ના શેઠ મોતનદાસ ૬૦ વર્ષની ઉમ્મરે પરણવા નીકળ્યા. પોલીસે શારદા એક્ટના ભંગ માટે ચોરીમાંથી તેમની ધરપકડ કરી. ને કન્યાની તપાસ કરતાં તે છોકરીના કપડાં પહેરીને પરણવા બેઠેલો છોકરો નીકળ્યો.

*

સુરત બાલિકા સમાજના પ્રમુખ તરીકે શ્રી. પ્રભાવતી પટેલ અને ઉપપ્રમુખ તરીકે શ્રી મનહરબેન કાજી ચુંટાયાં. શ્રી. ચંદ્રપ્રભા મારવાડી, સવિતા ઝવેરી અને ઉર્મિલા પરીખ મંત્રીઓ તરીકે અને શ્રી. જયમનગૌરી પાઠકજી વગેરે બહેનો કાર્યવાહક મંડળમાં આવ્યાં.

જળગાંવના સૌ. ચંદ્રાબહેનના કાશીજી થી. મોતીઆઈ પછી ઓપરેશન કરાવતાં જોડીઆમાં અવસાન પામ્યાં.

*

કુરુન્દવડના રાજા પરદેશના પ્રવાસે જવાના હોવાથી તેમના પ્રતિનિધિ તરીકે તેમના રાણી વિદ્યાદેવી નીમાયાં છે.

*

એશીઆઈ પરિષદની હંગામી કાઉન્સીલમાં રાણી રાજવાડે ચુંટાયાં છે.

*

દિલ્હીમાં એશીઆઈ પરિષદ વખતે કોરીયાની બાનુ ડેલીગેટોએ ત્યાંની સ્ત્રીઓ અને કન્યાઓ તરફથી વિજયલક્ષ્મી પંડિત અને સરોજિની નાયડુને બે ઢીંગલીઓ ભેટ આપી ત્યારે ભારે હર્ષનાદ થયો હતો.

*

અમદાવાદની એક વીશ વર્ષની જૈન યુવતી પર વર્ષના વરને પરણીને નવ હયાત બાળકોની માતા બની છે.

*

ફ્રેંચ મોરોક્કાના કાસાબ્લાન્કામાં એક યુવતીના હોદ્દા માટે સીંગાલીઝ અને મોરોક્કો વચ્ચે ઝપાઝપી થતાં ૪૦ માણસો માર્યાં ગયાં.

*

સરહદની સરકારે સ્ત્રીફરમાનનો ભંગ કરી સરઘસ કાઢવા માટે ૬૯ સ્ત્રીઓની ધરપકડ કરી હતી.

અમદાવાદમાં સારંગપુર દોલતખાનામાં પાણી ભરવા માટે બે યુવતીઓમાં તકરાર થતાં ચંદ્રકળાએ ઉશ્કેરાઈ જઈ તારાલક્ષ્મી ઉપર ચપ્પુ વડે હુમલો કર્યો હતો.

*

મુંબઈ રેડીઓ ઉપરથી 'બે મહાન યુદ્ધ અને સ્ત્રી' એ વિષય ઉપર શ્રી. તરંગિણી રસિકલાલ ચોકસીયાએ ભાષણ કર્યું.

*

વઢવાણમાં કન્યાઓના વેચાણ કરતી એક ટોળીના સીકંજામાં એક વણીક કન્યા સપડાયાની ખબર પડતાં તેને બચાવી લેવામાં આવી.

*

દિલ્હીમાં મળેલી લીગી મહિલા ઉપસમિતિની બેઠક ગયા સોમવારે વિસર્જન થઈ હતી. બેઠકે આસામ સરકારની નીતિ સામે વિરોધ દર્શક ઠરાવ પસાર કર્યો હતો.

નવા વર્ષના પ્રમુખ તરીકે લેડી હારૂન, મંત્રી તરીકે બેગમ ઐઝાઝ રસુલ, તથા ખજાનચી તરીકે બેગમ વાસીમ ચુંટાયાં હતાં. કુ. ઝર્દાન આસાને સમિતિમાં કો-આપ્ટ કરવામાં આવ્યા હતાં.

*

પોરબંદરમાં સરકારી દારખાનું સળગતાં એક બાઈ બળી મરી.

સૌ. સાવિત્રીદેવી સુકરજી નામની બાઈએ ૭ વર્ષ પહેલાં 'હિંદુઓ સાવધાન' નામની બુક અંગ્રેજીમાં લખેલી તેનો મરાઠી અનુવાદ બાબુરાવ કેલકરે નાગપુરથી પ્રસિદ્ધ કર્યો.

*

કોંગ્રેસ સેવિકાદળના આશ્રયે વરસોવામાં ગ્રીષ્મ છાવણી એક માસ માટે યોજાઈ છે તેમાં વિવિધ કાર્યક્રમ રખાયો છે.

*

લંડનની ઓકઝીલયરી ટેરીટોરીયલ સરવીસની કોરપોરલ બર્મીંગહામ શાયરની કુ. ઓરીન ફ્લોરેન્સ ફીલ્ડી નામની ૨૦ વર્ષની યુવતી મુસ્લીમ ધર્મ સ્વીકારી હિંદિ લશ્કરના કેપ્ટન શેખ મહમદ અસલમ સાથે લગ્ન કરવા હિંદમાં આવવાની છે.

*

જોડીઆ તાબે પીઠા ગામની એક બ્રાહ્મણ કન્યાએ આંખના દરદી મુરતીઆ સાથે નહિ પરણવા માટે પોતાના ભાઈને પત્ર લખ્યો છે ને તેના પિતા પરાણે ધનની લાલચે પરણાવશે તો આત્મહત્યા કરવાની ધમકી આપી છે ને જામસાહેબને પણ પત્ર લખ્યો છે.

*

હડમતીયાની જીવીબાઈ સામે બાળકના ખૂનનો કેસ શરૂ થયો છે.

શ્રીનગરથી પંદર માઇલ દૂર આવેલા રેન્ફેપુર ગામમાં ગયા સપ્તાહમાં એક સ્ત્રીએ એકી સાથે ચાર બાળકોને જન્મ આપ્યો હતો. એ ચારે બાળકો તેમના જન્મના દિવસેજ મરી ગયાં હતાં.

*

અખીલ હિંદ મહિલા પરિષદની કલકત્તા શાખાએ નીમેલ પેટા સમિતિ સ્ત્રીઓ પર પોલીસે અત્યાચાર ગુજાર્યાના આરોપો માટે તપાસ કરે છે. તેમણે રોજ આવા અત્યાચારો સ્ત્રીઓ ઉપર પોલીસો તરફથી થતા હોવાનું મહીલા પરિષદના પ્રમુખ શ્રીમતી નીલીલસને તારથી જણાવ્યું છે.

*

મુંબઇ ધારાસભામાં મુસ્લીમ સ્ત્રીઓ માટે જુદી માધ્યમિક શાળાઓ ખોલવા મીસીસ ખદીના સફી તૈયબજી (મુસ્લીમ લીગ) તરફથી એક ઠરાવ રજુ થયો તેનો શ્રી. તારાબહેન મોડક અને મીસીસ એસ. એન. ગોરે વિરોધ કરતાં જણાવ્યું કે (કામુનલ) કોમ ભેદની રીતે આવી જુદી સ્કુલો કરવી તે યોગ્ય નથી. સર્વ કોમની સ્ત્રીઓ માટે આવી સ્કુલો કરવી જરૂરી છે ને કરવી જ જોઇએ. આ ઉપરની ચર્ચા આવતી બેઠક ઉપર મુલતવી રહી છે.

*

કોહાટથી આવતી ટ્રેન ઉપર લીગ નેશનલ ગાર્ડના માણસોએ હુમલો કરેલો તેમાં પંદર સ્ત્રીઓ અને બાળકોનો હજી પત્તો નથી.

*

રશિયાએ પોતાના નાગરિકોની જરૂર હોવાનું જણાવી સોવિયેટ સામ્રાજ્યના વિવિધ દેશોમાં તેમના પતિ પાસે જતાં જે પંદર રશિયન સ્ત્રીઓને રોકી રાખી છે એમાંના રાહુલજીના પત્નીને હિંદ આવવાની પરવાનગી મળી છે. ૧૯૩૭માં તેમનાં લગ્ન થયાં છે ને તેઓ એક સંતાનની માતા છે.

*

સુરત સુધરાઇની હડતાળ વખતે ફરજ પરની બધી નર્સોએ એક હોદ્દેદારના ઘર ઉપર શાન્ત પીકેટીંગ કર્યું હતું.

*

કેરાળા પાસે વાંકીઆમાં માટીખાણ તૂટી પડતાં માટી લેવા ગયેલી ચાર સ્ત્રીઓ દટાઇ જતાં ત્રણ મરી ગઇ ને એકને ગંભીર ઇજા થઇ.

*

શ્રીમતી અરુણા અસફઅલી તેમના પતિના પરદેશવાસથી ખાલી પડેલી જગ્યાએ દીલ્હી પ્રાંતિક કોંગ્રેસ કમિટિના પ્રમુખ તરીકે ચુંટાયાં.

*

અલ્હાબાદમાં ઝાડુવાળાએ હડતાળ પાડી તેમાં ૪૦૦ સ્ત્રીઓએ સાથ આપ્યો હતો.

*

વલસાડ કરખાની અનાવીલ વિધવાબાઇ પોતાના એક બાળક સહિત એક સુથાર યુવક સાથે નાસી ગયાનું કહેવાય છે.

*

ફગનાથપરા હિંદુમીશનમાં ૪૦ વર્ષ પર ખ્રીસ્તી થયેલ એક પાટીદાર ભાઇ, તેમના પત્ની અને પુત્રીએ હિંદુ ધર્મ સ્વીકાર્યો.

*

અમદાવાદની કુ. ભગવતી હરિલાલ મહેર વિજ્ઞાનનો અભ્યાસ કરતાં હતાં તે હિંદી સરકાર તરફથી ઉચ્ચ તબીબી શિક્ષણ લેવા માટે ૧૧ બહેનોની ટુકડીમાં સ્ટીમર રસ્તે ઇગ્લાંડ ગયાં.

*

પંજાબમાં નુરપુર ગામની એક હિંદુ છોકરી તથા તેના કાકાનું અપહરણ થયું છે. સરકાર એ છોકરીને પાછી મેળવવા પ્રયાસ કરે છે.

*

સ્વ. લાલનનું સ્મારક કરવાનું શરૂ થયું છે તેમાં લાઠીના ના. ઠાકોર સાહેબે પાંચ હજાર રૂપીઆ આપ્યા. ફાળો સ્મારક સમિતિના પ્રમુખ કુ. શ્રી. મંગળસિંહજીભાઇ, લાઠી એ સરનામે મોકલવો.

જલાલપોર તાબે વછર-વાડની પાટીદાર બાઇ મણી ઉપર કોઇએ પ્રેમપત્રો લખેલા તે તેના વાલિઓના હાથમાં આવતાં બાઇ મણીએ કુવે પડી આપઘાત કરવા પ્રયત્ન કર્યો, પણ બચી જતાં તેના ઉપર કેસ થતાં રૂા. વીસ દંડ થયો અને તે જ રીતે જલાલપોર કરખાની કોળી બાઇને માર મારવાથી કુવે પડેલી તેનો રૂા. દશ દંડ થયો.

*

રાજસ્થાની પ્રજા પરિષદ ગ્વાલીયરમાં ભરાઇ તેમાં લક્ષ્મીબાઇનગરમાં સ્ત્રી પરિ-ષદના પ્રમુખસ્થાનેથી શ્રીમતી શુંતિદેવીએ સ્ત્રીઓને રાષ્ટ્રના નવસર્જનમાં સક્રિય ફાળો આપવા વિનંતી કરી હતી. અને ઝાંસીરાણી લક્ષ્મીબાઇને અંજલી આપી હતી. પંડિત જવાહરલાલ નહેરૂએ પણ સ્ત્રીઓને રાષ્ટ્રના ઘડતરમાં સાથ આપવા અને અબળા મટી સબળા બનવા હાકલ કરી હતી.

*

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના નવા વર્ષના પ્રમુખ તરીકે લેડી વિદ્યાગૌરી ચુંટાયાં અને કારોબારીમાં શ્રી ઇન્દુમતીબેન દિવાનજી અને શ્રી. ઇન્દુમતીબહેન મહેતા સર્વાનુમતે ચુંટાયાં છે.

*

ધારીમાં મકાન તૂટી પડવાથી એક ભરવાડ સ્ત્રી તેની ૭ વર્ષની પુત્રી સાથે દટાઇ મરણ પામી અને કાટમાળ ખસેડતાં તેનો દોઢ વર્ષનો છોકરો સલામત મળ્યો છે.

*



ગુજરાત વિશ્વવિદ્યાલયની સ્થાપના પ્રશ્ન પર રિપોર્ટ કરવા મુંબઇ સરકારે કમીટી નીમી છે તેમાં શ્રી. ઇન્દુમતી ચીમનલાલ શેઠ નીમાયા છે.

*

અમેરિકા વિદ્યાપીઠમાં હિંદી ગીતો, નૃત્યો, તેમ જ સંસ્કૃતિ અંગેના વ્યાખ્યાનોનો ક્રમ રખાયો છે તેમાં શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ વિશ્વશાંતિ ઉપર વ્યાખ્યાન આપનાર છે.

*

બંગાળ ધારાસભાના આંગણે બંગાળી સ્ત્રીઓએ દેખાવો કરતાં તેમણે પ્રધાન-મંડળને સ્ત્રીઓની મર્યાદાનું રક્ષણ કરવાનું અથવા રાજી-નામુ આપવાનું સંભળાવ્યું.

*

જાણીતી સીનેમા અભિ-નેત્રી શ્રીમતી દમયંતી સહા-નીનું અવસાન થયું. તેઓ બી. એ. હતાં ને કેળવણી ખાતામાં તેમ જ વધો યોજ-નામાં તેમણે કામ કર્યું હતું.

*

અમદાવાદમાં હરિજન આશ્રમ પાસે રહેતા જૈન વણીક બહેન ધીરજબહેન શાહે નવસારી તાલુકાના હરિજન બ્રાહ્મણ શ્રી. નર્મદાશંકર જયશંકર પંડયા સાથે વડોદ-રામાં લગ્ન કર્યાં.

*

એલીસબ્રીજમાં એક સારા કુટુંબની યુવાન કન્યાની છેડતી કરવા માટે એક પોલીસ કોન્સ્ટેબલ ઉપર કેસ થયો છે. ને આશ્રમરોડ પર ઉપર એક ૧૬ વર્ષની સ્થારણ યુવતીને હાથ પકડી સાઇકલ ઉપર પોતાને ઘેર આવવા માટે એક સાઇકલીસ્ટે : માગણી કરવાની ફરીઆદ થઈ છે.

*

શ્રી. અનસુયાબહેન સારા-ભાઈના હાથે અમદાવાદના મજુરમહાજનના નવા મકાનનો પાયો નંખાયો.

*

મુંબઈમાં મહિલા સંગઠન મંડળના આશ્રયે શ્રી. કપિલા-બેન ખાંડવાળાએ 'સ્ત્રી ઉન્નતિ' ઉપર પ્રવચન કર્યું હતું.

મુંબઈમાં ભારતીય પ્રગતિ મંડળ તરફથી સ્ત્રીઓમાં વાંચન, ભરત, ગૂંથણ, સીવણ વગેરેનું શિક્ષણ આપવા એક મહિલા વર્ગ શરૂ કરવામાં આવ્યો છે તેમાં પંદર બહેનો હાલ લાભ લે છે.

*

મુંબઈમાં કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટના લાઇબ્રેરી હૉલમાં શ્રી. જયમનગૌરી બહેન પાઠકજીએ 'ગુજરાતી રાસ સાહિત્ય' ઉપર પ્રવચન કર્યું. અને દિ. બ. ક. મો. ઝવેરીના પ્રમુખપદે પોતાનાં ગીતો ગાઈ સંભળાવ્યાં હતાં.

*

બંગાળ ધારાસભામાં સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે નોઆખલીમાંથી આઠ અને ટીપેરામાંથી પાંચ મળી તેર હિંદુઓનાં અપહરણ થયાની વાત સાચી છે.

*

ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી હજીરામાં ચાલનાર તાલીમ વર્ગમાં શ્રી. તારાબહેન મોડક હાજરી આપશે.

*

ગ્વાલીયરમાં અખિલ હિંદ રાષ્ટ્રિય મહિલા પરિષદ શ્રીમતી કાન્તિદેવી દિનેશને પ્રમુખપદે ભરાઈ તેની ઉદ્ઘાટન ક્રિયા શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયે કરી હતી.

જામનગરમાં એક યુવાન બાળાએ અગ્નિસ્નાન કર્યું.

*

જામખંભાળીયાની એક બ્રાહ્મણ વિધવા બાઈ મણીબાઈએ તેની જ્ઞાતિના યુવાન સાથે આર્ય વીધીથી પુનર્લગ્ન કર્યાં.

*

ગંજામ જીલ્લામાં એક બાઈને પૂંછડીવાળી પુત્રી જન્મી છે તેને શસ્ત્રક્રિયા માટે બહેરામપુરની હોસ્પિટાલમાં મોકલી છે.

*

લંડનની એક હોસ્પીટલમાં ૨૧ વર્ષની તંદુરસ્ત યુવતીએ આવીને ફરીયાદ કરી છે કે તેને પુરૂષો પેઠે દાઢી ઉગે છે. દાક્તરોએ ઘણા પ્રયત્ન કર્યા, પણ દાઢી ઉગતી અટકતી નથી.

*

કુંડલાની એક જૈન વિધવાની અગીઆર વર્ષની કુંવારી બાળાનું અમરેલીના એક ૫૦ વર્ષના વૃદ્ધ સાથે વિધવા બાઈના પિતાએ પૈસાના લોભે સગપણ કર્યું છે. આ વૃદ્ધને ૧૫ સંતાનોમાંથી ૬ સંતાનો હયાત છે. થોડા વખતમાં જ આ લગ્ન થઈ જવા સંભવ છે.

*

અંધેરી મહિલા મંડળના આશ્રયે યોજાયેલ કાર્યક્રમનું પ્રમુખસ્થાન શ્રી. લીલાવતી મુનશીએ લીધું હતું.

મુંબઈના શ્રી. જૈન મહિલા સમાજના આશ્રયે માંગરોળ મેન્શનમાં 'અનેક પત્ની પ્રતિબંધ અને લગ્ન વિચ્છેદ'ના કાયદાઓ સ્ત્રીઓને ફાયદાકારક છે કે નહિ, તે ઉપર શ્રી. ઇન્દુમતી ચીમનલાલ શેઠના પ્રમુખપદે ચર્ચા ગોઠવાઈ હતી.

*

શ્રી. વિજયાલક્ષ્મી પંડિત રશિયામાંના પ્રથમ હિંદી એલચી તરીકે નીમાવા સંભવ છે.

*

સુરતમાં ગોપીપુરામાં આવેલ મહિલાવિદ્યાલયની પ્રાથમિક શાળાના ખર્ચને પહોંચી વળાતું ન હોવાથી બંધ કરવાની વિચારણા ચાલે છે.

*

મોરબીમાં ૨૦ વર્ષની યુવાન લુહાણા બાઈએ માધાપુરના કુવામાં પડી આપઘાત કર્યો.

*

શ્રી. ચંદ્રકુંવરબા મોતીસિંહજી મહિડાનું અવસાન થયું.

*

ન્યુ દિલ્હીમાં ગવર્નર પરિષદ વખતે લેડી ગાર્ડન્ટમેકને ગવર્નર પત્નીઓ સાથે સ્ત્રીઉન્નતિ સંબંધી ચર્ચા કરી હતી.

*

# પુસ્તક પરિચય

સ્વ. ઝવેરચંદ મેઘાણીએ એમના અવસાન પહેલાં જે ભગિરથ કાર્ય શરૂ કરેલું તે સોરઠની સંતવાણીને ગ્રંથસ્થ કરવાનું કામ એમની હયાતીમાં પુરૂં ન થયું. પ્રસ્તાવના લખીને મોકલ્યા પછી થોડા જ વખતમાં તેમનું અવસાન થયું.

એ **સોરઠી સંતવાણી** (પાકું પૂંઠું પૃ. ૧૬૨ કિં. રૂા. ત્રણ) ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય તરફથી પ્રગટ થઈ છે. સોરઠના લોક સમાજમાં જાણીતા ભાણ સાહેબ, ખીમ સાહેબ, મોરાર સાહેબ, સંત હોથી, ત્રિકમ સાહેબ, દાસી જીવણ, રવિ સાહેબ જેવા સંતોની વાણી એમના આ પુસ્તકમાં તેમણે વિધવિધ વિભાગો પાડીને રજુ કરી છે. આ પુસ્તકનો લાંબો પ્રવેશક તેમના બીજા પુસ્તકોની પેઠે અભ્યાસીઓ માટે માર્ગદર્શનરૂપ બન્યો છે. સો ઉપરાંત ભજનો રજુ કરતું આ પુસ્તક શ્રી. મેઘાણીનું છેલ્લું સંપાદન છે. આ સાહિત્યના પાંચ છ પુસ્તકો થાય એટલું સાહિત્ય એમની નોંધપોથીમાં પડ્યું છે. તેનું સંશોધન કરી આ ભાગોને લંબાવવામાં આવે તો લોકોની જીભે જ માત્ર ટકી રહેલું 'આ સાહિત્ય ચિરંજીવ બની જશે. જો એની તરફ ઉપેક્ષાવૃત્તિ થશે તો ફરી આ ગીતોનો સંગ્રહ કરનાર કોઈ નહિ હોય તો ભારતપ્રજાનો વારસો લુપ્ત થશે.

લેખકે ભજનીકોની ઓળખ અને ભજનનો સાર અને અર્થ આપી સામાન્ય માનવીને સમજ પડે તેવી સરળતા કરી આપી છે. ઇચ્છીએ છીએ કે ઘરેઘરે આ પુસ્તક પહોંચે.

ગુજરાતી સાહિત્યમાં નાનાં નિબંધોનો પુસ્તકો જહિરત છે. તેમાં મનન અભ્યાસ અને ચિંતન પૂર્ણ પાડે તેવા નાના નિબંધોનો સંગ્રહ ધૂમકેતુની કલમ પ્રસાદીમાંથી વાતાયન (પૃ.૨૦૦ કિં. અઢી રૂા.) નામે સંગ્રહ આપણને સાંપડે છે. ૪૫ નિબંધોનો આ સંગ્રહ આજની યુનિવર્સિટીઓના અને હાઈસ્કુલોના ઉપલા ધોરણોમાં ટેક્ષબુક તરીકે મૂકી શકાય તેવો છે. ચાર ચાર પાનાના આ નિબંધો સામાન્ય બિન્દુમાંથી વાચકને નવી દૃષ્ટિ આપી વિચાર કરતો કરી મૂકે છે ને સાથોસાથ નગ્નસત્ય રજુ કરી સાચી સ્પષ્ટ હકીકતનું જ્ઞાન આપે છે. આવા નિબંધો ગુજરાતી સાહિત્યમાં નથી એમ કહીએ તો ચાલે. આપણી એ ઉણપ આ પુસ્તક દ્વારા પૂરાય છે તે આનંદની વાત છે. લેખક તેમના આવા નાના નિબંધોના વધુ સંગ્રહો આપે એમ ઇચ્છીએ છીએ.

**પિતાજીનો વનપ્રવેશ અને બીજી વાતો** (લેખકઃ શ્રી. પૂર્ણાનંદ મ. ભટ્ટ, પૃ. ૨૫૬ કિંમત રૂા. ત્રણ) દશ નવલિકાઓનો આ સંગ્રહ એક નવા જ લેખક તરફથી ગુજરાતી સાહિત્યમાં રજુ થાય છે અને સાથોસાથ તેની ઉત્તમતા માટે તે એક જાણીતા સર્જક શ્રી. ચુ. વ. શાહ ને બીજા જાણીતા વિવેચક પ્રો. અનંતરાય મ. રાવળના પ્રમાણપત્રો સાથે લઈ આવે છે. શ્રી. શાહ લખે છે : 'દરેક કથા એક પછી એક આવતા પ્રસંગો સાથે આગળ વધે છે : એ પ્રસંગોની ગુંથણી કુતુહલને જન્મ આપે છે, અને અત્યુક્તિઓ હોવા છતાં રૂઢિગત લેખન શૈલીને યોગે વાચનક્ષમતાનો નિભાવ થાય છે,' જ્યારે પ્રો. રાવળ કહે છે : 'દશે વાર્તાઓ સુવાચ્ય છે અને વાર્તાકારની કેટલીક શક્તિઓ સ્પષ્ટ દેખાડી આપે છે. માનવીઓ અને તેમના મનોભાવનું ચટકદાર નિરૂપણ કરવાનું પણ તેમને ઠીક ફાવ્યું છે.' આવો આ સંગ્રહ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી આપણને મળ્યો છે.

કાકાસાહેબ કાલેલકરે '**શ્રી નેત્રમણિભાઈને**' લખેલા અંગત પત્રનો સંગ્રહ શ્રી. નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી પ્રગટ થયો છે. (પૃ. ૧૦૦, કિં. ચૌદ આના) શ્રી. નેત્રમણિભાઈની ટુંકી ઓળખ શરૂઆતમાં કાકાસાહેબે આપી છે. નેત્રમણિભાઈ વલસાડ તરફના ને નાનપણમાં કમાવાની જરૂરીઆતને અંગે મુંબઈ ગયેલા, પણ પ્રકૃતિ સારી ન રહેતાં દેશ આવેલા ને પછી પાછા મુંબઈ આવી સ્વ. હાજીમહંમદ અલારખીઆ શીવજી સાથે '**વીસમી સદી**'માં જોડાયેલા તે છેવટની ઘડી સુધી. એટલે ઘણા લેખકોના ને સાક્ષરોનાં પરિચયમાં આવેલા. તેમની છેલ્લી અવસ્થામાં કાકા સાહેબ સાથે તેમને પત્રવ્યવહાર ચાલેલો તે પત્રોનો આ સંગ્રહ છે. તેમાં સાહિત્યની કોઈ ચર્ચા નથી, ગૂઢ પ્રશ્નોની ચર્ચા નથી, સામાન્ય કાગળો હોય તેવા છે: છતાં કાકાસાહેબની કલમની પ્રસાદી છે: એટલે તેમાં કાકાસાહેબનું હૃદય ઠલવાયેલું જણાયા વિના રહેતું નથી.

**મેડમ ક્યુરી**—(લેખક: શ્રી. ડૉ. નરસિંહ મૂળજી શાહ. પ્રકાશક: ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ. સચિત્ર પૂંઠું, પૃ. ૧૪૮, કિં ૨–૦–૦)

સ્ત્રીજીવનમાં હપ્તે હપ્તે છપાયેલ આ જીવન પરિચય શ્રી. ધૂમકેતુના આમુખ સાથે પુસ્તક આકારે આપણને મળે છે. મેડમ ક્યુરીની જીવનકથા એટલી અદ્ભૂત છે કે કોઈ પણ જાતના શારીરિક રીતના ભેદ વિના પણ એ પ્રાણાત્મક અને માર્ગદર્શક બની શકે તેમ છે. આ પુસ્તક આજે ચાલતા આવતા વૈજ્ઞાનિક યુગમાં ગુજરાતીઓને માર્ગદર્શક થઈ પડે તેવું હોવાથી દરેકને વાંચવા માટે અમે ભલામણ કરીએ છીએ.

એ જ પ્રકાશક તરફથી શ્રી. ધૂમકેતુની લખેલી પ્રૌઢ શિક્ષણમાળાની પહેલી કિં (૦–૩–૦) બીજી ચોપડી (૦–૪–૦), અને ત્રીજી ચોપડી (૦–૫–૦) ની નવી આવૃત્તિઓ પ્રગટ થઈ છે. પ્રૌઢ શિક્ષણ માટે ઉપયોગી થઈ પડેલી આ પુસ્તિકાઓની ઉપરના ક્રમની પુસ્તિકાઓ જો લેખક તરફથી મળે તો ગુજરાતમાં જે જ્ઞાન–બોધ હતા તેમને મળેલ જ્ઞાનચક્ષુઓનો વધારે વિકાસ થાય. લેખકને અમે ઉપલા ધોરણ માટેનો ફાળો આપવા વિનંતી કરીએ છીએ,

વિશ્વમંગળનો ભાગવત અંક (તંત્રી: મંગળજી ઓધવજી શાસ્ત્રી) શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ, તરફથી પ્રગટ થતા માસિક વિશ્વમંગળનો દળદાર ભાગવત અંક સચિત્ર પ્રગટ થયો છે. આપણા સમાજમાં ધર્મનાં તત્વો એટલાં ઊંડા છે કે ભક્ત હૃદયને એવાં પુરતો પ્રેરણા આપી રહે છે. આ અંકમાં આપેલી સામગ્રી ભક્તજનોના હૈયામાં ભક્તિરસની પ્રેરણા પૂરશે.

રાણપુરથી '**જીવનસાહિત્ય**' નામનું નવું માસિક શ્રી. મોહનલાલ દવેના તંત્રીપદે આ મહિને શરૂ થયું છે. વિધવિધ વિષયો ઉપર ચર્ચા કરતું આ માસિક અનેક જાતની માહિતી પુરી પાડે છે. અમે એ માસિકનો ફતેહ ઇચ્છીએ છીએ.

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : અષાડ ૨૦૦૩ : જુલાઈ ૧૯૪૭ : અંક ૯મો

# દિવસ અને રાત્રી

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર

*

કોઈ એક કવિતામાં મેં લખ્યું હતું કે, હું ગંભીર રાત્રિનો સભાકવિ છું. દિવસનો સમય મર્ત્યલોકનો છે અને રાત્રિનો સમય સુરલોકનો છે. માનવ ભય પામે, કામકાજ કરે, પગની આગળનો રસ્તો સ્પષ્ટ રીતે જોઈ શકે, એટલા માટે તો આવડો મોટો દીવો બાળવામાં આવે છે! દેવતાને તો ભય નહિ; તેમનું કાર્ય નિઃશબ્દભાવે છાનુંછુપું ચાલ્યા કરે. તેમને માટે ચલનની સાથે સ્તબ્ધતાનો કોઈ વિરોધ ન મળે. આથી જ અસીમ અંધકાર દેવતાનું પાથરણું છે. દેવ રાત્રે આવીને આપણી બારીમાં ડોકિયું કરી જાય છે!

પરંતુ માનવે ઉભાં કરેલાં આ કારખાનાં જ્યારે પોતાનો દીવો પ્રગટાવીને રાત્રિ ઉપર અધિકાર જમાવવા માગે છે, ત્યારે કેવળ મનુષ્ય જ ક્લિષ્ટ થાય છે તેમ નથી, તેની સાથે સાથે દેવતા પણ ક્લિષ્ટ થાય છે. આપણે જ્યારથી બત્તી બાળીને રાતના ઉજાગરા કરીને પરીક્ષા પસાર કરવામાં પ્રવૃત્ત થયાં છીએ, ત્યારથી સૂર્યના પ્રકાશનો પોતાનો નિર્દિષ્ટ સીમાડો ઓળંગી ગયાં છીએ; અને ત્યારથી જ શરૂ થયું છે દેવ માનવનું યુદ્ધ!

જ્યારે પેલાં કારખાનાંની ચીમનીઓ ફુત્કાર કરતી પોતાના અંતરની કાળાશને ગગનમાં ફેલાવે, ત્યારે કદાચ એ અપરાધ બહુ મોટો ન ગણાય, કારણ કે દિવસ મનુષ્યનો પોતાનો છે અને તે સમયે તે પોતાનું મોં કાળું કરે તો ય દેવ કાંઇ કહી શકે નહિ! પરંતુ રાત્રિના અખંડ અંધકારને જ્યારે માનવ પોતાના પ્રકાશથી ભેદે છે ત્યારે તે દેવતાના કાર્યમાં દખલ કરે છે. જાણે કે પોતાનો અધિકાર વટાવીને પ્રકાશની ખુંટી મારીને દેવલોકમાં તે પોતાના સીમાડાની નિશાની રાખવા માંગતો ન હોય!

દિવસ પ્રકાશ દ્વારા કલંકિત છે. રાત્રિનો અંધકાર પરમ નિર્મળ છે. અંધારી રાત્રિ સમુદ્રના જેવી છેઃ અંજન જેવી કાળી હોવા છતાંય નિરંજન! દિવસ છે નદી જેવો : તે કાળો નથી, પરંતુ પંકિલ છે.

*

વહેવામાં એક પ્રકારની વિશેષ દૃષ્ટિ રહેલી છે અને આ દૃષ્ટિનો એક વિશેષ રસ હોય છે. જ્યારે ચાલીએ છીએ ત્યારે કોઇ પણ અખંડ દૃશ્ય નજરમાં આવતું નથી. જહાજમાં વહેતા બંને વિરોધોનું સામંજસ્ય થાય છેઃ બેઠાં પણ છીએ અને ચાલીએ પણ છીએ. અર્થાત્ આગળ ધપવાનું કાર્ય થઇ રહ્યું હોય છે અને છતાંય તે કાર્યમાં મન રોકવું પડતું નથી! આથી જ મન જે કાંઇ સામે જુએ છે તેને પૂર્ણરૂપે જુએ છેઃ જળને, સ્થળને, આકાશને, સમસ્તને એકભાવે સમગ્રરૂપે જુએ છે.

વહેતાં વહેતાં જોવામાં એક મોટો ગુણ છે અને તે એ કે તે મનોયોગને બદ્ધ ન કરતાં જાગ્રત કરે છે. જોવાનું મળે કે ન મળે તોય ચાલે, રસ્તો ભુલાય નહિ, ખાડામાં પડાય નહિ! વહેતાં જોવું એ બિનજવાબદાર જોવું છે. તેનું અંતિમ લક્ષ્ય જોવું એ જ છે. આથી કરીને જ આ જોવું આટલું બૃહદ્ છે, આવું આનંદમય છે.

*

અત્યાર સુધીમાં આટલું જણાયું છે કે, માનવ પોતાનું દાસત્વ કરવા બંધાયો છે, પરંતુ માત્ર પોતાના કામમાં તેની પ્રીતિની સમાપ્તિ થતી નથી. ચાલવાનું જ લક્ષ્ય કરીને ચાલીએ એ તો જાણે એક વાત થઇ, પરંતુ જ્યારે કોઈ લક્ષ્ય સ્થળે પહોંચવાના ઇરાદાથી ચાલીએ છીએ, ત્યારે ચાલવાની ઝંઝટમાંથી મુક્તિ મેળવવાની શક્તિથી જ મનુષ્યની સંપત્તિ જણાય છે.

ધન એ વસ્તુનો અર્થ જ એ કે તેથી મનુષ્યનું પ્રયોજન ન ઘટે; પણ પોતાના પ્રયોજનને વિશે પોતાની જરૂરિયાત ઘટાડી દે. ખાવા પહેરવાની આપવા લેવાની જરૂરિયાત તો પૂરી કર્યે જ છુટકો છે; પરંતુ તે બહાર જ્યાં ઉદ્વૃત્ત છે ત્યાં જ તે મુક્ત છે. ત્યાં જ તે પોતાનો વિશુદ્ધ પરિચય પામે છે.

દાખલા તરીકે ઘડાવાટકી જેવી રોજની જરૂરી વસ્તુઓને પણ માનવ સુંદર કરવા ઇચ્છે છે. કારણ કે ઘડાવાટકીની ઉપયોગિતા તો તેના પ્રયોજનના પરિચય પુરતી છે જ, પરંતુ તેના સૌંદર્યમાં તેની પોતાની રૂચિનો, પોતાના આનંદનો વિશેષ પરિચય રહેલો હોય છે. વસ્તુઓની ઉપયોગિતા જણાવે છે કે માનવને ગરજ છે; તેનું સૌંદર્ય જણાવે છે કે માનવને આત્મા છે.

### માતૃત્વથી ઉભરાતી



# ભાભીની મમતા

રવિવારનો દિવસ હતો. એટલે ઓફીસ તો બંધ હતી. પાંચ વાગે એક મિત્રને ત્યાંથી રમીને પાછો આવ્યો ત્યારે લલિતા ચા-નાસ્તાની તૈયારી કરતી હતી. મને દેખે ત્યારે એનું અંતર હર્ષ ને આનંદથી પ્રફુલ્લ બનતું, તેનો તમામ પ્રેમ તેની આંખોમાં ઉભરાઇ આવતો અને હસતી હસતી આવીને મને પૂછતી: 'આવી ગયા ?'

આજ પણ મેં પરસાળમાં પગ મૂક્યો કે તરતજ લલિતાએ આવીને પૂછ્યું: 'આવી ગયા ?' પણ આજ તેના હોઠ ઉપર હાસ્યનો મુસ્કેરાટ ન હતો, અને ગળામાં આનંદનું તોફાન પણ ન હતું. મેં એના ચહેરા ઉપર ઉપર નજર ફેરવી તો પાંપણો ઢળેલી હતી. મને લાગ્યું કે થોડા વખત પહેલાં લલિતા રડી હોવી જોઇએ. અને એને રડવાના માત્ર બે જ કારણ હતાં: કાં તો નાનાભાઇ રમેશે રડાવી હોય, કે કદાચ એને બાળકની ઝંખનાએ અશ્રુપાત કરાવ્યો હોય. લલિતાને દુઃખી જોઇ મારા હૃદયને આઘાત થતો. મને હંમેશા લલિતાને ખુશી આનંદમાં જોવાનું મન થયા કરે છે, અને તેને ખુશ રાખવા જે કાંઈ કરવું પડે તે કરવા ખડે પગે ઉભો રહું. પણ મારાથી એ બની શક્યું નથી, ને થઇ શકશે કે કેમ એ સમજાતું નથી.

લલિતાની હાલત જોઈને મને એની દયા આવી. મને થયું કે એને નજીક ખેંચી બેઠી લઉં; 'મારી લલિતા' કહી એને પૂછી લઉં કે શું થયું છે. પણ એ તો સરકી ગઇ અને પોતાના કામમાં પરોવાઇ ગઇ.

કપડાં ઉતારી, હાથ મ્હોં ધોઇ હું ખુરશી ઉપર બેઠો ત્યાં લલિતા હાથમાં નાસ્તાની રકાબી અને ચાની ટ્રે લઇને આવી. પણ ચ્હા કે નાસ્તા પ્રત્યે દીલ ન થયું. તબીયતનું કોઈ જ ઠેકાણું ન હતું. ફક્ત હું લલિતા કેમ રડી હતી એ જાણવા તલપાપડ બન્યો હતો ને તેને લીધે મારૂં મન ખાવાપીવા તરફ ચોંટયું નહિ. રોજ લલિતા મારી સામે બેસી ચા પીતી, પણ આજે તે ચાલવા મંડી એટલે મ્હેં પૂછ્યું: 'કેમ તારે ચા નથી પીવી ? તું પણ થોડો નાસ્તો લે ને ચાનો કપ હું જ તને આજ તો બનાવી દઉં.'

લલિતાને દીલગીર જોઉં ત્યારે એની સાથે લાડ કરી એને હસાવવા હું પ્રયત્ન કરું છું ને એ હસી પડે એટલે એનો ને મારો વિષાદ અદૃશ્ય બનતો. પણ આજ લલિતા ખૂબ ઉદાસ હતી. આટલી ઉદાસ મેં એને કદી જોઈ ન હતી. તેણે સૂકી નજર અને લુખા હોઠથી ઉત્તર આપ્યો: 'તમે નાસ્તો કરી લ્યો. મારે ચા નથી પીવી. મને જરા બેચેની જેવું લાગે છે.'

તેની સામે તાકી રહી મેં પૂછ્યું: કેમ ? તબીયત તો સારી છે ને ! મારી સાથે આજ તો ચા પીવી જ પડશે.'

'તમને તો બસ જીદ કરવાની આદત જ પડી ગઈ છે' કહી લલિતાએ જવા માટે પગ ઉપાડયો, એટલે મેં ઉઠીને તેનો હાથ પકડી લીધો: 'તું નાસ્તો નહિ કરે તો, તારા સમ, હું પણ નહિ ખાઉં. પણ તું ચાલી કેમ જાય,

છે ! ન ખાવું હોય તો ન ખાઇશ, પણ સામે બેસીને રોજની પેઠે અર્પા કેમ નથી મારતી? પાડોશના બે ચાર સાચા ખોટા ગામગપાટા તો સંભળાવ, એટલે ભલે પેટની આગ ન બૂઝાય, પણ હૃદયની આગ તો શાંત થાય.' હું હસી પડ્યો.

લલિતા મારી સામે તાકી રહી. તેના હોઠ કંપ્યા ને તરતજ આંખોમાં ઝળઝળીયાં દેખાઇ અશ્રુઓ ટપકી પડ્યાં. મેં ઉઠીને તેના ખભા પર હાથ મૂકી પૂછ્યું: 'કેમ રડે છે!'

લલિતાએ ડૂસકાં ભરવા માંડયાં, એટલે મેં એની પીઠ ઉપર હાથ ફેરવી તેને શાન્ત કરવા પ્રયત્ન કરવા માંડ્યો: 'તારું હૃદય એટલું સસ્તું નથી કે પાણી થઇને આંખમાંથી ટપકી પડે.'

થોડી વારે તે શાંત થઇ અને બોલી: 'નસીબ રડાવે છે એટલે રડું છું' એનો કંઠ ગળગળો હતો. 'મેં રમેશભાઇને માટે શું નથી કર્યું! પેટના દીકરા પેઠે પાળ્યા પોષ્યા ને ઉછેર્યો, પણ દુનિયાનો ક્રમ જ એવો છે કે, ભલાઇનો બદલો બુરાઇથી જ મળે. હવે બદનામી થવામાં બાકી શું રહ્યું છે!' કહેતી એ બાજુની ખુરશી ઉપર બેસી ગઇ.

રમેશ મારો સગો નાનો ભાઇ છે. તે માત્ર આઠ વરસનો હતો ત્યારે મારા માબાપ આ દુનિયામાંથી ચાલ્યાં ગયાં. તે વખતે લલિતા ત્રણ બાળકોની માતા બની ચૂકી હતી, છતાં એની ગોદ ખાલી હતી, ને પોતાના કલેજાના ટુકડાની યાદમાં તે હંમેશાં ઝૂરતી. તેના હૃદયમાં માતાની મમતા જેવી જે દોલત છૂપી પડી હતી તેનો કોઇ હકદાર ન હતું. એવી સ્થિતિમાં જ્યારે રમેશને માબાપ વિના વલખાં મારતો જોયો ત્યારે તેણે પોતાના દિલમાં ધબકતું માતૃત્વ ન્યોછાવર કરી દીધું. તેણે તે દિવસે આઠ વર્ષના રમેશને બાથમાં સમાવ્યો, જાણે તેનો પેટનો દીકરો હોય. લલિતા ત્યારથી રમેશની મા બની ગઇ અને રમેશ તેની આંખની કીકી બની રહ્યો.

તે પછી લલિતાને સંતાન થયાં ને ગુજરી ગયાં. પણ રમેશનું મ્હોં જોઇને એ ધીરજ લેતી. ત્યારથી તેણે આશ્વાસન લીધું હતું કે ઇશ્વરે રમેશના ચ્હેરામાં તેના લાડીલા પુત્રનું રૂપ આપ્યું છે. પરિણામ એ આવ્યું કે રમેશે લલિતાનો તમામ પ્રેમ મેળવી લીધો, અને મારા બદલે રમેશની પાછળ એ ગાંડી બની. રમેશને આંખમાથું દુઃખે તો લલિતા ઉંચી-નીચી થતી ને મારી બેદરકારી ઉપર ગુસ્સે થઇ મને કહેતી: 'મારું સુખ તમારાથી જોવાતું નથી. હું હેરાન થાઉં છું, રમેશ માંદો છે અને તમને જાણે કોઇની કાંઇ પડી જ નથી. જાવ જલદી દાક્તરને બોલાવી લાવો' ને મારે જવું પડતું.

લલિતાના પ્રેમને લીધે રમેશ એક નંબરનો જીદ્દી, હઠીલો અને ચોટીઓ બની ગયો. વાંચવા લખવાનો ચોર બન્યો અને પોતાના લુચ્ચા, બદમાશ છોકરાઓના સંગમાં અનેક દુર્ગુણો શીખી લાવ્યો. હું એને વઢું તો લલીતા વચ્ચે આવતી અને તેનો પક્ષ લઇ મારી સામે યુદ્ધ માંડતી: 'એવડા નાના છોકરાને મારતા તમને શરમ નથી આવતી! એ ક્યો મોટો થઇ ગયો છે કે આખો દિ વાંચ્યા કરે! એના જેવડા છોકરા રમે નહિ તો શું ઘરમાં બેસી રહે! મોટો થશે ત્યારે એની મેળે બધું સમજશે. એ ભણશે ત્યારે જોજોને તમનેય ઓળખાઇ આવશે.' અને મારે ચૂપ બની જવું પડતું.

રમેશ મોટો થતો ગયો તેમ તેમ એના દુર્ગુણોનો વિકાસ થતો ગયો. હવે તો એને લલિતા સાથે પણ ઝગડા થતા. તેનું ખીસા-ખર્ચ રોજ વધતું જતું. તે લલિતા પાસે હઠ કરીને કે કોઇ વખત ઝગડીને પણ પૈસા પડાવતો જતો ને કોઇ કોઇ વખત વહેલો મોડો આવે તો ક્યારેક એક બે દિવસ ઘરમાં પગ પણ ન

મૂકે. એક દિવસ મેં કંટાળીને લલિતાને કહ્યું: 'તેં જ રમેશને લાડ લડાવીને અગાડી મૂક્યો છે. તેનું ફળ હવે ભોગવ. તું કહેતી હતી કે મોટો થશે એટલે સમજશે; એની એ સમજણ ઉપર હવે તારે કુરબાન થવું પડશે સમજી?'

લલિતા અભિમાનપૂર્વક કહેતી: 'એ મારો દિકરો છે એટલે રીસાઇને જશે ક્યાં? એ મારી સાથે લડશે ઝગડશે નહિ તો બીજા કોની સાથે રીસાશે?' લલિતાને રમેશના દુર્ગુણોમાંથી પણ સુખ મળતું હતું.

ધીમે ધીમે રમેશ મેટ્રીક પાસ થઇ ગયો. એ પાસ કેવી રીતે થયો એની મને પણ નવાઇ થઇ હતી. પણ હવે કોઇ સાધારણ નોકરી મળવામાં એને કોઇ વાંધો નહિ આવે એમ મને લાગ્યું. અને તે પછી થોડી મહેનતે એને મ્યુનિસિપાલિટીની સ્કુલમાં માસ્તરની જગ્યા મળી ગઇ. જે દિવસે રમેશે દશદશ રૂપીયાની ત્રણ નોટો લાવીને લલિતાના હાથમાં મૂકી ત્યારે લલિતાને લાગ્યું કે તેને સ્વર્ગ મેળવ્યાનો આનંદ થતો હતો. તે મારી પાસે આવીને ત્રણે નોટો બતાવતી બોલી: 'હું ન્હોતી કહેતી કે રમેશ મોટો થશે એટલે એની મેળે સમજશે? દુનિયાનો એ કાયદો છે. માણસ જેમજેમ મોટો થાય તેમ તેમ તેનામાં અક્કલ આવે છે. જુઓ, આ તે કમાઇ લાવ્યો. હવે એ મોટો થયો એટલે એની મેળે કમાવા લાગ્યો. હજી તો એને વીસમું ચાલે છે, પણ હવે એનું લગ્ન કરવું પડશે.'

લલિતાના મનમાં આનંદનો ગર્વ હતો. મને લાગ્યું કે આ મજા લૂંટવાનો તેને સંપૂર્ણ હક્ક હતો; એટલે મારે ચૂપ રહેવું જ જોઇએ. પણ તે દિવસથી રમેશના લગ્નની ધૂન એના ઉપર ચઢી બેઠી. જ્યારે જ્યારે કોઇ વાત નીકળે ત્યારે રમેશના લગ્નની વાત મુખ્ય હોય. તે વાતવાતમાં કહેતી: 'હવે તો ઘરમાં વહુ આવે એટલે નીરાંત થાય, ને વહુ ઘર સંભાળી લે એટલે મારે માથેથી આ બધો ભાર ઉતરે.'

મેં એને ઘણી વખત સમજાવી હતી; 'લલિતા, રમેશ માસ્તર તો બન્યો, પણ એની રીતભાત હજી સુધરી નથી. હું એનામાં એવું કોઇ લક્ષણ નથી જોતો કે પારકી છોકરીને વહુ બનાવી ઘરમાં લાવું. જો એ આવનારીને કાંઇ દુઃખ થશે તો તારે ને મારે પછી સમાજમાં મ્હોં બતાવવું ભારે પડશે. તારે માથેથી ભાર ઉતારવાની ઇચ્છા છે, પણ તારી એ ઉમેદ પુરી થાય એવું મને નથી લાગતું. મને તો લાગે છે કે, એને તું પરણાવીશ એટલે છઠ્ઠે મહિને એ જુદો થઈ જવાનો.'

પણ લલિતા પાસે એનો એક જ જવાબ હતો: 'મેં એને ઉછેર્યો છે એટલે એને હું ઓળખું એટલો તમે ન ઓળખો. એ એવું કરે જ નહિ. એ આપણાથી જુદો થવાનો વિચાર પણ ન કરે. ને પરણશે એટલે એની મેળે ઠેકાણે આવી જશે. એને જ શરમથી બધું છોડવું પડશે. ને મહાપચીસીમાં બધું એમ જ ચાલે. માટે લગ્ન તો કરવું જ પડશે. લોકો આપણી વાતો કરે કે ઘરમાં જુવાન ભાઇ કુંવારો બેઠો છે ને બાપ-બોબાપ મ્હાલે છે.'

દુનિયા વાતો કરવામાં શૂરીપૂરી છે એ વાત તો સાચી છે. માણસ ગમે તેટલી મોટી આશાઓ રાખતો હોય, પણ સમાજ એને તોડી પાડવા, એની નિંદા ને ચુગલી કરવામાં પાછો નહિ પડે. અને એ બદબોઇથી કંટાળી ગમે તેવો માણસ પણ નાહિંમત બની સમાજના કળમાં રગદોળાય છે. એક દિવસ લલિતાએ મને કહ્યું: 'આજે પાડોશમાંથી બેસવા આવ્યાં હતાં તે બધાં કહેતાં હતાં કે 'જુવાન દીયરને પરણાવતાં નથી તેથી લોકો તમારી વાતો કરે છે.' ને શરમની મારી જમીનમાં પેસી જાઉં એમ મને થયું. અને તમે મારી વાત સાંભળતા જ નથી.' કહી તે ગમગીન બની ગઇ.

મેં વિચાર કરીને જવાબ આપ્યો: 'લગ્ન

તો કરીએ, પણ ખર્ચની જોગવાઇ કરવી પડશે ને ? મારો હાથ અત્યારે ભીડમાં છે.'

તરત જ હર્ષમાં આવી જઇ એ બોલીઃ 'મારી પાસે ત્રણસો પડ્યા છે.'

હું એની સામે જોઇ રહ્યો. મારે જ્યારે જ્યારે જરૂર પડતી ને હું બે પાંચ રૂપિયા હોય તો આપવા કહેતો ત્યારે ચોકખું સંભળાવતી કે 'મારી પાસે પૈસા ક્યાંથી હોય ? હું કાંઇ ખાનગી મુડી કરૂં છું ?' ને હું ચૂપચાપ ચાલ્યો જતો. પણ આજે એકી સાથે ત્રણસો રૂપિયા હોવાની એની વાત સાંભળીને મને આશ્ચર્ય અને આનંદ થયો. લલિતા રમેશ માટે ગાંડી બની હતી. તેણે તાણીતૂસીને પાઇપૈસો બચાવીને આ ત્રણસો રૂપીઆ ભેગા કર્યા હશે. એ એની બધી મૂડી માત્ર રમેશના લગ્ન પાછળ ઘેલી બનવાના કારણે તે આપી દેતી હતી. રમેશને આવી ભાભી મળવા માટે મને એની અદેખાઇ પણ આવી. એ મારી પત્ની છે એ વાત હું ભૂલી ગયો.

મને મૂંગો થઇ ગયેલો જોઇ એ બોલીઃ 'કેમ શું વિચાર કરો છો ? ત્રણસો રૂપિયામાં ન થાય તો બીજું ઘરેણું મારી પાસે છે. એ આજે ઉપયોગમાં નહિ આવે તો પછી એની જરૂર પણ શી છે ?

*

રમેશનું લગ્ન બડી ધામધૂમથી થઇ ગયું. લલિતાએ પાછું વાળી જોયા વિના મનમાં આવ્યું એટલું ખર્ચ કર્યું. વહુ ઘરે આવી એટલે લલિતા ન્યાલ થઇ ગઇ. વહુ ઉપર એને એટલું વ્હાલ આવ્યું કે પોતાનું તમામ ઘરેણું એણે એને પહેરાવી દીધું ને રાતદિવસ આનંદથી હાલીફુલી ફરવા લાગી. એ ગાલની ત્યારે એનો પગ જમીન ઉપર ઠરતો નહિ. જંગલમાં કૂદતા ઝરણા પેઠે એનો વેગ ને વાણીનો કલરવ કરતો સુર હતો. જ્યારે વાત કરો ત્યારે જાત-જાતના મનસુબા કરતીજ એ દેખાય. ને ગાંડા પેઠે વાત કરેઃ 'આજ આ કરવું છે ને કાલ આ કરવું છે.'

( ૩ )

વહુ ઘેર આવ્યાને ફક્ત બાર જ દિવસ થયા એટલામાં લલિતાનું અરમાન ઓસરી ગયું. જે અરમાનને તે કેટલાય વખતથી પાળતી પોષતી તે અરમાનનું ખૂન થઇ ગયું. દુનિઆમાં કોઇનું અરમાન ટક્યું નથી, પુરૂં તો થતું જ નથી. જો થતું હોત તો દુનિયા એ દુનિયા ન હોત, કાંઇ બીજું હોત. જ્યારે આજે તેણે મને કહ્યું કે 'મારૂં નામ બદનામ થયું' ત્યારે હું ચોંકી ઉઠ્યો. મેં કહ્યુંઃ 'લલિતા, તારૂં નામ બદનામ શી રીતે થયું ? તેં રમેશને માટે જે કર્યું છે એવું તો સગી મા પણ ન કરે. પછી કોના મ્હોંમાં બે જીભ છે કે તને બદનામ કરવાની હિંમત કરે ?'

લલિતાએ નિસાસો મૂકી કહ્યુંઃ 'જવા દો હવે એ વાત. તમે નીરાંતે નાસ્તો કરી લ્યો. હું થોડી ચા પી લઉં છું.' કહી એ ઉભી થઇ.

મેં એને પરાણે ખુરશી ઉપર બેસાડી ને કહ્યુંઃ 'લલિતા, તારા આ શબ્દો કાઢી નાખવા જેવા નથી. રમેશે તને સતાવવામાં બાકી નથી રાખ્યું, છતાં પણ મેં તને આટલી ગમગીન જોઇ નથી. આજ તારા હૃદય ઉપર જે આઘાત થયો છે તે જોઇ શકાય તેવો નથી. મારે ગળે ચાનો ઘૂંટડો કેમ ઉતરે ? તું વાત નહિ કરે તો મારે એ ખાવું-પીવું નથી.'

લલિતા ઉઠીને મારે ખભે માથું નાખી ડીબકા ભરવા લાગી. તેણે રડતાં રડતાં કહ્યુંઃ 'મારાં આટઆટલાં પેટનાં જણ્યાં ચાલ્યા ગયાં, પણ મને આટલું દુઃખ નથી લાગ્યું. આજ તો મારૂં કાળજું તૂટી ગયું છે ને મ્હોંમાંથી પાણી થઇને નીકળી જતું હોય એમ લાગે છે; મેં કેટલા ઉમળકા ને આનંદથી રમેશને પર-ણાવ્યો એનું ફળ મને મળ્યું. મને એ કહે કે મારે છોકરાં જીવતાં નથી એટલે મરેલાના

વાળની લટ કાપી લેવા મેં તને પરણાવ્યો છે.

હું કાંઈ સમજ્યો નહિ. મેં પૂછ્યું: 'તારે સરલાના વાળની લટ શું કામ કાપવી પડે? એમાં તને શું ફાયદો? એ તો ગાંડપણ કહેવાય. ચૂપ રે વાત! આવી વાતમાં તું રડતી હતી?' કહી હું હસી પડ્યો.

*'તમને એનો અર્થ નહિ સમજાય'* કહી એ નીચું જોઈ ગઈ. ને પછી મારી સામે તાકી રહી બોલી: 'જાણશો ત્યારે સળગી ઊઠશો. તમને દુઃખનો પાર નહિ રહે. નથી જાણતા એટલું સારું છે.' કહી એ નીચું જોઈ ગઈ ને આંખો લૂછવા સાડીના છેડાથી મ્હોં ઢાંકી દીધું.

મેં એની હડપચી ઊંચી કરીને કહ્યું: 'એવું હોય તો મને એનો અર્થ સમજાવવો પડશે. ગુસ્સે થવાનું કે દુઃખી થવાનું મારે મંજુર છે.'

ડૂસકાં ખાતી અને આંખમાંથી મોતી ટપકાવતી તે બોલી: 'કેટલીક ગમાર બૈરીઓ માને છે કે, જે બાઈને છોકરાં જીવતાં ન હોય તે નવી પરણેલી વહુની વાળની લટ કાપી લે તો એનો વંશવેલો જીવતો રહે અને જે વહુની લટ કાપી લે તે વહુને છોકરાં થાય નહિ, ને થાય તો જીવતાં ન રહે. રમેશે મને કહ્યું કે મેં મારી આશા પૂરી કરવા એની વહુની લટ કાપવા માટે આ બધું કર્યું છે.'

તેણે આકાશ સામે જોઈ કહ્યું: 'હે ભગવાન! હું બેનસીબ છું એ વાત સાચી છે અને રોવાનું હું મારા નસીબમાં લખાવી લાવી છું; પણ તું મારા દીલમાં...' અને તે નીચું જોઈ બોલી: 'રમેશ તો ગાંડો છે. મને...'

મારો ગુસ્સો દાબ્યો દબાયો નહિ. મેં હાકલ મારી: 'આવી વાતો કેમ કરે છે?'

'મને સરલાની દયા આવે છે. બીચારી આજકાલની નાની છોકરી, રમેશનો પ્રેમ એ જીતી શકશે? આજ બાર વર્ષથી હું એને પેટના દીકરા પેઠે પાળતી–ઉછેરતી રહી છું, છતાં મારી કોઈ લાગણી એને નથી થતી, તો આજની ચાલી આવેલી છોકરી મારે એ શું કરવાનો? રમેશ તો રૂંવેરૂંવે સ્વાર્થથી ભરેલો છે. અને...'

લલિતાએ પોતાના દર્દની દવા આપોઆપ શોધી કાઢી હતી એમ મને લાગ્યું, એટલે મને સંતોષ થયો. મેં એની વાત કાપી નાખતાં કહ્યું: 'સ્વાર્થ એ અંધારું છે. તેમાં પશુતા, લોભ, વાસના, તૃષ્ણા, ઘૃણા, ક્રોધ વગેરે બીમારીઓ ભરી છે. પણ પ્રેમ એ તો પ્રકાશ છે અને તેમાં ત્યાગ, સંયમ, ઉદારતા, દયા વગેરે ફૂલો ખીલી ઉઠતાં મધમધી ઉઠે છે.'

બીચારી સરલા ઉપર આ સ્વાર્થી રમેશ શી રીતે પ્રેમ કરશે? જ્યાં સુધી એની જુવાની હશે ત્યાં સુધી એનો ઉપયોગ કરશે ને જ્યારે જુવાની ઓસરશે ત્યારે આ સ્વાર્થી એ બીચારીનો ભાવ પણ નહિ પૂછે, તે ધક્કો મારીને કાઢી ન મૂકે તો સારું.'

'પણ સરલાના નસીબ ઉપર આપણું જોર શું ચાલે?' કહી મેં રકાબીમાં હાથ નાંખ્યો. 'હવે, એને તેં ઘરેણું પહેરાવ્યું છે તે ધીમેથી સમજાવી–ફોસલાવી–પટાવીને બધું હાથ કરી લે. જમાનો નેકીનો નથી.'

'ને હવે તો રમેશ પગે પડતો આવે તોય હું એને મારા ભેગો રાખવાની નથી. ઘરેણું તો મારાથી પાછું નહિ લેવાય. ઘરેણું પાછું આપ એમ તો મારી જીભ કેમ ઉપડે? મારે તો તમે એ જ મ્હારૂં ઘરેણું છે.'

મારો હાથ ક્રોધથી ધ્રુજી ઉઠ્યો ને મ્હોં ગુસ્સાથી લાલચોળ બની ગયું. મેં ત્રાડ પાડી: 'લુચ્ચો! હરામખોર! પાજી, ઘરનું નખ્ખોદ જવા બેઠું છે. ઘરમાંથી નીકળી જઈ જુદા રહેવા માટે તેણે આ બધી તરકીબ કરી છે. ક્યાં ગયો એ પાજી!'

'બોલશો નહિ.' લલીતાએ મારા મ્હોં ઉપર

હાથ દાબ્યો. 'ભલા થઈને બોલશો નહિ.' તેની આંખમાં ગભરાટ હતો, એના અવાજમાં દયાની ભીખ હતી. તે મારા પગે પડી મને શાન્ત થવા સમજાવી રહી ને રકાબીમાંથી પૂરી લઈને મારા મોંમાં મૂકી, અડધી તેણે ખાવા માંડી. તેની આ તરકીબથી મારો ગુસ્સો ઉતરી ગયો. લલિતાના શબ્દ અને યુક્તિમાંથી હું હંમેશાં હારી જાઉં છું. એ મારી રોશની છે ને પથદર્શક બની મને કર્તવ્યપથ ઉપર દોરી જાય છે.

(૪)

રમેશ જુદો રહી પોતાનું ઘર ચલાવવા લાગ્યો, પણ લલિતાની કાર્યદક્ષતા દેખાતી ન હતી. તેને ડગલે ને પગલે આવતી મુશ્કેલીઓ એ લલિતા પાસે આવીને રજુ કરતો, જોઈતી ચીજ વસ્તુઓ લઈ જતો ને લલિતાએ પણ ઉદાર દીલે એની માગણીઓ સંતોષવા માંડી. રમેશ ઉપરના માતૃત્વને કારણે લલિતા ગઈ-ગુજરી ભૂલી જતી. પણ રમેશની વહુ સરલા કદી લલિતા પાસે ડોકાઈ નહિ. લલિતાના દીલમાં એને માટે શું શું હતું એ જાણવાની એણે દરકાર પણ કરી નહિ.

રમેશ બે બચ્ચાંઓનો બાપ બન્યો, પણ સરલા કદી બાળકો લઈને લલિતા પાસે આવી નહિ ને લલિતાના ખોળામાં મૂક્યાં જ નહિ. એનાં બચ્ચાંની કીલકારી સાંભળી લલિતા એમને રમાડવા ને તેડીને ફરવા અધીરી બનતી. એને ચૂંબનોથી નવરાવી દેવાની લલિતાને ઇચ્છા થતી, પણ એવું કદી ન બન્યું. સરલા કદી પોતાનાં બાળકોને લલિતા પાસે આવવા દેતી નહિ. લલિતાની આંખો આંસુથી ભીંજાઈ જતી ને ઈશ્વર પાસે યાચતી: 'હે ભગવાન! મેં ગયે ભવ શું પાપ કર્યાં છે કે એનું ફળ મારે ભોગવવું પડે છે!'

હું એને વારંવાર સમજાવતો: 'બાળકો હોઈને શું સુખ છે! ઉલટી એની આળપંપાળ વધે ને સાજાંમાંદાં થાય તો ચીંતાનો પાર નહિ.' લલિતા આ સાંભળીને ઉંડો નીસાસો નાખતી; પણ જવાબ દેતી નહિ.

લલિતા માત્ર પ્રેમ કરી જાણતી, એ સિવાય એને બીજી કોઈ તમન્ના ન હતી. એના હૃદયમાં જે પ્રેમખજાનો ભર્યો હતો એને લૂંટાવી દેવાની ઇચ્છા હતી ને એમાં જ એ સુખ માનતી. એના આ પ્રેમને મૂર્ખલોકો ભલે ઠોકરે મારે, પણ ઇશ્વરને ત્યાં એની કદર હશે. ઇશ્વરે લલિતાને બે છોકરીઓ આપી. અને લલિતાએ પોતાની પ્રેમદોલતથી એ બન્ને બચ્ચાંને નવરાવ્યાં. એની નવી જિંદગી શરૂ થઈ. આખો દિવસ એ બન્ને છોકરીઓને લઈ કોયલ પેઠે ગુંજ્યા કરતી ને પોતાને ભૂલી જઈ બાળકીઓમાં ઓતપ્રોત બની જતી.

પ્રેમમયી સ્ત્રી હંમેશાં બધાને સુખી જોવાં ઇચ્છે છે અને તેમના સુખમાં ભાગ લઈ સુખ મેળવવા અભિલાષા રાખે છે. લલિતા રમેશના સુખમાં ઓતપ્રોત થવા ઇચ્છતી હતી, પણ સરલાની દુનિયા નિરાળી હતી. તે લલિતા ઉપર બળી જતી, પોતાનાં બાળકોને લલિતા પાસે આવવા દેતી નહિ; લલિતાને જુએ તો પીઠ વાળી દેતી, ને લલિતા તેની છોકરીઓ રમાડતી હોય તો રમેશ અને સરલા મોં બગાડી ઘરમાં જતા રહેતાં.

એક વખત લલિતાને મંદવાડ આવ્યો. પણ દેર-દેરાણી ખબર કાઢવા પણ ડોકાયાં નહિ. બેય નાની છોકરીઓ ભૂખથી રડતી. એમને કોઈ નવરાવનાર ન હતું. હું તો માંડ ઘરનાં કામ ને ઓફીસના કામથી પરવારતો. બન્ને છોકરીઓ રડતી રડતી લલિતાના ખાટલા ફરતી આંટા મારતી, અને એ જોઈ રમેશ ને સરલા પોતાનાં બાળકોને તેડી કિલ્લોલ કરતાં. પણ જેમનું કોઈ નથી એમનો ઈશ્વર તો છે ને! લલિતા મંદવાડમાંથી ઉઠી, પણ એના દીલની વાત એણે કદી કોઈ પાસે કરી નહિ—માત્ર એક વખત એ એટલું બોલેલી: 'રમેશને મેં આટલા માટે પાળી-પોષીને મોટો કર્યો!'

(૫)

રમેશને સરલા ઉપરથી પ્રેમ ઉતરી ગયો. સરલાને સુવાવડ આવ્યા પછી સુવારોગ થઈ ગયો. બાળબચ્ચાંની માવજત રમેશને ફાવી નહિ. એ અકળાઈ ઉઠયો ને એક દિવસ લલિતા પાસે આવીને બોલ્યો: 'ભાભી, એ તો હવે મરવા પડી છે. તમે આવીને જુઓ તો ખરાં! હું હવે શું કરૂં?' લલિતાને કહેવાનું મન થયું કે 'એમાં હું શું કરૂં? હું માંદી હતી ત્યારે તમે કદી આવ્યાં હતાં?' પણ એણે મનમાં જ સમાવી દીધું. મને એણે પૂછ્યું કે 'જાઉં?' મેં કહ્યું: 'તને ઠીક પડે એમ કર'. ને એ ગઈ. પણ બારણામાં પેસતાં જ સરલા પડખું ફરી ગઈ. ન સામે જોયું કે ન શબ્દ પણ બોલી. લલિતાને ખૂબ માઠું લાગ્યું અને એ બારણામાંથી જ પાછી વળી. રમેશ ઓસરીમાં ઉભો હતો. લલિતાએ તેને તબીયતના ખબર પૂછયા. રમેશે એવો તોછડો જવાબ આપ્યો કે લલિતાને મરવા જેવું લાગ્યું. તે બોલ્યો: 'એની તબીયત શું પૂછો છો? તમારી ઇચ્છા છે એવું જ બનશે.' ને લલિતા તરત જ ઘેર પાછી ચાલી આવી.

પણ એના હૃદયમાં સરલા ને રમેશ ઉપર અખૂટ વ્હાલ હતું. મને તે રોજ કહેતી: 'સરલાની દવા કરાવવી જોઈએ. લોકો આપણને દોષ દેશે. બાર બાર વર્ષ સુધી મમતાથી મેં એને ઉછેર્યો છે ને સરલાને વહુ બનાવી ઘરમાં હું લાવી છું એટલે એ ગમે તેવાં નાદાન થાય, પણ આપણી ફરજ આપણે ભૂલવી ન જોઈએ.'

એક દિવસ રમેશ છોકરાં લઈને ઘેર આવ્યો ને લલિતાના ખોળામાં મૂકી બોલ્યો: 'મારાથી આ પળોજણ થતી નથી. તમને જોઈએ તો સાચવો કે ગમે ત્યાં મોકલો, જોઈએ તો અનાથાશ્રમમાં મોકલી દો'. કહી એ ચાલતો થયો. લલિતાના હૃદયમાં ગૂંગળામણ થઈ ને બચ્ચાંઓને ગોદમાં લઈ એણે ચુંબનથી નવરાવી નાખ્યાં. બાળકો એની ગોદમાં સમાઈ ગયાં.

## આવો અલબેલડાં



આવો અલબેલડાં હો માના મંદિરીએ
નિત્ય નિત્ય લાગું પાય માના ચરણીએ. આવો.
આસોપાલવના તોરણો બંધાવું
ફુલડાં વેરાવું હો માના મંદિરીએ. આવો.
તારલાની ટપકી સોહે લલાટે,
મોતીડાં પુરાવું હો માના મંદિરીએ. આવો.
સોનાના થાળમાં મેવા પુરાવું,
પ્રેમે આરોગો હો માના મંદિરીએ. આવો.
સોળે શણગાર માને અંગે ધરાવું,
રૂમઝુમતા આવો હો માના મંદિરીએ.
આવો અલબેલડાં હો........

ઇન્દીરા અંતાણી.

લલિતા બેચેન બની ને એ દોડતી સરલા પાસે ગઇ. એનું માથું ખોળામાં લઈ પંખો નાખવા લાગી. સરલાનું ગુમાન ઓસરી ગયું ને શ્રાવણ ભાદરવાની હેલી પેઠે એણે લલિતાનો ખોળો આંસુથી પલાળી મૂકયો. 'લલિતાએ' એના માથે 'હાથ' મૂકયો: 'સરલા, ગભરાઈશ નહિ. ક્રાસે મટી જશે. તારાં બાળકો એ મારાં જ છે ને તમે બધાં માણસો મારાં જ છો.'

'ના, હું તો હવે આજકાલની મહેમાન છું. બાળકો તમે સંભાળજો. મેં તમને બહુ દુઃખ દીધું છે, મને માફ કરજો. હું હવે સુખેથી મરીશ, પણ કોઈએ મને ઉંધું સમજાવેલું.'

'ગાંડી, મને પૂછ્યું તો હતું?' કહી લલિતાએ એને માથે હાથ ફેરવ્યો, અને થોડી વારે સરલાનો શ્વાસ બંધ થઈ ગયો.

# કપુરથલાનાં રાણી

# લેડી હરનામસીંગ

લેખક :
શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ

*

જાહેર જીવનમાં ભાગ લેતી ને રાષ્ટ્રિય પ્રવૃત્તિઓમાં રસ ધરાવતી મહિલાઓમાંથી ઘણી જ થોડી વ્યક્તિઓ પોતાના ગૃહજીવનને સર્વાંગ સંપૂર્ણ બનાવી જગતમાં આનંદ માણી શકે છે : સૃષ્ટિની સેવા માટે કુમાશની નાજુકતા પોતાના જીવનમાં વણી લે છે.

એવી એક આદર્શ પત્ની અને માતા તથા સાથે સાથે મહિલાઓના ઉદ્ધાર્થે એમની પ્રત્યેક પ્રવૃત્તિમાં આગેવાની લેનાર અપરાજીત કાર્યકર રાણી લેડી હરનામસીંગ હિંદનાં એક અપૂર્વ સુપુત્રી છે. પોતાની બહેનોના ઉદ્ધાર માટેનો એમનો અદમ્ય ઉત્સાહ તેમણે એક સહકાર્યકરને લખેલા પત્રમાં સ્પષ્ટ તરી આવે છે.

" આપણી મહિલાઓને સુયોગ્ય કેળવણી અપાય તેવી વ્યવસ્થા કરવાની હિંદને મોટામાં મોટી જરૂરીઆત છે. સ્ત્રીઓ કેળવાયલી ને ઉદાર દૃષ્ટિ વાળી નહિ હોય તો સમાજસુધારાની આશા આપણે શી રીતે રાખી શકીએ ! જો આપણા જ આગેવાન ડૉક્ટરોની માતાઓ અને પત્નીઓ એમની સૂચનાઓ ઉપાડી લેવા શક્તિમાન નહિ હોય તો પ્રજાનું આરોગ્ય શી રીતે જાળવી શકાશે ! આપણા ઘરની સ્ત્રીઓ આરોગ્યનાં મૂળતત્ત્વો ને સ્વચ્છતાના લાભાલાભ નહિ સમજતી હોય તો વૈજ્ઞાનિક નિયમો શા કામમાં આવશે ! આપણી કન્યાઓ દંપતીજીવન પામે તે પહેલાં તમામ ઝીણી ઝીણી વિગતોની તેમને સંપૂર્ણ કેળવણી મળી જાય તેવી પાકી વ્યવસ્થા કરવાની જરૂર છે. "

શ્રીમતી કુંવર–રાણી હરનામસીંગનો જન્મ ઇસ્વીસન ૧૮૪૯માં થયો હતો. એમને દશ ભાઈઓ અને બે બહેનો હતી. બન્ને બહેનો એમનાથી વયમાં મોટી હતી. તેઓ શાળામાં જતી, પણ રાણી હરનામસીંગને તો તેના પિતાએ જાતે જ અભ્યાસ કરાવ્યો હતો. એમના પિતાનું નામ રેવરંડ ગોકુલનાથ હતું. એમને વાંચવાનો ખૂબ જ શોખ હતો. એ ટેવને લીધે તેમ જ સુંદર ગૃહકેળવણીના પરિણામે તે અંગ્રેજી ભાષા ઘણી જ સારી લખી વાંચી જાણતાં હતાં.

ઇસ્વીસન ૧૮૭૫માં છવીસ વર્ષની પુખ્ત વયે કપુરથલાના યુવાન રાજકુમાર સાથે તેમનું લગ્ન થયું. લગ્ન પછી તુરત જ તે દંપતી ઔધમાં પોતાના સંસ્થાનમાં રહેવા ગયું. એ નાનકડા સંસ્થાનમાં રાજકુમારે ત્રીસ વર્ષ સુધી ઘણી જ કુશળતાથી રાજ્ય ચલાવ્યું અને પોતાની હકુમત નીચેના પ્રદેશને આબાદ કર્યો. કેળવાયલી ને કાર્યકુશળ પત્નીની અમુલ્ય સલાહ સૂચના અને કામની મદદથી જ રાજાસાહેબને પોતાની કારકીર્દીમાં સફળતા મળી હતી એમ તે જાતે જ સ્વીકારતા હતા. દરેક શિયાળામાં એ દંપતી લખનૌમાં નિવાસ કરતું અને ગ્રીષ્મમાં તેઓ સીમલામાં રહેતાં. બન્ને સ્થળોએ લેડી હરનામસીંગ મૂકબહાદુર બની ચૂકયાં હતાં.

ઇસ્વીસન ૧૮૮૭માં રાજા અને રાણીને ઇંગ્લેંડમાં રાણી વિક્ટોરિયાના હીરકમહોત્સવમાં હાજરી આપવાનું આમંત્રણ મળ્યું હતું. તેઓ પોતાના ત્રણ મોટા દીકરાઓને પોતાની સાથે લેતી ગયાં હતાં. તેમાંના બેને દેશમાં અને એકને રગ્બીમાં મૂકવામાં આવ્યા. પછી તેઓએ કેમ્બ્રીજ અને પછી ઓકસફર્ડમાં અભ્યાસ કર્યો હતો. રાણીને બીજા ત્રણ નાના

દીકરા પણ હતા, પરંતુ તેમનો વિયોગ સહન ન થઇ શકવાથી તેમને ઇંગ્લેંડ અભ્યાસાર્થે મોકલવામાં આવ્યા નહોતા. તેમને માટે કેળવણીનો પ્રબંધ ઘેર જ કરવામાં આવ્યો હતો ને ઘેર અભ્યાસ પૂરો થયા બાદ તેમને અંગ્રેજી યુનિવર્સિટીમાં મોકલી આપવામાં આવ્યા હતા. ઘણા જ ભારે વિરોધનો સામનો કરી, તેમ જ ખુદ રાજાસાહેબની ઇચ્છાને પણ અવગણી તેમણે પોતાની એકની એક દીકરીને ઇંગ્લેન્ડની શાળામાં વિદ્યાભ્યાસ કરવા મોકલી આપીને તેમણે ઘણું જ પ્રગતિશીલ પગલું ભર્યું હતું.

રાજા અને રાણીએ ચાર વખત યુરોપની મુલાકાત લીધી હતી અને ખૂબ જ પ્રવાસ કર્યો હતો. રાણીને કલા પ્રત્યે ખૂબ જ આસક્તિ હતી. ઇટાલીયન સંગીત તેમને ખૂબ જ પ્રિય હતું. તેઓ જાતે ઘણું સારું ગાઈ બજાવી જાણતાં નહોતાં, કારણકે એમને તે માટે શરૂઆતથી યોગ્ય શિક્ષણ મળ્યું નહોતું, છતાં હીંદી અને અંગ્રેજી સંગીત ઘણી જ સારી રીતે સમજી શકતાં હતાં.

એમનો સ્વદેશ પ્રેમ ગજબ હતો ને તેથી જ થોડો સમય પરદેશ ખેડયા પછી તેમને હંમેશ વતનમાં પાછા ફરવાનું મન થતું. બાળકો સાથે પરદેશ રહેવું કે વતનમાં રહેવું એ દ્વિધા મનોદશાથી તેઓ ઘણી વાર મુંઝાઈ જતાં. પોતાનો સ્વદેશપ્રેમ પોતાનાં બાળકોમાં ઘર કરે તેવી તેમની તીવ્ર ઇચ્છા હતી અને માતા તરફથી અપ્રતીત કેળવણી મળેલી હોવાથી જ એમનાં સંતાનો-ફક્ત હિંદમાં જ નહિ, પણ જગતભરમાં દેશના કલ્યાણ માટેની અનેકવિધ પ્રવૃત્તિઓમાં પડી મુલ્ક મશહૂર બન્યાં છે.

પોતાનાં સામાજીક કર્તવ્યો સંપૂર્ણ ચીવટથી બજાવતાં લેડી હરનામસીંગનીકુંવરી ખૂબી તો એ હતી કે, તેઓ આદર્શ માતા અને પોતાનાં સંતાનોનાં પર મત્ર હતાં: દરેક સંધ્યાએ તેઓ પોતાનાં બાળકોને લઇ બેસતાં: પ્રાચીન હિંદની ગૌરવભરી કથાઓ પોતે વાંચતાં યા તેમની પાસે વંચાવતાં. બાળકોને ધાર્મિક શિક્ષણ આપવામાં જરા પણ કચાશ રાખવામાં આવતી નહિ. કુટુંબમાં કોઈપણ વ્યક્તિ બીમાર પડતી તો તેઓ જાતે તેની અખંડ સેવામાં તલ્લીન બની જતાં ને દર્દીની જાતે સારવાર કરવામાં ખૂબ આનંદ માનતાં. અનેક રાત્રીઓના ઉજાગરા હસતે વદને સ્વીકારી લેતાં. આ પ્રમાણે કુટુંબીઓ માટે અપાર સ્નેહ દાખવવા છતાં ઘરની શિસ્તનો જરા પણ ભંગ થાય એ તેઓ બીલકુલ સહન કરતાં નહિ. કોઇ પણ પ્રકારનો આજ્ઞાભંગ તેઓ નભાવી લેતાં નહિ.

હિંદી અને પ્રાશ્ચાત્ય રહેણી-કરણીનું માધ્યમ શોધી કાઢનાર તરીકે લેડી હરનામસીંગ સારી ખ્યાતિ પામ્યાં છે. પૂર્વ ને પશ્ચિમને એક બીજાની સમીપ લાવવામાં તેઓ અદ્દલ થયાં છે. રાણી વિક્ટોરીયાનું અવસાન થયું ત્યારે પોતે મહારાણીના આત્મીય સ્વજન તરીકે હિંદી મહિલાઓ તરફથી એક સ્મારક શરૂ કર્યું હતું. હિંદની દરેક સ્ત્રી મહારાણી વિક્ટોરિયાના સાદા, પવિત્ર ને સહાનુભૂતિભર્યા જીવનની કદર કરતી, એટલે તેમનું યોગ્ય સ્મારક થાય તે માટે બનતા તમામ પ્રયાસો કરી છૂટવાની રાણીસાહેબે ખૂબ જ ધગશ દર્શાવી હતી.

"દરેક પ્રાંતની મહિલાઓ એક બીજા સાથે સહકાર સાધે એ જરૂરની વસ્તુ છે. આપણને જોઈતાં નાણાં મળી રહે તો આપણે દરેક પ્રાંતમાંથી ચાર પાંચ હિંદી મહિલાઓને શિક્ષક તરીકે યોગ્ય કેળવણી આપીએ અને તેમને ગૃહવ્યવસ્થા, શીવણ, બાલઉછેર, રાંધણકળા વગેરે તમામ જનાનાની જરૂરીઆતોમાં તેમને પારંગત બનાવીએ. ને એ બાઈઓ

શાળામાં ન જઈ શકે તેવી કન્યાઓને તેમના ઘરમાં જ જરૂરી કેળવણી આપે."

આ પ્રમાણે હિંદી મહિલાઓની સર્વદેશીય પ્રગતિનો વિચાર કરતાં તેઓ હંમેશાં પ્રાચ્ય સ્વાતંત્ર્ય ને પ્રગતિશીલતાનો સ્વીકાર કરી આદર્શ ગૃહિણીઓ બનાવવાનો પૌર્વાત્ય આદર્શ પણ અપનાવતાં. પોતાના ઘરમાં પણ તેઓ હિંદી અને મુસ્લીમ રસોડું નભાવતાં અને ધાર્મિક તેમ જ અર્વાચીન રીતરિવાજો તથા ક્રિયાઓને સરખું માન આપતાં.

તેમનું કુટુંબ ઘણું જ વિશાળ હોવાથી જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં તેઓ જનકલ્યાણની જાહેર પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લઈ શકતાં નહિ, છતાં જ્યારે પણ તક મળતી ત્યારે પોતાની સેવાઓ આપવાનું ચૂકતાં નહિ. એમની મદદ માગનાર દરેકને તેઓ કીંમતી સલાહ સૂચના આપતાં. જલંધરમાં તેમણે બાલકલ્યાણ કેન્દ્ર શરૂ કર્યું હતું. ગરીબ દર્દીઓને ઘેર જઈ તેમની સારવારનો પાકો બંદોબસ્ત કરવાનો તેમણે નિયમ રાખ્યો હતો. એ જમાનામાં શિક્ષિત આયાઓ વિરલ હતી, એટલે રાણી સાહેબની મદદ મેળવી કેટલીયે મહિલાઓ કૃતાર્થ બની હતી. તેમણે ભરતગૂંથણ તથા સીવણના વર્ગો પણ ચાલુ કર્યા હતા. નવરાત્રના વખતમાં તેઓ જાતે પણ ગરીબો માટે વસ્ત્રો તૈયાર કરતાં. સીમલામાં તેઓએ લેડીઝ ક્લબ સ્થાપી હતી. જીવનભર તેમણે એક જ આદેશ આપ્યો છે કે, હિંદી સ્ત્રીઓએ પાશ્ચાત્ય રીતરિવાજો અપનાવી લેવાની મુદ્દલ જરૂર નથી પરંતુ પશ્ચિમના સુંદર સિદ્ધાંતો અપનાવી પૂર્વના આદર્શ રીતરિવાજો જોડે તેમને એક રસ કરી દેવા જોઈએ. મહિલાના ઉત્કર્ષ માટે મથવું એ જ તેમના જીવનનો આદર્શ હતો.

ઈસ્વીસન ૧૯૧૪માં તેમના પુત્ર ઇન્દ્રજીતસિંહ પહેલા જગત યુદ્ધમાં અવસાન પામ્યા તેનો તેમને ખૂબ જ આઘાત લાગ્યો ને છેલ્લાં આઠ વર્ષ તો તેઓ પથારીવશ જ રહ્યાં. પુત્રના અવસાન પછી તેમણે કદી માંસાહાર કર્યો નહિ. તબિયતને અંગે દાક્તરોએ પૌષ્ટિક ખોરાક લેવા આગ્રહ કર્યો, છતાં તે પોતાના નિર્ણયથી ચળ્યાં નહિ. ઈસ્વીસન ૧૯૨૪માં લાંબી બીમારી પછી તે અવસાન પામ્યાં. એમના પતિ તેમના અવસાન પછી ૭ વર્ષ જીવ્યા, છતાં એમની ખોટ એમને અવસાન પર્યંત સાલી રહી.

અર્વાચીન હિંદ માટે તે એક જીવન આદર્શ મૂકી ગયાં છે. તેઓ કદી ભભકાદાર પોશાક પહેરતાં નહિ. તેમની હિલચાલમાં બીલકુલ આછકલાવેડા નહોતા. તેઓ જૂના જમાનાનાં વિવેકશીલ સન્નારી હતાં. આજના નાસ્તિક ને અમીતાહારી જમાનામાં—એમની જોડ મેળવવી મુશ્કેલ છે.

---

ગાંધીજી કહે છે : 'સ્ત્રી માનવજાતિનું અર્ધું અંગ છે. તેને પક્ષઘાત થઈ ગયો છે. સ્ત્રીઓ માનવજાતની પૂરી જવાબદારીઓ લેતી નથી. સ્ત્રીઓ એ જવાબદારીઓ ભૂલી ગઈ છે, તેને પુરુષો માફ કરે.' અમો અમારી શક્તિ-ભાન ભૂલી ગયા છીએ. પણ ભૂલાવવામાં પુરુષોનો ભાગ છે. તકનો લાભ લેવો એ સ્ત્રીઓનું કામ છે, પણ પ્રોત્સાહન આપવાનું અને જવાબદારીઓમાં સાથ આપવાનું પુરુષોનું કામ છે.

સ્ત્રી વગર સંસાર ચાલત ખરો? સંસારમાં સ્ત્રી અને પુરુષ એકબીજાના પૂરક છે— સ્ત્રીઓ નૈસર્ગિક–માતૃત્વના કામ માટે ગૌરવ માને છે, આ કામમાં જ્ઞાન અને સંસ્કૃતિને અનુરૂપ સાચો હિસ્સો આપીએ. માતૃત્વ માટે જવાબદારીના ગુણોની જરૂર છે તેને સમજ પૂર્વક વિકસાવીએ. એ ગુણો કુટુંબમાં વાપરીએ છીએ, તે સમાજ અને રાષ્ટ્ર માટે વાપરીએ.

# આપણી વ્રત-કથાઓ



*

## (૧) પુરુષોત્તમ માસની કથા

બ્રાહ્મણ ને બ્રાહ્મણી હતાં. બ્રાહ્મણ વેદ-વિદ્યામાં પારંગત હતા, ત્રીકાળ જાણે એવા પંડિત હતા. તેમને ઘેર દેવ જેવા બે દિકરા હતા. બેય રૂપરૂપના અવતાર જેવા. બેય દીકરાને પરણાવેલા. મોટી વહુ પૈસાદારની દીકરી એટલે મીજાજનો પાર નહિ, નાની બીચારી ગામડાની ને ગરીબ ઘરની એટલે મોટી વહુ ઘરમાં કડે ઘડે. દિકરા બેય કાશીએ ભણવા ગયેલા. બારબાર વરસે ભણીને આવશે એમ લોકો કહેતા, પણ સોળ સોળ વરસ થયાં તોય સમાચાર આવે કે હજી બે વરસની વાર છે.

નાની વહુ ડોસા ડોસીની ચાકરી કરે. વહેલી ઉઠીને છાણ વાસીદું કરે, ડોસા ડોસીને નવરાવે ધોવરાવે, રસોઇ કરીને જમાડે ને રાતે પથારી કરી સાસુના પગ દાબે. મોટી વહુ તો પૈસાદારની દીકરી એટલે સળી ભાંગીને બે ન કરે. સારાં સારાં કપડાં પહેરે ને આડોશ પાડોશમાં હરેફરે.

ડોસો ને ડોસી તો મરણ પામ્યાં, તોય દિકરાઓ પાછા આવ્યા નહિ. ઘરમાં ધન-ધાન્યના ભંડાર ભર્યા હતા, વસ્ત્ર અને ઘરેણાંથી પેટી પટારા ઉભરાતા હતા. ઘરનો ભંડાર મોટી વહુને હાથ હતો.

નાની વહુ તો ગભરૂ જેવી. આપે તે ખાય ને પહેરે ઓઢે. પણ મોટી વહુના જીવને જંપ નહિ. વાતવાતમાં નાનીને મ્હેણાં મારે, ઘડી-ઘડીએ ગાળો ભાંડે. પણ નાની અક્ષરેય બોલે નહિ; જાણે મોઢામાં જીભ જ નહિ. તોય મોટી જંપે નહિ. એમ કરતાં એક દિવસ મોટીએ ન્હાનીને ધક્કો મારીને ઘરમાંથી કાઢી: 'રાંડ અભાગણી, તું આવી તે દિ'થી ઘરમાંથી પાધરી ગઇ,' ને નાની વહુ પોશ પોશ આંસુડે રડી. ક્યાં જવું? શું ખાવું? ક્યાં રહેવું?

પાડોશીઓને દયા આવી. એક જણે એના ઘરના વાડામાં ઓરડી કાઢી દીધી. મોટી તો હાલે–મહાલે છે. નાની ગામનાં દળણાં દળે છે, છાણ વાસીદાં કરે છે ને પેટ ભરે છે. ન કોઇની આઘીપાછી કે નહિ કોઇની સાથે કજીઆ-કંકાસ. પોતાનું કામ ભલું ને ઘર ભલું.

એમ કરતાં પરશોતમ મહિનો આવ્યો. પાડોશણો સાથે નાની વહુ પણ પરશોતમ મહિનો ન્હાય. એમ કરતાં અમાસ આવી. પરશોતમ મહિનો ઉજવવો જોઇએ. સહુએ બ્રાહ્મણો જમાડવા ઘઉં દળાવ્યા, ગોળ લાવ્યા, ઘી લાવ્યા. નાની વહુ પાસે તો કાંઇ ન મળે.

મોટી વહુએ પણ ઉજવણું કરેલું: નાની ઉપર એને એવું ઝેર કે વાત સાંભળતાં બળી મરે. નાની વહુને ફજેત કરવા એણે યુક્તિ કરી. સવારમાં વહેલો એક માણસ બોલાવીને નાની વહુના ઘરે જમવાનાં સહુને નોતરાં દેવરાવ્યાં.

નાની વહુ નાઇ ધોઇ દેવદર્શન કરી ચાલી આવે ત્યાં લોકો વાતો કરે: 'જોયું બાઇ! માંડ માંડ રળી ખાય છે તોય નાત જમાડવાનાં નોતરાં ફેરવ્યાં.' તો કોઇ વળી મ્હોં મચકોડી

બોલતીઃ 'ઘરમાં તો હાંલ્લાં કુસ્તી કરે છે. એ શું જમાડવાની હતી?' તોય સારા ઘરની વહુ એટલે ભાગ્યું તોય ભરૂચ ગણીને બ્રાહ્મણો એને પેર જમવા જવા લાગ્યા. બાર વાગ્યા ત્યાં તો લાલ પીતાંબર પહેર્યાં છે, ડોકે જનોઈઓના જોરે કુંચીઓના ઝુડા લટકે છે ને હાથમાં લોટા પ્યાલા લઈને બ્રાહ્મણો આવવા લાગ્યા, ને માંડ્યા પંગતે બેસવા.

નાની વહુ તો શરમની મારી ઓરડીના ખૂણામાં ભરાઈને બેઠેલી; આ બધાને ખવરાવવું શું? હવે મરવા સિવાય એને આરો નથી.

સહુને થાય કે રસોઈ ક્યાં થાય છે? નથી ગંધ આવતી કે નથી ધૂમાડો નીકળતો. કેટલાકને થયુંઃ ભૂલથી મોટીને બદલે નાની વહુને ઘેર તો નથી આવ્યા ને!

ત્યાં તો પડખે ઓરડામાંથી બ્રાહ્મણ જુવાનો લાડુના થાળ લઈને પીરસવા નીકળી પડ્યા. બાર જાતનાં ભોજન ને તેર જાતનાં શાક પીરસાયાં. ભારે હોંશથી બ્રાહ્મણો ખૂબખૂબ થઈ ગયા.

કોઈ કહે બાઈનો ભાઈ ઉજમણું કરવા આવ્યો છે, તો વળી બીજા કહે કે બાઈને ભાઈ જ નથી. બ્રાહ્મણો જમતા જાય ને 'હર-હર મહાદેવ' ગજાવતા જાય. મોટીના પેટમાં ફાળ પડીઃ 'બ્હાવા મૂઈએ આટલા બધા જમાડ્યા શી રીતે!' બાઈઓ સહુ વાતો કરે છેઃ લોકો જોવા રોજે મળ્યાં છેઃ નાતીલાઓ લોટા પ્યાલા લઈ જમવા દોડ્યા જાય છે. મોટીને ઘેર તો કોઈ ડોકાય નહિ. મોટીએ ગાળોનો વરસાદ વરસાવ્યો અને નાનીને ઘેરથી ઘીની નીકો વહેવા માંડી.

નાની વહુ તો ઘરના ખૂણામાં મૂંગીમૂંગી લપાઈને બેઠી છે. નથી ખાવાનું ભાન, નથી બહાર શું થાય છે તેનું ભાન.

સહુ જમીને ચાલ્યું ગયું. એટલે બાઈએ બાઈને બૂમ પાડીઃ 'બહેન! બહાર આવો.'

નાની વહુ તો ધ્રુજી ઊઠી. આટલા બધા બ્રાહ્મણો પાસે શું મ્હોં દેખાડું? એણે તો દાંત વચ્ચે જીભ કરડીને મરવાની તૈયારી કરીઃ ત્યાં ફરી બૂમ પાડીઃ 'બહેન બહાર આવો. હું તમારો ભાઈ પરશોત્તમ!'

ને બાઈ તો દોડીને બહાર આવી. જૂએ તો વીશ વર્ષનો રૂડો રૂપાળો કુંવર સહુને જમાડી દક્ષિણા આપી હસતો હસતો ઊભો હતો. બ્રાહ્મણો આશિર્વાદ આપી ચાલ્યા જતા હતા. ત્યાં તો બેય ભાઈ કાશીએથી ભણીને આવી પહોંચ્યા. નાની વહુની આંખમાં આનંદનાં આંસુ આવ્યાં. તેણે દોડીને ભાઈના પગ પકડી લીધાઃ 'મારા ભગવાન!'

પરશોત્તમજી એને ફળ્યાં એવાં સહુને ફળજો.

૨

**બ્રા**હ્મણ ને બ્રાહ્મણી હતાં. એમના ઘરમાં સાતે ઓરડે ધન હતું, એમનાં ઘરમાં સાતે કોઠારે ધાન હતું. ગામમાં સારું માન હતું, પંડિતોમાં સારું સ્થાન હતું.

બધું હતું તોય કાંઈ ન હતું. સુખીયાં તોય બેય દુઃખીઆં હતાં. એવડું મોટું એમને શું દુઃખ હતું? એમને ત્યાં

લીંપ્યાં ગુંપ્યાં આંગણાં બગાડનાર ન હતો,
દેવલાને રંજાડનાર ન હતો,
સૂના સૂના ઓરડા અજવાળનાર નહોતો,
બ્રાહ્મણીના ખોળાનો ખૂંદનાર નહોતો,
કુળને તારનાર દીકરો નહોતો.

એક દીકરો હોત તો બ્રાહ્મણને દુઃખ ન હતું. એક દીકરા વગર સુખ નહોતું.

બ્રાહ્મણ ને બ્રાહ્મણી રોજ વહેલી સવારે ઊઠે છે, ગંગાજીમાં નહાય છે, ધરમ કરે છે ને ધ્યાન કરે છે, પુણ્ય કરે છે ને દાન કરે છે, વાર કરે છે ને તહેવાર કરે છે, વ્રત કરે છે ને વરતોલાં કરે છે.

ત્રણ ત્રણ વરસે પુરુષોત્તમ માસ આવે છે.

બ્રાહ્મણને બ્રાહ્મણી વિચારે છે, 'અરેરે ભગવાને એક દીકરો દીધો હોત, દીકરાને વહુ

હોત, અને વહુ-દીકરો ઘર સંભાળતાં હોત તો પુરુષોત્તમ ભગવાનની સેવા અમે સારી રીતે કરી શકત.'

બ્રાહ્મણીને દીકરા કરતાંય હવે વહુની ઝાઝી અંખના થઇ છે. રોજ રોજ એ બ્રાહ્મણને કહે છેઃ 'એક વહુ લાવો.'

બ્રાહ્મણ કહે છેઃ 'અરેરે દીકરા વગર કાંઈ વહુ આવતી હશે? આપણા નસીબમાં વહુ હોત તો ભગવાને આપણને વાંઝીઆં શા સારુ રાખ્યાં હોત!'

બ્રાહ્મણી હઠ કરે છેઃ 'આવે તોય લાવો ને ન આવે તોય લાવો, વહુ લાવો ને લાવો જ.'

એક હાથમાં દોરી લોટો છે, બીજા હાથમાં લાકડી છે, ખભે ખડીઓ ભેરવ્યો છે ને બ્રાહ્મણ વહુ લેવા જાય છે.

એક ગામથી બીજે ગામ, બીજે ગામથી ત્રીજે ગામ ફરતાં ફરતાં બ્રાહ્મણ દૂર દૂર નીકળી જાય છે. એમ કરતાં સરસપુર ગામને પાદર આવી ચડયો.

ગામના પંડિતને એક દીકરી છે. દીકરી રૂપાળી ને ઉમરલાયક છે. જોઈને આંખ ઠરે એવી છે. ગુણમાં ને વિવેકમાં કાંઈ મણા નથી. બ્રાહ્મણને પંડિતની દીકરીનું માગું કરવાનું મન થયું.

બ્રાહ્મણ કહે છેઃ 'પંડિતજી, મારે એક દીકરો છે. કાશીમાં ભણે છે. એને માટે તમારી દીકરીનું હું માગું કરું છું.'

પંડિત કહેઃ 'ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય. મારી દીકરીને તમારા જેવા સુપાત્ર અને વિદ્વાનને ઘેર સાસરું ક્યાંથી? હું શા માટે ના કહું? બોલાવો તમારા દીકરાને અને ઘડીઆં લગ્ન લઇએ.'

બ્રાહ્મણ કહેઃ 'એવું બને એમ નથી. ભણતર પુરું કર્યા વગર દીકરો શી રીતે આવે?'

પંડિત તો વિચારમાં પડયાઃ 'હવે શું થાય? દીકરી મોટી થઇ છે ને વાટ જોઇએ તો દીકરીનો કન્યાકાળ વહી જાય. બીજો કોઈ રસ્તો હોય તો બતાવો.'

બ્રાહ્મણ કહે કે 'એમ કરો, હમણાં ત્રણ ફેરા ચોરી સાથે ફેરવી લઇએ ને ચોથો ફેરો દીકરો જ્યારે કાશીએથી આવશે ત્યારે ફેરવી લેશું.'

વાત નક્કી થઈ. ધામધૂમથી લગ્ન થઇ ગયાં ને બ્રાહ્મણ દીકરાની વહુને તેડીને પોતાને ગામ આવ્યો. વહુ સાસુને પગે પડી. લક્ષ્મી જેવી વહુ જોઈને સાસુના હરખનો પાર રહ્યો નહિ. એ તો રાજી રાજી થઈ ગઈ.

પણ ગામમાં વાત ફેલાઇ ગઇઃ 'બાઇ જુઓ તો ખરાં! દીકરા વગર વહુ આવી. નવાઇની વાત. ન બન્યાનું બન્યું!'

ઉડતી ઉડતી વાત વહુને કાને આવી. લોકોની વાત વહુએ સાંભળીઃ 'તારા સાસુ-સસરાને દીકરો જ નથી.'

વાત સાંભળી વહુ વિચારમાં પડી ગઈ. લોકો કાંઈ જૂઠું બોલે? વહુની મુંઝવણનો પાર નહિ. એને ખાવું ભાવે નહિ; પહેરવું ઓઢવું ગમે નહિ. એણે રૂસણાં લીધાં. સાસુએ પૂછ્યુંઃ 'વહુ બેટા, તમને શું થાય છે? કાંઇ પેટછૂટી વાત કરો તો એનો કાંઇક ઉપાય થાય.'

વહુ કહે છેઃ 'લોકો કહે છે, તારા સાસુ-સસરા વાંઝીયાં છે. એમને દીકરો જ નથી.'

સાસુ કહેઃ 'લોકો તો નવરાં છે. એમને જે કહેવું હોય છે બધું કહે. મારો દીકરો પરસોતમ કાશીએ ભણવા ગયો છે.'

સાસુએ વહુને રાજી કરવા ઘરના ભંડારની કુંચીઓ સોંપી દીધી. સાત ઓરડાના તાળાની કુંચીઓ આપી સાસુએ કહ્યુંઃ 'વહુ બેટા, ૭ ઓરડા ઉઘાડજો, એક સાતમો ઉઘાડશો નહિ.'

ત્રણ ત્રણ વરસે પુરુષોત્તમ માસ આવ્યો. બ્રાહ્મણ ને બ્રાહ્મણી વહેલી સવારે ઉઠી નદીએ નાહવા ગયાં.

વહુને થયું: 'મને સાતમો ઓરડો ઉઘાડવાની કેમ ના પાડી હશે? એમાં એવું તે શું હશે? લાવને જોઉં તો ખરી!'

વહુએ તો સાતમો જ ઓરડો ઉઘાડ્યો. બારણું ધકેલી અંદર જોયું તો એની આંખો અંજાઈ ગઈ.

ઝગમગ દીવડા સળગે છે,
ધૂપની ધૂણી મહેકે છે,
કપાળે ચંદનના લેપ છે,
હાથમાં પોથીનાં પાનાં છે,
સોનાવરણી કાયા છે.

એવા એક પુરુષને જોયો. શું બોલવું ને શું ન બોલવું. બાઈની તો જીભ સીવાઈ ગઈ.

પાટલે બેઠેલા પુરુષે કહ્યું: 'હે સતી! તું અહીં કેમ આવી? મારા બાબાપ પુરુષોતમ માસ કરે છે. એમનાં વ્રત ભાંગશે. માટે ઝટઝટ ઓરડો વાસી દે.'

હવે બાઈને હિંમત આવી. બાઈએ પોતાના ધણીને વરતી લીધો ને પૂછ્યું: 'આ બધાં આપણને મહેણાં દે છે, બા બાપુને વાંઝીઆં કહે છે ને તમે તો અહીં અંદર બેઠા છો. હવે ક્યારે બહાર નીકળશો?'

'પુરુષોતમ માસ પૂરો થાય એટલે એક હવન કરજો. તે વખતે હું બહાર આવીશ.'

બાઈએ ઓરડો બંધ કર્યો ને કામમાં ગૂંથાઈ ગઈ.

સાસુ સસરાને કોઈ વાતની ખબર નથી, એ બંને તો પૂર્ણ આસ્થાથી પુરુષોતમ ભગવાનની પૂજા કરે છે. વહુના આનંદનો પાર નથી, એનો હરખ તો માતો નથી. હવે એ સાસુ સસરાનો પડ્યો બોલ ઉઠાવે છે. કોઈ વાતની એમને તકલીફ પડવા દેતી નથી.

એમ કરતાં પુરુષોતમ મહિનો પૂરો થયો. વહુએ કહ્યું: 'બા, આપણે હવે પુરુષોતમ મહિનો ઉજવો ને હોમ હવન કરો.'

સાસુએ કહ્યું: 'વહુ બેટા, જેવી તમારી મરજી. ઘરના ભંડારની કુંચીઓ તમારી પાસે છે. જોઈએ તેટલું ખરચો.' વહુએ તો હોંશે ને હોંશે બધી તૈયારીઓ કરવા માંડી. હવનનો દિવસ આવી પહોંચ્યો.

મોટી ધામધૂમથી મંડપ નાખ્યો છે. વચ્ચે મોટી વેદી બાંધી છે. ચારે કોર બ્રાહ્મણો મંત્રો ભણે છે ને હોમહવન કરે છે. વહુ દીકરાને પધરાવાનો સમય થયો છે. લોક બધું જોવા ટોળે મળ્યું છે. સહુને થતું: 'આ વાંઝીઓ હવે દીકરો ક્યાંથી લાવશે?'

બ્રાહ્મણ ને બ્રાહ્મણી દીકરો ક્યાંથી લાવે! શરમના માર્યા એમણે મરવાનો, ઝેર ખાવાની તૈયારી કરી. અત્યાર સુધી ચાલ્યું, પણ હવે શું કરવું! હવે તો મર્યે જ છૂટકો હતો.

વહુને વાતની ખબર પડી ગઈ. એ દોડતી સાસુ પાસે ગઈ. 'બા, બા, આ શું કરો છો?'

સાસુ ને સસરાની આંખમાંથી નદીઓ વહેવા માંડી. એમણે કહ્યું: 'વહુ બેટા! અમારે દીકરો નથી. અમે દીકરો ક્યાંથી લાવીએ?'

વહુ કહે: 'બા, નામ દઈને સાદ પાડો ને બોલાવોને!'

સાસુ બોલ્યાં: 'વહુ બેટા, કોનું નામ દઈને બોલાવું? દીકરો હોય તો હમણાં બોલાવું. દીકરો જ નથી એટલે કોને બોલાવું?'

વહુએ કહ્યું: 'બા. એવું કેમ બોલો છો! જેનું નામ નાથા એનું નામ દઈને સાદ કરોને!'

સાસુએ રડતાં રડતાં સાદ કર્યો: 'પુરુષોત્તમ, બેટા પુરુષોત્તમ!'

ને ધડધડ કરતાં બારણાં ઉઘડ્યાં. સાતમા ઓરડાના કમાડ ફડાક કરતાં ઉઘડી ગયાં. ને રૂપરૂપના અવતાર જેવો જુવાન દીકરો આવી બ્રાહ્મણ-બ્રાહ્મણીના પગમાં પડ્યો. ચોથો ફેરો—ફરી વહુ-દીકરો ઉડાઝૂડી બાંધી વેદી પાસે આવ્યાં. હવન પૂરો કર્યો ને બ્રાહ્મણની લાજ રહી.

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

**શ્રી. સવાઈલાલ ઈ. પંડયા**

*

**આ**પણા પ્રાન્તની ભાગ્યશાલિતા કઇ કઇ બાબતમાં વખાણવી ? એને મહત્વ આપતો લાંબો સાગરકાંઠો, પ્રવાસીઓને આકર્ષતા ભૂમિક્ષેત્રો અને સાહિત્યક્ષેત્રે મહત્વનું સ્થાન પામેલા એના ડુંગરાઓ, એનામાં રસાળતા નિપજાવી રહેલી સજળ નદીઓ, એ સૌ સ્તવવા યોગ્ય છે. ઉદ્યોગપરાયણ એના સંતોના પરિશ્રમના પરિપાકે એને ધન્ય બનાવ્યો છે, એ હકીકત અભિનંદનપાત્ર છે, પરંતુ આપણું સૌથી મોટું ભાગ્ય મને તો એ લાગે છે કે આપણા કવિમણિકારોએ ગુર્જર રમણીઓના રૂપાળા કંઠોને પ્રકાશોજ્જવલ ગીતરત્નોની માળા ગુંથી આપીને શણગાર્યો છે.

પ્રજાના કાયદા ઘડનારા કરતાં પ્રજાનો ગીત રચનારો મોટો કહેવાય છે. આ કરવું, આ ન કરવું એવા નિયમો બાંધનારાઓ ભલે આ પ્રાન્તે ઓછા નમ્યા હોય, પરંતુ સતત વહી રહેલી જગતની નદી ઉપર નિજ જીવનની નાવડલીમાં વિહરીને પોતાના સુંદર અનુભવોને મનોહર સૂરાવલીમાં વહેતી મૂકી જનારા ગીત–નિર્માતાઓનો ગુર્જર પ્રદેશે ક્યારેય તૂટો પડયો નથી. વિશેષ કરીને તો તેમણે લોકોત્તર શ્રીપુરુષના જીવન પ્રસંગોનું અવલંબન લઇને માનવજીવનને જીવવા યોગ્ય બનાવતા સુમધુર ભાવોનો મહિમા ગાયો છે. અને એમનું એ ગાન હૃદયના ઉંડાણોમાંથી વહ્યું હોવાથી જનતાએ પરમ આદરથી ઝીલી લીધું છે. હું તો મારાં કાવ્ય મારા મનની મોજ માટે રચી રહ્યો છું, લોકો એ સમજો વા ન સમજો, એવો પ્રશ્ન જ એમની રચના માટે ઉઠતો નથી. આ ગાયકોએ તો લોકોની સાથે રહીને જ જીવનરસ માણ્યો છે. એ રસ પોતાના ઉરકુસુમોનું માધુર્ય ઉમેરીને લોકોને પાછો સમર્પ્યો છે.

કાળના પ્રભાવથી આપણા પ્રાચીન ગીતોનો મહામૂલો ખજાનો વિસ્મૃતિની ધૂળ નીચે દટાઇ જવા પામે એ પહેલાં એનો શક્ય સમુદ્ધાર કરી લેવો ઉચિત છે. લોકગીતોના પ્રદેશમાં તો સ્વ. શ્રી. ઝવેરચંદભાઇએ અસાધારણ તન્મયતાથી ગુજરાત માટે ઉજ્જવળ કાર્ય કરી આપ્યું છે. પરંતુ આપણી પૌરાણીક કથાઓનાં વિશાળ ઉદ્યાનમાં વિહરનારા જ્ઞાત અને અજ્ઞાત કવિવરસિકો પ્રસંગોના હીંચકા ઉપર વિવિધ મનોભાવોને કેવા સરસ રીતે હિંચોળી ગયા છે અને પ્રયોગોને ઉપલા વર્ગની ગુર્જર સ્ત્રીઓએ કેવા ઉમંગથી વધાવી લઈને વર્ષો સુધી જાળવ્યા છે એ હકીકત રસિકોએ લક્ષમાં લઇને મૂલવી લેવા જેવી છે. તે બતાવી આપવાનું આ લેખમાળાનું પ્રયોજન છે.

પૂ. રામનારાયણભાઇના પ્રોત્સાહક વચનથી સંઘરી લીધેલાં ગીતોને 'શ્રીજીવન'માં. મમતાથી જગ્યા આપ્યા કરવાની શ્રી. મનુભાઇ જોધાણીની તૈયારીથી ગુજરાત સમક્ષ આ રીતે રજુ કરવાનું શક્ય બન્યું છે.

આપણે સૌથી પહેલો નમૂનો આપણા પ્રાચીન કવિ ભાલણનો લઇને શરૂઆત કરીશું. શબ્દોનો એ અજોડ શિલ્પી ઓછા છતાં ઉચિત શબ્દો અને સૂરાવલીના પ્રભાવે કરી સજીવ ચિત્રો શ્રોતાઓ સામે રજુ કરી જાય છે.

## 'આવને આહીરડી'



ગોકુળની રે એક ગોવાળણીને બાઈ
  મહીડાં વેચવાને ચાલી જી;
દેવકીજીએ તો નેણે રે નીરખીને
  મંદિરમાં બોલાવી રે
    આવનેઆહીરડીરે તારાં
દહીં ને દૂધ લઈ આવજે રે; આવને—૧

માથાની મટુકીનો ભાર ઉતારી
  બેસવા આસન આપ્યાં જી;
કુશળ પૂછવાને કૂંવર કેરા
  પ્રેમવચન એમ બોલ્યાં રે; આવને—૨

નંદ ને રાય તારો શું કરે ને બાઈ,
  શું છે એને સંતાનજી?
કુશળ કે'જે તું એના રે ઘરના
  એને હોય કલ્યાણ રે। આવને—૩

કેવી તે છે રે એની કામિની ને બાઈ
  કેવા છે સુખીયા એ લોક જી!
જણ્યું તો એ જીવે નહિ ને તેનો
  હાયકાય થાય મનને શોકરે; આવને—૪

જશોદાજીએ સુવાવડાને બાઈ,
  કોઈ કહે છે એને કાનજી:
કોઈ કહે છે ગોકુળ ગિરધારી
  કોઈ કહે છે ભગવાનરે; સાંભળ સુંદરી—૫

ગોરા તે છે એને રામ કહીયે બાઈ,
  કૃષ્ણ તો છે શામળિયાજી,
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર મળીને બાઈ,
  કેમે ન જાય એ કળિયા; સાંભળ સુંદરી—૬

વૃંદા તે વનને ઓઝે તે ઉભા બાઈ,
  સે છે સહુનાં એ દાણજી:
હા ના તો કોઈએ કેવાય નહિ ને બાઈ
સોંપ્યા છે તન મન પ્રાણરે; સાંભળ સુંદરી—૭

સનમુખ થઈને સામા રે ચાલી બાઈ,
  ચાલી આની અમે દ્વારજી;
જાતી ને વળતી તું આવજે ને બાઈ,
  પિયર પિયારો ઠરો ઠામ રે; આવને—૮

માતા તે આનંદ પામીયાં ને બાઈ,
  સંભળતાં એમ વાણજી:
ભાસણ પ્રભુ જેમ જાનકીને જેવી
  વાત કરી'તી હનુમાન રે. આવને—૯

પ્રિય પુત્રને રાજકીય સંજોગોને વશ થઈને ગોકુળના આહીરો વચ્ચે મોકલી આપવો પડ્યો છે, પરંતુ માતાનું વત્સલ મન પ્રતિદિન એના કુશળ જાણવા ઝંખી રહ્યું છે. દૂધ લેવાને નિમિત્તે એ આહીર યુવતીને બોલાવે છે, સ્વજન હોય એમ એને સ્નેહથી આદર આપે છે, રાજદ્વારમાં રહેનારી પ્રૌઢ નારીમાં સંભવે એવી ચતુરાઈથી અને કોમળ માતૃહૃદયમાં સદાનાં ઉભરાતાં પ્રેમ અને આકંઠાથી નંદરાયના ઘરના સમાચાર પૂછી લે છે. ગોવાળણી આ સન્માનથી પ્રસન્ન થઈને આશ્ચર્યકારક બાળકોનો વૃત્તાન્ત વિગતથી કહે છે. ઓને પિયર સરખું વહાલું, એટલે કહે છે દેવકીજી આહીર નારીને કે, બાઈ, આ ઘર તારે પિયર માનજે અને જતાં ને વળતાં અહીં આવતી રહેજે. સીતાને હનુમાન દ્વારા રામના

# સ્ત્રીઓનું વેવલાપણું

લેખક

શ્રી. રવિશંકર મહારાજ

*



એક દિવસ હું આણંદ જતો હતો. વચ્ચે પેટલાદ સ્ટેશન આવ્યું. ત્યાં બધાં ગાડીમાંથી ઊતરીને આણંદ જવાની ગાડીના પ્લેટફૉર્મ પર ગયાં. એ નાના સ્ટેશન ઉપર ભજિયાંની સાઈકલ લારીવાળો ફરતો હતો. અને એના ખાસ અવાજથી ભજિયાં-સેવની જાહેરાત કરતો હતો.

મારા ડબ્બામાં ભાદરણથી પેટલાદ આવેલી ગાડીમાં બ્રાહ્મણબહેન બેઠેલાં હતાં, તેમાંના એક બહેને ત્રણ આના આપીને પાશેર ભજિયાં લીધાં અને કેડમાં લીધેલા નાના છોકરાને ખાવા માટે તેમાંથી ભજિયું આપ્યું. આ વખતે તેનો ભાઈ તેની પાસે ઊભો હતો. તે ઠીક ઠીક ભણેલો હશે એમ તેના પોશાક અને રીતભાત પરથી લાગતું હતું. પેલા બાળકે ભજિયું મોંમાં તો મૂક્યું, પણ તીખું લાગવાથી થૂ થૂ કરી થૂંકી નાંખ્યું. હું ઊભો ઊભો વિચાર કરતો હતો કે આ મા કેવી? પોતાના બાળકને શું ખવરાવવું અને શું ન ખવરાવવું તેનુંય ભાન નથી. અને તેના સગા ભાઇ જેવો જણાતો ભાઇ ભણેલો જણાય છે તે પણ કંઇ કહેતો નથી.

મેં પૂછ્યું: 'બહેન ક્યાં જવું છે?'

જવાબ મળ્યો: 'બોરસદ.' અને મનમાં પ્રશ્ન થયો કે બોરસદ જવું હોય તો પેટલાદ થઇને શું કામ જવું પડે? મેં ફરીથી પૂછ્યું: 'બહેન, ક્યાંથી આવો છો?'

જવાબમાં '...ગામથી.'

'ત્યાંથી તો બોરસદ અઢી ગાઉ છેટું છે. જો ઘેરથી ચાલી નીકળ્યાં હોત, તો ક્યારનાય બોરસદ પહોંચી ગયાં હોત.' મારાથી કહ્યા વગર રહેવાયું નહિ.

'ચોમાસામાં મોટર બંધ થઇ છે અને ગાડું-ઢમણિયું પણ ન ચાલે. અને આ છોકરું

---

કુશળ સમાચાર જાણીને જેવો આનંદ થયો હતો તેવો આનંદ માતા કૃષ્ણના કુશળ સમાચાર જાણીને પામ્યાં એમ કહીને કવિ ગીત પૂરું કરે છે.

પાટણના કવિ બાલણનું આ ગીત પચાસ વરસ પહેલાં કાઠીઆવાડના એક ખૂણા સુધી પહોંચેલું હતું. લોકજીભે ચડેલાં નરસિંહ મહેતાનાં પદોની બાબતમાં થયું છે તેમ સ્ત્રીઓની જીભે રમતાં રમતાં આ ગીતની ભાષા પણ અર્વાચીન રૂપ પકડતી ગઈ હશે એમ લાગે છે.

આ અને આવાં બીજાં ગીતોએ અક્ષરજ્ઞાનથી વંચિત રહેલી સ્ત્રીઓની સાહિત્ય માટેની અભિરુચિને સંતોષી છે. પ્રેમ, વાત્સલ્ય ઇત્યાદિ અદમ્ય લાગણીઓને નિર્દોષ રીતે વહેવાનો માર્ગ કરી આપીને તેમણે નારીહૃદયનું જીવન કૃતાર્થ કર્યું છે. ગીતોએ કન્યાઓને જીવનની આશાઓ આપી છે, યુવતીઓને વર્તમાન જીવનનો રસ આપ્યો છે, વૃદ્ધાઓને વહી ગયેલાં જીવનના સુમધુર સ્મરણો આપ્યાં છે. વ્યવહારના તાપ વચ્ચે વિચરી રહેલી નારીને ગીતોએ માર્ગના વૃક્ષની માફક ઘડીભર શીતળ છાયા આપી છે, મધુર ફળ આપ્યાં છે. દૈનિક ઘસારાથી કરમાતા પ્રાણને નિજની ચેતન શક્તિથી પ્રફુલ્લિત કરી પ્રજાજીવનને નવપલ્લવિત રાખ્યું છે.

લઈને ચાલવાનું શી રીતે ફાવે?' એ બાઈએ ઉત્તર વાળ્યો.

મેં પૂછ્યું: 'આ સાથે ઊભા છે તે તમારા સગા છે?'

બાઈએ કહ્યું: 'હા, એ મારા ભાઈ છે.'

મેં કહ્યું: 'તમે બંને જુવાન છો. સાથે બીજું કંઈ વજન નથી. અને કલાક પહેલાં ઘેરથી નીકળ્યાં હશો; એટલામાં આ ભજિયાં લીધાં તે વળી આ નાના ધાવણા છોકરાને આપો છો. તમે જાણો છો કે ભજિયાં કેવાં હોય છે? એમાં તેલ કેટલું ખરાબ હશે, લોટ કેવો સડેલો હશે, અને એના બનાવનાર કેવા હશે એનો વિચાર કર્યો? આવો ખોરાક ખાય, તો સાજો માણસેય મરી પડે. અને તમે તો આ નાના છોકરાને આપો છો.'

- 'એ રડે ત્યારે શું કરીએ?" બાઈ બોલી.

મેં કહ્યું: 'ઘેરથી નીકળતી વખતે કેમ વિચાર નહિ કર્યો કે છોકરું રડશે ત્યારે શું કરશું? જો ખાવાનું આપવું હતું તો ઘેરથી બનાવીને કંઈ લાવવું હતું ને? પણ આવો ગંદો ખોરાક ખવાય ખરો?"

બહેન કહે: 'ઘેરથી લાવીએ છીએ તો સુવો ખાતો નથી.'

મેં કહ્યું: 'એવી મા કેવી, કે જેના હાથનું તેનો જ છોકરો ન ખાય!'

એટલામાં ખંભાતની ગાડી આવી. બધા તેમાં બેઠાં. એ બહેન બેઠી, તે ખાનામાં હું પણ બેઠો. ગાડી ઉપડવાની સીટી વાગી. છોકરે અચાનક પાણી માગ્યું. બહેન કહે: 'જાવ્યું, આ તો ગાડી ઉપડી અને છોકરાને પાણી પાવાનું રહી ગયું.'

મેં કહ્યું: 'હજી વાર છે. (પેલા ભાઈને ઉદ્દેશીને) આ સામો નળ છે. જાઓ અને લોટામાં પાણી ભરી લાવો.'

બહેન કહે: 'લોટો લેવાનું ભૂલી ગયાં.'

'બંને જણ ભૂલી ગયાં?' મેં પૂછ્યું.

'ઘેરથી નીકળતી વખતે મને યાદ આવ્યું હતું, પણ ટ્રેન ઉપડી જશે એવું લાગવાથી મારા ભાઈએ કહ્યું કે લોટા વગર ચાલશે. પેટલાદ સ્ટેશને નળ છે, અને હમણાં પહોંચીશું.' બહેને સાચી વાત કહી દીધી.

'પણ છોકરો લોટે જાય તો શું કરો?' મેં ફરી પૂછ્યું.

'આ તો ખરા છે. બધું પૂછપૂછ કરે છે. આટલી બધી ખબર અમને ન પડી.' ભાઈના અવાજમાં કંટાળો હતો.

મેં કહ્યું: 'તમે બોરસદ શી રીતે જશો? અમાસથી મોટર જતી નથી.'

ભાઈ કહે: "મોટર ચાલુ છે. હજુ થોડા દિવસ પર હું ગયો હતો ને!'

મેં કહ્યું: 'મારા મિત્ર કહેતા હતા, કે પરમીટની તકરારને કારણે તે ત્રણ દિવસથી બંધ છે.'

બહેને કહ્યું: 'ત્યારે ભાઈ, આપણે આણંદ થઈને બોરસદ જઈએ.'

એટલામાં અમાસ સ્ટેશન આવ્યું. અને સામે ઘોડાગાડી ઊભેલી જોઈ બંને ઊતરી પડ્યાં. સાથે બેઠેલા મિત્રે કહ્યું કે: 'આ ઘોડાગાડીવાળા જણદીઠ બબ્બે રૂપિયા બોરસદ જવાના લે છે.'

મારા મનમાં અનેક વિચાર આવવા લાગ્યા. આ જુવાનીયાઓને શી પડી છે? ત્રણ કે ૭ ગાઉ ચાલીને ઘેરથી બોરસદ જઈ આવ્યાં હોત, તો એક પૈસાનોય ખર્ચ ન થાત, ચાલવાની કસરતથી મજબૂત થાત, અને વેળાસર ઘેર પહોંચી જાત. એટલું ચાલવાનું છોડીને ગાડીમાં આવ્યાં! હવે અમાસથી બબ્બે રૂપિયા ઘોડાગાડીનો ખર્ચ કરશે, રસ્તામાં નકામો નુકસાનકારક ખોરાક લઈ શરીર બગાડશે, અને પૈસો ખર્ચશે: આમ દસ રૂપિયાનું પાણી કરશે અને તે પૈસા મેળવવા અનેક ઊંધાચત્તા ધંધા કરશે.

# આપણો સમાજ



### (૧) વીણાનો આપઘાત

વીણાની સગાઈ તે બાર વર્ષની હતી ત્યારથી રમણીક સાથે થઈ હતી. રમણીક તે વખતે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતો હતો અને વીણા અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતી. બન્નેનાં ઘર ન્યાતમાં કુળવાન અને પ્રતિષ્ઠિત ગણાતાં હતાં. વીણા ભણવામાં હોંશીયાર હતી એટલે સોળ વર્ષની થઈ ત્યારે મેટ્રિક ક્લાસમાં આવી.

રમણિક પૈસાદારનો પુત્ર હોવાથી લાડ લડાવેલો હતો, તેથી ભણવામાં આળસુ હતો અને બુદ્ધિમાં મંદ હતો. છઠ્ઠા ધોરણમાં એ બે વાર નાપાસ થયો; પછી મેટ્રિકમાં પણ બે વખત નાપાસ થયો. દરમિયાન વીણા એની સાથે આવી પહોંચી. રમણિકના પિતાએ હવે રમણિકને આગળ અભ્યાસ કરાવવાનો વિચાર છોડી દીધો. તેના શિક્ષકો પણ એને એ બાબતમાં પ્રોત્સાહન આપતા હતા. વીણાના માતાપિતા આમ તો છેક જુના વિચારના હતા. પણ રમણિક નાપાસ થયા કરે અને વીણા આગળ ભણે એ કેમ બને? રમણિકને એના પિતાએ પોતાના વેપારમાં જોડયો, એટલે વીણાનું ભણવાનું એના માતપિતાને ન છૂટકે બંધ કરવું પડયું. રમણિકને પોતાના ધંધામાં શરૂઆતમાં તો કાંઈ ખાસ કામ હતું નહિ; પૈસો પુષ્કળ હતો, માબાપને અને સગાંસંબંધીઓનો તે લડાવેલો હતો, શાળામાં ઝાઝો ભણતો ન હતો અને ત્યાંના ભાઈબંધ દોસ્તારો સારા મળ્યા ન હતા. શાળાના શિક્ષકોને તો એના ચારિત્ર્ય બંધારણની કાંઈ ખબર પડી જ ન હતી. ઘેર શીખવવા આવનાર શિક્ષક પોતાનો નિયત પગાર લઈને બીજી કશાની પરવા રાખતો નહિ. રમણિકના અંગત જીવનની પંચાતમાં એ પડતો નહિ. પરિણામે રમણીક સ્વચ્છંદી બન્યો. ધીમેધીમે તેના તોફાન અને નાલાયકી વધતાં ગયાં. વીણાની કેટલીક બહેનપણીઓને પણ તે ત્રાસ રૂપ બન્યો. વીણાને લાચારીએ ભણવાનું છોડવું પડયું હતું, પણ શાળાના શિક્ષકોના સતત સહવાસથી તે વાંચનદ્વારા પોતાનો અભ્યાસ વધારી રહી હતી. વીણા હવે અઢાર વર્ષની અને રમણિક બાવીસ વર્ષનો થયો હતો. આ વર્ષે તેમનાં લગ્ન લેવાનાં હતાં. રમણિકનાં તોફાન અને દુરાચારની હકીક્ત વીણાના જાણવામાં આવી હતી એટલે એનું મન એના ઉપરથી ઊઠી ગયું હતું. એણે એક દિવસ પોતાની માતાને હિંમત કરીને મનની વાત કહી. માતાને તો આઘાત જ લાગ્યો. પિતાએ માતા પાસેથી બધી વાત સાંભળી. એમને આ સંબંધ હવે બહુ રૂચતો ન હતો. પણ આટલા વર્ષથી કરેલી સગાઈ, મનસુખરાય જેવા શ્રીમંત અને પ્રતિષ્ઠિત ઘર સાથેનો સબંધ, ન્યાતજાતમાં બંને ઘરનું ઊંચું સ્થાન, આ બધાનો વિચાર કરતાં સગાઈ તોડવાની તેમની હિંમત ચાલતી નહિ. વીણાએ અનેક વખત વિનંતી કરી, માતાપિતાને સમજાવવાનો બને તેટલો પ્રયત્ન કર્યો, પોતાની શાળાના મુખ્ય શિક્ષકો પાસે આ બધી હકીકત રજુ કરી, તેમની મારફત

માબાપને સમજાવવાનો પ્રયત્ન કરી જોયો, પણ બધું વ્યર્થ ગયું. જ્ઞાતીમાં જ બીજા સારા ભણેલા વર મળી શકે તેમ હતું, છતાં કુટુંબની પ્રતિષ્ઠાનો ખ્યાલ આડે આવ્યો. લગ્નના ત્રણ દિવસ અગાઉ વીણાએ પિતાને સમજાવવાનો છેલ્લો પ્રયત્ન કરી જોયો, પણ તે સફળ થયો નહિ. માટીના પૂતળાની માફક વીણા પરણવા બેઠી. પરણી ગઈ. લગ્નવિધિ સમાપ્ત થઈ. લગ્ન પછી સાસરે વીણાને વળાવી. ત્યાં બીજે જ દિવસે એણે ઘાસતેલ છાંટી આપઘાત કર્યો! પરન્તુ કુટુંબની પ્રતિષ્ઠા સચવાઈ!

## (૨) મહાલક્ષ્મીની મુશીબત

મહાલક્ષ્મીને નાની મુકી તેનો પિતા મરી ગયો હતો. માતાએ બહુ કષ્ટ વેઠીને ઉછેરી મોટી કરી. ચૌદ વર્ષે મહાલક્ષ્મીને જ્ઞાતિના એક કુળવાન ગણાતા ઘરના એકના એક પુત્ર ચંદુલાલ સાથે પરણાવવામાં આવી. ચંદુલાલનું ઘર કુળવાન ગણાતું હતું, પરન્તુ તેનો પિતા અતિશય દુરાચારી અને હલકા માણસોની સોબતમાં ફરનારો હતો. ચંદુલાલ પણ, ઘરનું વાતાવરણ આવું હોવાથી, ન્હાનપણથી જ લહેરી હતો. ચંદુલાલની માતા પતિથી દબાયલી હતી. તેના પ્રત્યાઘાત રૂપે પુત્રને ખૂબ દાબમાં રાખતી, બહાર રખડે, બાઈબંધ દોસ્તારોમાં ગમે તેવા તોફાનો મચાવે, પણ ઘેર ચંદુલાલને માનો સખત ધાક હતો; અને માનો બોલ ઉથાપવાની તેની હિંમત ન હતી. મહાલક્ષ્મીને સત્તર વર્ષની વયે સાસરે વળાવી. ચંદુલાલ ચોવીસ વર્ષનો હતો, પણ કાંઈ રળતો નહિ. બાપ ખોટાં ખોટાં કરીને અનેક ધંધા કરી એકંદરે ઠીક કમાતો, પણ દુરાચારને લીધે તેનું બહારનું ખર્ચ ઘણું હતું. માતા છાનુંછાનું બચાવતી–એ રીતે બચાવીને તેણે પાંચેક હજાર છાના ભેગા કરી રાખ્યા હતા. એ નાણાંમાંથી ચંદુલાલને હાથ ખર્ચના પૈસા મળતા હતા. ઉગ્ર સ્વભાવની માતાનો ચંદુલાલ આ રીતે એકીપાળો હોવાથી તેના વધુ દાબમાં રહેતો. મહાલક્ષ્મી આવી ત્યારથી જ સાસુએ એને ખૂબ સખ્તાઈથી દાબમાં રાખવા માંડી. ચંદુલાલ કાંઈ કહી શકતો નહિ. મહાલક્ષ્મી અતિશય ગરીબ હતી. રોજે રોજના કલેશથી એ કંટાળતી હતી. ચંદુલાલનો અને એનો કોઈ રીતે મેળ ખાતો નહિ. સાસુ ચંદુલાલને સાચું જુઠું ભરમાવી માર ખવડાવતી. ગાળો, ઠપકો અને મારથી એ ત્રાસી ગઈ હતી. પીયર જવાની તેને મનાઈ હતી; આમ લગભગ બે વર્ષ સુધી ચાલ્યું.

ચંદુલાલની માએ હવે વહુ સાથે લડવાનો અને ચંદુલાલને તેની સામે રોષ ઉત્પન્ન કરવાનો નવો નુસખો શોધી કાઢ્યો. પોતાનો પતિ દુરાચારી હતો એ તો તે જાણતી હતી. કોઈવાર સાસુ વહુની તકરારમાં એ મહાલક્ષ્મીનું ઉપરાણું લેતો, એ ઉપરથી એણે પોતાના પતિ અને મહાલક્ષ્મી વચ્ચે અઘટિત આડા વ્યવહારની વાત ઉપજાવી કાઢી અને ચંદુલાલને ભરમાવ્યો. ચંદુલાલે મહાલક્ષ્મીને ખૂબ મારીને કાઢી મૂકી. એની નિર્દોષતાનો કોઈ પુરાવો ન હતો અને ગુનાની સાબીતીમાં પતિનો દુરાચાર, વહુનું ઉપરાણું અને ચંદુલાલ તથા મહાલક્ષ્મી વચ્ચેનો અણમેળ હતો. એ બધું આજુબાજુના પાડોશીઓને પણ મહાલક્ષ્મીના ગુનાના પૂરાવા માટે પૂરતું હતું. મહાલક્ષ્મીની કોઈને દયા ન આવી.

પતિ અને સાસુથી તરછોડાયલી મહાલક્ષ્મી માતાને ઘેર આવી. માએ તત્કાળ તો રાખી. પણ આજુબાજુનાં ન્યાતનાં નવરાં નિંદાખોર બૈરાં પાસેથી વાતો સાંભળી એણે મહાલક્ષ્મીને પાછી સાસરે મોકલી દીધી. ધણી અને સાસુએ રાખવાની ના પાડી ત્યારે હાથેપગે લાગી તેને મહામુશ્કેલીએ રખાવી.

હવે મહાલક્ષ્મીની વિટંબણા બમણી

વધી. વચમાં વચમાં તેને સાસરામાંથી કાઢી મુકે ને એ પીયર જાય; પીયરથી વળી ધકેલી મુકે. એમ છ સાત માસ ચાલ્યું. છેવટે કંટાળીને મહાલક્ષ્મીએ પીયરથી સાસરે જવાની ચોખ્ખી ના પાડી. માને ન્યાતજાતમાં પ્રતિષ્ઠા સાચવવી હતી. સાસરે જાય તો મહાલક્ષ્મી દોષિત નથી એમ લોકોમાં મનાવવાનું બની શકે. એટલે એણે મહાલક્ષ્મીને ગમે તે ભોગે સાસરે મોકલવાનો નિશ્ચય કર્યો. સાસુને તથા ચંદુલાલને પોતે મહામુશીબતે બચાવેલા બે હજાર રૂપિઆ આપવાની તેણે લાલચ આપી. આથી સાસુએ વહુને રાખવાનું કબૂલ કર્યું, અને મહાલક્ષ્મીને સાસરે મોકલી. સાસરે જતાં રસ્તામાં આવતા મોટા તળાવમાં પડી મહાલક્ષ્મીએ આપઘાત કરી, પોતાના દુઃખી જીવનનો અંત આણ્યો અને માતાની ન્યાતજાતમાં પ્રતિષ્ઠા સચવાઈ !

### (૩) જયા કેમ દુખી ?

જયાને માટે ગામમાં કોઈ લાયક વર મળ્યો નહિ, એટલે તેને પરગામ પરણાવવી પડી. વર તેના જેટલી જ ઉમરનો હતો. અને તે ઉપરાંત શરીરે નિર્માલ્ય હતો. સાસરામાં પૈસો સારો હતો. કુટુંબ પણ મોટું હતું. એમની જ્ઞાતિમાં કન્યાનાં માતપિતાને વરપક્ષે ઠીક પૈસા આપવા પડતા, કારણ કે કન્યાની અછત હતી. તેમાં જયા સાત ચોપડી ભણેલી હતી અને તેનો વર શંકરલાલ શરીરે નબળો હોવાથી બીજી કન્યા મળવાની મુશ્કેલી હતી, એટલે જયાના માબાપને પાંચેક હજાર મળ્યા હતા. અઢાર વર્ષે જયા સાસરે ગઈ. થોડુંઘણું ભણેલી અને માસીને ત્યાં શહેરમાં ઉછરેલી જયા ચાલાક અને હસમુખી બધામાં ભળી જાય એવી હતી. પતિની શારીરિક નબળાઇ અને પ્રમાણમાં નાની ઉંમરને કારણે એને સાસરામાં સુખ મળ્યું નહિ. છતાં જેમ તેમ બે વર્ષ સંસાર નભાવ્યો. તે પછી શંકરલાલ માંદો પડયો. અને દોઢ માસ પથારી ભોગવી મરણ પામ્યો. શંકરલાલના મૃત્યુનું કારણ તેની જન્મની શારિરીક નબળાઈ નહિ, પણ જયાના ખરાબ પગલાં એમ એના સાસરામાં અને ન્યાતજાતમાં મનાયું.

જયા પીયર આવી. માતપિતાને પાર વિનાનું દુઃખ થયું, પણ નીરૂપાય. હસતી રમતી ચાલાક અને શોખીન જયા વીશ વર્ષે, ઉંચી જ્ઞાતિની હોવાથી સદાને માટે વિધવા બની ગઇ. સાસરામાં સર્વએ તો એનું નામ જ મૂકી દીધું. ન્યાતજાતમાં પણ ધણીને ભરખી ખાધો એમ ગણાવાથી એ અણમાનીતી અને અપશુકનીઆળ ગણાઈ. હવે માતપિતાને આ હૈયાસઘડી સાચવવાનો ભાર વસમો લાગ્યો. રૂપીયા પાંચ હજાર આવેલા હતા એટલો જ સંતોષ હતો.

જયાને પતિના મૃત્યુનું દુઃખ લાગ્યું ન હતું. પતિ પ્રત્યે એની કુણી લાગણી થાય એવું હતું જ નહિ; પણ વિધવા તરીકે જીવન વીતાવવાનું વસમું લાગ્યું. ભણેલી અને શહેરના વાતાવરણમાં ઉછરેલી યુવાન છોકરીનું મન આ સ્થિતિ સામે ધીમે ધીમે બળવો કરવા લાગ્યું.

શેરીની બહાર એક દાક્તર રહેતા હતા. તેનો કમ્પાઉન્ડર દાક્તર સાહેબના ઘરાકોમાં બહુ માનીતો હતો. દાક્તર તો થોડા બોલા, જરા તુંડ મીજાજી અને કામ સાથે કામ રાખે એવા હતા, પણ કમ્પાઉન્ડર હસમુખો ને ઘરાકો સાથે વાતચીત કરી રીઝવનારો અને બધાને રાજી રાખનારો હોવાથી દાક્તરની ઘરાકી સારી હતી. જોગજોગે જયાની માને એનીમીયા લાગુ પડયો. તેને માટે દાક્તર પાસે ઈન્જેક્શન લેવા માતાને દર ત્રીજે દીવસે લગભગ એક માસ સુધી જવું પડયું. જયા પણ માતા સાથે જતી. બે ચાર

ઈન્જેક્શન ડાક્તરે પોતે આપ્યાં, પછી એ કામ કમ્પાઉન્ડરને સોંપ્યું. હસમુખા, ટીખળી અને પરગજુ કમ્પાઉન્ડર અને જયાને આ દરમિયાન ઠીક પરીચય થયો. કેટલીક વખત સહજે જયા કમ્પાઉન્ડર સાથે વાતચીત કરવા દવાખાનામાં આવવા લાગી. ધીમે ધીમે જયાને આ માણસ પ્રત્યેનું આકર્ષણ વધતું ગયું. પરિણામે એ બન્નેનો પરિચય વધારે ગાઢ થતાં બન્નેનું પતન થયું. ત્રણેક માસ પછી જયાને પોતાના સ્ખલનના પરિણામનું ભાન થયું. હવે એ બહુ ગભરાઈ. માતાને કહેવાની હિંમત ન ચાલી. કમ્પાઉન્ડરે બનતા ઉપાય કર્યા, પણ તે સફળ થયા નહિ. અને વખત વીતતો ગયો, તેમ તેમ જયાની મુંઝવણ વધતી ગઈ. છેવટે માતાને જયાના દેખાવથી અને બીજી રીતે ખબર પડી. માતાને સખ્ત આઘાત થયો. પતિને વાત તો કરી અને ગુનેગાર જડ્યો પણ એને તો શું કરી શકાય! ડાક્તરને પણ આ વાતની જાણ થઇ. જયાને કોઇ આશ્રમમાં લઇ જાય તો સગાંસંબંધી અને ન્યાતજાતમાં વાત ચર્ચાય અને નાક કપાઈ જાય. કુટુંબની પ્રતિષ્ઠા તો જાળવવી જોઈએ; એટલે કમ્પાઉન્ડરની મદદથી જયાને ઝેર આપવામાં આવ્યું અને એ રીતે ઉચ્ચ જ્ઞાતિના ઘરની પ્રતિષ્ઠા સચવાઇ!

### (૪) રમાએ શું કરવું

શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતે એક પ્રસંગે કહ્યું હતું કે: Marriage is an incident in life. It is not an end in itself. લગ્ન એ તો માત્ર એક સાધન છે. સાધ્ય નહિ માનવજીવનમાં; તેમાં યે ભારતમાં તો-લગ્નને જ પ્રાધાન્ય આપ્યું છે. એથી જીવનમાં પલટો આવે છે. જીવનની નિષ્ફળતા કે સફળતાનો આધાર એના પર જ રખાય છે. આજે કેટલીયે શિક્ષિત બહેનો પણ આમ માનતી થઈ જાય છે. પરંતુ જ્યાં એક સાદા, સાધારણ બનાવ તરીકે જ લગ્નનું મહત્ત્વ હોય છે ત્યાં શું? ત્યાં એ કુમળી કળીઓની કેવી ને કેટલી અવદશા થાય છે, એનું હું એક દૃષ્ટાંત આપું.

સંયુક્ત કુટુંબમાં વહુવારૂઓનું મહત્ત્વ તો હોતું જ નથી. તેમાં યે વળી બાળવિધવાનું તો શું સ્થાન! એવા એક સંયુક્ત કુટુંબમાં એક બાળવિધવાને જીવન વિતાવવાની કપરી કસોટી આવી. જેમ તાંબાને તપાવી તપાવીને ટીપવામાં આવે છે એમ એ પણ કસોટીએ ચઢી. ઘરમાં દેરાણી, જેઠાણી, નણંદ વગેરેમાં બિચારી પંદર વર્ષની રમા કચડાઈ રહી હતી. એમાંયે ઘરનો ધંધો મજૂરી કરી પેટ ભરવાનું. છતાં પોતે કમનસીબ છે એમ સમજી જે મળે તેમાં સંતોષ માનતી.

પણ હજુ તો આટલી વિપત્તિઓથી કંઇ એનો પાર આવે તેમ ન હતું. દિયરની મીઠી નજર એના પર પડી ચૂકી હતી. ગભરુ રમા તો કંઈ સમજી ન હતી. એક દિવસ ઘરનાં સર્વે ક્યાંક જમવા ગએલાં. શુભ કાર્યમાં વિધવાને તો જવાનું હોય જ નહિ, એટલે ઘરનું કામ રમાને સોંપી કુટુંબ રવાના થયું. એકાંતનો લાભ લઈ દિયર કંઇ કામે પાછો આવ્યો અને રમાનું રહ્યું સહ્યું નસીબ નષ્ટ કરતો ગયો.

એ વાતને મહિનો થયો ત્યારે બાળક રમાને જાણ થઇ કે પોતે દિયરના પાપનું ફળ ભોગવી રહી છે. ગભરુ બાળક શું કરે! એણે કૂવે પડવાનો વિચાર કર્યો. પાણી ભરવાને બહાને એ તો કૂવે પહોંચી ને હરિનું સ્મરણ કરી ઝંપલાવ્યું. ગામડા ગામનો પહોળો ને ઊંડો કૂવો. ગામને પાણી પણ એ કૂવો જ પૂરું પાડે, ને અભાગિયા જીવનું આશ્વાસન કરી મીઠી ગોદ પણ એ જ આપતો. પણ એણે યે ત્યારે નિર્દય થઇ રમાને ન સંઘરી. આસપાસની પનિહારીઓના કકળાટથી આજુબાજુવાળાએ રમાને બહાર કાઢી. પણ એ ત્યાં ક્યાં એને કોણ સંઘરે? એક સેવાભાવિ અને

નિસ્વાર્થી યુવાને તેને વડોદરાના ફોરેલી ગામમાં પહોંચાડી દીધી.

સંસ્કારી રમાને ત્યાંનું જીવન અકારું થઈ પડયું. સંચાલકોએ તેને ફરી લગ્ન કરવા સમજાવી અને એક દૈનિક પત્રમાં એ વિષે જાહેરાત પણ આપી. આવી જાહેરાતોમાં તો અરજીઓનો શું તોટો ? જેને નાતમાંથી કન્યા ન મળતી હોય તે તો પૈસા આપીને પણ લઇ જાય. એ રીતે એક કુટુંબે પોતાના ખાનદાન નબીરાને માટે આ કન્યા પસંદ કરી. રમા ઊંચી, ગોરી ને દેખાવડી હતી. સંચાલકોએ તેમને રમાની પરિસ્થિતિથી વાકેફ કર્યા અને આવનાર બાળક તથા રમાને કંઈ પણ કષ્ટ ન પડે તેની બાંહેધરી લીધી. એ રીતે રમા ફરીને એક વાર સાસરે આવી. સૌભાગ્ય દેવતા પણ સુભાગ્યે સારા સ્વભાવના અને ખાનદાન હતા. તેમની દુકાન ધમધોકાર ચાલતી. અને રમાને કોઇ વાતે ય ઓછું ન આવે તેની એ કાળજી લેતા. રમા પોતાને સંપૂર્ણ સુખી માનતી.

એ વાતને પણ આજે દસ વર્ષ વીતી ગયાં છે. આજે રમા પાંચ બાળકની માતા છે. એક વેળા દુકાનમાં ભાઈઓ ભાઈની તકરાર થઇ. પરિણામે રમાના પતિ દુકાનમાંથી છૂટા થયા. રમા ચાલાક અને બુદ્ધિશાળી હતી. સુખના વખતમાં પતિએ દાગીના તથા ઘરબાર પણ કરાવેલાં. દુઃખમાં પણ રમાએ પતિને અનેક રીતે ઉપયોગી થવા કમર કસી.

'તમે પચીસ રૂપિયા લાવશો તો એમાંથીયે હું મારા પાંચ બાળકોની વ્યવસ્થા કરી લઇશ. હું પણ કામ કરીશ. તમારે જોઇએ તો મારાં દાગીના કપડાં તમામ વેચીને ધંધો ફરી શરૂ કરો.'

અનેક વચનો છતાંયે પતિદેવ કાયર નીવડયા. તેમણે મનની વાત છુપાવી. ઉપરથી ભોળપણ અને કંગાલિયતનો દેખાવ કર્યો. મિત્રોને છૂટાછવાયા પૈસા આપી રાખ્યા, અને એક કમનસીબ દિવસે, રમા, અને એનાં નાનાં નાનાં પાંચ બાળકોને નિરાધાર છોડી, એ કમાવાના કાયર પતિએ ઘરનો ત્યાગ કર્યો. એ નાસી ગયા. આજે છ મહિના થયાં એમનો પત્તો નથી. બહાવરી ને વિહ્વળ, નિરાધાર રમાએ ઘણાં યે ફાંફાં માર્યાં, પણ દગો કરનાર પતિ પાછો આવે છે?

રમાએ દૈનિકપત્રોમાં ને બધે ય જાહેરાતો આપી. પોતાના દાગીના વેચી એને શોધવામાં પાણીની માફક પૈસા વાપરી ખાતર ઉપર દિવેલ કર્યું. હવે એ અસહાય ને નિરાધાર બની ઘરને ખૂણે બેસી આંસુ સારે છે ને બાળકોને ઉછેરે છે.

હવે તમે રમાને શું કહેશો? એ ત્યક્તાય નથી ને વિધવા યે નથી. કે નથી એ સાચી સૌભાગ્યવતી. પાંચ પાંચ બાળકની માતાએ શું કરવું? એણે કયા કાનૂનનો આશરો લેવો? લગ્નવિચ્છેદનો કાનૂન પણ એને શું ખપનો? એ એના ગભરૂ પાંચ બાળકોને મૂકીને ક્યાં જાય? પ્રથમ તો આપઘાતનો રસ્તો યે સૂઝયો હતો. પણ હવે? એ મરે તો એનાં અણસમજુ બાળકોનું કોણ? એ તો પડી હેલામાંથી ચૂલામાં. એનાથી તો ન મરાય કે ન જીવન જીવાય. એણે શું કરવું?

હિન્દુ સમાજમાં આવાં કેટલાં કરપીણ કૃત્યો કરનારા, કાયર ને માયકાંગલા પતિદેવો હશે? સમાજમાં આવી વ્યક્તિઓ માટે શું વ્યવસ્થા છે? એમને માટે કયા કાનૂનો અદાલતે કે સમાજે ઘડયા છે? (મોજમજાહ)

યૌવનને ઉંબરે પગ મૂકતી



# કન્યાને પત્રો

લેખકઃ

**શ્રી. પુરાતન બુચ**

*

ચિ. બહેન,

હવે થોડા જ સમય પછી કદાચ તારે વિવાહસંબંધ બાંધવાની તારે તૈયારી કરવી પડશે.

જીવનમાં સહુથી અગત્યનો સંબંધ બાંધતાં પહેલાં તારી પાસે એ સંબંધ વિષે કંઈક માહિતી હોય એ આવશ્યક લાગે છે; એટલુંજ નહિ, સમાજમાં તે પછી તારે સાવ જુદી રીતે રહેવા-વર્તવાનું હોય છે, એને વિષેની સમજણ પણ તને મળી જાય તો સારું: એવા વિચારથી પ્રેરાઈને પત્રો દ્વારા કેટલીક માહિતી તને આપી દેવાનો મારો ઇરાદો છે.

સૌથી પહેલી વાત તો એ સમજી રાખવાની છે કે, આપણી ઉમ્મર જેમ જેમ મોટી થતી જાય છે તેમ તેમ શરીર અને મનમાં પણ ઘણા ફેરફારો થતા જાય છે. તારી જ વાત કરીએ. તું નાની હતી ત્યારે કેટલી તોફાની હુલ્લી, ઢોંગી ને રમતિયાળ હતી! ખરું ને? બચપણમાં તું રોજ નવાં નવાં નાટકો કરતી અને બાને ખૂબ પજવતી. એ બધું ય તો તને શેનું યાદ હોય! પણ સંભારતાં તો તને એમાંનું થોડું તો યાદ આવશે.

અત્યારે એ બધાં તોફાનો ને રમતિયાળપણું યાદ કરીશ, ત્યારે તને કદાચ હસવું આવતું હશે, કે 'મેં પણ ખરાં તોફાનો કર્યાં છે!' પણ બાળપણમાં તો સહુ એવાં જ હોય. હવે તું મોટી ને સમજણી થઈ છે એટલે તને કેટલીયે બાબતમાં શરમ ને સંકોચ થાય છે. તું પહેલાં તો તડાકાબંધ સહુ સાથે વાતો કરતી ને લડી પણ પડતી. પરંતુ હવે, અત્યારે? તને એટલી છૂટ નથી રહી. તને કંઈક વધારાનું ભાન થયું હોય એવું શરમાળપણું દર પ્રસંગે યાદ કરાવતું લાગે છે કે, તારાથી હવે બહુ જોસથી હસાય નહિં, વધારે પડતી ધીંગામસ્તી થાય નહિં. તું ઉમ્મરમાં મોટી થઈ છે તેની આ નિશાની છે. એટલું તારે યાદ રાખવું કે આપણામાં જે જે ફેરફારો થાય છે એ બધા ય કુદરતે-ઈશ્વરે નક્કી કરેલા ક્રમ પ્રમાણે જ થાય છે. તેમાં કાંઈ જ નવું કે અસ્વાભાવિક નથી હોતું.

તું નાની હતી તે વખતના ને આજના શરીરમાં કેવા કેવા ફેરફારો થયા છે તેની તને ખબર પડે છે? ઈશ્વરની કેવી કરામત છે કે આપણે સાવ નાનાં હોઈએ છીએ તેમાંથી ખૂબ મોટાં થઈએ છીએ, તો પણ આપણને ખબર જ નથી પડતી કે કેવી રીતે આપણામાં બધા ફેરફારો થયા! પણ તું શાંતિથી વિચાર કર, તો તને સમજાશે કે તારા શરીરમાં ને સ્વભાવમાં ઘણા ફેરફારો થઈ ગયા છે. લે, ચાલ હું જ તને ગણાવી આપું.

સૌથી પ્રથમ તો તારા માથાના વાળ સાવ નાના હતા તે લાંબા મજાના થઈ ગયા છે. ખરું ને! ને એ વાળ પહેલાં તો તું કોઈક વાર હોળે ન હોળે એમ જ ચલાવતી, પણ હવે! હવે તો નિયમિત સુગંધીદાર તેલ ને પેલો સરસ કાંસકો લઈને અરીસા સામે બેસીને કલાક સુધી સેંથી ને પાંથી પાડવા જ કરે છે ને વળી માથે નહાય છે ત્યારે તો અરધો કલાક વધારે વીતે છે. માથાના અંબોડાની

અંદર સુંદર ફૂલ અથવા તો ફૂલની વેણી બાંધીને ફરવાનું તને બહુ મન થાય છે. એવું મન થવાનું કારણ કહું ! તું મારા પર ગુસ્સે ન થાય તો કહું—જો, સાંભળ, વાત એમ છે કે તારી સામે ઘણા છોકરાઓ જુએ તો તને બહુ ગમ્મત પડે છે, ને તને મજા આવે છે. તું પૂછીશ કે માથામાં વેણી બાંધીને વટથી ફરીએ ને બધા આપણી સામે જુએ એમાં શું ખોટું ? પણ, ખોટું ખરું શું એની વાત જવા દે. તારા મનના ઊંડાણમાં એવો ભાવ હોય એ સ્વાભાવિક છે, કે બધા મારી સામે જુએ, ને હું કેવી સુંદર છું એનો ખ્યાલ કરે !

આવા જ વિચાર તું જ્યારે અરીસો લઈને માથું ઓળવા કે આડયાંવળાં કરવા બેસે છે ત્યારે પણ તારા મનમાં હોય છે. તને ખબર પણ ન પડે એવી રીતે આ વિચારો ઝડપથી આવીને પાછા જતા રહે છે. ને તું પણ ઉપર ઉપરથી તો એવો જ પ્રયાસ કરતી દેખાય છે કે તારા મનમાં પસાર થઈ રહેલા વિચારોને કોઈ જોઈ કે જાણી ન જાય તો સારું !

પણ, તારો શારીરિક વિકાસ આ ઉમ્મરે એટલો ઝડપથી થાય છે કે તારું મન એની સાથે પૂરેપૂરું કદમ મિલાવીને ચાલી જ નથી શકતું. એટલે તારે તારા શરીરમાં જે કંઈ ફેરફારો થાય તે વિષે જે વિચારો આવે તેને છૂપાવવાનો પ્રયત્ન ન કરવો. પણ બાને કે બાપુજીને તેને વિષેના ખુલાસા પૂછી જોવા. તારા શરીરમાં આ ઉમ્મરે જે જે પરિવર્તન થાય છે તેમાંનું કશું જ છૂપું રાખવા જેવું નથી, એ તું યાદ રાખજે. ઇશ્વરે આપણને શરીર આપ્યું છે. તેમાં સુંદર આત્મા વાસ કરે છે. એ શરીર ને આત્માનું હિંમતથી ને મર્દને શોભે એવી રીતે જતન કરવું એ મનુષ્ય તરીકેની આપણી પ્રથમ ફરજ છે. આપણા શરીરમાં નવા નવા ફેરફારો થાય છે ત્યારે જુદાં જુદાં અંગોનો ઝડપથી વિકાસ થઈ રહેલો હોય છે. એ બધાંય અંગોને આપણે વારંવાર અડકવું નહિ, એટલું જ નહિ, આપણા શરીરને બીજા કોઈ અડકે એ પણ સારું નહિ, એ વાત ખાસ લક્ષમાં રાખવી.

આપણે જ આપણા શરીર સાથે રમત કરીએ કે બીજા કોઈ કરે એ જરા યે સારું નથી. આમ યાદ આપવાનું કારણ તું સમજી રાખજે, જેથી ગેરસમજ ન થાય. ને તને આ ઉમ્મરે નાનાં બાળકોને તેડીને ફરવાનું કે બાળકને છાતી સરસું દબાવીને રમાડવાનું બહુ મન થતું હશે. આ એક સાવ સ્વાભાવિક ઇચ્છા છે. પરંતુ એવી ઇચ્છાને કદી છૂપી રીતે કોઈથી ડરીને વ્યક્ત ન કરવી. વહાલ કરવાનું મન થાય જ તો સહુની વચ્ચે બાળકને વહાલ કરવું, પણ મનમાં છૂપી રીતે કાંઈ પણ કરવું એ આપણાં શરીર અને મનને નુકશાન કરનારું છે એ ન ભૂલવું.

આજે તો આટલું જ બસ છે. મારા પત્ર પરથી તને કોઈ પ્રશ્ન મનમાં થાય તો જરૂર પૂછજે. એ જ—

[ ૨ ]

ચિ. બહેન,

તારો પત્ર મળ્યો. તેં મને પ્રશ્ન પૂછ્યો છે કે 'મને સુંદર દેખાવાનું મન થાય છે તેનું કારણ શું હશે ? ને સુંદર દેખાવાનો પ્રયત્ન કરવો એ સારું કે ખોટું ?' તારા આ બન્ને પ્રશ્નો મને ગમ્યા છે. આ પત્રમાં તને એના ઉત્તરો આપવા પ્રયત્ન કરું છું.

તને સુંદર દેખાવાનું મન થાય છે એ સ્વાભાવિક છે. તારી આ ઉમ્મરે એવું મન થાય જ. તેં ફૂલને માથામાં ઘણીવાર ગુંથ્યાં છે. ખરું ને ? એ ફૂલની કથા સમજવા જેવી છે. એના ઉપરથી તારી સ્થિતિની પણ કલ્પના આવી શકશે.

ફૂલ કેવી રીતે ઉગે છે એ તું જાણે છે ? તને સાવ ટુંકમાં એ વાત કહી દઉં. કોઇ

પણ બીજની અંદર ઉગી નીકળવાની શક્તિ રહેલી હોય છે. એ બીજને માટીમાં દબાવીએ ને થોડું પાણી રેડીએ તો બીજમાંથી અંકુરો ફૂટી નીકળે છે. પછી તેમાંથી મોટો છોડ બને છે. છોડને કળીઓ આવે, ને કળીઓની પાંદડીઓ ખુલી થાય તે ફૂલ! તું નાની હતી ત્યારે ફૂલની કળી જેવી હતી. હવે તું મોટી થઇ એટલે કળી મટીને ફૂલ બની છે.

ફૂલમાં શું શું હોય છે? પાંદડીઓ અને તેની વચમાં નાની પાતળી પોલી નળી જેવું હોય છે—જેને સ્રીકેસર કહે છે, ને બાજૂમાં બીજી પાતળી દાંડી હોય તેને પુંકેસર કહે છે. બધાં જ ફૂલોમાં આવી રચના હોય છે.

પછી તેં કદી વિચાર કર્યો છે કે ફૂલો આપણને શા માટે ગમે છે? જો હું તને કહું, એટલે તને પણ મારી વાત સાચી લાગશે.

પહેલાં તો ફૂલમાં સુગંધ હોય છે. પછી ફુલમાં કુમાશ, રંગ ને સૌંદરતા રહેલી છે. ફૂલમાં કોણ જાણે કેવું ય પણ એક આકર્ષણ રહેલું છે, તેથી સહુને ગમે છે. આ બધું ફૂલમાં કોણે મૂક્યું હશે? ફૂલ સુંદર, સુગંધવાળું, ને રંગીન ન હોત તો એનું શું થાત એની તને ખબર છે? આપણે બધાં ભૂખે મરી જાત. તને થશે કે કેમ એમ?

જો, આપણે જે ખોરાક ખાઇએ છીએ તે ઘઉં, બાજરી, જુવાર વગેરે બધાં જ ધાન ઉગે છે ત્યારે પ્રથમ એના છોડ ઉપર ફૂલ થાય છે. ને સુંદર ફૂલોમાંથી પછી ધાનના દાણા પાકે છે. આપણું અન્ન તે ફૂલમાંથી પાકીને થયેલાં ફળ જ છે, એ તું જાણે છે?

તને આશ્ચર્ય થશે કે આ નાનાં સરખાં ફૂલોમાંથી તે વળી ફળ શી રીતે થતાં હશે! પણ ફૂલમાંથી ફળ બનાવવાનો કુદરતનો એક ક્રમ જ છે. જગતમાં જડ અને ચેતન એવી બે પ્રકારની વસ્તુઓ છે. તેમાં જડ વસ્તુ જેમની તેમ જ પડી રહે છે, જ્યારે ચેતનવાળી વસ્તુઓ પોતે પાંગરે છે ને ફાલે છે, ને પોતાના જેવી જ બીજી વસ્તુને પેદા કરે છે. ફૂલ એ ચેતન વસ્તુ છે. તેમાં જીવ છે, તેથી તે ફૂલ રૂપે ઉગી નીકળે છે.

ફૂલની રચના જ કુદરતે એવા પ્રકારની કરી છે કે તેમાંથી ફળ નીપજે. ફૂલની સુંદરતા, સુગંધ, ને રંગ—એ બધાની આકર્ષાઇને મધમાખી, પતંગિયા, નાની ચકલીઓ ફૂલ તરફ દોડતાં દોડતાં આવે છે, ને ફૂલ સાથે જાણે ખૂબ તોફાન મસ્તી કરતાં હોય તેમ ફૂલની ઉપર બેસે છે. ને આનંદ કરીને ફરીથી ઉડે છે, એ વખતે ફૂલને પણ મઝા પડતી લાગે છે. જાણે ફૂલ પણ તેની સાથે હસવા ને રમવા લાગે છે. ત્યારે ફૂલમાં એક પ્રકારનો ચીકણો રસ ઝરવા માંડે છે. મધમાખી તરત જ ફૂલની ઉપર બેસીને તેનો મધુર રસ ચૂસવા માંડે છે. એ ફૂલનો મધુર રસ તે જ આપણું મધ છે.

ફૂલના આકર્ષણથી ખેંચાઇને મધમાખી તે મધ લેવા જાય છે, પણ ફૂલ ઉપર માખી બેસે છે ત્યારે કુદરતે નિર્માણ કરેલી એક સરસ ક્રિયા આપોઆપ જ બની જાય છે! મધમાખી ફૂલ ઉપર બેસીને પોતાની નાની સુંઢવડે ફૂલની વચ્ચેની દાંડીમાંથી રસ ચૂસવા માંડે છે ત્યારે તેના પગ ઉપર ચોંટેલી પુંકેસરની નાની દાંડી ઉપરની બહુ બારીક થોડી રજ સ્રીકેસરની પાતળી પોલી નળીના છેડા ઉપર અડકી જાય છે. બસ, એ રજ અડકતાંની સાથે જ સ્રીકેસરની પોલી નળીની અંદરના ચીકણા રસની સાથે નીચે ઉતરીને ફૂલની દાંડી સાથે પહોંચી જાય છે. ત્યાં ધીમે ધીમે ફળ તૈયાર થવા માંડે છે. વળી મધમાખી એક ફૂલ ઉપરથી ઉડીને બીજા એવા જ ફૂલ ઉપર જઇને બેસે છે ત્યારે જો એ ફૂલના સ્રીકેસરને પુંકેસર ઉપરની બારીક રજ ન અડકી હોય તો મધમાખીના રુંવાટીવાળા પગે ચોંટી રહેલી પહેલા ફૂલની રજ બીજા ફૂલમાં

પહોંચે ને તે ઓસરની દાંડીને અડકે છે અને તરત તેનું ફળ બંધાય છે.

કુદરતે કેવી સરસ ગોઠવણ કરી છે? જ્યારે ફૂલની અંદર ફળ બંધાય એવી રજ અડકી જાય છે ત્યારે ફૂલનાં બહારનાં રંગ-રૂપ, સુગંધ બધું જ ઓસરવા માંડે છે. કારણ, ફૂલમાં મધમાખી કુદરતનું નક્કી કરેલું કામ કરી જાય એટલા પૂરતું જ ફૂલને સુંદર, સુગંધીત બનાવેલું છે. માત્ર સહુની આંખોને જોવું ગમે કે સુંઘવું ગમે એ માટે કંઈ ફૂલની રચના નથી થઈ.

મેં તને કહ્યું કે તું નાની હતી ત્યારે ફૂલની કળી હતી. હવે તું ફૂલ થઈ છો. તેથી તારા વાળ, આંખો, દાંત, ગાલ, છાતી, હાથ, પગ એ બધાં જ અંગો સુંદર, ભરાવદાર ને ઘાટીલા થતાં જાય છે. તું નાની હતી ત્યારે તો કેવી સાવ દુબળી, પાતળી હતી? અને હવે! હવે તો તારા બધાં જ અંગોમાં પેલી ફૂલની સુંદર પાંખડીઓની માફક સુંદરતા ને આકર્ષકતા આવતાં જાય છે. કુદરતે તારામાં આ બે ગુણો મૂક્યા છે. તેથી તને સુંદર દેખાવાનું, ગાવાનું ને નૃત્ય કરવાનું, બાળકોની સાથે ખેલ કરવાનું સ્પર્શ કરવાનું મન થાય છે. તારી ઉગતી ઉમ્મર છે, તેથી તને આવું બધું ગમે એ સ્વાભાવિક છે. ને સુંદર દેખાવાનો પ્રયત્ન કરવો એમાં પણ કંઈ ખોટું નથી. પરંતુ સુંદર કેવી રીતે થવાય એ વિષે કોઈ સ્પષ્ટ કે ચોક્કસ માપ આપણી પાસે નથી રહ્યું. તેથી સુંદરતાને નામે આપણે કેટલુંયે ન કરવાનું કરીએ છીએ. આપણે ફૂલમાં જે સુંદરતા જોઈએ છીએ તે તો કુદરતે આપોઆપ જ પ્રગટ કરેલી છે. પરંતુ આપણે તો માનવી એટલે બુદ્ધિવાળાં પ્રાણી! બુદ્ધિથી સુંદર દેખાવાના કંઈ કંઈ રસ્તાઓ શોધી કાઢ્યા છે, ને બંગડી, ચાંલ્લો તથા વસ્ત્રોથી દેહને શણગારવાની ભમરાળી રીતને સુંદરતા માનતા થઈ ગયા છીએ. પણ બહેન! સુંદરતા તો કુદરતી વસ્તુ છે. આપણા દેહ અને મનને સ્વચ્છ રાખીએ એટલે આપણામાં આપોઆપ જ સુંદરતા પ્રગટે છે, એ યાદ રાખવું. આજે ઘણા કરે છે, એમ સુંદર દેખાવા માટે સુગંધીવાળું તેલ માથામાં નાખીને પટિયાં પાડવાની કે મોઢે પફ પાઉડરના લપેડા કરવાની કે હોઠે લાલ રંગ ચોપડવાની કોઈ જ આવશ્યકતા નથી. આવું બધું કરવાથી સુંદર દેખાવાય છે એ તો સ્વાર્થી ને વીકારી પુરુષોએ ઉભી કરેલી એક બ્રમણા જ છે. માટે તું સરળતા અને સાદાઈમાં જેટલી સુંદરતા રહેલી છે, એ બધી જ પ્રગટ કરજે, પણ આજના બનાવટી સુંદરતાના રવાડે ન ચઢીશ.

ને સાથે સાથે તું એ પણ વિચારજે કે તારે સુંદર શા માટે દેખાવું છે? કુદરત ફૂલને સુંદર શા માટે બનાવે છે, એ તો તું સમજી ગઈ છે ને! એવી જ રીતે તારે પણ કુદરતે ચીંધેલી મર્યાદામાં રહીને જ સુંદર બનવાનું ને દેખાવાનું છે. કુદરતે, ઇશ્વરે આ જગતમાં સહુને અનેક કામોમાંનું એક ઘણું અગત્યનું કામ સોંપેલું છે તે આ છે: આપણે બુદ્ધિશાળી છીએ, આપણી પાસે ભાવનાવાળું હૃદય છે. આપણે બીજાની સાથે પ્રેમથી હસીએ છીએ, પ્રેમથી બોલીએ છીએ; એ આપણી સુવાસ છે. ફૂલની સુવાસથી જેમ તેની પાસે મધમાખીઓ ટોળે મળે છે, તેમ આપણી હૃદયની સુવાસથી આપણા પરિચયમાં આવનારાં આસપાસનાં બધાં માણસોને આનંદ આવે છે. આપણા હૃદયની સુવાસની, આપણી પ્રેમભાવનાની ખાસિયત એ છે કે તે સહુને આકર્ષે છે; છતાં કોઇની ય પાસે કંઇ જ ઇચ્છા નથી રાખતા. ફૂલ જેમ પોતાનું મધ આપી દે છે, તેમ આપણે પણ કોઈ જ પ્રકારની ઇચ્છા કે સ્વાર્થ વગર સહુની પ્રત્યે પ્રેમભાવ રાખવો જોઇએ. જીંદગીમાં જો આટલું થઈ શકે તો ઘણું છે. એ જ. (ચાલુ).

# ભરત-ગૂંથણ

લેખિકા
કુ. ચંદ્રિકા ભારદ્વાજ

*



આકૃતિ નં. ૧૪. આ ચિત્ર પણ આકૃતિ નં. ૧૩ માં આપેલ મયુરદંપતી જેમ ઓશીકા, ટેબલક્લોથ, ચણિયામાં ભરવા માટે ઉપયોગી થઇ શકે તેમ છે; તે ઉપરાંત બારસાખના પડદામાં પણ ભરી શકાય તેમ છે.

**મોરની ડોક અને પેટ:–** સાધારણ વાદળી રંગથી ભરવા. રીત નં. ૧૮ ની કાશ્મીરી ભરતની રીત વાપરવી. ફાવી શકે તો પરાગ ભરતથી ભરવું. તેથી વધુ દીપશે. મોરની આંખ રહેંજ આછા લાલ રંગની ભરવી.

**મોરની પાંખો:–** આછા બાજરીયા કે ભૂખરા રંગની ભરવી. પાછળના પીછાં બદામી રંગના ઉંધા બખીયાની રીત નં. ૧ થી ભરવા.

**મોરનો કલાપ:–** આ કલાપમાં ચાંદલા છે તે ઘેરા ભૂરા રંગના ભરવા. ચાંદલા ભરવાની રીત, ઉભું ભરત નં. ૫ ની રાખવી. ચાંદલા ઉપરની ગોળાકાર રેખાઓ આસમાની રંગની ઉંધા બખીયાની રીત નં. ૧ થી ભરવી. મોરપીચ્છની સળંગ લીટીઓ ઘેરા લીલા રંગની ભરવી. ડાંડલીઓ નં. ૧૦ કે નં. ૧૧ ની રીતે ભરવી સુગમ પડશે.

**મોરના પગ:–** ઉપરનો ભાગ રતુંબડા અને કાળાશ પડતા રંગથી ભરવો. નીચેનો ભાગ સફેદીયા રંગથી ભરવો. સાંકળી ભરતની રીત ફાવશે. જ્યાં જાડો ભાગ હોય ત્યાં સાંકળાની બે કે ત્રણ હારી ભરવી.

**પીપરની શાખ:–** બદામી રંગની રીત નં. ૬ ધઇ ફીનારીબંધ ભરતથી ભરવી. તે ન ફાવે તો આડિયા પાટિયાનું ભરત નં. ૪ અગર તો ઉભું ભરત નં. ૫ ની રીતે પણ ભરી શકાશે.

**પાંદડાં:–** ઘેરા લીલા રંગના ભરવા. રીત નં. ૧૧ અગર તો નં. ૧૨ ની ગાજ ભરતની આંટી બનાવતી રીત વાપરવી. જેમને આ રીત ન ફાવતી હોય તેમણે રીત નં. ૪ આડિયા પાટિયાનું ભરત ભરવું. રીત નં. ૫ થી પણ ભરી શકાશે.

**મોરની કલગી:–** મીંડાં ભૂરા ઘેરા રંગના ભરવા. લીટીઓ પીળા રંગની ઉંધા બખીયાની રીતથી ભરવી. ભાત પાડવી હોય તો મીંડા લાલ રંગના પણ ભરાય. મીંડાં પરાગ ભરતની રીત નં. ૧૩ થી ભરવા.

•

આકૃતિ નં. ૧૫ આ ચિત્ર પણ ઓશીકાના ગલેફ, ઓછાડ, ચણીયા પાટ, ચાદર કે એવા બીજા ગમે તે કામે ભરવાના માટે છે. ચિત્રમાં વેલ, નદીમાં ઉગેલ કમળ, અને વેલ વચ્ચે ગુંથાએલો ચંદ્ર બનાવેલ છે. આ ચિત્રનું આખું ભરતકામ પોલું કરવાનું છે. એટલે કે થોડી મહેનતે સારું અને સુશોભિત દેખાતું હોય ત્યારે આવા ચિત્રો કામ આવે છે. આવા ચિત્રમાં ઉંધા બખીયાની રીત કે ઝીણી સાંકળીથી કામ લેવાનું છે.

**કમળના ફૂલ:–** ગુલાબી અગર તો આછા લાલ રંગની પાંખડીઓ માત્ર કીનારીએ કીનારીએ ઝીણી સાંકળી કે 'ઉંધા' બખીયાની રીતથી ભરવી. ફૂલની ડાંડલી બે નજીક નજીક સાંકળીથી લીલા રંગની ભરવી.

**કમળની કળી:–** ગુલાબી રંગની કાશ્મીરી ભરત નં. ૧૮ ની રીતથી ભરવી. વચમાં જ્યાં રેખા બનાવી છે ત્યાં આસમાની રંગથી દોરી ઉંધા બખીયાની રીતથી ભરવી. ડાંડલી કમળફુલની ડાંડલીના રંગની અને તે જ રીતથી ભરવી.

**કમળના પાન:–** ઇચ્છા હોય તો કાશ્મીરી ભરતની રીતથી (નં. ૧૮) ઘેરા લીલા રંગની ભરી શકાય. વચ્ચેની નસો પીલા રંગની ઉંધા બખીયાની રીતથી ભરી શકાય પણ જો તેમ ન ભરવી હોય તો માત્ર કીનારી ઉંધા બખીયાની રીતથી કે સાંકળીની રીતથી ભરી લઇ, વચ્ચે લીલી નસો ઉંધા બખીયાની રીતથી ભરવાં.

**પાણીનાં લહેરીયાં:–** ઘેરા ભૂરા ઉંધા બખીયાની રીતથી ભરવી.

**વેલના ફૂલ:–** આ ફૂલ ૪ છે. તેની કીનારી જ માત્ર ભરવાની છે. તેની ઉપલી કોર જાંબુડીયા રંગની કે ઘેરા ભૂરા રંગની ગાજ ભરતની રીત નં. ૧૨ થી અગર તો બખીયાની રીતથી ભરવી. નીચેનો ભાગ તે જ રંગની ઉંધા બખીયાની રીતથી ભરવો. નીચેનું ગોળ મીંડું આછા લીલા રંગનું ભરવું. કેસર કેસરી રંગના ઉંધા બખીયાની રીતથી ભરવા. માથેના ટોચકાં ઘેરા લાલ રંગના ભરવા.

**પાંદડાં:–** ઘેરા લીલા રંગના ભરવા. ભરવાની રીત ગાજભરત નં. ૧૨, અગર તો ઉંધા બખીયાની રીત વાપરવી. વચલી નસ લીલી ઉંધા બખીયાની રીતથી ભરવી. જો આ રીતે પોલું ભરત ભરવું ન હોય તો



આડા પાટીયાની રીત નં. ૪ અગર તો ઉભું ભરત નં. ૫ થી ભરવું. વચ્ચેની નસ પીળી ઉંધા બખીયાની રીતથી ભરવી.

એક જગ્યાએ ત્રણ દાણા છે તે લાલ રંગના ઉભું ભરત નં. ૫ અગર આડીયા પાટીયાનું ભરત નં. ૪ થી ભરવા.

**ડાંખળીઓ:–** બદામી રંગની સાંકળી ભરતથી ભરવી. જ્યાં ડાંખળીઓ જાડી હોય ત્યાં બેવડી સાંકળીની દોરી ભરવી.

**ચંદ્ર:–** આખો કીનાર કેસરી રંગની ઉંધા બખીયાની રીતથી ભરવી. વાદળાની લીટીઓ ભરી લેતા પહેલાં ચંદ્રની કિનાર ભરી લેવી:

**વાદળાં:–** દુધીયા રંગની ઉંધા બખીયાની રીતથી ભરવાં. ચંદ્રની કીનાર માથે થઇને જ્યાં લીટી જતી હોય ત્યાં ચંદ્રની કોર માથે પણ દુધીયા રંગની લીટી આવવા દેવી.

*

**આકૃતિ નં. ૧૬–** આખું પોત ભરવાની ઇચ્છા હોય તો આ ડીઝાઇન કામ આવે તેવી છે. સાડી, ઓછાડ કે એવા પોત માટે વાપરી શકાય.

પાંદડાં વાળી ભાજીઓમાં આનું સ્થાન ઉંચું છે. એમાં વિટામીન–એ–બી–સી–ત્રણે છે. કોબીજના પાંદડાં કાચા પણ ખવાય છે.

કોબીજ યા કોબીની ઘણી જાતો થાય છે. ઘણાખરાં દેશોમાં શાક માટે તેનું મોટા વિસ્તારમાં વાવેતર કરવામાં આવે છે. કેટલીકના પાનનો ગઠ્ઠો, કેટલીકના અંકુરરૂપ થયેલા ફુલ કે ફુલદાંડા, કેટલીકના પાન અને ડાંખળીઓ તો કેટલીકનાં કંદનું શાક કરી ખાવામાં આવે છે. દરેક જાતની કોબીમાં વિટામીન 'સી' હોય છે. અમુક જાતોમાં 'એ' અને 'બી' પણ હોય છે. નોલકોલ (હિંદી–ગાંઠ ગોબી) ગઠ્ઠો હોય છે.

આ ઉપરાંત સરગવાના પાંદડાં, ચણાનાં પાન, ગાજરના પાન, કોથમીર, ફુદીનો વગેરે લીલાં પાંદડાંવાળી શાકભાજી થાય છે. કોથમીર અને ફુદીનો ચટણી અને દાળમાં વાપરવામાં આવે છે.

*

હવે ફળવાળી શાકભાજીનો વિભાગ લઈએ. આના બે પેટા વિભાગ કરવામાં આવ્યા છે. પ્રથમ પેટા વિભાગમાં કાકડી, ટીંડોરાં, પરવળ, દૂધી, ગલકાં વગેરેનો સમાવેશ થાય છે. બીજા વિભાગમાં ભીંડા વગેરે આવે.

ધિલોડાં યા ટીંડોરાં (હિંદી–કુંદરૂ), તુરીયા દોડકાં (હિંદી–જિગુની), કાકડી (હિંદી–કાકડી ખીરા), કંકોડા (હિંદી–ચચેંડા)–આ બધાં શાક એક બીજાને ખૂબ મળતાં છે; આ બધાંમાં વિટામીન હોતાં નથી; અથવા તો અતિ અલ્પ પ્રમાણમાં જ હોય છે. ખનીજ ક્ષારોમાં કેલશિયમ, લોહ, ફોસ્ફરસ, સોડિયમ પોટાશિયમ, ગંધકના ક્ષારો હોય છે. કાકડીમાં પોટાશિયમ ખૂબ હોય છેઃ 'બી' અને 'સી' વિટામીન જૂજ પ્રમાણમાં હોય છે. આ શાક જલદી પચી જાય છે. તે ઠંડી કરે છે અને પેશાબ ખૂબ લાવે છે. પરવળની (હિંદી–પરવર) સારી જાત બિહાર અને બંગાળમાં થાય છે. આ શાક ખૂબ ફાયદાકારક ગણાય છે; માંદા માણસને પણ આપી શકાય. એ સહેલાઈથી પચી શકે છે. પરવળ લોહી શોધક છે. દૂધી (હિંદી–લૌકી), પંડોળા (હિંદી–ચિચિંડા), ગલકાં (હિંદી–ઘીયાતરોઈ, ઘીવરા) કોળીબડાં (હિંદી–કુટ) ના શાક સરસ થાય છે. રીંગણાં (હિંદી–બૈંગન) જાતજાતના થાય છેઃ સફેદ, લીલા વગેરે. નાનાં રીંગણાં રવૈયા કહેવાય છે. રીંગણાં કાચાં પણ ખવાય છે. તેમાં ખનીજ ક્ષારો ખૂબ હોય છેઃ વિટામીન પણ ઠીક પ્રમાણમાં છે. આપણા દેશમાં રીંગણાંનું શાક શિયાળામાં ખૂબ સ્વાદિષ્ટ થાય છે. રીંગણાંના ભડથાં દહીં સાથે મેળવીને ખાવામાં આવે છે.

ટમેટાં (હિંદી–ટમાટર) ફળ તેમ જ શાક બંને તરીકે ઉપયોગી છે. ટમેટાં ખૂબ ફાયદાકારક છે. ટમેટાંને વિલાયતી રીંગણાં પણ કહેવાય છે. ટમેટાં અમેરિકામાંથી આ દેશમાં દાખલ થયાં છે. ટમેટાં વિટામીનોની ખાણ છે એમ કહીએ તો ખોટું નથી. બધા વિટામીન તેમાં હોય છે. વિટામીન 'એ' ખૂબ હોય છે. ટમેટાંમાં લોહનું પ્રમાણ સારૂં હોય છે. કાચા ટમેટાં ખાવામાં વાંધો નથી. તેનું શાક પણ કરવામાં આવે છે. પાકા ટમેટાં લાલ થઈ જાય છે ત્યારે એમને એમ ખાવામાં આવે છે.

લીલા વટાણા (હિંદી હરિમટર)નું શાક સ્વાદિષ્ટ અને રોચક થાય છે. લીલા વટાણા કાચા પણ ખાઈ શકાય. વાલોળ (હિંદી–સેમ) ફણસી (હિંદી–ફ્રેંચ બીન), ચોળાફળી (હિંદી –ચંવલી, બરબટી) ઇત્યાદિ શાક ઉત્તમ ગણાય છે. આ વિધવિધ પાપડીઓમાં નાઈટ્રોજનવાળા પદાર્થો હોવાથી એનાં શાકો પૌષ્ટિક ગણાય છે. કોળા (હિંદી–કદ્દુ)નું શાક સ્વાદિષ્ટ થાય છે. કોળાં બે ત્રણ જાતના થાય છે. કોળાપાકમાં વપરાતું કોળું રાખોડી રંગનું હોય છે. વાલોળનું શાક ફાયદાકારક ગણાય છે. તેમાં

વિટામીન 'સી' હોય છે. સુરતી પાપડી પણ આ જાતના શાકમાં આવે. સરગવાની સીંગોનું (હિંદી-સૈંજન) શાક ફાયદાકારક છે; તેમાં ગુણકારી પૌષ્ટિક તત્ત્વો આવેલાં છે; 'એ' અને 'સી' વિટામીન ખૂબ હોય છે. આ શાક કૃમિઉપાત મટાડે છે. બંગાળીઓનું આ પ્રિય શાક છે.

ભીંડા (હિંદી–ભીંડી)– કુમળા ભીંડાનું શાક સરસ થાય છે. ભીંડાની બે ઉપજાતો છે. (૧) લીસાં અને લાંબાં ભીંડા અને (૨) ટૂંકા અને ખરસટ કાંટા જેવી રૂંવાટીવાળા. આને દેશી ભીંડા કહે છે. તેમાં ચીકાશ વધુ હોય છે અને ગુણમાં પણ તે વધારે સારા છે. કુમળા ભીંડામાં 'એ', 'બી', 'સી' ત્રણે વિટામીનો છે. ઇંડાંમાં હોય છે તેવાં આલ્બુમીન ભીંડાની ચીકાશમાં હોય છે. ભીંડામાં બે–અઢી ટકા નાઇટ્રોજનવાળા પદાર્થો ઉપરાંત મેગ્નેશિયા, પ્રોટીન, ચૂનો અને પોટાશિયમના ક્ષારો હોય છે. લીંબુ સાથે આથી ભીંડાનું અથાણું થાય છે. કુમળા ભીંડા કાચા પણ ખવાય છે.

ગુવાર, કારેલા પણ આ વર્ગમાં આવે. ગરમીના દિવસોમાં કારેલાં ખાવાથી ફાયદો થાય છે. તે કડવાં હોવાથી તેનું શાક બહુ પ્રિય થતું નથી. કારેલાં પિત્તના રોગો મટાડે છે. મીઠા સાથે કારેલાંને ચોળવાથી કારેલાંની કડવાશ ઓછી થાય છે.

*

ફુલવાળી શાકભાજીઓની સંખ્યા સાવ નાની છે. આવી શાકભાજીમાં કોબી ફ્લાવરનું (હિંદી–ફુલગોબી) સ્થાન પ્રથમ આવે. આ શાક ઉત્તમ ગણાય છે. હિંદુસ્તાનમાં જ નહિં પણ અન્ય દેશોમાં પણ તે ખૂબ વપરાય છે. તેમાં એ, બી સી ત્રણે વિટામીન હોય છે. શરીરને ઉપયોગી ક્ષારો પણ સારા પ્રમાણમાં હોય છે. તેમાં ૩–૬ ટકા પ્રોટીન પણ હોય છે. કોબીફ્લાવરનું શાક સ્વાદિષ્ટ થાય છે. તેનું અથાણું પણ કરવામાં આવે છે.

કેળના ફુલનો ડોડો પણ શાક બનાવવામાં વપરાય છે.

આ ઉપરાંત કેટલાંક ફળો પણ શાક બનાવવા માટે ઉપયોગમાં લેવાય છે. જામફળ, કાચા પોપૈયા, સાકરટેટીનું શાક બનાવાય છે.

ગુજરાત–કાઠિયાવાડમાં મોગરી શિયાળામાં આવે છે. મૂળાના જેવા ગુણો તેમાં હોય છે. તેનું શાક બનાવાય છે, તેનો કચુંબર તરીકે પણ ઉપયોગ કરવામાં આવે છે. મોગરી કાચી પણ ખવાય છે. મૂળાને ફૂલ આવે ત્યાં સુધી મોટા થવા દે છે એટલે મોગરા થાય છે. આ મોગરા કુણા કુણા ખવાય છે. તેનું શાક પણ થાય છે. તે જરા તીખા અને ખારા લાગે છે. તેમાં ક્ષારનું પ્રમાણ સારું હોય છે.

*

મેથીથી કોણ અજાણ્યું હશે! દાળ–શાકના વઘારમાં અને અથાણામાં રાઈ સાથે મેથી પણ વપરાય છે. ગરીબમાં ગરીબ માણસ મેથીથી અપરિચિત નથી. મેથી સામાન્ય રોજીંદા ઉપયોગની ચીજ છે. મેથી સ્વાદમાં કડવી છે, પરંતુ ભોજનને સ્વાદુ બનાવવા માટે આપણે તેને ઉપયોગમાં લઈએ છીએ. મેથીને સંસ્કૃતમાં અશ્વબલા કહે છે. અશ્વ એટલે ઘોડો ને બલા એટલે બળ આપનાર આ નામ સૂચક છે. મેથી શરીરને પોષણમાં બળ આપે છે. દુઝણાં ઢોરને મેથી ખાણમાં આપવામાં આવે છે. એથી ઢોર દૂધ વિશેષ આપે છે, અને તેમાંથી બનાવેલું ઘી પણ વિશેષ પ્રમાણમાં ઉતરે છે.

મેથી બે રીતે વપરાય છેઃ (૧) મેથીની ભાજી રૂપે, (૨) મેથીના દાણા રૂપે. મેથીની ભાજી લીલાં પાંદડાંવાળી શાકભાજીના વર્ગમાં આવે. તેમાં ૪.૯ ટકા પ્રોટીન, ૯.૮ ટકા કાર્બોહાઇડ્રેટ અને ૧.૬ ટકા ખનીજ તત્ત્વો

હોય છે. ખનિજ-તત્ત્વોમાં ૦.૪૭ ટકા ચૂનાનું તત્ત્વ–કેલશિયમ અને લોહ વિશેષ પ્રમાણમાં હોય છે; એટલે લોહીના રક્તકણોને લાભ મળે છે. મેથીનું સેવન કરનાર કદીએ ફિક્કા દેખાતા નથી.

તેમાં એ અને બી વિટામીન પણ સારા પ્રમાણમાં હોય છે. મેથીની ભાજીની બનાવટો ખૂબ છેઃ તેનું શાક થાય છે, તેના થેપલા ચોવડા બનાવાય છે, તેની કઢી સ્વાદિષ્ટ લાગે છે અને તેના ભજીયાં સરસ થાય છે.

મેથીના દાણા વઘાર ઉપરાંત ઔષધ તરીકે વપરાય છે. આયુર્વેદમાં મેથીને તીખી, ઉષ્ણ, દીપનપાચન, કડવી, રક્ત અને બળપ્રદ તરીકે વર્ણવી છે. મેથી પિત્તકારક છે. મેથીના કડવા તત્ત્વો કરમનો નાશ કરે છે. તે વાયુ હણે છે, એટલે ઉલટી, ઉબકા અને મોળને મટાડે છે અને પૌષ્ટિક હોવાથી શરીરને ફાયદો કરે છે. આપણે ત્યાં મેથીના લાડુ શિયાળામાં ખવાય છે. દેશી વૈદો સાધારણ ગાંઠ અથવા વા અને કમરના દુખાવા માટે મેથીનું વસાણું ખૂબ ઉપયોગી ગણાવે છે. આંતરડું ઉતરવાનો વ્યાધિ મટાડવામાં મેથીનો ઉપયોગ થાય છે. એમ કહેવાય છે કે આ રીતે ઓપરેશનની જરૂર પડતી નથી. મેથી આટલી મહત્તાવાળી ચીજ હોવા છતાં આયુર્વેદમાં કોઈપણ ઔષધની બનાવટમાં તેનો ઉપયોગ કરેલ નથી, કારણ કે મેથી પોતે એકલી જ મનુષ્ય શરીર પર પોતાની અસર કરે છે; તેને બીજા પદાર્થો સાથે સહયોગી થવાની જરૂર નથી.

જાતજાતની શાકભાજીઓના ગુણ અને ઉપયોગિતાનું વર્ણન ઉપર આપી ગયા. આ શાકભાજીઓમાંથી શરીરને ઉપયોગી તત્ત્વો મળે એ માટે તેને કેવી રીતે રાંધવી યા પકવવી એ સંબંધી ઉલ્લેખ કરીએ. શાકને હંમેશાં ધીમે તાપે રાંધવું જોઈએ. ખૂબ ગરમી આપવાથી તેમાં રહેલા વિટામીનો નાશ પામે છે. શાકભાજી રાંધતાં પહેલાં તેને બરાબર ધોઈને સાફ કરવી જોઈએ. શાકમાં કોઈ દિવસ સોડા ન નાખવા. પાણીમાં બાફવા માટે અતિશય પાણી ન વાપરવું. પાનવી છાલ વાળી શાકભાજીને પોટલીમાં બાંધીને બાફવી, જેથી તેના પૌષ્ટિક તત્ત્વો નાશ ન પામે. આટલી સૂચનાઓ ધ્યાનમાં રાખીને શાક યા ભાજી તૈયાર કરવાથી તેનો પૂરેપૂરો લાભ મળી શકે છે.

## સ્ત્રીઓના સોળ શણગાર

(૧) સદુથી પહેલાં દંતમંજન ઘસી, ઉલ ઉતારી, દાતણ કરવું ને પછી સ્નાન કરવું. (૨) સ્નાન કરીને સુંદર સાડી અને સ્વચ્છ વસ્ત્રો પહેરવાં. (૩) વાળ હોળી અંબોડો વાળવો. (૪) ભાલમાં ચાંદલો કરવો. (૫) આંખમાં આંજણ આંજવું. (૬) કાનમાં કર્ણફુલ અથવા કુંડળ પહેરવાં. (૭) નાકમાં નથ, વાળી કે ચુની પહેરવી. (૮) ગળામાં હાર પહેરવો. (૯) અંબોડે વેણી બાંધવી. (૧૦) સેંથામાં સિંદુર પૂરવું. (૧૧) કસ્તુરી અને ચંદનનો લેપ કરવો. (૧૨) કમખંખિકા—ચોળી પહેરવી. (૧૩) કમરબંધ ઉપર નાડી બાંધવી. (૧૪) હાથમાં કંકણ પહેરવાં. (૧૫) આંગળીએ વીંટી પહેરવી. (૧૬) કેસર કસ્તુરીવાળું પાન ખાવું.

## સ્ત્રીઓના બાર આભૂષણો

શીલ, લજ્જા, મધુર ભાષણ, દયા, સરળ સ્વભાવ, પવિત્રતા, સંતોષ, સહૃદયભાવ, વિનય, ક્ષમા, હૃદયની શુદ્ધિ અને વડિલોની સેવા.

નૂપુર, ઝાંઝર, ચૂડી, અંગૂઠી, કંકણ, ગળાનો હાર, બાજુબંધ, વાળી, કટીમેખળા, ચાંદલો, કર્ણફૂલ ને શીશફૂલ.

લંડનના એક સંગીતકાર ફ્રેડ વોરમુલે સ્ત્રીઓને પછાત રાખવાના કાર્ય માટે એક સંસ્થા સ્થાપી છે; જેમાં ૨૦ સ્ત્રીઓ પણ જોડાઇ છે. તે ૩૨ વર્ષની ઉંમરના છે અને કહે છે: 'જાતીય સમાનતા જેવી કોઇ વસ્તુ જ નથી.' તે સંસ્થામાં બીજા ૨૩૦ સભ્યો છે. ફ્રેડ વોરમુલે એક અખબાર પ્રતિનિધિને જણાવ્યું હતું કે "અમારી સંસ્થા કૌટુંબિક સુખ ફેલાવવા કાર્ય કરશે, જેમાં તમામ નિર્ણયો પુરુષો કરશે, અને સ્ત્રીઓ માત્ર નારીત્વ ધારણ કરીને જ રહેશે. અમે સ્ત્રીઓને ધિક્કારતા નથી, પણ તેમના યોગ્યક્ષેત્રમાં તેમને રાખી મુકવા માગીએ છીએ.'

*

જંબુસર તાલુકાના સિધ્ધ ગામમાં એક વિચિત્ર બાળકનો જન્મ થયો હતો. સદરહુ બાળકની બે આંખો કપાળ ઉપર હતી અને પોપચાં ખુલ્લાં હતાં. તે પર ચામડી ન હતી, માથે મગજમાં ખાડો હતો, અને ફક્ત એકલા જ માંસનો લોચો હતો. હાથ પગનાં આંગળાં લાંબાં હતાં. કપાળે ત્રિશુળનું ચિહ્ન હતું. સદરહુ બાળક ૭ માસના બાળક જેટલી શક્તિ ધરાવતું હતું. ફક્ત બાર કલાક તે જીવ્યું હતું.

*

મતાધિકાર માટે એક હિંદુસ્તાનમાં જ સ્ત્રીઓને લડવું પડયું નથી. બાકી દુનિયાના ઘણા દેશોએ જબ્બર લડતો ચલાવીને મતાધિકાર પ્રાપ્ત કર્યો છે. ઈ. સ. ૧૮૯૩ થી ૧૯૩૯ સુધીમાં આવી લડતોને પરિણામે ૩૩ દેશોમાં સ્ત્રીઓને રાજકીય મતાધિકાર મળ્યો છે. એ પછીના ૭ વર્ષોમાં બીજા ચૌદ દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર મળ્યો છે. છતાં હજી ૧૮ દેશો એવા છે જ્યાં સ્ત્રીઓને મતાધિકાર નથી. એ દેશોમાં આર્જેન્ટીના, બેલ્જીઅમ અને સ્વીટ્ઝરલેંડનો સમાવેશ થાય છે.

# સૌરભ





ન્યુઝીલેન્ડના પ્રધાન તરીકે એક મહિલાને પહેલી જ વાર પ્રધાનમંડળમાં સ્થાન મળ્યું છે. ક્રાઇસ્ટ ચર્ચના સીડનહામ વિભાગમાંથી મજૂર પક્ષ તરફથી ચૂંટાએલા મીસ મેબલ હેવાર્ડની આ સ્થાન માટે પસંદગી થઇ છે.

*

બાલંભા મહાલના પીઠડ ગામના એક બ્રાહ્મણની અઢાર વર્ષની કન્યાનું લગ્ન એક રાજ્ય નોકરના સગા સાથે થવાનું નક્કી થયેલું. વરની ઉંમર ૫૪ વર્ષની છે. આ અંગે જ્ઞાતિના યુવાનોને ખબર પડતાં જામનગર જઈ મહારાણીશ્રીને મળી લગ્ન અટકાવવા વિનંતિ કરી. પરંતુ તેમાં કાંઈ ન વળતાં જામસાહેબ પાસે વાત રજૂ કરવામાં આવેલી. આખરે એ લગ્ન બીજા હુકમ સુધી અટકાવવામાં આવ્યાં છે.

આ લગ્ન અંગે શરૂઆતમાં કન્યાનો બાપ તૈયાર ન હતો, પરંતુ પછી તો યેનકેન પ્રકારે રાજ્યની નોકરીના દાવથી તે તૈયાર થયેલો. કન્યાને આ વાતની ખબર પડતાં તેણે ઘસીને ના પાડેલી. કહે છે કે ગળામાં દોરડું લઇને કન્યાના બાપે મરી જવાની ધમકી આપી અને આબરૂ જાળવવા ખાતર કન્યાને મનાવી લીધી હતી.

*

આફ્રીકાના ફ્રુન્ચટ્રીચાડમાં સ્ત્રીઓ હાથે

અને પગે સોપ્યાંના ને પિત્તળના વાંળાના ગુંચળા પહેરે છે. તેનું વજન ખૂબ ભારે હોય છે. ત્યાંનાં ઘરેણાં કાચનાં મોતી ને પીત્તળના વાળા છે. પહેરવેશમાં એક 'ખુંગડી' નામનું કપડું આડું ખભેથી કેડના નીચેના ભાગ સુધી નાખે છે.

*

કર્ણાટકની રમણીની શોભા માથે હળદર લગાવવાની હોય છે. સ્ત્રીઓ કોઈને ઘેર બેસવા જાય એટલે હળદરની પીડી સામે મૂકેલી જ હોય છે. આ પીઠી હથેલીમાં લઈ બન્ને હાથે ચોળી ગાલે લગાડવામાં આવે છે. આ રીતની શોભા કર્ણાટકમાં ખૂબ વખણાય છે. ધોળા દાંત સ્ત્રીઓને શોભે જ નહિ એવી ત્યાંની સ્ત્રીઓની માન્યતા છે.

*

તાલીમ બદ્ધ સમાજ સેવકોની માગણી દિવસે દિવસે વધતી જાય છે. ગામડાંમાં આવા સેવકોની જરૂર છે એ નિર્વિવાદ છે. પરંતુ શહેરોમાં પણ અનેક પ્રકારના રચનાત્મક કામ માટે કેળવાયેલા સેવકોની જરૂર મોટા પ્રમાણમાં જણાય છે. આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઈ મુંબઈની અગ્રગણ્ય સ્ત્રીસંસ્થા ભગિની સમાજે એક સમાજ સેવિકા તાલીમકેન્દ્રની યોજના કરી છે.

આ વર્ષે તા. ૧લી જુલાઈ ૧૯૪૭ થી શરૂ થશે. ૧૮ વર્ષની ઉપરની ઉંમરની અને મેટ્રીક સુધી અભ્યાસ કરેલી કોઈ પણ કોમની બહેન આ વર્ગમાં દાખલ થઈ શકશે.

અભ્યાસક્રમ શરૂઆતમાં એક વર્ષનો રહેશે. વર્ષના બે સત્ર રાખવામાં આવશે અને દરેક સત્રની ફી રૂપીઆ પચાસ રહેશે. પ્રત્યક્ષ અનુભવ લેવા માટે જુદી જુદી સંસ્થાઓમાં આવવા જવાનું ખર્ચ વિદ્યાર્થીઓને માથે રહેશે.

દરરોજ બપોરે ત્રણથી સાડા પાંચ સુધી વર્ગ ચાલશે. નિષ્ણાત શિક્ષક બાઈબહેનો નીચેના વિષયો શિખવશે:— (ક) માંદાની માવજત અને અકસ્માતમાં મદદ; બાળકની સંભાળ, ખોરાક અને આરોગ્ય વિજ્ઞાન (ખ) સામાજિક પ્રશ્નો; રાજ્યવહિવટ, માનસશાસ્ત્ર; સમાજશાસ્ત્ર (સીવીક્સ) તથા અર્થશાસ્ત્ર એ સર્વનું સામાન્ય જ્ઞાન (ગ) ધંધાદારી જ્ઞાન-એમાં ટાઈપીંગ, બુક કીપીંગ, અને ઓફીસને પત્રવ્યવહાર આવી જશે. (ઘ) કંતણ, સિવણ ભરત ઈત્યાદિ હસ્તકળા.

આ ઉપરાંત વિવિધ પ્રકારના સામાજિક કામનો પ્રત્યક્ષ અનુભવ પણ આપવામાં આવશે.

દાખલ થવા ઈચ્છનાર બહેનોએ ભગિની સમાજ, રાવળ બિલ્ડીંગ મુંબઈ. ૭ એ સરનામે અરજી કરવી.

*

આપણા પેટની અંદર ભોજન અને પાણી માટે જુદા જુદા સ્થાન છે, જ્યારે આપણે ખાઈએ છીએ ત્યારે તે તેના સ્થાને ને પાણી પીએ છીએ ત્યારે પાણી તેને સ્થાને જાય છે. પણ ભૂખ લાગે ત્યારે ભોજન તૈયાર ન હોય અથવા પરિસ્થિતિને કારણે જમવાનું મોડું થાય ત્યારે મોડેથી ભોજન કરવા બેસીએ ત્યારે જમાતું નથી ને પાણી પીવાનું મન થયા કરે છે અને એને લીધે ઘણું જ ઓછું ખાઈ શકાય છે. જો ભૂખ લાગે તે વખતે ભોજન મળે તો સંતોષથી માણસ પેટપૂર્ણ ખાઈ શકે છે. પાણીની તરસ લાગતી નથી ને પાણી *પીવું પડતું નથી. જમ્યા પછી થોડીવારે તરસ* લાગે ત્યારે પાણી પીવાય છે. એમ કેમ બનતું હશે? ભૂખ્યા માણસને ભૂખ લાગી હોય ને પેટ ખાલી હોય છતાં કેમ ખાઈ શકતો નથી? તેને પાણીની તરસ કેમ ખૂબ લાગે છે? લોકો કહે છે કે ભૂખ મરી જાય છે. પ્રશ્ન એ થાય છે કે ભૂખ્યા માણસને ભૂખ લાગી હોય ને ભોજન ન મળે તો ભૂખ ઉલટી વધતી જોઈએ, ને ખૂબ ખાવાની ઈચ્છા થતી જોઈએ, એને બદલે ભૂખ મરી કેમ જતી હશે?

માણસના નાકમાં બે છીદ્ર છે. એનાથી પાણી કે ભોજન લેવાતાં નથી. તો બે છીદ્રની શી જરૂર છે? એ જાતના વાયુ પણ શ્વાસમાં લેવાતા નથી એવી શંકા તમને થાય, પરંતુ ખરી રીતે એ બંને નાસિકાઓ સાથે આપણા ખાનપાનને ઘણો સંબંધ છે.

આપણી બન્ને નાસિકાઓ ચોવીસ કલાક ચાલતી નથી. કોઇ વખત એક ચાલે છે, તો કોઇ વખત બીજી. જ્યારે એકનો સમય પુરો થઈ બીજીનો શરૂ થાય છે, એ ક્રાંતિકાળ દરમ્યાન બન્ને બાજુના શ્વાસ ચાલતા હોય છે, ને પછી એકનો બંધ થઇ બીજીનો ચાલુ થાય છે. આની સાથે ભૂખ તરસને સંબંધ છે.

માનવ શરીર પંચ તત્વોનું બનેલું છે. એથી તેને ટકાવવા પંચતત્વોની શરીરને જરૂર છે, અને આ નાસિકાઓ દ્વારા પંચતત્વોનો ઉદય અને અસ્ત થાય છે. તમે ધ્યાનથી જોશો તો શ્વાસ એકસરખો ચાલતો નથી હોતો. કોઇ વાર ઝડપથી, કોઇ વાર ધીમે; કોઇ વાર લાંબો તો કોઇ વાર ટૂંકો; કોઇ વાર અવાજ થાય છે તો કોઇ વાર સંભળાય પણ નહિ એવી રીતે શ્વાસ લેવાય મૂકાય છે. એ ઉપરથી માણસના શરીરની પ્રકૃતિ જાણી શકાય છે.શરીરમાં ઉષ્ણતા કે શીતળતા એ પણ એના ઉપરથી ખબર પડે છે, અને એને લીધે ભૂખ તરસની પણ ખબર પડે છે. સાધારણ રીતે જ્યારે જમણી નાસિકાથી શ્વાસ ચાલતો હોય ત્યારે ઉષ્ણતા અને ડાબી નાસિકા વખતે શીતળતા હોવાનું સમજાય છે. એટલે કે જમણો શ્વાસ ચાલતી વખતે ભોજન કરવાથી તે તેના સ્થાને જાય છે, અને તે વખતે ભૂખ લાગી હોવાથી પાણી પીવાની ઇચ્છા ન થતાં આસાનીથી ભોજન કરી શકાય છે, ને એ રીતે ડાબો શ્વાસ ચાલતો હોય ત્યારે પાણીના સ્થાને જાય છે.

આ રીતે જ્યારે ભૂખ લાગે ત્યારે જમીએ નહિ તો જ્યાં સુધી જમણો શ્વાસ ચાલે ત્યાં સુધી ભૂખ રહે છે. તે વખતે અગ્નિ તિવ્ર રહે છે અને ભૂખ વધતી રહે છે. પણ જમણો શ્વાસ બદલાઇને ડાબી બાજુએ ચાલે ત્યારે શરીરની પ્રકૃતિ ઠંડી બને છે અને અગ્નિ રહેતો નથી, અને શીતળતા વ્યાપે છે, એટલે પાણી પીવાની ઇચ્છા થાય છે ને મજેથી પાણી પી શકાય છે. એ વખતે પ્રકૃતિની વિરૂદ્ધ જઈ જમવા બેસીએ તો ભોજનની રૂચી રહેતી નથી ને શીતળતાને કારણે પાચનક્રિયાને પણ અસર થતાં ભોજન પચતું નથી.

એથી ભૂખ લાગે ત્યારે જમી લીધું ન હોય ને પાણીની રૂચી થાય તો થોડું પાણી પી લેવું ને ફરી ભૂખ લાગે ત્યાં સુધી રાહ જોવી. એવી રીતે થવામાં એકાદ કલાકની રાહ જોવી પડે છે, માટે કલાક પછી ભોજન કરવું.

ભૂખ વખતે પાણી પીવું ને તરસ વખતે જમવા બેસવું એ નુકશાનકારક છે. ખાવાપીવામાં નિયમીત ન રહેનારને રોગ થવાનો સંભવ છે. ખાતી વખતે ખૂબ પાણી પીવાથી પણ સ્વાસ્થ્ય બગડે છે. લોકો ઘણી વખત ગરમ ગરમ જમે છે ને સાથો સાથ બરફ નાખી ઠંડુ પાણી બનાવી પીતા જાય છે. એ પોતાની તંદુરસ્તી બગાડે છે. જમતી વખતે શરીરની પ્રકૃતિ ગરમ હોય છે ને અગ્નિ તિવ્ર હોય છે. એવે વખતે ઠંડુ પાણી પીવાથી અગ્નિ મંદ પડી જાય છે ને પાચનશક્તિ ઉપર તેની અસર થાય છે, માટે ગરમ ભોજન વખતે બરફ નાખેલું ઠંડુ પાણી કદી પીવું નહિ.

*

સુરતના બહેન સુગ્ધા મનહરલાલ દિવાન સંસ્કૃત ભાષામાં જ એમ. એ. પ્રથમ વર્ગમાં પાસ થયાં. તેમની નીમણુંક સુરતની એમ. ટી. બી. કોલેજમાં અધ્યાપિકા તરીકે થઇ. બીજા વર્ગમાં આવનાર બેન સવિતા કાળીદાસ દેસાઇ બી. ટી. નો અભ્યાસ કરવાના છે.

# ન્યાયની



# અદાલતમાં

*

અલ્હાબાદના હિંદી સરકારના ખેતીવાડી ખાતાના બજાર ઓફીસર મી. બંકીમચંદ્ર સેને ઇ. સ. ૧૯૩૫ માં નોર્વેજીયન બાઈ સાથે લગ્ન કર્યાં હતાં અને તેમને એક બાળક પણ થયું હતું. અને તે પછી મીસીસ સેન થોડા વખત માટે ઈ. સ. ૧૯૩૯ ના એપ્રીલમાં પોતાનાં બાળક સાથે યુરોપના પ્રવાસે ગયા હતાં. લડાઈ શરૂ થઈ ત્યારે તેઓ નોર્વેમાં હતાં અને લડાઈના કારણે તેઓ હિંદમાં પાછા આવી શકયાં નહિ. ૧૯૪૦ ની શરૂઆતમાં જર્મન લશ્કરે નોર્વેનો કબજો લેવાથી પતિ-પત્ની વચ્ચેનો પત્રવ્હેવાર પણ બંધ થઈ ગયો.

તે પછી મી. સેને પોતાની પત્ની ને બાળક હિંદમાં પાછાં આવી શકે એવી જોગવાઇ કરવા માટે સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીયાની મારફત પ્રયત્નો કરી જોયા, પણ એમ બનવું અશક્ય હતું અને ૧૯૪૫ ના જૂન સુધી મી. સેન તેમના પત્ની સાથે પત્રવહેવાર પણ કરી શક્યા નહિ. તે પછી રેડક્રોસ સોસાયટી સાથે તેમણે પત્ર વહેવાર કર્યો. તે ઉપરથી તેમને જાણવા મળ્યું કે મી. સેનની પત્ની મીસીસ એરટીક કયુમ સેને નોર્વેમાં બે બાળકોને જન્મ આપ્યો છે.

આ ઉપરથી મી. સેને હિંદી છુટાછેડાના કાયદા મુજબ મીસીસ સેન ઉપર વ્યભિચારનો આરોપ મૂકી અલ્હાબાદની હાઈકોર્ટમાં છુટા-છેડા માટે અને પોતાના બાળકનો કબજો લેવા અરજી કરી હતી. અને કોર્ટે તેમને છુટાછેડા આપી પોતાના બાળકનો કબજો લેવા હુકમનામુ કરી આપ્યું હતું.

*

અલ્હાબાદમાં પ્રેમકુંવરી નામની ૧૯ વર્ષની એક નૃત્યબાળા કોર્ટમાં હાજર થઈ હતી. પ્રભુ દયાળ તે છોકરી સાથે લગ્ન કરવા ઇચ્છતો હતો અને છોકરીના મા તથા કાકા તે છોકરીને ગેરકાયદેસર અટકાયત કરી પૂરી રાખતા હતા તેવી તેણે હેબીયસ કોરપસ અરજી કરેલી. તેનો જવાબ તે બાળાએ આપતાં જણાવ્યું કે, 'હું સ્વતંત્ર રીતે વિચાર કરી શકું તેવડી છું અને મારા મા તથા કાકા મને અટકાયતમાં રાખી રહ્યા છે તે વાત તદ્દન ખોટી છે. હું પોતે જ અરજદારને પરણવા ઇચ્છતી નથી, અને મારા ઉપર કોઈ જાતની બળજબરી કોઈ પણ તરફથી થઈ નથી.' એથી કોર્ટે અરજદારની અરજી કાઢી નાખી હતી.

*

અમદાવાદમાં નવરંગપુરાની સીમમાં રહેતી સુરજ નામની બાઇ ફકીરજી ઉગરાજીના પ્રેમમાં પડેલી, તેની સુરજના પુત્ર હરમજને ખબર પડી ગઇ હોવાથી પોતાના પ્રેમ વચ્ચે કાંટા જેવા આ પુત્રનો નિકાલ કરવા તે બર ઉંઘમાં હતો ત્યારે તેનું કુહાડીથી ખૂન કરી તેની લાશને ખડના પુળાઓમાં બાળવાનો પ્રયત્ન કરેલો ને પછી એ કકડાઓ બે ત્રણ જગ્યાએ દાટી દીધેલા.

પોલીસ તપાસમાં ખોદકામ કરીને એ લાશના ટુકડાઓનો કબજો લઈને બાઈ સુરજ તથા ફકીરજીની ધરપકડ થયેલી, અને કેસ ચાલતાં ગુન્હો સાબીત થવાથી અમદાવાદના સેશનજજે પ્રેમમાં આંધળી બનીને પોતાના પુત્રનું ખૂન કરાવનાર બાઈ સુરજ તથા તેના પ્રેમી ફકીરજીને ત્રણ વરસની સજા કરી.

# મા-બાપની મૂંઝવણ

[illegible]

*

પ્રશ્ન:—આડોશી પડોશીઓનાં બાળકોની દેખાદેખીથી ઘણું એવું ન ઈચ્છવા જેવું બાળકો કરે કરાવે છે તેનું શું કરવું, એ બાબતમાં તમને પૂછવા માગું છું. રસ્તે રેંકડીઓ ફેરવતા કુલ્ફીવાળા, બરફ કોલ્ડ્રીંક્વાળા કે ચવાણાવાળાની બૂમ શેરીમાં સંભળાય કે અમારા પાડોશીના બાળકો તેને ઘેરી વળે છે. આવું કાંઇ દિવસમાં એક વાર કે કોઈ નીમેલા વખતે કરે છે તેવું નથી. કોઇ પણ ખાવાનું વેચનારાવાળો પસાર થાય કે બાળકોનું સૈન્ય પૈસો બે પૈસા લઈને નીકળી પડે છે. બાળકો આમ ખાતાં ફરે તેમાં પાડોશીઓને કાંઈ અણઘટતું લાગતું નથી. "બાળકો તો આમ ખાય પીએ. તેમને રોકયાં ઓછાં જ રોકાય છે? નાનાં હતાં ત્યારે આપણે પણ આવું ક્યાં નહોતાં કરતાં?" એમ કહીને તેઓ સમાધાન કરે છે.

પણ આ રીતે બાળકો પોતાની તંદુરસ્તીને જોખમાવે છે એ વાત તેમને નથી સમજાતી. ખાવાનું પથ્ય તો નથી હોતું, પણ ટાણે કટાણે ખવાય છે એથી પણ શરીરને ભયંકર હાનિ પહોંચે છે. વળી બાળકો આમ અર્થવ્યય કરે છે. એમાં પણ તેમને ખોટી તાલીમ મળે છે. આ બધું આપણા સામાન્ય, અરે! સભ્ય ગણાતા કુટુંબોમાં ય, નથી સમજાતું. પરિણામે ઉછરતી પ્રજાના આરોગ્યનું નિકંદન વળી રહ્યું છે.

હવે પાડોશીઓનાં બાળકોનો આ સ્વૈરવિહાર મારે ત્યાં મૂંઝવણ ઉભી કરે છે. 'બા, કમળાબ્હેનનો બાબો કેન્ડી લાવ્યો. ઈ રોજ બબ્બે પૈસાની બે ત્રણ વાર લે છે. હું લઇ આવું, બા?' પાડોશી બાળકોને આ રીતે 'રેસ' ઉડાવતાં દેખી સમજુ માનીએ તેવાં બાળકોના મનને પણ આની અસર પહોંચે છે. બાળકને રોકટોક કરીએ તો પરિણામે છાનું છપનું તે આવું કરે એમ મને લાગે છે. વળી પાડોશીના બાળકોને આ રીતે ખરીદીને ખાય પીએ તેમાં કોઈ કાંઈ કહેતું નથી એટલે જાણે સ્વાભાવિક વ્યવહાર હોય તેવું બાળકોની નજરે લાગે તેવો સંભવ છે. આ સ્થિતિ મારે ત્યાં બાળકો અવારનવાર આવી માગણી કરવા આવે છે ત્યારે મૂંઝવણ થઈ પડે છે. કેટલીક વાર તો તેમની માગણી પૂરી પાડીને તેમને રાજી રાખું છું. કેટલીક વાર તેમને સમજાવી પટાવી મનાવી લઉં છું. પણ એમ છતાં ય બાળકના દિલમાં કશોક સંકોચ, લઘુતાભાવ કે અસંતોષ છુપાઈ રહ્યો હોય એવું ઘણી વાર જોઉં છું, તો પછી આવી વાતમાં વ્યાજબી માર્ગ કયો એ બતાવશો?

જવાબ:—તમે જણાવો છો તેવી વાત શહેરોમાં, ખાસ કરીને મધ્યમ વર્ગના કુટુંબોમાં તો ઘરેઘરમાં બનતી હોય છે. આમ બાળકો ખાય પીએ કે ખર્ચે તેમાં અજૂકતું કોઇને લાગતું નથી એ તમારી વાત સાચી છે. ઘણીવાર તો પાડોશના બાળકોને આમ કરતાં ભાળીને બાળકના લાડકોડ પૂરા કરવાની હોંશમાં માબાપો તેમ કરવા બાળકને પ્રેરે છે પણ ખરાં!

આ સ્થિતિ ગંભીર વિચાર માગે છે. રેંકડીવાળાના ખાદ્ય પદાર્થો અસ્વચ્છ અને અપથ્ય હોય છે, એટલું જ નહિ, પણ સંસ્કારિતાને પણ ધક્કો પહોંચાડે તેવાં હોય છે. આ ભયંકર કુટેવણ રોકવા માટે કોઇ હશે

વિચાર જ કરતું નથી. આમ તો આપણી મિઠાઈની દુકાનો, મેવા અને ફળનાફેરીવાળાઓ પણ રોગ અને ચેપનો ફેલાવો કરવામાં મદદ કરે છે. એ બધી વાતનો વિચાર તો આરોગ્ય સંરક્ષણ માટેની સરકારી યોજનાઓએ કરવો ઘટે છે.

પાડોશીના બાળકો અમુક રીતે વર્તે તેનું અનુકરણ બાળકો કરે જ કરે એવું બધા દાખલાઓમાં નથી બનતું. ઘરના બળવાન-પ્રાણવાન સંસ્કારોની અસર કોઈનાં વર્તન જોવા માત્રથી નાબુદ થાય છે એમ ન કહી શકાય.

હવે આપણે આ વાત જરા બીજી રીતે વિચારીએ. બાળકને કવખતે, ટાણે-કટાણે ખાવાની ટેવ આપણે ત્યાં પડી જાય છે તે ન પડે તે માટે ઘરમાં યોગ્ય વાતાવરણ હોવું જોઈએ. મોટેરાં મહેમાનો કે મિત્રોની પરોણાગત વખતે કવખતે કરે ને ગમે ત્યારે ખાવા પીવાની જ્યાફતો ઉડાવે તેવો વિરોધાભાસ બાળકને આ ટેવમાંથી કયાંથી બચાવી શકે? અસ્વચ્છ અને અનારોગ્યકર બજારુ વસ્તુઓ તરફની નફરત ઘરમાં કોઈ પણ અપવાદ રાખ્યા વગર આપણે નથી નભાવી શકતા. પછી કઈ વસ્તુ ખવાય, કે ન ખવાય એનો સૂક્ષ્મ ભેદ બાળકને શી રીતે સમજાય?

બહાર રેંકડીઓમાં વેચાતી ચટકેદાર અને ચમકદાર વસ્તુઓ ન ખાવાની બંધી ફરમાવીને બાળકોને આપણે નહિ રોકીએ. તેમને એના સ્વાદનું આકર્ષણ વાતાવરણમાંથી પોષાતું હોય ત્યાં આ ઉપાય કારગત પણ ન બને. એ વસ્તુઓથી થતા નુકશાનની માત્ર વાતો સમજાવીને પણ તેમને નહિ અટકાવી શકીએ. એ માટે આપણે ઘરમાં બાળકને પથ્ય હોય તે તે વખતે અને તે રીતે તેના સ્વાદ અને રસને અનુકૂળ આવે તેવી વાનગીઓ આપવાની શક્ય તેટલી સગવડો ઉભી કરવી જોઈએ. ચેવડો-મસાલા જેવી વાનગીઓ ઘર આંગણ તૈયાર કરવાનું તો જરૂર- પ્રસંગે પ્રસંગે કરી શકાય. શરબત કોલ્ડ્રીંક જેવાં પીણાં પણ સ્વચ્છ રીતે ઘેર તૈયાર કરીને બાળકને સંતોષી શકાય. સતત વગરની બજારુ ચીજો ન ખાવા પાછળનાં કારણો બાળકને પ્રત્યક્ષ ઘર આંગણે તૈયાર કરેલી વાનગીઓ આપીને બતાવી શકાય. કુપથ્ય અને પથ્ય વસ્તુઓ વચ્ચેનો ભેદ પણ એ રીતે બાળકને સમજાવી શકાય. પાડોશી બાળકો આવી ગંદી બજારુ ચીજો ખાઈને કેવી ભૂલ કરી રહ્યાં છે તે તેમને પ્રત્યક્ષપણે સમજાતાં આ સવાલ એની મેળે જ ઉકલી જશે. તેઓ આમ વારંવાર પેટમાં ઓરીને તંદુરસ્તીને નુકશાન પહોંચાડી રહ્યાં છે તે હકીકત તરફ તેમને પોતાને જ અણગમો આવશે.



*

થોડા સમય પહેલાં લીંબડીના પરણી ગયેલા એક વૃદ્ધ કેળવણી અધિકારીના લગ્ન વિષે કેટલીક તિરસ્કાર ઉપજાવે તેવી વધુ માહિતી મળી છે.

આ અધિકારીએ કન્યાના વાલીઓને બે હજાર રૂપિયા આપીને પરણાવવાનું નક્કી કર્યું, ત્યાં તો અધિકારી સાહેબના એક નજીકના સગાએ-ભત્રીજાએ પણ એ કન્યાને જ પરણવા પ્રયાસ આદર્યો. અને કન્યાનાં વાલીને વધુ રકમ આપવાની લાલચ આપી. આમ એક જ કુટુંબમાં એક જ કન્યા માટે હરરાજી થતી હોય એવી રીતે હરીફાઈ ચાલી. કન્યાના દામ બોલાવા લાગ્યા અને કન્યાના વાલીએ મૂળ ઉમેદવારને રૂપિયા ૩૦૦૦ લઈને પોતાની પુત્રીના વેચાણનો સોદો કર્યો.

એ કેળવણી અધિકારી હવે તેમની પૌત્રી-પણી મિસ્કન ગીરો મૂકીને પરણી ગયાં છે.

# પુછપરછ

મને વારંવાર કસુવાવડ થઇ જાય છે. તો મારે કઈ જાતનો ખોરાક લેવો જોઇએ કે જેથી મારું સ્વાસ્થ્ય સુધરે અને ગર્ભપાત થતો અટકે ને કસુવાવડ થવાની બીક ઓછી થાય. તે લખશો તો આભારી થઇશ. —તારાબહેન

બને ત્યાં સુધી તમારે જે ખોરાકમાં વીટામીન ઈ હોય એવો ખોરાક લેવો જોઇએ. આપણે ત્યાં સંચામાં ઘઉં દળાવાય છે તેથી વીટામીન બળી જાય છે ને અધુરૂં હોય તેમ લોટ ચાળીને થુલું આપણે ફેંકી દઇએ છીએ. આ થુલામાં જ વીટામીન હોય છે. માટે બને ત્યાં સુધી પત્થરની ઘંટીએ ઘરગથ્થુ દળાવીને ચાળ્યા વગરના લોટની રોટલી ખાવી. જવ, મકાઇ, પલાળેલું કઠોળ, તાજું દુધ, સંતરા અને લીલા નાળીયેરનું કોપરૂં ખાવું. એમાં વીટામીન ઈ ખુબ હોય છે. બને તેટલાં લીલાં શાક ખાવાં. ઘઉં, ધાન્ય વગેરે પલાળી રાખવાથી અંકુરો ફૂટે તે અંકુરવાળાં ધાન્યમાં વીટામીન ખુબ હોય છે. એવા ખોરાકથી આપનું સ્વાસ્થ્ય સારૂં રહેશે ને ગર્ભસ્થાનું બાળક પણ સુરક્ષિત રહેશે. પ્રસવ થયા પહેલાં એક બે માસ અમાઉ મુક્તાપિષ્ટીનું સેવન ઘણું જરૂરી છે.

*

મારી નાની ઉંમરમાં છોકરાંઓનું ટોળું થઇ ગયું છે ને એથી મારૂં શરીર નંખાઇ ગયું છે. મને મારી એક બહેનપણી કહે છે કે હવે જો સુવાવડ આવશે તો હું કદાચ વધારે દુબળી પડી જઇશ. તો ગર્ભ ન રહે તેવી કોઈ દવા આવે છે? બાહ્ય ઉપચાર કોઈ હોય તો મને વધુ અનુકુળ પડશે. જાહેર ખબરો ઘણી જાતની આવે છે તે વાપરી શકાય? એ સંબંધમાં આપની શું માન્યતા છે તે જણાવશો ને કોઈ ઉપાય હોય તો મને લખશો. —નિર્મળા

સુવાવડ આવતી અટકાવવાનો શ્રેષ્ઠ ઉપાય તો સંયમ છે. તેનું પાલન કરવું ઘણું મુશ્કેલ છે. ખાવાની દવા તો કોઈ આવતી નથી. બાહ્ય ઉપચારો ઉપર સંપૂર્ણ વિશ્વાસ ન મૂકી શકાય. ઉપરાંત તેનાથી શારીરિક તંદુરસ્તી ઉપર પણ અસર થાય, ને નુકશાન થવાનો સંભવ છે. સંતતી નિયમન માટે ઘણી જાહેર ખબરો આવે છે, પણ તે ખોટી હોય છે ને ગર્ભપાતની જ દવા હોય છે ને તેથી તંદુરસ્તી બગડે છે; માટે ભૂલે ચૂકે તેનો ઉપયોગ કરવો નહિ જ. એવી જાહેરખબરોથી પૈસા જાય છે તે રોગ પેસે છે. તેને માટે ઉપાય એક જ છે ને તે ગર્ભાશયનું ઓપરેશન કરાવવાનો. પણ તે પછી કદી બાળકો થતાં નથી; પરંતુ કોઈ પણ માતાએ એવો ઉપાય લેવો પ્રશંસનીય નથી. બને ત્યાં સુધી સંયમ પાળવો જેથી તમારી શારીરિક તંદુરસ્તી સુધરશે.

*

મને ભૂખ લાગતી નથી, ને ઝાડાની કબજીયાત રહ્યા કરે છે. ખાવા બેસું તો ઉલટી જેવું થયા કરે છે. એ માટે મારે શું કરવું?

—શાન્તાબહેન

તમને મંદાગ્નિ નામનો રોગ છે. સવારે દાતણ કરીને એક કાચના પ્યાલામાં લીંબુ નીચોવીને પી લેવું ને પછી બે માઇલ ફરવા જવું. જમવા બેસતા પહેલાં તોલા આદુના કટકા કરી તેને મીઠામાં ચોળીને ખાવું. જમતી વખતે વચ્ચે બને તો લસણની કળીઓ ઘીમાં તળીને ખાવી. અઢી તોલા હરડે, એક તોલો સુંઠ, ને બે તોલા ગોળ તેને ખાંડીને એક તોલાની ગોળીઓ વાળવી ને દરરોજ એક ગોળી સુતી વખતે ખાવી. એક મહિનો આમ કર-

વાથી તમારી તબીયત સુધરી જશે.

*

મારો બાબો એક વર્ષનો થયો છે. તે રોટલી ખાતા શીખી ગયો છે પણ તેનું પેટ વધી ગયું છે ને મંદો રહ્યા કરે છે. એને માટે શું કરવું ? —રજનીબહેન

બાળક દોઢ વર્ષનું થાય ત્યાં સુધી તેને દૂધ જ પાવું જોઈએ. તમારા બાબાને રોટલી ખાવા આપવાનું એકદમ બંધ કરી દઈ, તેને દહીં આપો ને ફળ ખૂબ ખવરાવો. રોટલી માટે હઠ કરે તો બીસ્કીટ આપી શકાય. રોટલી એને પચતી નથી તેથી હોજરી અને આંતરડાંને શક્તિ મળે ને પાચન શક્તિ વધે એટલા માટે ઉપરનો ખોરાક તેને જરૂરી છે ને તે આપવાથી તેની તબીયત સુધરશે.

*

માસિક નાહ્યા પછી પંદર દિવસમાં જ ગર્ભ રહે છે, અને તે પછી રહેતો નથી. એ વાત સાચી છે ? —એક વાચક બહેન

તમારી એ માન્યતા સાચી છે ને ખોટી પણ છે. મોટે ભાગે પહેલા પંદર દિવસમાં ગર્ભ રહે છે તે સર્વસામાન્ય માન્યતા છે. પણ તે પછી ગર્ભ ન રહે એમ માનવું તે ખોટું છે. બીજી વખત માસિક આવે તે પહેલાં પાંચ સાત દિવસ અગાઉ પણ ગર્ભ રહ્યાના દાખલા છે.

*

મારા હાથપગમાં આગ લાગી હોય તેમ બળતર થાય છે. તેને માટે કોઈ ઉપાય હોય તો સૂચવશો. —રામકુંવર

આપના શરીરમાં અનાવશ્યક ગરમી વધી ગઈ છે. તેને આપણે તળગરમીના નામથી ઓળખીએ છીએ. તેને માટે સર્વ પ્રથમ તો તમે અનુકૂળ પડે તેવો એરંડીયાનો, નેપાળાનો કે એવો કોઈ જુલાબ લઈ પેટને સાફ કરો. ને લસણ, તેલ, મરચાં ખાવાનું બંધ કરી દેજો. હરડે, બેડાં, આંબળાંને સરખા ભાગે લઈ તેને ખાંડીને ચાળી લેવાં, અને તે ચૂર્ણ સવાર સાંજ થોડું થોડું પાણી સાથે લેવું. એકાદ માસ સુધી અઘોળ આંબળાનો મુરબ્બો લેવો. એથી ખોટી ગરમી દૂર થશે. પગે મેંદી વાટીને રાતે સુઈ રહેવાથી તે ખોટી ગરમી ચૂસી લેશે ને બળતર ઓછી થશે.

*

મારી એક બહેનપણીની ઉમ્મર લગભગ સોળ વર્ષની છે, પણ તેનું શરીર ઘણું જાડું થઈ ગયું છે. આટલી ઉમરમાં લગભગ ૩।। થી ૪ મણ સુધીનું તેનું વજન છે. તેને પાતળા થવાની ખૂબ ઇચ્છા છે, તો કોઈ ઉપાય લખી જણાવશો. તેને કોઈ જાતનું દર્દ નથી. આમ તો તંદુરસ્ત છે, પણ શરીર ખૂબ જાડું થઈ ગયું છે તો તેનો ઉપાય લખશો.—પુષ્પેન્દ્રકુમારી

શરીરનું બેડોળપણું એ એક જાતનો રોગ જ છે ને ? મેદ વધી જાય એ ઇચ્છવા યોગ્ય નથી. મોટે ભાગે બેઠાડુ માણસને આવું થઈ જાય છે. મેદ ઘટાડવા માટે શારીરિક કસરત જરૂરી છે. તરવું, ઘોડેસ્વારી કરવી કે ખૂબ ચાલે તો મેદ ઓછો થાય. પણ એ ન બની શકે તેમણે ઘરમાં ખૂબ આંટા મારવા જારી છે. ઘરની અંદર કસરત કરે તો મેદ ઓછો થાય. આ માટે અમે સ્ત્રીજીવનના જૂના અંકોમાં ઘણા ઉપાયો બતાવ્યા છે તેમજ કસરતો કરવાની રીતો ચિત્રો સાથે સમજાવી છે. સ્ત્રીજીવનના પાંચમા અને છઠ્ઠા વર્ષના અંકો જોઈ જવાની તેમને સલાહ આપશો ને તે રીતે કસરત કરે ને ઘરમાં ફરવાનું રાખે તો મેદ ઓછો થશે. વાયુ કરે કે મેદ વધારે તેવો ખોરાક ખાવાનું બંધ કરવું જરૂરી છે.

*

અમારાં ઓળખીતાં બાઈને અમુક અંગેઅંગ આખી શરીરમાં લાય બળે છે ને આખું અંગ લાલ બની જાય છે. જાણે શીળસ નીકળ્યા હોય તેમ થાય છે. તળગરમી તેમજ મંદાગ્નિ

હોવાથી કબજીઆતે રહે છે. જ્યારે ઘણાં પ્રમાણમાં ઝામરાં નીકળે ત્યારે ચક્કરી આવશે એમ લાગે અને અંગ મુંજવા લાગે છે. કુવારનો સત્વ, તુલસડાનું ચુરેણ, રાયણના છોડા ઉકાળેલું પાણી વગેરે જે કોઇએ બતાવ્યું તે કરી જોયું, પણ કશાથી મટતું નથી. બાઈ પોતે ધર્મિષ્ટ હોવાથી દાક્તરની દવા કરતાં નથી. તો વૈદરાજ કાંઈ દેશી ઉપાય બતાવે તો આભાર થશે.
—રસિકાદેવી

સદરહુ હકીકત ઉપરથી સમજાય છે કે આ દર્દ–લક્ષણો શીળસનાં છે. આ રોગ કફ અને પિત્ત પ્રકોપને કારણે થાય છે. મુખ્ય ચિકિત્સા કફઘ્ન કરવાની હોય છે. આ રોગમાં દૂધ અને છાશ–એ-ને તજવાં પડે છે. અને ફક્ત બોદા રાંધેલા ભાત કે કણકી અને મગની દાળનું પાણી ફક્ત સીંધાલુણ નાખેલું એ બે ચીજો જ ખાઈ શકાય. એટલે મટતાં સુધી આવી સખ્ત પરહેજી પાળવી પડે છે.

ખાસ કરીને મળશુદ્ધિ કરવાની ખાસ અગત્ય હોય છે. કોઠો સાફ થતાં આ રોગનું જોર નરમ પડી જાય છે. ને તેના ઉપાય તરીકે અમૃતાંકુરીરસ અથવા ઘોડાચોળીની ૨ ગોળીઓ, કેશોર ગુગળની ૭ ગોળીઓ, શુદ્ધ શિલાજીત ત્રણ વાલ, સોડા બાઇ કાર્બ ૭ વાલ અને કડુનું વસ્ત્રગાળ ચૂર્ણ બાર વાલ લઇ, તેને બરાબર મેળવી, ખૂબ વાટી, એકઠાં કરી ત્રણથી ચાર પડીકાં બનાવવાં. અને એમાંથી રોજ દિવસના ત્રણ વાર કે ચાર વાર દર વખત ત્રણ કલાકે અધોળ આદાના રસમાં મેળવી એમાં ૦॥ થી ૦॥। તોલો મધ નાખી પી જવું. ઉપરનું માપ ફક્ત એક જ દિવસનું છે. નવટાંક આદાને વાટવાથી આશરે અધોળ રસ નીકળશે. આદું ગરમ પડશે એવી બીક રાખવી નહિ. આ દવાથી રેચ ખૂબ લાગશે, પણ ચાર દિવસમાંજ રોગ મટી જશે. આ દવા પીધા પછી સહેજ ઉબકા આવે કે પેટમાં ચૂંક આવે તો ડરવું નહિ.

પરહેજમાં બોદા રાંધેલા ભાત કે કણકી અને ફક્ત સીંધાલુણ નાખેલ મગની દાળનું પાણી એ બે વસ્તુ જ ખાવી.

શીળસ નીકળે ત્યારે નીચેનો પ્રયોગ શરીરે ચોળવો.

અઢીભાર સુંઠનો ભૂકો અને દશ તોલા ચોકખું સરસીયું લઇ ભેગું કરી હલાવીને આખે શરીરે દિવસમાં બે વખત ચોળવું.

આ ઉપાયથી જરૂર આ દર્દ મટી જશે. જો ઉપર જણાવેલ બધી દવાઓ મળી ન શકે તો અમૃતાંકુરી રસ, કડુનું ચૂર્ણ અને સોડા બાઇ કાર્બ એ ત્રણ વસ્તુનું મિશ્રણ કરીને પણ લેવાય. જો બધી વસ્તુઓ મળે તો તો ઉત્તમ, પણ ન મળે તો છેવટે ઉપર જણાવ્યા મુજબ પણ ચાલે.
—જદુભાઈ

*

મને માસિકઋતુ નિયમિત આવે છે પણ સાવ ઓછો આવે છે. તેને કારણે હાથ પગ બહુજ બળ્યા કરે છે. લોહી કાળું આવે છે. માસિક ઋતુ નિયમિત આવે છે, પણ થોડું આવે છે તેથી હાથ પગ અને પેટમાં બળ્યા કરે છે. તો તેનો યોગ્ય ઉપાય બતાવશો તો આભારી થઇશ.
—મીસીસ કાશીભાઈ

તમે લોહશીલાજીતવાળી ચંદ્રપ્રભા ગોળીઓ સવાર સાંજ બેથી ચાર ગોળીઓ ભુકો કરીને દૂધ સાથે લેજો. અને જ્યારે માસિક ઋતુ વખતે રજોદર્શન થાય ત્યારે પ્રથમ દિવસથી આરંભીને પાંચ દિવસ સુધી સૂર્યતાપી શુદ્ધ શિલાજીત દિવસમાં ત્રણ વાર–સવારે, બપોરે અને સાંજે –દરેક ટંકે બેથી ચાર વાલ અધોળ દૂધમાં ઘૂંટીને પીવો. આ પાંચ દિવસ જ્યારે શુદ્ધ શિલાજીત લ્યો ત્યારે ચંદ્રપ્રભાની ગોળીઓ લેવાની નથી. રજોદર્શન બંધ થયા પછી પાછી એ ગોળીઓ શરૂ કરવી. આ પ્રમાણે ચંદ્રપ્રભા અને શિલાજીતના સેવનથી રજોદર્શન સાફ પ્રમાણસર અને નિયમિત આવશે. આ પ્રયોગ

અગિયાર માસ સુધી ચાલુ રાખશો. પરહેજી ખાસ કાંઈ નથી, પરંતુ સાત્વિક અને પૌષ્ટિક ખોરાક વધારે લેવાં. મરચાં, ખટાશ, કઠોળ, ફરસાણ, ગોળ, બાજરો, મિષ્ટાન, અથાણાં, વગેરે પદાર્થો ઓછા લેવાં. સિવાય દરરોજ જમતી વખતે એક તોલો કાળા તલ અને એક તોલો સુકા કોપરાનું ખમણ એ બેઉને પીત્તળની ખારણીમાં ખાંડી ભૂકા જેવું બનાવી દાળભાતમાં મેળવીને ખાવું. દાળ મગની કે તુવેરની વાપરવી. એમાં થોડું ઘી પણ નખાય. કાળા તલ અને કોપરું મેળવવાથી ભોજનનો સ્વાદ જરાય બગડશે નહિ. આ કાળા તલ અને કોપરું આર્તવ રક્તજનક અને આવક છે. આ ઉપાયોને ધીરજથી ત્રણ ચાર માસ સુધી કરશો.

—જટુભાઈ

*

થોડા માસ અગાઉ એક બહેનનો નામ વગરનો પત્ર આવેલો ને પોતાના પતિનો પ્રેમ મેળવવા માટે યોગ્ય સલાહ આપેલી, તે સાથે સાથે એ પત્ર ખોટો હોવાની શંકાનો ઉલ્લેખ કરેલો; પણ તે બહેનનો નામ ઠામ સાથે પત્ર આવ્યો છે ને તે લખે છે કે 'એ હકીકત મારા અંગત જીવનમાં બનેલી છે ને સાચી છે.' વળી એ બહેન આગળ પૂછે છે કે પેલો જુવાન હજી પણ મને સતાવે છે તો શું કરવું? એ બહેને ખોટી શરમ કે બીક રાખ્યા સિવાય જ્યારે પણ એ મળે ને કાંઈ ચેનચાળા કરે ત્યારે ઘર, શેરી કે બજારનું ધ્યાન રાખ્યા સિવાય, કોઈ ડર કે શરમનો ખ્યાલ રાખ્યા વગર તેના મોઢાં ઉપર ચંપલ - કે જે ચીજ વસ્તુ હાથમાં હોય તે છૂટું મારવું. એથી એ પોતાની ખોડ ભૂલી જશે.

*

અમે આજ સુધી ઘણી દવાઓ કરી ચૂક્યા છીએ, પણ અમને દવાથી પણ ફાયદો નથી થયો. હવે આખરીમાં આપના તરફથી આશા રાખીએ છીએ. ખીલ ઉત્પન્ન થયા કરે છે તો કોઈ દવા બતાવશોજી. ઉમેદ છે કે આપની દવા સફળ નીવડશે. —સુધા

આપ આંખના ખીલ વિશે પૂછો છો કે મોઢાં ઉપરના ખીલ વિષે તે સ્પષ્ટ લખશો. સાથે આપનું પૂરું સરનામું પણ લખશો.

---

મોડાં થઈ શક્યાં છે. એટલે એ બન્ને પુસ્તકોમાં જરૂરી ફેરફારો શ્રી મેઘાણીભાઈએ કર્યા છે તેનો ઉલ્લેખ તેમણે પ્રસ્તાવનામાં કર્યો છે. 'રા' ગંગાજળીઆમાં તેમણે ઘણો મોટો ફેરફાર કર્યો છે ને કેટલાક મહત્વના સુધારા કર્યા છે એટલે આ નવી આવૃત્તિ દરેક લાયબ્રેરીએ વસાવી લેવી જોઈએ.

શ્રી. મેઘાણીભાઈના પુત્ર શ્રી. મહેન્દ્ર મેઘાણીએ વીક્ટર હ્યુગોની નવલકથા 'નાઈન્ટી થ્રી' ઉપરથી 'જ્વાળા' નામે નવલકથા આપણને ભારતી સાહિત્ય સંઘ લી॰ અમદાવાદ મારફત આપી છે. ફ્રાંસની ક્રાંતિની સુંદર નવલ આજે હિંદમાં ક્રાંતિના સમયે માર્ગદર્શક થઈ પડે એવું સામ્ય ધરાવે છે. પ્રજાસત્તાક અને રાજ્ય-મતવાદીઓ વચ્ચેના આ આંતરિક વિગ્રહમાંથી આજના જુવાનને ઘણું નવું જાણવા મળે એવી હકીકતો આ નવલકથામાં રજુ થઈ છે. અનુવાદની ભાષા પણ સરળ અને સચોટ છે, એટલું જ નહિ, શ્રી. મેઘાણીભાઈની હયાતીમાં આ નવલકથા તેમણે તપાસીને પ્રસિદ્ધિ યોગ્ય ગણી છે, એ જ એક મોટું સર્ટિફીકેટ નથી?

નવચેતન માસિકે પચીસ વર્ષ પૂરા કર્યા તે પ્રસંગે તેનો રજત જ્યુબિલિ અંક પ્રગટ થયો છે ને જ્યુબિલિ સમિતિ તરફથી તેના સંચાલક શ્રી. ચાંપશીભાઈને માનપત્ર અપાયું, એ પ્રસંગને અનુરૂપ તેનો ખાસ અંક પ્રગટ થયો છે. તેમાં મિત્રો અને લેખકો તરફથી ચાંપશીભાઈની સેવાઓને અંજલી અપાય છે, ને ચાંપશીભાઈના સૌજન્ય અને સેવાઓ માટે પોતાની લાગણી પ્રદર્શિત કરી છે. અમે ચાંપશીભાઈ અને નવચેતનને અમારા અભિનંદન પાઠવીએ છીએ.

## પુસ્તક પરિચય

શ્રી. ઝવેરચંદ મેઘાણીની છેલ્લી નવલકથા 'કાળચક્ર' ઊર્મિ' માસિકમાં કકડે કકડે છપાતી તે તેમના અવસાનથી અધુરી રહી ગઈ. જેટલી લખાઈ હતી તેટલી નવલકથા પુસ્તક આકારે (પૃ. ૧૬૮ કિંમત રૂા. બે) **ભારતી સાહિત્ય સંઘ લી.** અમદાવાદ તરફથી પ્રગટ કરવામાં આવી છે.

એક વણિક કુટુંબની આ કથા ગામડામાંથી શરૂ થાય છે. કુળમર્યાદા, લોકમર્યાદા અને જીવન–મર્યાદાના જેવડા બંધનથી ગુંથાયેલ સમાજની એક કન્યા પિતાના મૃત્યુ પછી પિતાનું લેણું લેવા સાહસ કરે છે; એ કન્યાનું જેની સાથે સગપણ થયું છે તે પરણ્યા વિના પરદેશ–દરીઆપાર ચાલ્યો જાય છે. ને પછી આજની લડાઈના વર્ષોને સાંકળી લઈ અનેક પાત્રો દ્વારા મેઘાણીભાઈ આજના જીવનના પ્રશ્નોની છણાવટ કરવાની શરૂઆત કરે છે ને વાત ત્યાં અટકે છેઃ એમણે કોઈ ચોક્કસ મર્યાદા બાંધી હોય એમ લાગતું નથી, પણ તેઓ આજની લડાઈ, મોંઘવારી, લાંચરૂશ્વત, ને બીજા એવા જ પ્રસંગો દ્વારા આજના સમાજનું કુબડું સ્વપ્ન રજુ કરત, એમ દેખાયા વિના રહેતું નથી. મેઘાણીભાઈની કલમમાં જે પ્રસાદ છે તે બીજાની કલમે ટકી રહેશે કે કેમ તે શંકા છેઃ માત્ર એક જ જણ એ ઉપાડી લઈ શકે–ધૂમકેતુભાઈ. તેઓ જો આ નવલકથાને પૂરી કરે તો સુંદર નવલકથા સમાજને મળે.

એ પ્રકાશન સંસ્થા તરફથી મરાઠીમાં શ્રી. ચિંતામણ વિનાયક વૈદ્યની લખેલ નવલકથા જેવી નવલનો શ્રી. વિજયશંકર મંછારામ ભટ્ટે કરેલ અનુવાદ 'સત્તાવનની કત્લેઆમ' (પૃ. ૧૭૨ કિંમત રૂ. અઢી) પ્રગટ થયેલ છે.

ગોડસે કુટુંબનો એક બાળક તેના કાકા સાથે ૧૮૫૭ માં ઉત્તર હિંદના પ્રવાસે જાય જાય છે. અર્ધે રસ્તે પહોંચ્યા પછી ૧૮૫૭નો બળવો જાગ્રત થતો સંભળાય છે. અને તે યુવાન હેરફેર ધન પ્રાપ્તી કરે છે ને તે બધું બળવામાં લૂંટાઈ જાય છે. ઝાંસી, કાલ્પી અને ગ્વાલીયરમાં તે બળવો નજરો નજરે જુએ છે, તેનાં વિતકો અનુભવે છે, ને અંતે સુખરૂપ ઘેર આવે છે. તે ક્લાસીક નરે પોતાની નજરે જોએલી બળવાની હકીકત લખી રાખેલી તે આ પુસ્તક દ્વારા રજુ થાય છે. તેનો મૂળ લેખક કોઈ રાજદ્વારી નથી, કોઈ-વિદ્વાન સાહિત્ય સેવક નથી, માત્ર ભિક્ષુક છે ને તેણે જે આલેખ્યું છે તેમાં કુરૂપતા હોવાનો સંભવ ન હોય. છતાં બળવાનું પોતે જોયેલું સ્વરૂપ એણે આમાં દોર્યું છે તે નવલકથા વાંચતા હોઈએ તેટલું રસભર્યું આલેખાયું છે, એમ કહ્યા વગર રહેવાય નહિ.

આજના યુવકના હાથમાં સુંદર ભેટ આપી શકાય એવું ઉપયોગી પુસ્તક **'વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો'** શ્રી. પદ્મકાન્ત રણછોડલાલ શાહે (B.Sc., A. M. I. E. T.) તૈયાર કર્યું છે. આપણા રોજના ઉપયોગની વસ્તુઓ, મીઠું, કોલસા, દીવાસળી, કાચ, પેટ્રોલ વગેરે રસાયણો, વિજ્ઞાનના પરમાણુઓ, ગ્રામોફોન ને સીનેમા ગૃહો, અને તારાઓ, વરસાદ, અને ખોરાકઃ એમ વિધવિધ વસ્તુઓનો સુંદર પરિચય કરાવ્યો છે. કઈ વસ્તુ કેમ આવી, કેમ વિકાસ થયો ને તેનું કેવું રૂપાંતર વિજ્ઞાનથી મળી શક્યું વગેરે હકીકત અભ્યાસની દૃષ્ટિએ, માહિતીની દૃષ્ટિએ અને ઉપયોગની દૃષ્ટિએ સુંદર વસ્તુ રજુ કરે છે. આ પુસ્તક દરેક વિદ્યા-

ર્થીના હાથમાં પહોંચાડવાની શિક્ષકો અને માબાપોની ફરજ છે.

શ્રી. સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈએ લખેલ 'વક્તા કેમ થવાય ?' નામનું પુસ્તક આજના જુવાનોને અનેક રીતે માર્ગદર્શક થઈ પડે તેવું છે. વકૃત્વ એ કળા છે ને એ કળા જેને સાધ્ય હોય તે માણસ ગમે તેવી મુશ્કેલીઓમાં પણ પોતાનો માર્ગ કરે છે. માત્ર પ્લેટફોર્મ ઉપર ચડીને કડકડાટ બોલી જનાર વક્તા નથી: વક્તા તો સભા સંચાલન કરી શકે, લોકો ઉપર કાબુ મેળવી શકે, ધારેલ સમયમાં પોતાને જે કહેવાનું હોય તે કહી શકે અને પોતાના વકૃત્વમાં અનેક માહિતિઓ પીરસી શ્રોતાઓમાં રસ રેલાવી શકે. એવી કળા થોડાને જ સાધ્ય હોય છે. એ કળા કેમ પ્રાપ્ત કરવી એનું આ પુસ્તક આજના યુવકોને માર્ગદર્શન આપે તેમ છે.

ગુજરાતનું સંસ્કૃતિધન–કળાના વિકાસ અને પ્રચાર માટે અથાગ શ્રમ વેઠતા શ્રી. રવિશંકર રાવળને હાથે તૈયાર થયેલ પુસ્તક 'કળા–ચિંતન' આપણને કળાની વ્યાખ્યા, વિકાસ અને પરિવર્તનોની સમજ આપે છે. ગુજરાતની જૂની કળાનો ઉલ્લેખ કરી રવિભાઈ આજના ગુજરાતમાં જે કળા પ્રત્યે ઉદાસીનતા આવી છે તે માટે ધ્યાન ખેંચે છે ને આપણો વારસો જાળવવાની સૂચના કરે છે. દેશપરદેશમાં ગુજરાત અને હિંદની કળા માટે જે માન હતું એ ગુજરાતની કળાના ઉદ્ધાર માટે એમની સતત જહેમત છે એ એમણે આ પુસ્તકદ્વારા રજુ કરી છે. દરેકે દરેક લેખ વિચાર કરતા કરી મૂકે તેવા છે. આજના યુવાનોને સંસ્કારધન જેવું આ પુસ્તક લગ્ન પ્રસંગે ને જન્મ દિવસે ભેટ આપવા જેવું બન્યું છે.

ગુજરાતના લોકપ્રિય જાણીતા કવિ શ્રી. ઉમાશંકર જોષીનો ૧૪૦ ગીતોનો નવો કાવ્યસંગ્રહ 'આતિથ્ય' (પૃ. ૧૮૮ કિં રૂા. ત્રણ) પ્રગટ થયો છે. રૂપ, રંગ ને છપાઈની સાથે ઉત્તમ હોવાની હરિફાઈ કરતાં એક એક ગીત હૈયું ડોલાવે તેવાં છે. શૃંગાર, હાસ્ય, કટાક્ષ, પ્રેમ અને વિધવિધ સાહિત્ય લઈને આવેલાં આ ગીતો કવિની ઉત્તમ શૈલી અને હૈયાથી નીતરેલ રસની સાક્ષી પૂરે છે.

આ બધાં પુસ્તકો ભારતી સાહિત્ય સંઘ લી. અમદાવાદના પ્રકાશનો છે. આવાં વિધવિધ ઉત્તર પુસ્તકો સંપડાવવા માટે એ સંસ્થાને ધન્યવાદ ઘટે છે.

**આંખ સુધારવા માટેના કુદરતી ઉપાય** (આઠ આના) ડૉ. આર. એસ. અગ્રવાળના લખેલ હિંદી પુસ્તકનો સૌ. વિમળાબહેન સેતલવાડે ગુજરાતી તરજુમો કર્યો છે તે સુરતના યુગાંતર કાર્યાલય તરફથી પ્રગટ થયેલ છે. ૬૨ પાનાની આ પુસ્તિકામાં આંખની રચના અને તે સંબંધી સામાન્ય સમજણ, આંખના દર્દો કેમ થાય છે, અને કુદરતી ઉપચારથી એ દર્દો કેમ મટે, આંખના ચશ્મા કેમ ઉતરી જાય વગેરે વિગતો કુશળતાથી સમજાવી છે. સામાન્ય માનવીને પણ આંખ સંબંધી સામાન્ય જ્ઞાન મળી જાય એવી માહિતી ધરાવતું આ પુસ્તક દરેકે જોઈ જવા જેવું છે.

આ જ પ્રકાશન સંસ્થા તરફથી ગુજરાતના જાણીતા કવિશ્રી પૂંજાલાલનો બાળગીતોનો સંગ્રહ 'કાવ્ય કિશોરી' (પૃ. ૪૦ કિં. આઠ આના) પ્રગટ થયો છે. બાળકોની પ્રતિભાશક્તિને પ્રફુલ્લિત બનાવે એવાં આ બાળગીતો દરેક શાળામાં પાઠ્યવાચન તરીકે વંચાવીને મનભાવી લહાવ લેવાં છે.

ગુજરાતી ભાષામાં 'ટારઝન'ના ભાગો સંપડાવી બાળજગતમાં જાણીતા શ્રી. શંકરભાઈ શાહે King solomon's mines પુસ્તક ઉપરથી 'સોલોમનનો ખજાનો' નામના બે ભાગો લખ્યા છે તે બાળકિશોર પ્રેમી

શ્રી. સોમાભાઈ હીરાભાઈ પટેલે પ્રગટ કર્યો છે. આજના બાળકોને સાહસ, નીડરતા અને ધૈર્યનું શિક્ષણ જરૂરી છે, ત્રૂટે વર્નની વિજ્ઞાનને લગતાં પુસ્તકો એવું જ સંપડાવે તેવાં છે, જ્યારે આ પુસ્તક દ્વારા ભૂગોળ, સાહસ, નીડરતા અને ધૈર્ય કેળવાય છે. દરેક શાળામાં આ પુસ્તક હોવું જ જોઇએ, એટલું જ નહિ, પણ પોતાનાં બાળકોના હાથમાં નિર્દોષ અને ઉપયોગી, બાળકોમાં ચેતન રેડે અને તેનું જીવન ઘડે એવું સાહિત્ય મૂકવું હોય તો આ પુસ્તક વિના સંકોચે મૂકી શકાય તેમ છે. બન્ને ભાગો ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદમાંથી મળે છે.

બાળકોના હાથમાં એવું જે બીજું મૂકવા જેવું પુસ્તક 'મહારાજ થયા પહેલાં' (પૃ. ૧૧૧ કિંમત રૂ. સવા) જાણીતા ગ્રામસેવક શ્રી. બબલભાઇ મહેતાએ લખ્યું છે અને કમળ પ્રકાશન મંદિર, અમદાવાદ તરફથી પ્રગટ થયું છે. 'માણસાઇના દીવા' જેવું ઉત્તમ પુસ્તક મેઘાણીભાઇ જેમની પાસેથી મેળવી શક્યા તે રવિશંકર મહારાજને મહારાજ થયા પહેલાં નો જીવન પરિચય આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. મહારાજનું બચપણ, તેમના જીવનનું ઘડતર, સાહસ અને સેવાના પ્રસંગો આજના યુવાનને માર્ગદર્શક થઇ પડે તેવા છે. આપણા નેતાઓના જીવન પરિચયો જ આપણી નવી પેઢીના જીવન ઘડતરમાં પ્રાણ પૂરી શકે તેમ હોવાથી આ પુસ્તક દરેક રીતે ઉપયોગી છે.

એ જ કમળ પ્રકાશન મંદિર તરફથી ગૃહિણી ગ્રંથમાળા પ્રગટ થઇ છે. તેના બે પુસ્તકો પ્રગટ થયાં છે. પહેલું પુસ્તક સુપ્રસિદ્ધ પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું લખેલ સીતા વનવાસ શ્રી. રમણલાલ સોનીના હાથે અનુવાદ થઇ આપણી સમક્ષ રજુ કરવામાં આવ્યું છે. એંસી પાનાના આ પુસ્તકની કિંમત રૂ. સવા છે: આ પુસ્તક માત્ર અનુવાદ નથી, પણ ઉત્તરામ ચરિત, સીતા વનવાસ અને વાલ્મીકી રામાયણના આધારે આ પુસ્તક શ્રી. સોનીએ સ્વતંત્ર રીતે સામાન્ય ગૃહિણી અને કન્યાઓ સમજી શકે તેવી શૈલી અને ભાષામાં રજુ કર્યું છે. એ ગ્રંથમાળાનું બીજું પુસ્તક ભારતની વીરાંગનાઓ (પૃ. ૮૮ કિં. રૂ. સવા) શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠકને હાથે તૈયાર થયેલ છે. હિંદની વીરાંગના-નારીઓ શ્રી. રાણકદેવી, પદ્મિની, ચાંદ સુલતાના, ઝાંસી રાણી લક્ષ્મીબાઈ અને અહલ્યાબાઇ હોલ્કર-એમ પાંચ રત્નનારીઓની જીવનકથા રજુ થાય છે. આજના જગતમાં સ્ત્રીઓ હિંમત કેળવે અને પોતાનું રક્ષણ કરવાનું સામર્થ્ય મેળવે —એવાં બળપ્રેરક જીવન પરિચયો દરેક કન્યાના હાથમાં રજુ થવા યોગ્ય છે.

અમદાવાદના નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. તરફથી 'માતાનું ઋણ' નામના પુસ્તકના (પૃ. ૩૨૮ કિંમત ૩, ૪) બે ભાગોમાં શ્રી. જટુભાઇ મહેતાના હાથે લખાયેલ નવલકથા પ્રગટ થઇ છે. ધનથી ગરીબ છતાં સંસ્કારથી સમૃદ્ધ વિધવા માતા પોતાનાં બે નાનાં બાળકો-પંદર વર્ષનો પંકજ અને તેર વર્ષની સરોજને મૂકીને અવસાન પામે છે ત્યારથી વાર્તા શરૂ થાય છે. અનેક મુશ્કેલીઓમાંથી પસાર થતો પંકજ સત્ય-નિષ્ઠા અને માયાભાવના છોડતો નથી. છેવટે ચિત્રા અને પંકજ, તથા સરોજ અને કીર્તિ પરણી જાય છે. માતા-માતૃભૂમિનું ઋણ વાળવા કરેલા પ્રયત્નો-માતાને આપેલ વચન અને માતૃભૂમિની સેવા એ બે મુખ્ય મુદ્દા ઉપર રચાયેલ આ નવલકથા રસવાહી બની છે.

એ સંસ્થા તરફથી શ્રી. અંબાલાલ ન. શાહે લખેલ શ્રી મેઘાણીભાઇનો જીવન પરિચય 'સ્વ. ઝવેરચંદ મેઘાણી' (પૃ. ૩૨ કિં. ૭ આના) પ્રગટ થયું છે. શ્રી. શાહને અંગત પરિચય નહિ હોવાને કારણે કેટલેક

રચને માહિતી દેવા થયા છે પણ તાત્કાલિક મેઘાણીભાઈ સંબંધે માહિતી મેળવનારાને પુસ્તક ઉપયોગી થશે.

અમદાવાદના જાણીતા નાટક લેખક શ્રી. **ધનંજય ઠાકોરનું** નવું નાટક 'જો હું તું હોત' એ અંગ્રેજ લેખક લુઈ હાઉસના નાટક If I were you, નો અનુવાદ (પૃ. ૧૪૦ કિં. ૨. ત્રણ) આપણા નાટક સંગ્રહમાં ઉમેરાય છે. પરદેશી વસ્તુ ઉપરથી તૈયાર થયેલ આ નાટક આપણા હિંદી રજવાડાની વસ્તુતાએ રૂપાંતરમાં ઘડાયું છે, પણ હિંદી રજવાડાને અનુરૂપ ભૂમિકા કે વાહન નાટકમાં દેખાતાં નથી. એટલે વાક્યે વાક્યે હાસ્ય ઉપજાવવા મથતા લેખકની આ વસ્તુ પણ હાસ્યાસ્પદ બને છે. છતાં એને ભજવનાર નટો જો એને રજુ કરતી વખતે ધ્યાન રાખીને બોલવાની છટાથી પ્રેક્ષકોને હસાવી શકશે તો નાટક સફળ થશે. કેમકે પાત્રો હાસ્ય ઉપજાવી શકે એવી એની ગૂંથણી છે.

નીચેનાં પુસ્તકો **ભારતી સાહિત્ય સંઘ લી.** અમદાવાદ–મુંબઈ-૨ તરફથી પ્રગટ થયાં છે.

શ્રી. **રામનારાયણ નાગરદાસ પાઠકે** અગાઉ ત્રણ ભાગમાં **ગાંધીજીની** જીવન કથા પ્રગટ કરેલી એ ત્રણ ભાગને નવી આવૃત્તિમાં બે ભાગમાં **'ગાંધી બાપુ'** નામથી (પૃ. ૪૨૦+૫૦૪ કિંમત બન્ને ભાગના ૯–૦–૦) પ્રગટ કર્યો છે. આ આવૃત્તિમાં બધો ફેરફાર કરી આજ સુધીનો જીવન વૃત્તાંત ઉમેરાયો છે, સામાન્ય ભણેલ માણસ સમજી શકે એટલી સહેલી ભાષામાં આ પુસ્તકો હોઈ સામાન્ય માણસો પણ આ પુસ્તક વાંચીને સમજી શકે તેમ છે. ફક્ત એની કિંમત સામાન્ય માણસોને પોષાય તેમ નથી એટલું કહ્યા વગર નહિ ચાલે. કેમકે ગાંધીજીની આત્મકથા બે રૂપિયે મળતી હોય ત્યાં સામાન્ય માણસ આટલી રકમ ખરચવાની હામ નહિ ભીડે, એટલી જ બીતી રહે છે. નહીં તો પુસ્તક ઘરેઘરે વસાવવા જેવું છે.

યુવાનો માર્ગદર્શન આપે એવું પુસ્તક **'મહારાજની સાથે'** શ્રી, **પુરાતન બુચે** લખ્યું છે. (પૃ. ૧૨૮ કિંમત ૧–૮–૦), તેમાં ગુજરાતના મૂંગા સેવક શ્રી. રવિશંકર મહારાજના જીવન પ્રસંગો છે. આજ જાતનાં ત્રણ પુસ્તકો એની સાથે બજારમાં આવ્યાં છે. **મહારાજ થયા પહેલાં** માટે આ ઉપર પરિચય આપેલ છે. ને ત્રીજું પુસ્તક **રવિશંકર મહારાજ** પણ આ લેખકનું પ્રગટ થયું છે. બધાં પુસ્તકો એક બીજાનાં પૂરક છે. ત્રણે પુસ્તકોના પ્રકાશકો જુદા જુદા છે. એ જુદી વાત છે, પણ જો એક પ્રકાશકે એ ત્રણે ગૂંથીને મૂક્યાં હોત તો કિંમત અને મેળવવાની દૃષ્ટિએ ગ્રાહકોને ઘણો લાભ થાત. દરેક કિશોર અને કુમારને આ પુસ્તકો વાંચવા ગમે તેવાં તો છે જ. એટલે અમે એ વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ.

શ્રી. મેઘાણીભાઈનું છેલ્લું પુસ્તક **'છેલ્લું પ્રયાણ'** (પૃ. ૧૭૮ કિંમત ૩–૪–૦) એ પરકમ્માના અનુસંધાનમાં છેલ્લે છેલ્લે પ્રગટ થયેલા એમના સંશોધન અને પ્રવાસને લગતા –લોકસાહિત્યના પૂરક નિબંધો છે. અભ્યાસીઓ માટે આ પુસ્તક ઘણું ઉપયોગી છે.

નિસર્ગોપચારના ઉપાસક ને પ્રચારક શ્રી. **રમણલાલ એન્જીનીયરના** આ વિષયને લગતાં પુસ્તકોમાં તેમનું એક નવું પુસ્તક **'હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ?'** એ (પૃ. ૧૪૮ કિં. ૨–૦–૦) વીસમી સદીના સર્વશ્રેષ્ઠ નિસર્ગોપચારક ડૉ. લિન્ડલાહરનાં લખાણો ઉપરથી તૈયાર થયેલું છે. અભ્યાસપૂર્ણ લખાયેલ આ પુસ્તકને સુવાચ્ય અને લોકભોગ્ય બનાવવા માટે અનુવાદકે ભાષાની દૃષ્ટિએ ઘણી ચીવટ રાખી હોવાથી ક્લિષ્ટતા આવી નથી. એથી ગુજરાતી પ્રજા એનો લાભ ઉઠાવી શકે.

આજે લોકો વૈદ–ડાક્તરોથી કંટાળ્યા છે ત્યારે આ પુસ્તક તેમને માર્ગદર્શક બનશે.

નાટ્ય લેખક તરીકે વિખ્યાત શ્રી ચંદ્રવદન શાહનું નવું નાટક 'શિખરિણી' એ ખળભળાટ મચાવે એવું નાટક છે (પૃ. ૮૦ કિં. દોઢ રૂપિઓ) ધવલ, કલંકી ને શાર્દૂલ ત્રણ મિત્રો છે. ધવલની પત્ની શિખરિણીને સંતાન નથી. શાર્દૂલ તદ્દન રંગીલો છે અને શિખરિણી તેને નાના બાળક પેઠે લાડ કરવા દે છે. તે શિખરિણીને પોતાના બાળકની માતા થવા કહે છે, ને બાળક થાય છે. છેવટે તે પોતાના બાળકને લઇ નાસી જવા ઇચ્છે છે અને તેને તેમ કરવાની છૂટ આપે છે, પણ તે બાળક લઇ જતો નથી ને ચાલ્યો જાય છે.

સમાજ શિખરિણીના આ કૃત્યને કેવી દૃષ્ટિથી જોશે એ સમજાય તેમ છે. લેખકનો આ નાટક પાછળ શું ઉદ્દેશ છે એ તો એ જાણે, પણ નારીના દિલમાં પુત્રઝંખના કેટલી હોય અને તેને માટે એ શું શું કરે તેનો આ નાટકમાં પડઘો નથી ?

હિંદીસાહિત્યના લોકપ્રિય ગણાયેલા વાર્તા-નરેશ પંડિત સુદર્શનની ત્રણ વાર્તાઓ— પત્થરોનો સોદાગર, બે મિત્રો હતા, અને સદા સુખ–નો સંગ્રહ શ્રી. મિસ્કિન અને શ્રી. ધીરૂભાઈ ચાનપુરાના હાથે અનુવાદ પામી 'પત્થરોનો સોદાગર' વોરા એન્ડ કું. લી. મુંબઈ–૨ તરફથી આપણને મળે છે,

ત્રણે વાર્તાઓ ઉત્તમ કોટીની છે ને રસવાળી છે. બસો પાનાના આ વાર્તાસંગ્રહની કિંમત ત્રણ રૂપિયા છે. વાર્તાઓ સામાન્ય જનસમુદાયને વાંચવી ગમે તેવી પ્રેમકથાઓ છે, ને પરીકથાઓનો ખ્યાલ આપે એવી છે.

બાળકોને રમુજ પડે તેવું 'અક્કલ અજમાવો' (પૃ. ૧૫૨ કિંમત ૨–૧૨–૦) નામનું પુસ્તક ૨૪૯ રમુજી ટુચકા રજુ કરે છે. જુદા જુદા પુસ્તકો અને માસિકોમાંથી એકઠા કરાયેલ આ સંગ્રહ ઘણી રીતે નવું જ્ઞાન, ગમ્મત અને હાસ્યરસની મીઠાશ આપે છે. ભાઈ ધનંજય તેમના પિતા શ્રી. રમણલાલ નાનાલાલ શાહના માર્ગદર્શન નીચે આવા નવા સંગ્રહો આપે એમ ઇચ્છીએ છીએ.

શ્રી. **ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય**, ગાંધીરોડ, અમદાવાદ તરફથી નીચેનાં પુસ્તકો પ્રગટ થયાં છે.

શ્રી. **ઝવેરચંદ મેઘાણી**નું અપ્રાપ્ય પુસ્તક '**હંગેરીનો તારણહાર**' ઘણા વખતથી મળતું ન હતું તે ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી નવી આવૃત્તિમાં પ્રગટ થયું છે. (પૃ. ૧૦૬ કિંમત ૧–૮–૦) હંગેરીયન પ્રજાને મુક્તિના રાહે લઇ જનાર મરજીવાઓના જીવન અને ક્રાંતિનો સુંદર પરિચય આ પુસ્તક આજના નવજુવાનને નવું બળ, જોમ અને વિચારોની નવિનતા આપે તેવું હોવાથી વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

શ્રી. ધૂમકેતુનો વાર્તાસંગ્રહ 'ત્રિભેટો' (પૃ. ૨૭૦ કિં. રૂ. ત્રણ) નવી આવૃત્તિમાં પ્રગટ થાય છે. નવા સ્વરૂપમાં પ્રગટ થતી આ આવૃત્તિ છપાઇ ને ગેટઅપની દૃષ્ટિએ સુંદર બની છે. વાર્તાઓ તો લોકભોગ્ય બની છે જ, પણ લેખકે આ આવૃત્તિની પ્રસ્તાવનામાં જાહેર કર્યું છે તેમ આ વાર્તાસંગ્રહમાંની વાર્તાઓમાં 'વાર્તાકલાને નામે વિકૃત અને વાસ્તવવાદને નામે ભયંકર કોદુ–ચિતરામણ એ કદાચ ઓછામાં ઓછાં હશે.' અને એ વાત આ સંગ્રહ માટે સાચી છે. એટલે આ સંગ્રહની વાર્તાઓ સુવાચ્ય છે એટલી જ જીવનને સ્પર્શી જાય તેવી છે.

શ્રી. ઝવેરચંદ મેઘાણીની '**રા' ગંગાજળીઓ** (કિં. રૂ. ત્રણ) અને **વસુંધરાના વહાલાં દવલાં**' (કિં. રૂ. ત્રણ) નવી આવૃત્તિમાં પ્રવેશે છે. આ બન્ને પુસ્તકો શ્રી. મેઘાણીભાઇની હયાતીમાં છપાઇ ગયેલાં, પણ પ્રગટ

(અનુસંધાન પૃ. ૫૮૮ ઉપર)

## કેટલાક

# કિસ્સાઓ

મુંબઈની એક ફીલ્મ એક્ટ્રેસ શાંતિદેવીએ પોતાની મર્યાદાભંગ કરવાના કહેવાતા આરોપસર કીર્તિ પીકચર્સના માલિક પ્રાણલાલ ભગવાનજી સામે કેસ કર્યો હતો. એક્ટ્રેસે એ મતલબે જણાવ્યું છે કે આરોપીએ અઘટિત માગણી કરી હતી તેની મેં ના પાડતા તેણે મારા ગાલ ને હાથ કરડી ઈજા કરી હતી. આરોપીને શંકાનો લાભ આપી કોર્ટે છોડી મૂક્યો.

*

સુરતમાં ભવાનીવાડ પાસે રહેતા જાણીતા નાગરિક અને આવકવેરા નિષ્ણાત શ્રી. હોરદાસ જમનાદાસ ચોકસીને ત્યાં એક આવકારદાયક લગ્ન થયું છે. શ્રી. ચોકસીના પુત્ર જશવંતલાલનું લગ્ન ત્રણ ચાર વરસ પૂર્વે જ્ઞાતિની જ બાળા જશવંતી સાથે થયું હતું. તે પછી ત્રણ જ મહિનામાં જશવંતલાલનો દેહાંત થયો હતો. તે પછી શ્રી. ચોકસીને ત્યાં જ રહી બહેન જશવંતીએ અભ્યાસ આગળ વધાર્યો અને કોલેજમાં ઈન્ટર સુધી ભણ્યા પછી શ્રી. ચોકસીના બીજા પુત્ર ડા. ભૂપેન્દ્ર—જેઓ પણ એમએસ. બી. વકીલ છે તેમની સાથે વૈદીક લગ્ન કર્યું છે. આમ એ બાળાનો એ જ કુટુંબમાં સમાવેશ ચાલુ રહ્યો છે. શ્રી. જશવંતીએ લીધેલા હિંમતભરેલા પગલાં માટે, તથા શ્રી. હોરદાસ ચોકસી તથા સમગ્ર કુટુંબના એ કાર્યમાં અપાયેલા સહકાર માટે ધન્યવાદ ઘટે છે. ડા. ચોકસી જ્ઞાતિએ દશા ભાવસાર વણિક છે.

*

અમદાવાદ તાજપુર તાડની પોળીમાં રહેતા શાંતિલાલ મથુરદાસની પત્ની કાન્તા તાજેતરમાં તેના પાડોશી વાડીલાલ મગનલાલ સાથે રૂ. ૩૭૫ ની મતાના દાગીના તેમજ રોકડ લઈ નાસી ગઈ હતી. કાન્તાના પતિ શાંતિલાલે તપાસ કરતા, કાન્તા વડોદરામાં છે તેવી તેમને માહિતી મળી હતી. આથી શાંતિલાલ તાત્કાલીક વડોદરા ઉપડયા હતા. ત્યાં તેમને વડોદરા મહેતા પોળમાંથી કાન્તાનો પત્તો મળ્યો હતો. આથી શાંતિલાલ તરત જ કાન્તા પાસે પહોંચી ગયા હતા અને તેને પાછી ઘેર આવવા જણાવ્યું હતું: પણ પણકાન્તાએ "હવે હું તમારે ઘેર નથી આવવાની" તેવો જવાબ આપ્યો હતો. અને શાંતિલાલને રૂ. ૨૩૭ ની કિંમતના દાગીના પાછા આપ્યા હતા.

આ બનાવ અંગે શાન્તિલાલે પોલીસમાં કાયદેસર ફરીયાદ નોંધાવી છે.

*

સવારે દશેક વાગે એક ૨૬ મુસ્લીમ અને બુરખાધારી ઓરત ઉનાવાથી ઉંઝા સ્ટેશને આવ્યાં. આબુરોડ તરફની લોકલ ટ્રેઈનમાં જગા ન મળવાથી એ બન્ને રહી ગયાં. દાકરડા બાળાને બુરખો ન ફાવતો હોવાથી સ્ટેશન પરના કેટલાક શખ્સોને શંકા ગઈ. તેવામાં મેઈલ ટ્રેઈન આવતાં ૨૬ મુસ્લીમ ડબ્બામાં ચઢી બેઠો, પણ ટ્રેઈન ઉપડી જતાં બુરખાધારી ઓરત રહી ગઈ. થાકેલી ટ્રેઈને દગો દીધો ! એ ઓરતને સંજોગોને. ઈ બામણાના સ્ટેશનેથી બીજી ગાડીમાં પાછા આવવું પડ્યું.

બુરખો ઉઘડતાં ઘોડાગાડીવાળાઓએ દાકરડાની છોકરીને ઓળખી કાઢી, અને તેને ઉંઝા પોલીસને સોંપવામાં આવી. બીજી ગાડીમાં ૨૬ મુસ્લીમ પાછો આવતાં પોલીસે પકડી લીધો અને બીજા મુસ્લીમને પણ પકડી બધાને સિદ્ધપુર ભેગા કરવામાં આવ્યા.

કહે છે કે કેટલાક સમયથી એક ખ્વારદીન લોકો હિન્દુ બાળાઓને ભગાડવાનો ધંધો

લઇ બેઠી છે. આ ટોળકી આબુરોડમાં બાળાઓને મુકી આવે છે અને અજમેર તરફની ટુકડી આબુરોડથી છોકરીઓને અજમેર તરફ લઇ જાય છે અને ત્યાં તેમને પટલાણી વેચી દેવામાં આવે છે. પોલીસે તપાસ શરૂ કરી છે અને જો પ્રમાણિક તપાસ કરવામાં આવશે તો કેટલી બાળાઓને ભગાડવામાં આવી છે, અને કેટલા શખ્શો સંડોવાયેલા છે, એની ચોંકાવનારી વિગતો બહાર આવશે.

*

— હિંદી લશ્કરી ઈસ્પિતાલમાં નોકરી કરતી કુ. અલ્લામ્મા નામની દક્ષિણ હિંદની નર્સ જ્યારે જબલપોરથી પહેલા વર્ગમાં એકલી મુસાફરી કરી રહી હતી, ત્યારે તેના પર છરીથી હુમલો કરવામાં આવ્યો હતો અને ચાલતી ગાડીએ તેને ફેંકી દેવામાં આવી હતી, છતાં તે સારા નસીબે બચી જવા પામી હતી અને આઠ માઇલ ચાલી તેણે ઇટારસી પોલીસ સ્ટેશને બધી વિગતો જણાવી. રેલ્વે પોલીસને તપાસ કરતાં તે ડબ્બામાંથી રેલ્વે ઉપહારગૃહના નામવાળો લોહીવાળો ચપ્પુ જડયો હતો.

*

જંબુસરના મુજફરાના ટેકરા આગળ રહેતી બાઇ રૂપાને ત્યાં તેની પુત્રીનું લગ્ન નિરધાર્યું હતું અને બોરસદ તાલુકાથી જાન પણ આવી હતી, પણ એક નનામા પત્રને અધારે ફોજદારે તપાસ કરતાં જણાયું હતું કે લગ્ન કરવા આવનાર માણસને એક પત્ની હયાત છે, છતાં તે એક ઉપર બીજી પત્ની કરે છે. આ હકીકત સાચી નીકળતાં ફોજદારે લગ્ન થતાં અટકાવ્યાં.

*

• મૂળ ભરૂચની બાઈ લખી ઊર્ફે લક્ષ્મી તલાવીયા જ્ઞાતિની ૨૦-૨૧ વર્ષની યુવતીના એકથી બીજે ઠેકાણે થયેલા વેચાણ-લગ્ન વિગેરેની ચોંકાવનારી હકીકત બહાર આવવા પામી છે.

સુરતના ભોગીલાલ છગનલાલ નામના શ્રીમંત વાણીયા વેપારી સાથે અઢી વર્ષ પર અમદાવાદના લોહીનો ધંધો કરતા દલાલે રૂપીયા ૫૫૦૦ લઇ પરણાવેલી. ૧૫ દિવસ પર આશરે રૂા. ૧૫૦૦ ની કીંમતના ઘરેણાં લઇ બાઈ લક્ષ્મી નાસી ગઈ હતી. ભરૂચના બજારમાં ઘરેણાં વેચવા જતાં ભરૂચ સીટી પોલીસે આ બાઈને પકડી પાડી હતી.

આ બાઇ માટેની વધુ તપાસમાં એવું માલમ પડયું હતું કે, પાંચ સાત વર્ષ પર આ છોકરીને ખંભાતના કોઇ પાટીદાર જોડે પરણાવવામાં આવી હતી. ખંભાતથી આ લક્ષ્મીને એક દલાલણ બાઈએ અમદાવાદના લોહીનો વેપાર કરતા એક દલાલ આગેવાનને વેચેલી, અને અમદાવાદના આ દલાલે સુરતના શ્રી. ભોગીલાલને અઢી વર્ષ પર પરણાવી હતી.

*

ગોપીપુરા ચાંલ્લા ગલીના મનહરલાલ કાળીદાસ સામે જૈન બાળા ઉપર બળાત્કાર કરવાના આરોપસર થયેલ કેસમાં આરોપીને નિર્દોષ છોડી મૂકવામાં આવ્યો.

*

અમેરિકામાં સંતાન વિહોણા માબાપ બાળકોને ૧૫૦૦થી ૧૭૦૦ ડોલરની કિંમતે ખરીદે છે ને બાળકોનું કાળું બજાર થયું છે.

*

અલ્વર રાજ્યમાંથી એક જાન પાસેના એક ગામમાં જવાની હતી, પણ કોમી રમખાણને કારણે નહિ જઈ શકવાથી વરરાજાની વીંટી સાથે કન્યાને પરણાવવામાં આવી.

*

નવસારી પાસે આમરી ગામે અનાવિલ કોમના ડાહ્યાભાઇ નાગરજીએ પોતાની પત્ની ગંગા અને છોકરી કુસુમનું કુહાડા વતી ખૂન કર્યાનું કહેવાય છે. તે અંગે કેસ સેસન-કમીટ થયો છે.

રૂક્ષ્મણીનું લગ્ન દોઢેક વર્ષ પહેલાં અનાથ આશ્રમ હસ્તક, ગુજરાત કોલેજના લેબોરેટરી આસી. શ્રી. બાલુભાઈ શાહ સાથે થયું હતું તે બાલુભાઇ ન્હાવા ગયા હતા ત્યારે ઘરની બહાર નીકળી ગઈ હતી અને ધોળકા તરફ જતી ટ્રેન સવારે નરરંગપુરા પહોંચી તે સમયે રેલ્વે લાઇન વચ્ચે આકાશ સામે જોઈને ઉભી રહી હતી. ડ્રાઇવરે ઉપરાઉપરી સીટીઓ વગાડયા છતાં બાઇ લાઇન ઉપરથી ખસી નહિ. આથી ડ્રાઈવરે ગાડી થોભાવી બાઇને એકમાં બેસાડી હતી. તેના ખીસામાંથી એક ચઠ્ઠી મળી આવી હતી, જેમાં બાળબોધમાં લખ્યું હતું કે 'હું મારા જીવનનો ત્યાગ કરું છું.' બાઈને જામીન પર છોડવા પતિને જામીન થવા કહેતાં પતિએ ના પાડી હતી. બાઈની સામે કેસ દાખલ કરી હાથી જેલમાં તેને મોકલવામાં આવી હતી. એમ જણાય છે કે બે એક માસથી બાઈની મગજની સ્થિતિ બરાબર ન હતી.

*

બિહારમાં રયાઉદા મુકામે એક યુવતી એક યુવકના પ્રેમમાં ચાર વર્ષથી પડી હતી, પણ યુવક તેના પર કંઇ ધ્યાન આપતો નહિ, આથી તે યુવતીએ ઉશ્કેરાઈ જઇ એક રાત્રે તેને ઘેર જઈ બારણે તાળું મારી ઘર સળગાવી મૂક્યું. આમ બળતાં યુવક નાસી છૂટયો પણ તેની માતા અંદર બળી ગઈ. એ યુવતી હાલ જેલના સળીઆ પાછળ છે.

*

જામનગર રાજ્યની આમલદારી માણી ચુકેલા ૫૦–૫૫ વર્ષના એક બ્રાહ્મણ યુવાન બોડીદાસ, જેમને આગલી બે સ્ત્રીઓના ૬–૭ બાળકો છે, તેમને ત્રીજીવાર લોઢા તોરણે ચડવાના કોડ નાણાંને જોરે જાગ્યા; અને પીથડ ગામના એક દુખડી બારસ બ્રાહ્મણની પુત્રી સાથે સગપણ સંબંધ બાંધ્યો. અને લગ્ન નિશ્ચિત કરી વરરાજા જાન જોડીને પીથડ ગામે પહોંચ્યાં. બ્રાહ્મણોએ વિરોધનો વંટોળ જાગૃત કર્યો અને જામનગરની મહારાણી સાહેબા પાસેથી થનારા લગ્નનો મનાઈ હુકમ કઢાવ્યો અને જોડીયા ફોજદાર મારફતે તેની બજાવણી કરાવીને એ યુવાન વરરાજાને અધુરા કોડે પીઠી ભરેલી હાલતે, લીલા તોરણેથી પીથડથી બહાદુરી પૂર્વક પાછા પગે વળાવ્યા.

*

સૂરત જિલ્લાના અનાવિલ કોમમાં એક મહિના પર જ પરણેલી યુવતીનું કહેવાતું ખૂન થયાનો, બનાવ મરોલી સ્ટેશન પર બન્યો છે. વાત એમ છે કે, નવસારી તાલુકાના મરોલી સ્ટેશન પર આવેલી પોષ્ટ ઓફિસના પોસ્ટ માસ્તર રતિલાલ દેસાઈના પુત્ર કે જેઓ એક યુવાન ગ્રેજ્યુએટ છે, તેનું લગ્ન જલાલપોર ગામના એક ખાસ દેસાઈ કુટુંબની કુસુમ નામની યુવતી સાથે થયું હતું.

એમ જણાવાય છે કે તા. ૧૧મીની રાત્રે કુસુમને કોઇએ કરપીણ રીતે મારી નાખી તેની લાશને બાજરીમાં મૂકી દેવામાં આવી હતી. આ ખબર પોલિસ અમલદારોને મળતાં તેમણે મરોલી જઇ લાશનો કબજો લીધો હતો અને લાશને નવસારીની વડી ઈસ્પિતાલમાં લાવવામાં આવી હતી.

આ અંગે કુસુમના પતિ હસમુખલાલને અને તેના પિતા પોસ્ટમાસ્તર રતિલાલ દેસાઈને પણ પકડવામાં આવ્યા છે. પોલિસે મકાનમાંથી લોહીવાળાં ગાદલાંઓ કબજે કર્યાં છે, એટલું જ નહિ, પણ માળપરથી કુસુમને બાજરીમાં લઈ જવામાં આવી હોવાનું અને ત્યારે લોહીના ડાઘ પણ પડયાનું જણાય છે.

*

ડોરમાંથી એક ૨૨ વર્ષની રંજન ડોકરી અને તેટલી જ ઉમરનો બ્રાહ્મણ યુવક સાંજના ચાર વાગ્યે પલાયન થઇ ગયાં છે તેમનો પત્તો નથી.

# સ્ત્રી-જગત  સમાચાર

મુંબઈના મોટામંદિરના આચાર્ય શ્રી કૃષ્ણજીવણજી મહારાજશ્રી દામોદર ખીમજીને ત્યાં તેમની પુત્રીઓના લગ્નમાં આશીર્વાદ આપવા ગયા; ત્યાં નવદંપતીને મહારાજે ધર્મચિન્હ તરીકે તેમના હાથમાં કટાર મૂકતાં જણાવ્યું હતું કે આ ચિન્હ તમારા ધર્મરક્ષણ માટે સોંપું છું.

*

જંબુસર તાલુકાના સારોદ ગામનાં સોમાભાઈ કેસરીસંગ સામે એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્ની કરવાના ગુના અંગે ફરીયાદ નોંધાવામાં આવી છે.

*

રૂસ્તમપુરા વાડી મહોલ્લાની કુ. કુંવરબાઈ તે બરજોરજી પેસ્તનજીની છોકરીએ પોતાના મનગમતા સ્થળે લગ્ન નહિ થવાથી ગળામાં ફાંસો ખાઈ આપઘાત કર્યો.

*

ઓસ્ટ્રેલિયન બાળાઓને પરણેલા પાંચ ઇન્ડોનેશિયનોને ઓસ્ટ્રેલિયન સરકારના હુકમથી તેમની પત્નીઓને તેમની સાથે જવાની પરવાનગી અપાઈ નથી.

*

મુંબઈમાં પોતાની નૃત્ય કલાથી પ્રખ્યાતી પામેલાં સુરતનાં વતની કુ. અંજલિ હોરા મદ્રાસના કલા ક્ષેત્રમાં કેટલાંક નૃત્યોનો અભ્યાસ કરી નૃત્યકળાની પરીક્ષામાં ઉત્તીર્ણ થયાં હોવાથી તેમને ડીપ્લોમા આપવાનો સમારંભ મદ્રાસ હાઈકોર્ટના જસ્ટીસ એન ચન્દ્રશેખર આયરના પ્રમુખપદે થયો હતો. આ માન મેળવનાર આ બહેન પહેલાં જ ગુજરાતી છે.

*

મુંબઈની હવે યુનિવર્સિટીનો કાયદા દ્વારા સ્વીકાર કરવાના સિદ્ધાંતનો મુંબઈ સરકારે સામાન્ય રીતે સ્વીકાર કર્યો છે અને એ યુનિવર્સિટીને એવી રીતે સ્વીકાર કરવાના પ્રશ્ન પરત્વે અહેવાલ પેશ કરવા એક સમિતિ નીમવામાં આવી છે જેમાં શ્રી. શારદા દીવાન, અને કુ. એસ. પાનદીકર ( મંત્રી ) છે. આ સમિતિએ પોતાનો અહેવાલ ૧૯૪૭ ના ડીસેમ્બરના અંત પહેલાં રજૂ કરવાનો છે.

*

હિમાલય ઉપર આરોહણ કરવા ન્યુ દિલ્હી આવી પહોંચેલી મંડળીમાં મીસીસ લોડીના પણ છે.

*

દીલ્હી કોંગ્રેસ કમીટીના માજી ઉપપ્રમુખ શ્રીમતી પાર્વતીદેવી ચત્રભૂજ ડીડવાની જે તેમના પતિ સાથે મુંબઈમાં સી. પી. ટેંક ઉપર રહેતાં હતાં તેમનું ખૂન થયું છે. તેમના પતિ ઘેર આવ્યા ત્યારે ઘર બંધ હોવાથી ફરવા ગયા હશે એમ માની રાહ જોતા બહાર ઉભા રહ્યા. છેવટે બે ત્રણ કલાક પછી ઘરનું બારણું તોડી નાખી અંદર જોતાં શ્રી પાર્વતીદેવીનું ખૂન થયું હતું ને તેમના શરીર ઉપરથી દાગીના ગુમ થયા હતા. તેમનો નોકર નાસી ગયો હતો.

*

રશિયાના એલચી તરીકે શ્રી. વિજયાલક્ષ્મી પંડિતની નીમણુક થયાનું સરકારી યાદીમાં જાહેર થયું છે.

*

બારેજડી રેલ્વે યાર્ડમાં ૨૫ વર્ષની યુવતીને શકરા ડાહ્યા અને છગન રાજા નામના બે યુવાનો ફોસલાવીને ઉપાડી લાવ્યા હતા અને પછી તેના ઉપર કહેવાતા અત્યાચાર ગુજાર્યાની યુવતીએ ફરીયાદ કરી છે.

સ્વ. ચીત્રકાર શ્રીમતી અમૃત શેરગીલનાં ચિત્રો દીલ્હી-પ્રદર્શનમાં સર ચીમનલાલને હાથે ખુલ્લાં મુકાયાં ત્યારે એ પ્રતિભાશાળી ચિત્રકાર બાઈનાં ચિત્રો રાષ્ટ્રીય ચિત્રાલય માટે ખરીદી લેવાની દરખાસ્ત થઈ હતી.

*

લીંબડી કેળવણીખાતાના એક અધિકારી ૫૦ વર્ષની ઉંમરે કેટલાક ઉમ્મરલાયક પુત્રો હોવા છતાં નાની બાળા સાથે ફરી પરણ્યા.

*

કુંડલાની એક વીશાશ્રીમાળી જૈન બાઈએ પોતાની દશ વર્ષની પુત્રીનું ૪૬ વર્ષના વૃદ્ધ સાથે લગ્ન કરી આપ્યું.

*

મુંબાઈમાં હંસાબેન રતિલાલ જમનાદાસે પોતાના મનગમતા યુવાન સાથે લગ્ન કરવાની તેના બાપએ ના કહેવાથી પાંચમા માળેથી પડતુ મુકી જીવનનો અંત આણ્યાનું કહેવાય છે.

*

દહેરાદુનની કન્યા ગુરુકુળમાં શ્રી. વિજયાલક્ષ્મી પંડિતે શાન્તીપૂર્વક શ્રદ્ધનશીલ બની પાડોશી પ્રત્યે સન્માનવૃત્તિ રાખવાની સલાહ આપી.

*

જાણીતા ઉદ્યોગપતિ શ્રી. નાનજી કાળીદાસના પુત્ર ધીરેન્દ્રકુમારના લગ્ન મુંબઈના શ્રી. મેઘાકુમારી જયંતિલાલ ઠક્કર સાથે થયાં ત્યારે શ્રી. નાનજીભાઈએ સવા લાખ રૂપિયાનું દાન કર્યું.

*



લેડી ઈરવીન કોલેજ દિલ્હીના લેડી પ્રિન્સીપાલ શ્રીમતી હન્ના સેને નિવૃત્તિ લીધી.

*

કાળુપુર પાંચપટીમાં રહેતા એહમદભાઈ અબ્દુલરહીમ નામના મુસ્લીમની નવી પત્ની હાજરાબીબી તેમની ગેરહાજરીમાં સગામાં લગ્ન પ્રસંગે જવાનું કહી દાગીના લઈને પલાયન થઈ ગયાનું કહેવાય છે.

*

ખેડા શ્રીમંડળનો રંજન કાર્યક્રમ શ્રી. પુષ્પાબેન મહેતાના પ્રમુખપદે ઉજવાયો તેમાં સવિતાબહેન નાનાલાલ, સુરબાળાબેન રતિલાલ, સુશીલાબેન તથા ગુણવંતીબેન ચીમનલાલને ઈનામો મળ્યાં.

લાહોરના જાણીતા લેખક લઘુલીપી તથા બેઝીક ઇંગ્લીશના શોધક શ્રી. હરિકૃષ્ણ વ્યાસનું યુવાન વયે અવસાન થયું.

*

નાઈરોબીમાં શ્રી. દેસાઈ મેમોરીયલ હોલમાં ભગિની સમાજના વાર્ષિકોત્સવ પ્રસંગે 'વતનનો સાદ' નામે નાટીકા ભજવાઈ હતી. તેમાં કુ. પ્રમિલા અડાલજા અને કુ. કુસુમ વડગામા તેમ જ બીજી બાળાઓએ સુંદર કામ કર્યું હતું. બીજે દિવસે નાનકડું સ્નેહ સંમેલન યોજાયું હતું તેમાં કુ. કુસુમ વડગામાએ આવકાર ગીત ગાયું હતું અને સંસ્થાના મંત્રી શ્રીમતી દમયંતી અડાલજાએ વાર્ષિક અહેવાલ રજુ કર્યો હતો. ૧૯૩૪માં સ્થપાયેલ આ સંસ્થાએ તેર વર્ષમાં સારી પ્રગતિ કરી છે.

*

લોકપ્રતિનિધિ સભાએ ઠરાવ્યા મુજબ પ્રજા માટે આદર્શ બંધારણ ઘડી કાઢવા નીમાએલી કમીટીમાં શ્રીમતી હંસાબહેન મહેતા અને રાજકુમારી અમૃતકુંવર પણ છે.

*

વઢવાણ કેમ્પના પ્રસુતિગૃહમાં એક બાઈને માથામાં શીંગડાં કૈ કપાળમાં અગ્નિ વાગું બાળક અવતરીને તરતજ મરણ પામ્યું.

હાલની સ્થિતિને અનુકુળ નવું સમાજ બંધારણ સ્વતંત્ર હિંદમાં કેવું હોવું જોઇએ એ વિષય ઉપર ૫૦ ફુલ્સ કેપ પાનાનો નિબંધ કોલેજના કોઈ વિદ્યાર્થી અને વિદ્યાર્થીની ૩૦મી જૂન સુધીમાં લખી મોકલશે તેમાં શ્રેષ્ટ લખનારને દરેકને ૫૦) રૂપીઆ ઇનામ આપવાનું શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ ૪ તરફથી જાહેર થયું છે. તેમાં જો, કપડવંજ દશા પોરવાડ જ્ઞાતિના કોઇ યુવક કે યુવતી ઈનામ મેળવશે તો તેને તેમની જ્ઞાતિના મંડળ તરફથી દરેકને એકવીસ રૂપિયાનાં તેમની પસંદગીનાં પુસ્તકો ભેટ મળશે.

*

મુંબઇમાં મનહરલાલ છોટાલાલ દવેએ પોતાની પત્ની હયાત છતાં મઝગાંવમાં માનકેશ્વર મંદિરમાં એક સગીર કન્યા સાથે બીજું લગ્ન કર્યું. વર કન્યાની ધરપકડ થઇ હતી ને કન્યા સગીર હોવાથી તેને ચીલ્ડ્રન હોમમાં મોકલવામાં આવી હતી.

*

સખત ગરમીના કારણે મીલમાં પોતાના બાપને ભાત આપવા ગયેલી નવ વર્ષની છોકરીનું અમદાવાદમાં હાર્ટ-ફેઇલથી અવસાન થયું.

*

પટણામાં કુ. અનુબહેન ગાંધીને આંતરડાનું ઓપરેશન કરવામાં આવ્યું હતું. હવે તેઓ તંદુરસ્ત છે.



શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિતને રશીયામાં હિંદના એલચી તરીકે થયેલ નીમણુંકને શાહી સરકારે મંજુરી આપી.

*

મરકતી મારકીટના ઉપપ્રમુખ અને જાણીતા વેપારી શેઠ ત્રિકમલાલ મનસુખરામનાં પત્ની શ્રીમતી ચંપાબહેન તાજેતરમાં ઈંગ્લેન્ડ ઉપડી ગયાં છે. તેમની જ્ઞાતિમાં આ રીતે પરદેશ પ્રમાણ કરનાર આ બહેન સૌ પહેલાં છે.

*

કરાંચીથી મુંબઇ હવા કરાવવા જતી એક વૃદ્ધ ખોજાબાઇ પુથીબાઇનું અમદાવાદ નજીક એરોપ્લેનમાં હૃદય બંધ પડી જવાથી અવસાન થયું.

નાગોદ રાજ્યના નાગોદ ગામથી પાંચ માઇલ દૂરના બાલુપુર ગામડામાં એક વાળંદ ગુજરી જવાથી તેની પત્ની પોતાના પતિ સાથે ચિતામાં બળી જઇને સતી થઇ હતી. નાગોદના રાજા અને રાણી આ બાઇને સમજાવવા માટે ત્યાં ગયા હતાં અને છેવટે તેમણે સતી થતી અટકાવવા માટે બાઇને અટકમાં રાખવા પોલીસને સુચના આપી હતી. છતાં તેમના ગયા પછી લોકોએ પોલીસના કબજામાંથી બાઇને બળજબરીથી છોડાવીને ચિતા ઉપર હડસેલી લીધી હતી, ને બાઈ બળીને ભસ્મ થઇ ત્યાં સુધી લોકો ખસ્યા ન હતા.

*

બંગાળ ધારાસભાના પ્રમુખ અને ઉપપ્રમુખની ગેરહાજરીના કારણે ધારાસભાનું પ્રમુખ સ્થાન શ્રીમતી એમ. એ. હકીમે લીધું હતું ને તે દિવસનું કામકાજ ચલાવ્યું હતું.

*

ઉમરેઠમાં ગં. સ્વ. લલિતા બહેન શેલતે પતિની મીલ્કતમાંથી એક હોલમાં સ્ત્રી-બાળકો માટે ખાસ વાંચનાલય અને રમત ગમત સાથેનું પુસ્તકાલય ખોલ્યું છે.

*

કુ. વિજ્યાબેન પટવર્ધન તેમના ભાઇ સાથે હોલેન્ડ ગયાં.

અમદાવાદમાં જહાંગીરપુરામાં રહેતા કેશવલાલની ૧૮ વર્ષની લક્ષ્મી અને શાહીબાગમાં રહેતી ગંગા નામની યુવતીએ અગ્નિસ્નાન કર્યું.

*

અમદાવાદમાં વીશા ઓશવાળ જૈન કલબના કોન્સર્ટ વખતે સુંદર ગીત ગાવા માટે કુ. અશોકા રમણલાલ દલાલને રૂ. ૧૮નું પહેલું ઇનામ મળ્યું.

*

દિલ્હી મારવાડી લાયબ્રેરી હોલમાં દિલ્હીના કોંગ્રેસ આગેવાન સ્વ. શ્રીમતી પાર્વતી દેવી ડીડવાનીઆનો ફોટો શ્રી. વિજયાલક્ષ્મી પંડિતને હાથે ખુલ્લો મૂકાયો. શ્રીમતી પાર્વતી દેવીનું મુંબઈમાં થોડા વખત પર ખૂન થયું હતું.

*

નડિયાદના (વડોદરા રાજ્ય) શ્રી. પ્રહ્લાદજી વ્યાસ અને સૌ. સોમીઓરીનાં પુત્રી. કુ. પદ્માબહેને (ઔદિચ્ય બ્રાહ્મણ) વસોના ખેડાવાળા બ્રાહ્મણ શ્રી. રામકૃષ્ણ દવે સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યાં. અને એ જ રીતે ગોંડલના શ્રી. પી. બી. જોશી (ઔદીચ્ય બ્રાહ્મણ)ના પૌત્રી વીણાનું શ્રી. ધૂમકેતુના પુત્ર શ્રી. દક્ષિણકુમાર જોશી (ખેડાવાળ) સાથે લગ્ન થયું.

*

બરમાના માજી રાજા થીબોની પુત્રી રાજકુમારી ફેયાનું ૬૦ વર્ષની ઉમ્મરે રત્નાગીરીમાં અવસાન થયું.

*

જલાલપોર તાલુકાના કછોલી ગામે હરિજન કન્યાછાત્રાલયની ઉદ્દઘાટન ક્રિયા શ્રી. જ્યોત્સનાબહેન શુકલના હાથે થઈ.

*

દાહોદના સ્ટેશનરોડ ઉપર ૭ માસનું બાળક કોઈ મૂકી ગયું હતું. તેને પોલીસે કબજે લઈ એક બાળક વિનાના માબાપને ઉછેરવા માટે સોંપ્યું છે.

*

શીનોર તાલુકાના કરાળના ઈંગ્લીશ સ્કુલના માસ્તર પરસોતમદાસ ચતુરભાઈ પટેલ સાથે નવસારીના ઉત્તમરામ કેશવરામ ઝવેરીની વિધવા પુત્રી તારાબેન ઉર્ફે માલતીબેને (રમાબેન) પુનર્લગ્ન કર્યું.

*

બિહારમાં ભવાનીનગરની ૪૦ વર્ષની હિંદુ સ્ત્રી ઘણાં ઘણાં ગનાનોની માતા છે, તે હવે પુરુષ જેવા અંગોવાળી બની જવાથી સ્થાનિક ડાક્તરો એ કેસ તપાસી રહ્યા છે. ૧૨ વર્ષ અગાઉથી પુરુષત્વના ચિન્હો જણાવા લાગ્યા હતાં. આ પરિવર્તન ક્રિયા હવે પૂરી થવા આવી છે.

*

સુરતમાં કુ. માણેક દાદરેકરે સંગીતનો જલસો કર્યો.

*

મહેમદાવાદમાં નટવરલાલ કેશવલાલના ઘરમાં મણી અને જશોદા નામની નણંદ ભોજાઈ સુઈ રહ્યાં હતાં ત્યારે રસુલ નામનો ચોર આવેલો તેને એ બંનેએ પકડી રાખી પોલીસને સોંપ્યો.

*

બોરસદની બે ટ્રેનીંગ કોલેજમાં સીનીયર વર્ગમાં વનલીલા વાસુદેવ રોહન પાસ થયાં.

*

જબલપુરમાં પુષ્પાદેવી નામની નટી દશ્યમાં પોતાના પતિની આરતી ઉતારતી હતી ત્યારે જવાળા લાગવાથી તેની સારી સળગી ઉઠી, પણ તેને બચાવી લેવાઇ હતી. બાઈ તે પછીના દશ્યમાં સ્ટેજ ઉપર આવીને પોતાનું કામ કરી શકી હતી.

*

કરાંચીની જે. ડી. સીંધ કોલેજમાં ભણતી હરિજન બાળા શ્રી. ડાહીબાઈ ખીમજી પ્રથમ વર્ષમાં પાસ થયાં. કોલેજમાં ભણનાર હરિજનબાળાઓમાંથી સિંધભરમાં તેઓ પહેલાં છે.

*

અંધેરીમાં ગ્રામ સેવિકાઓની તાલીમ કેંદ્ર શ્રીમતી લીલાવતીબહેન પટેલની દેખરેખ નીચે ચાલ્યું હતું.

આપણો

# રાષ્ટ્રધ્વજ

શ્રી. જવાહરલાલ નહેરૂ

*

આજે આપણે આપણા ધ્વજની પ્રતિષ્ઠા સિદ્ધ કરીએ છીએ. જે ઝંડા હેઠળ તમામ કોમોના હજારો માણસો ઝઝુમ્યા છે, યાતના વેઠી છે, બલીદાનો આપ્યા છે તે ઝંડાને આપણે અપનાવીએ છીએ.

આ રાષ્ટ્રધ્વજ વિશ્વભરમાં દૂર દૂર લહેરાશે; જગત પર જ્યાં જ્યાં હિંદીઓ વસે છે, ત્યાં ત્યાં જ માત્ર નહિ, આપણા એલચીઓ અને પ્રધાનો વસે છે ત્યાં ત્યાં જ નહિં, પરંતુ સાગરો ઘુમતા આપણા જહાજો અને સાગરો પર જ્યાં જ્યાં લઈ જશે ત્યાં ત્યાં સર્વત્ર આપણે માટે તેમજ જોનાર સર્વને માટે એ આઝાદીનો સંદેશો જ ઉચ્ચારશેઃ મુક્તિનો જ મધુર ઝણકાર ઝણઝણાવશે. દેશ દેશની પ્રજાઓને એ મુક્તિનો અને બિરાદરીનો સંદેશ સંભળાવશે અને કહેશે કે હિંદ દરેકે દરેક દેશની દોસ્તી ચાહે છે, દરેકનું દોસ્ત બનવા ઇચ્છે છે અને આઝાદીની ઉણપવાળા દરકોઈ દેશનો હિંદ બેલી બનવા ચાહે છે.



વર્સેલ્સના કરાર પછી ન્યૂયોર્કના સુલેહ સમારંભમાં દુનિયાના લગભગ બધા દેશો—૪૪ રાષ્ટ્રના ધ્વજો ફરતા હતા તેમાં હિંદનો ધ્વજ ન હતો. મેં કહ્યું કે સ્વતંત્ર રાષ્ટ્રના આ મહાન સંમેલનમાં દુનિયાનો સૌથી મહાન ઐતિહાસિક ધ્વજ—હિંદના ધ્વજને હું જોતી નથી.

બર્લીન ખાતેની મહિલાઓની આંતરરાષ્ટ્રીય પરીષદમાં તમામ રાષ્ટ્રોના ધ્વજો ફરકતા હતા. પરિષદમાંની કેટલીક હિંદી સ્ત્રીઓએ તેમની લીલી સફેદ અને કેસરી રંગની છ સાડીઓ ચીરી નાંખીને આ પ્રસંગ માટે રાષ્ટ્રધ્વજ બનાવ્યો હતો.

વર્સેલ્સના સુલેહના કરારો પર સહીઓ થતી હતી તે વખતે હું એક નાટ્યગૃહમાં ગઈ હતી. તે પ્રસંગે સ્ટેજ પર નૃત્ય કરી રહેલ પ્રખ્યાત નટીના શરીર પર ફ્રાન્સનો ધ્વજ વીંટાળવામાં આવ્યો હતો. મારી નજીક બેઠેલા એક હિંદીએ નિશ્વાસ સાથે જણાવ્યું કે 'આપણો ધ્વજ આપણે ક્યારે પ્રાપ્ત કરીશું!' દિલ્હીમાં મળેલી એશિયાઈ પરિષદમાં પણ હિંદનો ધ્વજ ન હતો. —સરોજિની નાયડુ



# ન ભૂલાય તેવી વાત



લેખક

-શ્રી. ગજાનન વિ. જોષી

આજ એ વાત ઉપર દસ ચોમાસાનાં પાણી વહી ગયાં છે, દસ દસ શિયાળાના વાયરા ફૂંકાઈ ગયા છે, દસ દસ ઉનાળાના ધીખતા મધ્યાન્હો અગ્નિઝાળો વરસાવી ગયા છે, પણ એ વાત મ્હારે મન લેશમાત્ર જૂની નથી. જાણે મ્હારી નજર સામે હમણાં જ બની રહી છે.

ઇ. સ. ૧૯૩૭ ના જૂન મહિનામાં... હૉસ્પિટાલના પલંગ નં. ૮ પર મ્હારું માંદગીનું બિછાનું હતું. ટાઇફોઇડના ત્રણ ત્રણ ઉથલાએ મ્હારાં સાનભાન હરી લીધાં હતાં. ક્યારેક મ્હારા તાવનો અંશ ૧૦૫° સુધી પહોંચી જતો. ધોમ ધખતા ઉનાળામાં આટલું ઉષ્ણમાન મ્હને ગાંડો બનાવી મૂકતું. ઘણું ખરૂં હું સૂનમૂન પડી રહેતો, ક્યારેક લવરીએ ચડી જતો, તો ક્યારેક મ્હારૂં બેભાન કલેવર કશા પણ દેહભાન વગર હૉસ્પિટાલનો નિત્યક્રમ એના ઉપર થવા દેતું. સખત યાતનાના અને સંતાપના એ દિવસો હતા. મનને જરા પણ ક્યાંય શાન્તિ નહોતી.

આવા દિવસોમાં એક દિવસ રળિયામણો ઉગ્યો. મ્હારો તાવ ઉતાર પર હતો. બનતાં સુધી ત્યારે ઑગસ્ટનું છેલ્લું અઠવાડીયું ચાલતું હતું. વરસાદ વરસી ગયા પછીની પ્રફુલ્લ અને તેજસ્વી સંધ્યા હતી. ગેરુવર્ણી વાદળીઓ પર નીલા, રાતા, ગુલગુલાબી અને સોનલવરણા રંગોના ઢગ પથરાતા હતા. હૉસ્પિટાલની પાછળના આંગણામાં શાળાના વૃક્ષનિકુંજનો બાલિકાસમૂહ સાંજની લટાર મારતો હતો. મ્હારી મા ઘણે દિવસે મ્હને પ્રસન્ન અને સંતોષી વદનવાળો જોતાં દૂરની બૅન્ચ પર સુખની શાન્તિનિદ્રામાં પડી હતી. સાંજના દર્દીઓની મુલાકાતે આવનારાં Visitorsનાં ટોળાંનો જાણે હૉસ્પિટાલમાં મેળો ભરાયો હતો.

ત્યાં એ આવી. વય બાવીસ-ત્રેવીસની આસપાસ હશે. ઉજળિયાત વાન અને ઉંચી દેહલત્તા, તેજસ્વી છતાં નમણાં ભૂરાં-આસમાની નયન, બધી નર્સો પહેરે છે તેવો સફેદ સ્કર્ટ, સફેદ બૂટ-મોજાં, સફેદ ટોપી, સફેદ પટાવાળું જ રિસ્ટ-વૉચ, અને આ બધી સફેદાઈને ઑર ઓપ આપતાં 'લિપસ્ટીક' વડે રંગેલાં તેનાં લાલચટક નખ અને હોઠ તેનો ચ્હેરો આકર્ષક હતો. પહેલે જ પરિચયે મને જણાયું કે તેનું નામ રિટા હતું અને રૂપે તે એંગ્લોઇન્ડિયન હતી. આવીને 'હૉટ નમ્બર એઇટ' ના બૂમ પાડી અને મૃદુ સ્વરે મ્હને સંબોધીને તેણે પોતાનો ગોરો અને પારદર્શક લાગતો હાથ મ્હારા કપાળ પર મૂક્યો. થર્મોમિટર મૂકીને તાવ માપ્યો, પલ્સ પાડી 'સ્પંજ' આપ્યું ને કપડાં પહેરાવ્યાં. વેદનાની એક નાની 'આહ' પુકારાવીને ઇન્જેક્શન દાબ્યું. આર્ટ્સના બેચાર ટુચકા બજાવીને હસા પાડ; પછી એ ચાલી ગઈ. આમ એનો પ્રથમ પરિચય થયો.

• •

ત્યાર પછી તો sister In charge તરીકે પણ ઘણો વખત એ જ રહી અને મ્હારી હૉસ્પિટાલમાંની બાકી રહેલિયા દેખે તે

દિવસથી પોતાની ગણી માથે લઇ લીધી; બેશક ! તે સૌ તરફ હેતાળ હતી અને 'સૌ કોઇ ત્હેને ચાહતું, પણ મ્હારા તરફનું એનું વલણ મ્હને હંમેશાં પક્ષપાતી લાગતું: 'સ્પન્જ' આપતાં પોતાના અંતરની ન્હાની ન્હાની વાતો મ્હને બહુ જ લાડકી ઢબે એ કહી સંભળાવતી. એની એ વાતોમાં ' હોંકારો ' દેવા જેટલો હું સચેત હોઉં ત્યારે તો એનું હૈયું આનંદથી પુલકિત બની નાચી ઉઠતું: તેનાં કલકત્તાનાં કોલેજ-જીવનના સંસ્મરણો કહેતી: તેના જીવનનો કેટલોક કાળ તેનાં કોઇ સગાંને ત્યાં તેણે જર્મનીમાં ગાળ્યો હતો ત્યારે ત્યાં અજવાળી રાતોમાં રૂહાઇન નદીને કાંઠે બેસી તેણે મીઠાં મીઠાં ગીતો રચેલાં, તે-મ્હને તેના ધીમા અને મંજૂલ સ્વરે સૂરીલી હલકથી ગાઇ સંભળાવતી. રાત-મધરાતે મ્હારા જીવને સુખશાન્તી હોય ત્યારે એના ટેબલ પરનો ઝૂલતો લેમ્પ ખેંચી એ ગીત ભેગું તેનું નૃત્ય પણ ભળતું, અને તેના કિલકિલ કિલ્લોલે મ્હારો નાનો વોર્ડ ભરાઇ રહેતો. વારે વારે એક વાક્ય ખાસ એ મ્હને મીઠી હિંદી જબાનમાં કહેતી:- कॉट नंबर एइट, हमको हमेश याद करना. कभी भूलना नहि. તે વખતે તો એના આમ કહેવાનો હું ખાસ વધુ અર્થ ન સારવી શક્યો, માત્ર એટલું જ સમજ્યો કે જરા વધુ પડતી લાગણીવશ અને ભલી આ બાઇ છે અને મ્હારા જેવા લાગણીવશ માણસની મૈત્રી એ વધુ ચાહે છે.

પણ મ્હારી તીવ્ર દેહવ્યથાના દિવસો ય ઝપાટાબંધ પસાર થવા લાગ્યા. તાવના એકાવનમો પ્રભાતે મ્હારો તાવ ગયો. એકસઠમે દિવસે મેં અન્ન લીધું અને બરોબર સિત્તેરમા દિવસની એક ખુશનુમા સાંજે મ્હારી માના ખંભાનો ટેકો લઇ મેં પહેલવહેલાં ' પા પા પગલી ' નાં ડગલાં હૉસ્પિતાલની ઓશરીમાં ભર્યાં, ત્યારે તેના વદન પર પ્રસન્નતા અને આનંદની જે અલૌકિક ઝળક હતી તે વર્ણવવાને મ્હારી પાસે શબ્દ નથી. આખરે હૉસ્પિતાલના પાકા અઢી મહિનાના વસવાટને અંતે નવું જીવન મેળવી મેં ત્યાંથી મુક્તિ મેળવી. મ્હારે નીકળવાના દિવસે તો તેણે ધમાલ કરી મૂકી. વહેલસે મળસ્કે તે પોતે ઘણી વહેલી ઉઠી અને મને પણ ઘણો વહેલો જગાડ્યો. ગરમ ચહા કરીને પણ તે દિવસે તો મ્હને તેણે ઘણી વહેલી પાઇ. આખી હૉસ્પિતાલમાં જઇ વધાઇ આપી આવી કે ' કોટ નંબર એઇટ ', આજે ઘેર જાય છે. હૉસ્પિતાલના બગિચામાંથી ગુલાબનાં થોડાં તાજાં ફૂલો ચૂંટી તેની ગુલછડી ગૂંથી મ્હને ભેટ ધરી. કૈંક વધુ નજીક આવી, આંસુભરી આંખે એ બોલી: " आप तो जा रहे हो, जहां हो, वहां खुश मिजाज में रहो, लेकिन हमको याद करना, कभि भूलना नहि. " મેં ભારે હૈયે તેને ખાત્રી આપી કે અહીંનાં મ્હારી આપત્તિમાં મિત્રો સૌથી સાચાં મિત્રો છે અને એમાંનાં કોઇને હું કદિ ભૂલવાનો નથી; આમ કહી મેં સજળ આંખે વિદાય લીધી અને મ્હને ઘેર લાવનારી એમ્બ્યુલન્સમાં ચડી બેઠો.

*

## વિસામો

તપેલાં રશ્મિથી અતિ રજભર્યાં પંથ પરના
વિહારીને જ્યારે તરૂવર તણા પલ્લવ તણી
ઘેરા ગાઢી નીચે ઘડીક અરધો આશ્રય મળે
ત્યારે
વિસામાનો કેવો અનુભવ કરી શાન્ત બનતો !
પ્રિયે ! હું યે થાકું જીવન-પથના કષ્ટ સહીને.
પરંતુ હે પ્રિયે, દુ:ખદ બનતું થાક ભૂલતું
વિસામો જ્યારે તે અનુભવી શકે પ્રેમ-તરૂની
મધુરી છાયામાં તવ સહુધડી ગેલ કરતાં.

મોહન

ટાઇફૉઇડથી હું બચ્યો તો ખરો, પણ તેની પણ તેની પાછલી અસર મ્હારા પર ઘણી બૂરી થઈ. તનમાં ખૂબ અશક્તિ અને અસ્વસ્થતા હતાં અને મન પર સતત બોજો રહેતો હતો; વહી ગયેલું રૂધિર અને જોમ મેળવી કામ પર ચ્હડતાં નવ-દસ મહિનો રહેજે લાગશે તેમ સૌ કોઈ કહેતું હતું. એટલે એટલો વખત મેં મુંબઇ બહાર દેશમાં ગાળવાનો નિર્ણય કર્યો, અને તે અનુસાર હું દેશમાં ગયો. ત્યાં ઘણે ઘણે ઠેકાણે હું ભટક્યો. મ્હારા દેહસંતાપ અને મનોયાતનામાં ન તો મેં મ્હારા કોઈ મિત્રને સંભાર્યાં કે ન તો એ કોઇની ભાળ પૂછી-પૂછાવી; મ્હારી ઉપાધિઓમાં જ હું રચ્યોપચ્યો રહ્યો. લાંબા વખત બાદ થોડી શક્તિ આવી કે તુરત હું મુંબઈ પાછો ફર્યો. મુંબઈ આવતાં જ મ્હને સિસ્ટર સ્વિટી સાંભરી અને એક રવિવારે એને મળવા મેં હૉસ્પિતાલનો પંથ લીધો. ઘણે વખતે મ્હને હૉસ્પિતાલમાં મળવા આવેલ જોતાં પરિચિત વૉર્ડ-બૉય, મેતરો અને નર્સોનું ટોળું મારી ફરતું વીંટળાઈ વળ્યું અને મારી ખબરઅંતર પૂછવા લાગ્યું. સિસ્ટર સ્વિટીનો ચહેરો એ ટોળામાં ન દેખાતાં મેં સૌથી પ્રથમ એને અંગે પૂછપરછ કરી, ત્યારે જવાબમાં એક સખ્ત આઘાત સાથે મેં ખબર મેળવી કે સ્વિટી આ લોકમાં નથી અને તેણે મ્હારા ગયા પછી થોડા જ દિવસો બાદ વિષ લઈ આત્મહત્યા કરી છે.

આ ખબર સાંભળી હું ડઘાઇ ગયો અને પાસેની ખુરશી પર ફસડાઇ પડ્યો. બહુ લાંબે વખતે મને કળ વળી. ખબર આપનાર સ્વીટીની એક અંગત બ્હેનપણી-નર્સ હતી. મ્હારા સ્વાસ્થ્ય થયા પછી રડતાં રડતાં તેણે બધી કથા કહી:

સ્વિટી બાલવિધવા સ્ત્રી હતી. મૂળ તો તે મદ્રાસની, પણ સંજોગોવશાત તેનાં માબાપ સાથે કલકત્તામાં આવી રહેલી. તેનાં લગ્ન પાંચેક વર્ષ પહેલાં કલકત્તામાં થયાં હતાં. તેનો ભરથાર જહોન પચ્ચીસેક વર્ષનો ફાંકડો આયરિશ નવજવાન હતો અને હિંદના એક ખાનદાન રિટાયર્ડ મિલીટરી ઑફસરનો એકનો એક નબીરો હતો. બન્નેની વચ્ચે કૉલેજના દિવસોથી પ્રીતિ થએલી અને અરસપરસ લગ્નના કોલ પણ ત્યારે જ દેવાએલા; પણ દૈવયોગે પરણ્યા પછી થોડા જ દિવસોમાં એ આકસ્મિક મરણ શરણ થયો અને સ્વિટી વિધવા બની. તેનાં માબાપ અને સસરા પાસે પૈસો પુષ્કળ હતો, એટલે કમાવાની ચિન્તા તો તેને જરાય હતી જ નહીં, પણ આવો સુંદર સ્વામી ગુમાવ્યા પછી ફરી પરણવું એ સ્વિટીને મન પાપ હતું. તેણે કોઈ પણ લોકોપયોગી કે સાર્વજનિક કામમાં મન પરોવી તેના ગત પ્રિયતમના વિયોગનું ઉંડું દર્દ ભૂલવા નિશ્ચય કર્યો અને એ આશયથી તેણે નર્સીંગની પરીક્ષા પાસ કરી. તેમાં પાસ થયા પછી છેલ્લાં દોઢ વરસથી તે કલકત્તાથી અહીં આવીને હૉસ્પિતાલમાં રહી હતી. અહીં આવ્યા પછી અહીંના અનેક દર્દીઓને મા-જણી બ્હેનની જેવી વ્હાલપથી લાગણીભરી સૂશ્રુષા કરી તેણે કાયમનાં ઉપકારી કરી મૂક્યાં હતાં. છૂપી રીતે નાણાંની મદદ પણ ઘણાંને કરી હતી, પણ તે બધાંમાં તેનાં વિવેકપુરઃસર વર્તન અને હિસલોજ સ્વભાવે સૌને કાયમની મિત્રમાંડણી ગોઠી લીધા હતાં. તમે અહીં માંદા હતા ત્યારે તે કહેતી કે, તમારું મોં જોઇને તેને તેનો ગત પ્રિયતમ જહોન યાદ આવે છે. ત્હેના અને ત્હમારા ચહેરામાં ઘણું સામ્ય છે એમ પણ તે કહેતી. ત્હમારી સારવાર કરતાં એ ઘણીવાર અમારી પાસે આવી ત્હેના જહોનને યાદ કરતી અને કહેતી કે, 'એ સાજો થયા પછી હું એને મ્હારો જહોન લેખીશ અને તેમ નહીં તો એક સારી મિત્રતાના રૂપમાં તો અમારો ઉત્તરનું ઘણેભાગે અરસપરસ સંકળાએલો રહેશે જ.' એને ખબર હતી કે

તમે કાયસ્થ અને એ એંગ્લોઇન્ડિયન-બન્નેનો વધુ મેળ તો અશક્ય છે, છતાં પણ તમને જોઇને એ ખ્યાલે હંમેશાં રાજીરાજી રહેતી... તમે સાજા થઈ ઘેર ગયા તે દીવસે તો એ પાછળથી ખૂબ રોઈ, અને ગમગીન પણ ત્યારથી જ રહેવા લાગી. વચમાં તમને ઘણી વખત યાદ કરતી અને કાગળ માટે હંમેશાં હોસ્પિતાલના લેટર-બોર્ડ પર નજર ફેરવતી. કદિક બબડતી પણ ખરી કે, એવા બહારથી આવનારને બહાર ગયા પછી આપણી યાદ પણ રહેતી નથી. તમારો તો કાગળ કે ખબર-અંતર કંઈ જ ન આવ્યાં, પણ તમારાં ચિન્તનમાં ને ચિન્તનમાં એનું શરીર ઘસાતું ચાલ્યું, કામમાં પણ તે બેધ્યાન દેખાવા લાગી અને તેને ઠપકા મળવા લાગ્યા. એ વિવશ બનતી ચાલી...... આખરે એક સવારે અમે જોયું કે તમે અહીં દર્દી તરીકે હતા તે જ વોર્ડમાં અને તે જ કૉટમાં સ્થિર નિશ્ચેત થઈ પડી હતી. પાસે સલ્ફ્યુરિક એસીડની બાટલી હતી. છાતી પર એક કાર્ડમાં તેના હસ્તાક્ષર હતા કે " In memory of Mr. Ramanlal. Cot number Eight......"

આટલું કહીને ફરીવાર એ વાત કહેનાર રોવા લાગી. આ કથનીએ ટોળે વળેલાંની આંખમાંથી પણ આંસુ પડાવ્યાં. મારું રુંધાતું ગળું અને આંસુથી ઉભરાતી આંખ જોઈ મને એમાંની એકે પાણી પાયું. પછી વધુવાર એ સ્થળે હું બેસી ન શક્યો. હજી ય કોઈ વખત હું એ હોસ્પિતાલમાં જાઉં છું અને પેલો ત્રણ નંબરનો વોર્ડ, આઠ નંબરનો પલંગ, સ્થિર બેસતી તે ટેબલ, તેના પર ઝૂલતો પેલો લેમ્પ —એ બધું જોઉં છું ત્યારે મારા મનમાં કેવું કેવું થઈ જાય છે.

---

• લેખકના પ્રગટ થનાર પુસ્તક 'અખંડ જ્યોતિ' માંથી.

## લેનીનની માતા
# મેરીઆ એલેકઝાન્ડ્રોવના

લેખક
શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

*

રશિયામાં સમાજવાદને શક્ય બનાવનાર ક્રાન્તિકારી બુદ્ધિમાનોના વર્ગમાં 'બુલ્યાનોવ્ઝ' નો સમાવેશ થતો. તેમના જેવા બીજાઓની પેઠે તેઓ મહા રાજતંત્રના ચોકઠામાં પ્રજાતંત્ર અને પ્રગતિશીલતાના વિચારોના મહાદ્વિપો સમોવડા વિરાજતા. દરેક ન્હાનકડા કુટુંબનાં માતા પિતાની છત્રછાયા નીચે રાજ્યક્રાંતિની ભાવનાનો મનોરમ દુર્ગ રચાતો. એમનો માર્ગ મુશ્કેલ હતો. એ માર્ગે ગંભીર જોખમ ભર્યો કંટકો પથરાયેલાં હતાં છતાં લેનીનનાં માતા-પિતાએ પોતાના બાલકોને સ્વાતંત્ર્યભાવના ઝીલતાં કર્યાં, પ્રગતિશીલતાની પ્રત્યેક ઘડીનો સામનો કરનાર દરેક આપત્તિને નિવારવા અમોઘ શક્તિનો સંચાર કર્યો.

માતા મેરીઆ એલેક્ઝાન્ડ્રોવના અને પિતા નિકોલેયવીચ પછીનાં વર્ષોમાં બનનાર બનાવોની ઝાંખી પણ ન કરી શકે એવી પેઢીમાં જન્મેલાં હોવાં છતાં પોતાનાં નાનકડાં બાલકોનાં ઝગડાખોર તોફાનોમાં હંમેશાં સહાનુભૂતિ દાખવતા. ઉછરેલા બાલ્યકાળમાં કલ્પનાની ક્રીડાઓમાં પણ એ નાના અવનવા રંગો પૂરતી. યુવાની ને પ્રૌઢત્વમાં પણ એ વાત્સલ્ય વરસાવતી તેમની મહત્વાકાંક્ષાઓ, આશાઓ ને આદર્શો કરવા પોતાનાથી બનતું બધુંયે કરી છૂટતી.

બાળકો ઘણીવાર માતપિતા કરતાં આગેકૂચ કરે છે યુલ્યાનોવ બાલકો પણ એ જ પ્રકારનાં હતાં. પરંતુ મેરીઆ એલેક્ઝાન્ડ્રોવનાએ તો એમને પ્રથમથી જ એવું શિક્ષણ આપી ક્રાંતિકારી જીવન જીવતાં કરી મૂક્યાં હતાં.

એમનો જ્યેષ્ઠ પુત્ર એલેક્ઝાન્ડર તો પોતાના દેશને માટે ફાંસીને માંચડે પ્રાણાર્પણ કરતાં પણ અચકાયો નહોતો. રશિયન પ્રજાના એક અગ્રેસર નેતા તરીકેની મહાન પદવી પ્રાપ્ત કરવા એલેક્ઝાન્ડરે પોતાની વીરતાને ઉદાહરણથી યુવાન વ્લાડીમીર (લેનીન)ને પ્રેરણા પાઈ હતી.

મેરીઆ એલેક્ઝાન્ડ્રોવના સેન્ટ પીટર્સ-બર્ગના એક ડૉક્ટરની પુત્રી હતી. ઇસવીસન ૧૮૩૫ માં એ જન્મી હતી. ત્યારે રશિયાની પડતીનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. એ ગાળામાં સામ્રાજ્યવાદી તત્ત્વો ને સામંતો રણે ચડ્યા હતા. આર્થિક અને શારીરિક શક્તિએ જે નિર્બળ હતા તેમનો કચ્ચરઘાણ નીકળી ગયો હતો. સામંતોના સત્તાચક્રમાં ઓઓની ત્યારે અવદશા થવા પામી હતી. એમની કેળવણી નહિવત્ બની ગઈ હતી. એમને પોતાની પસંદગીનું શમણુંયે આવતું નહિ. ધર્માંધ ગ્રીક ચર્ચનો કાયદો રાજાશાહીની આપખુદી મજબૂત બનાવવામાં સહાયભૂત થતો.

મેરીઆ એલેક્ઝાન્ડ્રોવનાના પિતાજીએ તેમની પત્નીનું અવસાન થવાથી સેન્ટ પીટર્સબર્ગ છોડ્યું. પોતાની બે દીકરીઓને લઈ તે પોતાના નાનકડા વતન કુકુસ્કીનોમાં જઈ રહ્યા. ત્યાં તેમણે પોતાની ખેતીવાડી પર ધ્યાન આપવા માડ્યું. એ રીતે એક ડૉક્ટર તરીકે જ નહિ, પણ ખાનગી વ્યક્તિ તરીકે પણ તેમણે સારી કીર્તિ સંપાદન કરી. ખેડૂતો ઉપરની તેમની મમતા છૂપી રહી નહિ, કારણકે એ જમાનામાં ખેડૂત ગમે તે પેદા કરતાં સદૈવ જ ગરીબી પાથરીનો ગણાતો ને તેના પ્રત્યે કોઈ ધ્યાન આપતું નહિ. નિયમિત વૈદકીય જીવન પાસર થતી એમણે પોતાની બે દીકરીઓ મેરીઆ અને આનાને ખૂબ જ કાળજીથી ઉછેરી.

મેરીઆ ખૂબ જ બુદ્ધિમતી હતી. એને વધુ અભ્યાસ માટે શાળામાં મોકલવાની આશ જરૂર હતી, પરંતુ તે વખતમાં કન્યા-છાત્રાલયો પ્રત્યે તેના પિતાને સુગ હતી અને પોતે પોતાની દીકરી માટે ઘેર શિક્ષિકા રાખી શકે એવી તેમની પાસે સંપત્તિ નહોતી, તેથી તેને પોતાની જાતે જેટલો વધારી શકાય તેટલો અભ્યાસ કરવાની ફરજ પડી. છતાં તેણે ત્રણ વિદેશી ભાષાઓ ઉપર કાબુ મેળવ્યો. તે ખૂબ વાંચતી અને જ્યારે જ્યારે ફુરસદ મળતી ત્યારે સંગીત બજાવતી.

મેરીઆના પિતા દર્દીઓના ઉપચારમાં ખૂબ જ ઉદાર ને ઉત્સાહી હતા. એમના આદર્શો સ્પાર્ટન હતા. તેથી જ રીતે તે જે પુરુષ સાથે અઠ્ઠાવીશ વર્ષની વયે લગ્નગ્રંથીથી જોડાઈ તે કુકડર હતો: એના આદર્શો એક મીશનરીના હતા.

ઇલ્યા નીકોલેવીચ યુલ્યાનોવ સાથેના લગ્ન પછી થોડાંક વર્ષો બાદ નીઝની નોવોગોરોડનાં વિદ્વાન વસ્તીમાં સહામતી, પત્ની ને સમાજ ધુરંધરના માણી. છોકરાઓની ગ્રામર સ્કૂલમાં ફીઝીક્સ અને મેથેમેટીક્સના શિક્ષક તરીકે તેમનું નામ મશહૂર છે. ઇલ્યા નીકોલેવીચે અતિશય કાળજી પૂર્વક કેળવણી લીધી હતી. ખૂબ પરિશ્રમથી કેળવેલી શિસ્તવૃત્તિઓ દ્વારા એમણે પોતાનું વિદ્યાર્થીજીવન શોભાવ્યું હતું એટલે છાત્રોની મુશ્કેલીઓ તેઓ પણ જ સારી રીતે સમજતા ને તેથી જ તેમણે કેળવણી માટે પોતાનું જીવન ન્યોછાવર કર્યું હતું.

એક સુંદર પ્રભાતે સારી જેવી કમાણી આપતી નોકરી છોડી દઈ તે શીમબીર્સ્ક ગુબર્નિયાના પબ્લીક સ્કૂલમાં શાળાના નિરીક્ષક તરીકે જોડાયા ત્યારે પણ એ રીતે પોતે કેળવણી પ્રચાર કરવામાં ખૂબ જ સહાયભૂત થઈ પડશે એ જ તેમનો આદર્શ હતો. રશિયન પ્રજાનું અજ્ઞાન દૂર કરવાનો તેમનો જીવનમંત્ર હતો. અને એ જ સેવામાર્ગની તેમણે દીક્ષા લીધી હતી.

મેરીઆ તો જીવનભર સાચી કેળવણીની ભૂખી હતી એટલે એના પતિના વિચારમાં એને અનુપમ સામ્ય સાંપડયું અને એના જીવનકાર્યમાં સહકાર આપવા એણે સુખવૈભવ ને સામાજીક વગફલગીઓને હસતે વદને વિદાય આપી. જીવનભર ઈલ્યા અને મેરીઆ એમના વિચાર અને વર્તનમાં એકરૂપ જ રહ્યાં. પરિણામે મેરીઆએ પોતાની જાતને હીન દશામાં મૂકાયેલી કદીયે દીઠી નહિ. સામંત રાજ્યમાં સ્ત્રીઓ પ્રત્યેની નફરતનો કારમો અનુભવ એને કદી યે થયો નહિ, પરંતુ એ જ રશિયામાં એમણે પોતાની સુરમ્ય જીવનસફરમાં સાચી મૈત્રી ને એકત્વ અનુભવ્યાં.

ઈલ્યા નીકોલેવીચના ઉત્તમ ને નિસ્વાર્થી પ્રયત્નોથી એ વિસ્તારમાં ચારસો નવી શાળાઓ ઉઘડી અને ઉત્સાહી, નિસ્વાર્થી અને ઉમંગી શિક્ષકોની નવા જ પ્રકારની કતાર ઉભી કરવામાં આવી.

એ જમાનામાં સામુદાયીક કેળવણીના પ્રચારથી સામાજીક અને રાજકીય દુઃખો હળવાં થશે અને રશિયન પ્રજાના જીવનમાં એક પ્રકારનો અનેરો પલ્ટો આવશે એવા વિચારો સેવતાં યુલીઆનોવ દંપતી ખરેખર ક્રાંતિકારી જ હતાં. રશિયન પ્રજાના આ હક્કને જાકારો દેનાર રાજતંત્રનો વિનાશ કરી એમનાં સંતાનોએ તો એમના જમાનામાં ઘણાં ય ડગ આગળ ભર્યાં ને ક્રાંતિના જ્યોતિર્ધર લેખાયા.

ફળપ્રાપ્તિ માટેના જરૂરી વિનાશના દર્શન કરવાની અમોઘ શક્તિ જે તેમનાં સંતાનોને વરેલી હતી એ કદાચ એમનામાં સુષુપ્તિ ભોગવતી હશે, છતાં એમના જમાનામાં વિચારો તો ઘણા આગળ પડતા લેખાતા હતા.

ઈસ્વી સન ૧૮૬૯માં યુલ્યાનોવની સીમબર્સ્ક બદલી થઈ ને ઇસ્વીસન ૧૮૭૦ ના એપ્રિલની બીજી તારીખે તેમના બીજા પુત્ર વ્લાડીમીર ઈલ્યીચ (લેનીન)નો જન્મ થયો.

સીમ્બર્સ્કમાં પહેલાં થોડાં વર્ષો તો મેરીઆ એલેકઝાન્ડ્રોવનાએ સુખશાંતિમાં ગાળ્યાં. એના પતિને લાંબા ગાળા સુધી પોતાની નોકરીને અંગે ઘર બહાર રહેવું પડતું. લોકોમાં જ્ઞાનપ્રચાર કરવાનું ધ્યેય પાર પાડવા એમને લાંબા પ્રવાસો ખેડવા પડતા. એટલે એ ગાળા દરમીયાન મેરીઆ પોતાનાં સંતાનો સાથે ગાઢ સંપર્કમાં આવી અને વડીલશાહીનો દોર ચલાવવાને બદલે એમનામાં ઉદાર મૈત્રીભાવ જાગ્યો.

સંતાનોની રમતગમતમાં પણ મેરીઆ ખૂબ જ ઊંડો રસ લેવા લાગી. ખાસ કરીને તેઓ ઘોડાની રમત રમતાં. ખુરસીઓના રથ બની જતા. એલેકઝાન્ડર ઘોડા દોડાવતો ને તેની માતા માર્ગમાં આવતા ભૂમિપ્રદેશનું આબેહૂબ વર્ણન કરતી. એમ તેમની રમતગમત પણ વાસ્તવદર્શી છતાં રસિક બની જતી.

એ જ ભાવનાથી જ્યારે એ સંતાનો મોટાં થયાં ને 'સુબોટનિક' (શનિવાર) નામનું માસિક કાઢી પત્રકારિત્વમાં ઝંપલાવ્યું ત્યારે મેરીઆએ પણ એ કાર્યમાં સુંદર સહકાર આપ્યો. એલેકઝાન્ડર તેનો તંત્રી બન્યો. કુટુંબના દરેક સભ્યને તેમાં ફરજીઆત લેખ લખવો પડતો. શનિવારે સાંજે એ બધા જ લેખો વાંચવામાં આવતા ને તેના ઉપર છૂટથી ચર્ચા થતી. મોટી દીકરી આના હંમેશાં કુબીશ્કીન (લેનીનનું પહેલું ઉપનામ)ના લેખોની કડક ટીકા કરતી. પરંતુ તેમની માતા નાનાં છોકરાંને વધારે પડતી છૂટ આપતી કરતાં મોટાં છોકરાંને રોકતી ને સહાનુભાવ દર્શાવી તેમનું રક્ષણ કરતી.

મુક્તિયજ્ઞના પગથાર પર પોતાની પાંખો ફફડાવતાં યુલ્યાનોવ બાલકો આ શનિવારની સંસ્થાએ પોતાના વડીલો સાથે તદ્રુપતા સાધતાં ને નવા ઉગતા આત્મભાનમાં પ્રેરણા પામતાં. વડીલોની સ્વાભાવિક વાંચ્છના પ્રમાણે મેરીઆ અને ઇલ્યાને તેથી આત્મસંતોષ મળતો.

ઉલ્યાનોવ કુટુંબમાં સહાનુભૂતિની ગરમી સદાય ટકી રહેતી; તેથી આવતી મુશ્કેલીઓ ને આપત્તિઓનો સામનો કરવાનો દરેક વ્યક્તિમાં શક્તિસંચાર થતો. બાળકોની વિચારશક્તિની પકડ મેરીઆને બરાબર ફાવતી આવતી નહિ ત્યારે પણ તે પોતાનો માતૃત્વભર્યો સત્કાર આપવામાં કદી પણ પાછી પાની કરતી નહિ.

મેરીઆ એલેક્ઝાન્ડ્રોવ્નાએ દરેક ગ્રીષ્મ પોતાના વતન કુકુશ્કીનોમાં જ ગાળવાનો રિવાજ પાડી દીધો હતો. ત્યાં શહેરની સુખસગવડો નહોતી, છતાં બાળકોને માતાના બાલ્યકાળનું ગામ ગમતું અને ક્યારે ગ્રીષ્મ આવે તેની હરહંમેશ વાટ જોયાં કરતાં.

માબાપ સાથે વતનનાં ખેતરોમાં દૂર દૂર ફરવા જતાં, મનાઈ ફરમાવેલાં દેશભક્તિનાં ગીતો છૂટથી ગાતાં, નેક્રાસોવ, પુશ્કીન, લર્મોન્ટોવ લલકારવામાં હરિફાઈ કરતાં. ખેડૂતોનાં બાળકો જોડે રમતગમતો ખેલતાં. આમ રજાઓમાં એમને મનગમતી મોજ મળી રહેતી ને તેમની માતાનું દિલ હર્ષપુલકિત બની રહેતું.

સીમ્બર્સ્કમાં પણ સામાન્ય રીતે ઉલ્યાનોવ કુટુંબ અમલદારો કે નોકરશાહીના કુટુંબો સાથે બહુ બનતું નહિ: એમની વચ્ચે કોઈ પણ પ્રકારનું સામ્ય પણ ન હતું. એમનું મિત્રવર્તુલ જ નિરાળું હતું. એણે જમાના કરતાં ઘણી જ આગેકૂચ કરેલી હતી, એમના દિમાગમાં પ્રજાતંત્રના વિચારો ઊભરાતા. જાતીય અસ્મિતા તો એમણે ક્યારની યે કોરાણે મૂકી દીધી હતી.

મેરીઆ એલેક્ઝાન્ડ્રોવનાની ખાસ જૂની સખી એલેક્ઝાન્ડ્રા ઈલીના હતી. એ સામાન્ય નર્સ હતી. એટલે ઉલ્યાનોવ બાળકો એવા વાતાવરણમાં ઊછર્યાં હતાં કે સામાન્ય વ્યક્તિઓ પ્રત્યે પણ એમને સદ્ભાવ રહેતો. પોતાના આદર્શ માટે દરેક પ્રકારનાં બલિદાન દેવાની તેમની તમન્ના હતી. એ મધ્યયુગના રશિયામાં બાળકો પ્રગતિશીલ બનતાં ને માબાપો પ્રત્યાઘાતી નીવડતાં, તેથી સામાન્ય કુટુંબોમાં હંમેશાં કલહ જાગતો; પરંતુ ઉલ્યાનોવ કુટુંબમાં માબાપ અને બાળકો વચ્ચે કદિયે ભિન્નભાવ પ્રવર્તતો નહિ.

આ કુટુંબમાં તો માબાપના જ પ્રગતિશીલ આદર્શો બાળકોએ અપનાવ્યા હતા ને તેનો વિકાસ થયો હતો. એમના શિક્ષણના સ્વાભાવિક પરિણામ રૂપે વધારે વિશાળ વિચારશક્તિ ખીલે એવું માબાપ જ ઇચ્છતાં. અર્વાચીન કુટુંબોમાં પણ આવું વાતાવરણ ભાગ્યે નજરે પડે છે. પરિણામે કૌટુંબિક વ્યવહાર જોઈએ તેવો સરળ બનતો નથી.

ઉલ્યાનોવ બાળકોનો તેમની માતા પ્રત્યે અસીમ ભક્તિભાવ હતો. છતાં યે એલેક્ઝાન્ડરને તેની માતા પ્રત્યે સૌથી વધારે પૂજ્યભાવ હતો ને તેને એની સાથે જ રહેવાનું હરહંમેશ ગમતું. માતા એને મન પ્રેરણામૂર્તિ બની ગઈ હતી. ઈસ્વી સન ૧૮૮૩માં આના ઇલ્યીચના અને એલેક્ઝાન્ડર વધુ અભ્યાસ માટે સેન્ટ પીટર્સબર્ગમાં ગયાં. ત્યાં નવું વાતાવરણ ને નવાં પરિબળો કામ કરતાં થયાં; છતાં માતાની યાદ હંમેશાં તેમના દિલમાં ભરી ભરી રહેતી. ખૂબ જ સાવધાનતાથી ઉછેરી જીવનપંથે ચડાવનાર એ માતાને તેઓ એક પળ પણ કેમ વિસારી શકે! અને દરેક બાળકને જીવનપંથ પણ એક જ પ્રકારનો અંકાઈ ચૂક્યો હતો. એલેક્ઝાન્ડર પોતાની માતાની છબી હંમેશાં પોતાના ખંડમાં રાખતો અને પળે પળે તેના સામીપ્યમાં રાચતો.

ઇલ્યા નીકોલાઈવિચનું આકસ્મિક અવસાન થયું તેથી મેરીઆ એલેક્ઝાન્ડ્રોવનાના જીવનમાં નવું જ પાનું ઉઘડ્યું. એ વિષાદયુગ હતો છતાં ગૌરવાન્વિત હતો. (અપૂર્ણ)

આપણા સમાજમાં નિષ્ફળ જતાં



# સ્નેહલગ્નો

લેખિકા :
શ્રી ઈન્દુમતી ઔદિચ્ય

*

લગ્ન એ જીવનનો ગંભીર વિચારણા માગી લેતો પ્રશ્ન છે. જીવનની સફળતા અથવા નિષ્ફળતા, સુખ અથવા દુઃખનો આધાર એની પર જ રહેલ છે. છતાં પણ એ મહત્ત્વના પ્રશ્ન પરત્વે આપણે સામાજીક અને માનસિક દૃષ્ટિએ ઘણા જ પછાત છીએ. લગ્નનાં પવિત્ર બંધન વડે પતિ–પત્ની સામાજીક અને નૈતિક દૃષ્ટિએ એક થાય છે અને તેમના ગૃહસ્થાશ્રમનો પાયો એ પ્રસંગે રચાય છે. ઘરને મજબુત બાંધવું હોય તો પ્રથમ તેનો પાયો મજબુત છે કે નહિ તેનું ખાસ લક્ષ રાખવું પડે, તેમ જ પતિ–પત્નીનાં લગ્ન–જીવનનો પાયો પણ મજબુત રચાવો જોઇએ, છતાં પણ તેને જોઇએ તેટલું મહત્ત્વ અપાતું નથી; એ માટે કારણભૂત છે આપણી સામાજીક પરિસ્થિતિ.

અનેક વર્ષોથી ચાલી આવતી રૂઢીઓ અને રિવાજોએ આપણા મગજમાં એવું સજ્જડ સ્થાન જમાવી દીધું છે કે તેની સારી નરસી બાજુઓ જાણવાની ઇચ્છા જ થતી નથી. જ્યારે બીજી તરફથી પરદેશી શિક્ષણે, રૂઢીઓએ અને રિવાજોએ આ તરફ પ્રવેશ કર્યો છે. આપણા સમાજના રૂઢીચુસ્ત વર્ગે આ પરદેશી રીતરિવાજોને ધિક્કારી કાઢ્યા છતાં પણ કેટલાકને આ રીતરિવાજોમાં કંઈક નવું તત્વ દેખાણું અને તેને આવકારી લીધા. એટલે આ રિવાજોને આપણા સમાજમાં સ્થાન મળ્યું અને સામાજીક ક્રાન્તિની શરૂઆત થઈ.

સામાજીક ક્રાન્તિની શરૂઆત થતા પહેલાં લગ્નને એક નવી જ દૃષ્ટિથી જોવાતું હતું. વડીલો પોતાની ઈચ્છા મુજબ પોતાને યોગ્ય લાગે તે વ્યક્તિ સાથે પોતાનાં સંતાનો–પુત્ર હોય કે પુત્રી–તેને લગ્ન–સંબંધથી જોડી દેતા. સંતાનોએ તો માત્ર આજ્ઞાધિન બની વડીલો જે કંઈ કરે છે તે યોગ્ય જ કરે છે એમ જ માનવાનું રહેતું. આ પ્રમાણે લગ્નનો કાયડો ઉકેલનાર વડીલો જ રહેતા; લગ્ન કરનાર નહિ જ. હજુ પણ મોટે ભાગે આપણા સમાજમાં આ જ રીતે લગ્નો થાય છે.

કેળવણીને પરિણામે આજે સમાજનો મોટો ભાગ સમજતો થયો છે કે લગ્ન બાબતમાં સર્વ આધાર વડીલો પર રાખવો યોગ્ય નથી; લગ્ન કરનારે પોતે જ એ બાબત વિચારવી જોઈએ; લગ્ન કરનારે પોતાના સહચર અથવા તો સહચરીની પસંદગી કરવી જોઈએ; જેથી લાકડે માંકડું વળગવાનાં દૃષ્ટાંતો ઓછાં થાય અને જીવનમાં નવો જ આનંદ રહે. પશ્ચિમ તરફ લગ્નો આવી જ રીતે થાય છે. લગ્ન કરનાર પોતે જ પોતાનાં પરિચયમાં આવતી વ્યક્તિઓમાંથી પોતાનાં જીવનસાથી અથવા જીવનસંગિનીની પસંદગી કરે છે. પ્રથમ તેનાં પરિચયમાં આવે છે, એક બીજા માટે પ્રેમ થાય છે અને ત્યારબાદ લગ્ન માટે એકબીજાના વિચારો દર્શાવે છે અને ઉભય લગ્નનાં બંધનથી જોડાય છે. આ પ્રેમની

ભૂમિકા પર રચાયેલાં લગ્નો સ્નેહલગ્ન કહેવાય છે. આ પરદેશી રિવાજને આપણે સારી રીતે આવકારી લીધો છે, કારણકે વડીલોની સંમતી અને પસંદગીથી થયેલ દરેક લગ્નો સફળ નથી થતા. કેટલીક વાર વડીલો પૈસાના લોભમાં દોરવાઇ, નાતજાત અને કુળની મોટમાં અંજાઇ, પરણનારના હિત તરફ દુર્લક્ષ કરે છે. એથી આગળ વધતાં પૈસા લઈને પોતાનાં સંતાનોને પરણાવી કન્યા-વિક્રય અને વર-વિક્રય જેવી પ્રથાને ઉત્તેજન આપે છે, ત્યારે સંતાનોને પોતાના લગ્ન-જીવનની સફળતા અથવા નિષ્ફળતાનો આધાર માત્ર નસીબ પર જ છોડી દેવાનો રહે છે અને મને કે કમને પડ્યું પનારું નભાવી લેવાનું જ રહે છે.

સમાજની સુધારણાને માટે આજે એ દોષો દૂર કરવાની જરૂર છે. જ્ઞાતિબંધનોમાં ન્હાનાં વર્તુળો, વર-વિક્રય, કન્યા-વિક્રય, અને પતિ-પત્ની વચ્ચેની માનસિક શારીરિક અને સામાજિક અસમાનતાને દૂર કરવાની જરૂર છે, જેથી આપોઆપ લગ્નના પ્રશ્ન પર મદ-દનો પ્રકાશ પડશે. જ્ઞાતિબંધનોનાં વર્તુળો નષ્ટ થતાં જ લગ્નની પસંદગીનું ક્ષેત્ર વિશાળ બની શકશે, વર-વિક્રય અને કન્યા-વિક્રય જેવી પ્રથા નાબુદ થતા જ પતિ-પત્ની વચ્ચેની શારીરિક અને સામાજિક અસમાનતા દૂર થઈ જશે અને લગ્ન વડીલોની ઇચ્છા મુજબ થવા કરતાં ઉમરની પસંદગી અને પ્રેમની ભૂમિકા પર રચાતાં, માનસિક અસમાનતા પણ નષ્ટ થઈ જશે.

ઉપરોક્ત કોઈપણ જાતની અસમાનતાઓને જીવનમાં સ્થાન ન મળે અને જીવનમાં પ્રેમનું સામ્રાજ્ય રહે તે ખાતર સ્નેહલગ્નને મહત્વ અપાયું છે. સ્ત્રી અને પુરુષની જીવનભરની અખંડ મૈત્રી તે લગ્ન. આ મૈત્રી અખંડ રહે તે માટે પતિ-પત્ની વચ્ચે અખંડ પ્રેમની આવશ્યકતા છે, અને આ પ્રશ્ન ત્યારે જ ઉદ્ભવી શકે કે જ્યારે ઉભયનાં વિચારો અને ધ્યેયમાં સામ્ય હોય, આદર્શ એક હોય, માનસ અને સ્વભાવમાં પણ કેટલી-જ એકતા હોય. આ સતત સર્વ સહવાસ અને પરીચયને અન્તે જ પ્રાપ્ત થઈ શકે. વડીલોની પસંદગીથી થયેલ લગ્નો નિષ્ફળ થાય છે તેનું કારણ ઉપરોક્ત વસ્તુઓનો અભાવ હોવાને લીધે છે. કારણ કે આવા લગ્નોમાં પતિ-પત્નીને એકબીજાનો સહવાસ કે પરિચય લગ્ન પહેલાં હોતો જ નથી, ઘણા દાખલાઓમાંતો એકબીજાને જોયેલાં પણ નથી હોતા, લગ્ન બાદ તેઓ પરસ્પરનાં પરિચયમાં આવે છે, અને માનસ અને વિચારો સમજાતા જીવનની શરૂઆત થાય છે. નસીબજોગે વિચારોમાં સામ્ય હોય તો ઠીક, નહિ તો બેમાંથી એક વ્યક્તિને બીજાના આધિન થઈ રહેવું પડે છે, પરિણામે અસંતોષ પ્રગટે છે અને બન્ને વચ્ચે અથડામણો શરૂ થાય છે અને પ્રેમ જેવી કોઈપણ વસ્તુ જીવનમાં રહેતી નથી.

જ્યારે સ્નેહલગ્નમાં પતિ-પત્ની લગ્ન પહેલાં એકબીજાના પરિચયમાં આવી વિચારોની આપ લે કરી શકે છે, જ્ઞાતિ કે કુળનાં બંધનો તેમને બાંધી શકતા નથી; તો પછી આવાં લગ્નો શા માટે નિષ્ફળ જાય છે? આજે સમાજનો મોટો ભાગ સ્નેહલગ્નની હિમાયત કરે છે છતાં પણ એ લગ્ન તરફ ભયની દ્રષ્ટિએ જુએ છે. કારણ કે પંચોતેર ટકા સ્નેહલગ્નો નિષ્ફળ જ જાય છે. ઉભય દુઃખી થઈ જાય છે અથવા તો આવા લગ્નો છૂટાછેડામાં જ પરીણમે છે, એ માન્યતા સારા પ્રમાણમાં આપણા મગજ પર અસર કરી જાય છે. આ માત્ર ખોટી માન્યતા નથી, પરંતુ એમાં પણ કંઈક સત્ય છુપાયેલું છે. કારણકે આજે, આપણા સમાજમાં જે સ્નેહલગ્નો થઈ રહ્યાં છે તેનો મોટોભાગ સ્નેહલગ્નને નામે, ક્રાન્તિને નામે, પતનને માર્ગે જઈ રહ્યો છે. સ્નેહલગ્નનું

સાચું સ્વરૂપ સમજ્યા વગર માત્ર પરદેશી ઢબનું અંધ અનુકરણ કરી આપણે માત્ર પરદેશી ઢબને વગોવીને, આ ક્રાન્તિને લાંછન લગાડયું છે. આ સ્નેહલગ્નને નામે થતા લગ્નોનું આપણે સ્વરૂપ જોઈએ.

કોઈ અવનવા સંજોગોમાં યુવાન યુવક યુવતી મળે, પરસ્પરનો પરિચય થાય અને પ્રથમ દૃષ્ટિએ પ્રેમ થાય. યુવાન અને અનુભવરહિત યુવકો કંઈક નવું જ આકર્ષણ અનુભવે અને પરસ્પરને મળવા તલસે છે. પ્રસંગોપાત તેઓ એકબીજાને મળે, દરમિયાન મીઠી મીઠી વાતો કરી સામી વ્યક્તિને પોતાની તરફ આકર્ષવા પ્રયત્ન કરે અને પોતાનાં જીવનની નરસી બાજુઓ સંતાડવા પ્રયત્ન કરી સારી સારી બાબતોનું પ્રદર્શન કરે છે. જીવનનો ગંભીરતાથી વિચાર કર્યો વગર, યોગ્ય રીતે પરસ્પરના વિચારોની આપ લે કર્યો વગર, માત્ર આવેશના પ્રવાહમાં તણાઈને માની લે છે કે, હવે એકબીજા વગર જીવવું અશક્ય છે. આ વખતે બન્ને વ્યક્તિઓ જીવનના કડવા અનુભવોથી મુક્ત હોય છે અને માત્ર તરંગોની દુનિયામાં રાચે છે. તરંગોની દુનિયા, પ્રેમનું ઘર, પ્રેમનું આંગણું, પ્રેમની પથારી અને પ્રેમનું ભોજન, અહા કેટલી સરસ કલ્પના ! એ બધી જ દુનિયા તરંગોની સાથે જ નષ્ટ થઈ જાય છે, એનો આ અનુભવરહિત જુવાનીના જોશમાં તણાતાં હૃદયોને ખ્યાલ રહેતો નથી. સમાજ અને વડીલોની પરવા કર્યા વગર આવેશના વેગમાં તણાઈ બન્ને વ્યક્તિ લગ્ન-ગ્રંથીથી જોડાઈ જાય છે અને તેમનાં વાસ્તવિક જીવનની શરૂઆત થાય છે.

જીવનને યોગ્ય ગતિ મળવાની સાથે જ અનેક જરૂરીયાતોને સ્થાન મળે છે. તરંગોની દુનિયા વિલીન થઈ જાય છે. રહેવા માટે ઘરબાર, કપડાં, ખોરાક, આ સર્વ વસ્તુઓને માટે પ્રથમ આર્થિક સ્થિતિનો ખ્યાલ આવે છે. વહેવારીક રીતે પતિ–પત્ની પરસ્પરના પરિચયમાં આવે છે ત્યારે એ પહેલાની પોતાના દુર્ગુણો ઢાંકવાની વૃત્તિ નાશ પામે છે, એટલે પરસ્પરના દોષો અને સ્વભાવ જતા થવા માંડે છે. બન્નેનું જુદા જુદા વાતાવરણમાં ઘડાયેલું ભિન્ન ભિન્ન પ્રકારનું માનસ હોય જેને પરિણામે વહેવારીક અથડામણોની શરૂઆત થાય છે. લગ્ન સમયે અને તે પહેલાં જે આવેશનાં પડળ આંખ સામે રહ્યાં હોય તે ખસી જતાં જ આ અથડામણો ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા લાગે છે. આવે વખતે પતિ અથવા તો પત્ની—એકમાં પણ નભાવી લેવાની શક્તિ હોય તો તો વળી જીવનનું ગાડું ખડખડ કરતું આગળ ધપે છે, નહિ તો પછી બન્નેને એમ જ લાગે છે કે જીવનમાં નિરાશા જ મળી છે અને સુખી થવા માટે પછી છૂટાછેડાનો આશરો લેવો પડે છે.

આવા લગ્નોને સ્નેહલગ્ન કેમ કહી શકાય ? સ્નેહલગ્નોને નિષ્ફળતાને માર્ગે લઈ જનાર તત્વોને આપણે વિચારીએ. પ્રથમ તો આપણે પ્રેમ–એ વસ્તુ સમજવામાં જ મોટી ભૂલ કરીએ છીએ. પ્રેમ એટલે શું ? પ્રેમ એ હૃદયની એક પ્રકારની સાત્વિક ભાવના કે જે જીવનને મધુર અને રસમય બનાવી જાય છે, તેને બદલે વિજાતિય વ્યક્તિ માટે જે આકર્ષણ થાય છે તેને આપણે પ્રેમ માની લઈએ છીએ. કોઈ સારા પાકેલા ફળ તરફ વાંદરાનું આકર્ષણ કેવું હોય ? જો આ આકર્ષણને આપણે સત્ય પ્રેમ કહી શકીએ તો જ આ સ્ત્રી-પુરુષનાં પરસ્પરનાં આકર્ષણને સત્ય પ્રેમ કહી શકાય. ક્ષમા, ત્યાગ, આત્મભોગ, હૃદયની ઉદારતા અને સામી વ્યક્તિ તરફ નિસ્વાર્થ ભાવ એ જ સત્ય પ્રેમનાં મુખ્ય પાંચ ધ્યેયો હોવાં જોઈએ. અને જે પ્રેમ જાતિય વાસનાથી મુક્ત છે તેને જ સત્ય પ્રેમ કહી શકાય. તેને બદલે આપણે આવેશ અને સામી વ્યક્તિ માટેના જાતિય

આકર્ષણને પ્રેમનું સ્વરૂપ આપી દીધું છે.

સારગ્રાહ પ્રેમથી અને સ્વપસંદગીથી પરણ્યા એટલે જીવનમાં માત્ર સુખના જ લ્હાવા મળવાના, એ માન્યતા પણ ભૂલભરેલી છે. ગમે તેટલાં પ્રેમપૂર્વક પરણ્યાં છતાં પણ પતિ–પત્નીનું જીવન મુશ્કેલી અને વિટંબણાઓથી મુક્ત ન જ રહી શકે. એટલા માટે જીવનની મુશ્કેલી નિભાવી લેવાની, તેમનો બળપૂર્વક સામનો કરવાની શક્તિ કેળવવી જોઈએ. એટલા માટે આવેશને પ્રેમનું સ્વરૂપ ન આપતાં, પ્રેમનું સત્ય સ્વરૂપ સમજી આત્મભોગ આપવાની વૃત્તિ અને શક્તિ પતિ–પત્ની બન્નેએ સ્વેચ્છાથી સ્વીકારી લેવી ઘટે. દરેક બાબતમાં એકતા કદી ન જ આવી શકે. તે ખાતર ઉભયે પરસ્પરના દોષો જોવાને બદલે વિચારોની મર્યાદાની પાળ બાંધી નમ્રતાથી વિચારોમાં સામ્યતા લાવવી ઘટે. લગ્નજીવનમાં કોઈને કોઈ માર્ગે અપૂર્ણતા રહે જ; તે માટે પરસ્પરને કર્તવ્ય સમજીને પ્રેમથી નિભાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. કર્તવ્યની ભાવના સહૃદયમાં હંમેશાં જાગૃત રાખી સામી વ્યક્તિને સુખી બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે એ જ ઉત્તમ માર્ગ છે.

સાચો પ્રેમ જાતિય વાસનાથી પર હોવો જોઈએ. પ્રેમ અને વાસના એ અલગ અલગ વસ્તુ છે, છતાં પણ લગ્ન–જીવનમાં બન્નેને સમપ્રમાણ સ્થાન રહે એ વિશેષ યોગ્ય છે. પતિ–પત્ની નૈતિક અને શારીરિક સંબંધોથી જોડાય છે, એટલે જાતિય સુખને પણ મહત્વ અપાવું જોઈએ એમ હું માનું છું. દંપતિ દેહસંબંધથી જ્યાં સુધી ન જોડાય ત્યાં સુધી જીવનસુખની પરિપૂર્ણ દશા પ્રાપ્ત ન જ થઈ શકે. જાતિય ભાવના એ કુદરતે જ નિર્માણ કરેલી વસ્તુ છે, પરંતુ એ ભાવનાનો સૂક્ષ્મ હેતુ ઉભયે લક્ષમાં રાખી આગળ વધવું જોઈએ. જો માત્ર વાસનાતૃપ્તિ એ જ સાચો પ્રેમ હોય તો તે સંતોષાતાં પ્રેમ અને આકર્ષણ બન્ને જ ઓછાં થઈ જાય. આ આકર્ષણ અને વાસના સદાને માટે સરખા પ્રમાણમાં ન જ રહી શકે. સમય અને ઉમ્મરના પ્રમાણમાં તેમાં ઘટાડો થવાનો જ. માટે આ દૈહિક સુખ માત્ર વિલાસ અને સુખને અર્થે નહીં, પરંતુ તેની પાછળ રહેલી કર્તવ્યની સૂક્ષ્મ ભાવના તરફ દૃષ્ટિપાત કરવો જોઈએ. એ કર્તવ્ય છે પતિ–પત્નીનાં શારીરિક સંયોગદ્વારા ઉત્પન્ન થતું પ્રતિક: બાળક! અને તેથી તેના જીવન વિકાસ માટે પિતૃધર્મ અને માતૃધર્મની જવાબદારીનું વહન કરવું તેટલું જ આવશ્યક છે. લગ્ન–જીવનનાં તમામ અસંતોષોને કાઢી નાખવા માટે, નવો જ રસ પેદા કરવા માટે, સંતતિને પણ સ્થાન હોવું જોઈએ. હાલમાં કૃત્રિમ ઉપાયો અને સાધનો દ્વારા સંતતિ નિયમન કરી દૈહિક સુખની ઉચ્ચ ભાવના નષ્ટ કરી, તેમાંથી મળતાં વિલાસને મહત્વનું સ્થાન અપાયું છે તેને બદલે ઉભયે પોતાના સંજોગો અને સ્થિતિ અનુસાર વાત્સલ્યતાનો ઉદય જરૂર થવા દેવો જોઈએ જ.

પ્રેમની ભૂમિકાપર રચાયેલ લગ્નો જીવન પર્યંત સુખી જ રહે એમ નથી. જીવનને સુખી બનાવવા માટે પ્રેમ એ પુરતી વસ્તુ નથી. અને એટલા માટે જ આપણી લગ્નપ્રથા ધર્મની વેદી પર રચાયેલ છે. આવેશ નષ્ટ થાય, જુવાની નષ્ટ થાય, પ્રેમ નષ્ટ થાય છતાં પણ કર્તવ્યની ભાવના—એટલે પતિને પત્ની તરફનું કર્તવ્ય, અને પત્નીને પતિ તરફનું કર્તવ્ય એ નષ્ટ ન થાય ત્યાંસુધી લગ્નજીવનમાં નિષ્ફળતાને સ્થાન મળી શકે નહિ. મનુષ્યમાં સાચો પ્રેમ હોય છતાં પણ કોઈ સંજોગમાં તેનામાં ચંચળતા આવી જાય તો તે વખતે જો તેનામાં માત્ર કર્તવ્યની ભાવના ન હોય તો કદાચ મનુષ્ય ખોટી રીતે દોરવાઈ જાય અથવા જીવનમાંથી રસ ઉડી જાય છે. મનુષ્ય આ વખતે જડવત્ બની

જાય છે, તેને લાગે છે કે પોતે યંત્રવત્ જિંદગી જીવે છે. આ કારણસર ઉભયમાં ઉપરોક્ત બંને ભાવનાઓ સપ્રમાણ હોવી જરૂરી છે.

કોઈ પ્રશ્ન કરશે કે આપણા લગ્નોમાં ધર્મને મહત્વનું સ્થાન છે છતાં પણ શા માટે સૌનો નિષ્ફળ જાય છે? આ પ્રશ્ન પ્રત્યે વિચાર કરતાં એક જ કારણ જણાય છે કે આપણા લગ્નમાં માત્ર ધર્મને જ સ્થાન અપાય છે, પ્રેમની ભાવનાચંચળવૃત્તિથી નાશ પામે અને માત્ર કર્તવ્યની ભાવનાથી આત્મસંતોષનો ભાવ નષ્ટ થાય એટલે બન્ને ભાવનાઓનું સ્થાન સપ્રમાણ ન હોય તો જીવન સફળતાને માર્ગે ન જઈ શકે.

સ્નેહલગ્નોમાં જીવનમાં જાગતું એક તત્વ તે પતિ-પત્ની બન્ને વચ્ચેની સ્વતંત્રતાને માટે રાહ. આ મનોભાવ મર્યાદાની પાળ પણ ઘણીવાર ઓળંગી જાય છે. અનુભવનારને તે ખ્યાલ રહેતો નથી, પરંતુ એ વખતે તે પોતાના વટને ખાતર બધું ગુમાવી નાખવાની પણ તૈયારી બતાવે છે, અને સામી વ્યક્તિ પાસેથી માત્ર આત્મભોગની આશા રાખે છે.

સ્વાતંત્ર્ય સમાનતા ( સમાન હક્કો ) ને, અંગે લગ્ન-જીવનમાં જરૂર દુઃખી થવાનું જ. જીવનમાં પતિએ કે પત્નીએ એકબીજાની ગુલામી વહોરી ન જ લેવી જોઈએ. પત્નીએ કદી પણ ન માનવું કે પતિના શાશનમાં સત્તાનો મદ છે, તેજ પ્રમાણે પતિએ પણ એમ ન માનવું કે પત્ની પોતાથી નીચી કક્ષાની છે તેથી તેની પર સત્તાની જરૂરીયાત છે. લગ્ન સુખ માણવા ઇચ્છનારે પોતાની સત્તાનો મદ છોડી પરસ્પરને અનુકુળ થઈ રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ, એમાં કોઈને કંઈપણ ગુમાવવાનું છે નહિ. જીવનમાં એવી કોઈપણ જાતની ચડસાચડસી ન હોવી જોઈએ, કારણકે પતિ-પત્ની વચ્ચે મતભેદ પણ પડે, સતત સંઘર્ષણને અંગે કલેશ પણ થાય પણ એ કલેશને તરત જ દબાવી નાખવા પ્રયત્ન કરવો જોઈએ; નહિ તો પછી જો એ કલેશ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે તો દિલનો તાર તૂટી જતાં વાર લાગતી નથી.

પતિ અને પત્નીને એકબીજા માટે શંકાશીલ સ્વભાવ અને વહેમી દૃષ્ટિનો સત્વર નાશ કરવો જોઈએ. હૃદયમાં શંકારૂપી કીડો ઘર કરે તો જરૂર તે વ્યથા કોઈ બીજા સ્વરૂપે પણ બહાર પડયા વગર રહેતી નથી. સુશિક્ષિત માણસોનાં હૃદયમાં પણ આ દુર્ગુણ હોય છે તેને સમજીને જરૂર તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરવો જોઈએ.

પૂર્વ પ્રેમની ભૂમિકાપર લગ્ન કરતા પહેલાં આટલી વસ્તુઓનો ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં આવે તો નિષ્ફળતા જેવી કોઈપણ વસ્તુને સ્થાન રહે જ નહિ. લગ્નથી જોડાતા પહેલાં અનેક વિચાર કરી સામી વ્યક્તિનાં અને પોતાનાં માનસનું પણ અવલોકન કરી લગ્ન-ગ્રંથીથી જોડાવું જોઈએ, કારણકે લગ્ન કરનાર બન્ને વ્યક્તિએ એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે એ લગ્નની બધી જવાબદારી બીજા કોઈને નહિ પણ પોતાને જ વહોરવાની છે.

લગ્નનાં ક્ષેત્રને વિશાળ બનાવવા આજે આવા સ્નેહલગ્નોની જરૂર છે, ક્રાન્તિકારી યુવક યુવતિઓની જરૂર છે—જે પોતાનું જીવન સુખી બનાવે અને બીજાને માર્ગદર્શક થઇ પડે. સ્નેહલગ્ન તરફ ભયની દૃષ્ટિએ જોનાર દરેક વ્યક્તિ સમજે કે સ્નેહલગ્ન એ ખરાબ વસ્તુ નથી, પરંતુ આપણે તેનું સ્વરૂપ સમજી શકયા નથી. ઉપર જણાવેલ વિચારણાને અભાવે આવાં લગ્નો નિષ્ફળ જાય અને તેનાં વિરોધી પક્ષને તેને વખોડવા માટે કારણું મળે. આજે સમાજમાં ક્રાન્તિકારી વર્ગની ઉપેક્ષા કરવામાં આવે છે તેનું કારણ પણ આ જ છે કે તેઓ કોઇપણ સુધારણાની પાછળ રહેલ સુક્ષ્મ ભાવના સમજી શકતા નથી.

દરેક વ્યક્તિ સુધારણાની સુક્ષ્મ ભાવના સમજીને કાર્ય કરે; માત્ર સ્થુલ ભાવનાને મહત્વ આપી ક્રાન્તિને કલંક ન લગાડે, એ ઇચ્છનિય છે.

જગવિખ્યાત બનેલી

# રૈયતને



ફો: મનુબહેન ગાંધી અને ગાંધીજી

*

દિલ્હીની ભંગી કોલોની બહુ પ્રખ્યાત બની ગઇ છે. કારણ તો સૌ કોઇ જાણે જ છે કે જ્યાં છેલ્લા ત્રણ વર્ષથી ઐતિહાસિક ઘટનાઓ થઇ રહી છે. ઘણા ઝઘડા થયા, મનભેદો થયા, છેવટે વચગાળાની સરકાર આવી અને અંતે આજે આઝાદીના શુભ મંગળ ગીત પણ અહીં જ ગવાય છે. આ બધા શુભ પરિણામોનો બોરચો આ એક નાનકડી ભંગી વસ્તીમાં મંડાયો એને કોણ નહિ જાણતું હોય? એ વાલ્મીકિ મંદિર તો એક નાના બાળકની પણ જાણ બહાર આજે નહિ હોય. એ ભંગી વસ્તી શું છે? ગાંધીજી જ્યાં રહે છે તે વાલ્મિકિ મંદિર શું છે? તે મંદિર એક હરિજન શાળાનું મકાન છે. જે ઓરડામાં ગાંધીજી રહે છે તેમાં હરીજન બાળકો ગાંધીજી ન હોય ત્યારે ભણે છે. ઓરડો પાકો છે. પાસે જ એક બાથરૂમ બનાવવામાં આવ્યું છે. ઓરડો ઘણો મોટો છે. તેમાં જમીન ઉપર આખા ઓરડાના માપની ગાદીઓ બીછાવેલી છે અને દરવાજાની સામે જ ભીંતને અડીને સાદી લાકડાની મોટા ઘાટની એક પાટ છે. તેના ઉપર એક નાનકડી પાતળી ગાદી, સ્વચ્છ ચાદર અને બે તકિયા છે. તેના ઉપર પૂજ્ય ગાંધીજી બિરાજે છે.

ઓરડામાં ત્રણેક ખુરશીઓ પડેલી છે. તે કયારેક પરદેશીઓ આવે ત્યારે તે લોકો નીચે ન બેસી શકે (આદતને લીધે) તેથી તેમના ઉપયોગ માટે રાખી છે. જો કે ઘણાખરા પરદેશીઓ નીચે પણ બેસી જાય છે. ગાંધીજીની નજીક છે એક ઢાળિયું ટેબલ—જુના જમાનાના વેપારીઓની દુકાનેમાં રહેતું તેવું. એ ઢાળિયા ટેબલના ખાનામાં શું હશે તે જાણો છો? આખા હિંદુસ્તાનના વર્તમાન, ભૂત અને ભવિષ્ય—ત્રણેય કાળના બંધારણ હોય છે. એ ખાનામાંથી તો હિંદુસ્તાનનું આખું ચણતર ચણાઈ રહ્યું છે. દરેક ક્ષણે હિંદુસ્તાનની સ્થિતિનો ચિતાર તેમાંથી મળે છે. એટલે તેમાં ખાસ અગત્યના મહત્વપૂર્ણ કાગળો હોય છે. તે ટેબલ ઉપર પણ કેટલી મહત્વની ચીજો રહે છે! ઘડિયાળ, ગીતાજી એટલે ગાંધીજીની મા, કુરાને શરીફ અને બાપુના ગુરુઓ બિરાજે છે. ગાંધીજીના ગુરુઓને ઓળખો છો? એ ત્રણ વાંદરાનું જોડું બનેલી એક ચીની રમકડું છે. એક વાંદરાનું મોં બંધ છે. એ કહે છે કે, કદી કોઈને દુઃખ લાગે તેવી વાણી ન ઉચ્ચારવી; બીજા વાંદરાના કાન ઉપર હાથ મુકેલા છે, એ સુચવે છે કે ગંદુ સાંભળવું નહિ; અને ત્રીજાની આંખો ઉપર હાથ મુકેલા છે તે કહે છે કાંઈ ગંદુ જોવું નહી. જો ગંદુ બોલવું પડે, ગંદુ સાંભળવું પડે કે જોવું પડે તો ત્રણેય ઇન્દ્રિયો ઉપર હાથ મુકી બંધ કરી દેવા. આ વાનર ગુરુઓ આખા વાતાવરણને સ્વચ્છ અને

દિલ્હીની ભંગી કોલોનીમાં

# ઘેર શાચ

પવિત્ર રાખે છે. આવો છે ગાંધીજીનો ઓરડો. બહારના ભાગમાં પાંચેક ઘાસનાં ઝુંપડાં છે. એકમાં ટેલીફોન રહે છે—જ્યાંથી બધા સારા માઠા સમાચારો મળે છે. બીજામાં ટાઇપીસ્ટ રહે છે—જ્યાં અત્યંત ઉપયોગી કાગળો ટાઈપ થઈ રહ્યા છે અને દેશ પરદેશ જાય છે. ત્રીજામાં ગાંધીજીનો સામાન રહે છે—જ્યાં બધું એમના ખાવા પીવાના સુવાના સાધનો રહે છે. અને બાકીના બે ઝુંપડામાં ગાંધીજીના અમીર કે ગરીબ મોટા નેતા કે સગા દીકરા બધાનો ત્યાં ઉતારો.

આવું રસિક અને વિચિત્ર ગાંધીજીનું રહેઠાણ જોવાની લેડી માઉન્ટબેટનને પણ ઈચ્છા થઈ આવી. તા. ૫–૬–૪૭ના રોજ સાંજના ૪ વાગે લેડી માઉન્ટબેટન ગાંધીજીને મળવા આવનાર છે એવા ખબર ગાંધીજીના ઘાસના ઝુંપડામા રહેલા ટેલીફોને આપ્યા. ગાંધીજીએ બહુએ ના પાડી કે "અહીં આવવાની શી જરૂર છે! હું તો એક સેવક રહ્યો; તમે તો હકુમત છો. હું તો તમારી પાસે મારા કામને અંગે આવતો.' પણ લેડી માઉન્ટબેટન ન જ માન્યાં. એણે પોતાના ખાસ એ.ડી.સી.ને મોકલીને વિનંતી કરાવી કે "તમે આટલી બધી વાર આવી ગયા છો. મારે આવવું જ છે." ગાંધીજીએ છેવટે હા પાડી. બરાબર ૪ ના ટકોરે લેડી માઉન્ટબેટને ગાંધીજીના ખસના પડદાને ઉંચક્યો અને ઉભાં રહ્યાં. ગાંધીજીએ ઉભાં થઈને શેકહેન્ડ કર્યો અને પૂછ્યુઃ "પણ તમારી દીકરી ક્યાં? એને કેમ ન લાવ્યા?" લેડી માઉન્ટબેટને કહ્યુંઃ "એ કામમાં હતી. બીજી વખત એ તો તમારી પ્રાર્થનામાં આવશે." ગાંધીજીએ બીજો પ્રશ્ન પૂછ્યોઃ "બોલો, તમે ક્યાં બેસશો? ખુરશી ઉપર કે હું બેસુ છું તેમ નીચે?" જવાબ આપે તે પહેલા તો ગાંધીજી જ્યાં નીચે બેસે છે ત્યાં બેસી પણ ગયાં અને ગાંધીજીનો ચરખો જોવાની ઇચ્છા બતાવી.



લેડી માઉન્ટબેટન

*

ગાંધીજી ૭૮ વર્ષની પાકી ઉંમરે ધ્રુજતા હાથે કાંતવા બેસી ગયા. બીજા ઉપર મેં કાંતી બતાવ્યું. મારો અને ગાંધીજીનો રેંટિયો જુદી જુદી જાતનો હતો. ગાંધીજીનો રેંટિયો હમણા શ્રી કૃષ્ણદાસ ગાંધીએ નવી જાતનો કાઢયો છે જેમાં કાંતવાનું અને હોન્સુતી–ફરડવાનું (ફુગટા) સાથે જ થાય છે; તેથી વખત ઘણો બચે છે. અને મારો સાદો યરવડા હતો. એમણે બન્ને રેંટિયા બહુ સમજપુર્વક અને બારીકાઈથી તપાસ્યા. એનું આખુ વિજ્ઞાન જાણી લીધું. જે રેંટિયાદેવની કિંમત આપણા હિંદીઓને વધારે નથી તેની કિંમત પરદેશી પ્રજાને ઘણી છે. તેથી જ એ લોકો રેંટિયાનું શાસ્ત્ર સમજવાની બહુ જિજ્ઞાસા રાખે છે.

ગાંધીજીએ પૂછ્યું: 'તમારી મહેમાનગીરી શું કરું ?' ફળ મેવા આપ્યા. એક કપ મેવા તો લીધી પણ એને તો ગાંધીજીના દૈનિકી જાણવાની તીવ્ર ઈચ્છા હતી. ગાંધીજી ક્યારે ઊઠે છે, ત્યાંથી માંડીને ક્યારે સુવે છે વિગેરે આખા દહાડાનો કાર્યક્રમ રસપૂર્વક જાણી લીધો. એ બુઢ્ઢી રોજ સવારના ૩॥ થી ૧૧ વાગ્યા સુધી કામ કરે છે એવું જાણી તે નવાઈ પામી. આ નવાઈ તો દરેકને લાગે તેવી જ છે. હા.—વચ્ચે વચ્ચે દિવસના થોડોક વખત આરામ લઈ લ્યે છે ખરા—પણ એવો આરામ તો આજના નવજુવાનોને કે જેઓ સવારના ૮ વાગે ઊઠનાર હોય તે પણ લ્યે છે. એટલે એમનામાં જે દૈવી શક્તિ કામ કરી રહી છે તેને તેણીએ કબુલ કરવી પડી. અને તેના શબ્દોમાં—તે કાચાપોચાનું કામ નથી. એ તો ગાંધીજી જેવા મહાન વિરલા જ કરી શકે છે.

આજની દેશની સ્થિતિ ભલાભલાને મુંઝવી નાખે તેવી છે. આપણા નેતાઓની આકરી પરીક્ષા થઈ રહી છે. આખો દિવસ ગાંધીજીની પાસે રાય, રંક, દુઃખી, સુખી, પરબારથી હાથ ધોઈ બેઠેલા નિરાશ્રિતો, અંગત જીવનથી કંટાળી ગયેલી બહેનો ભાઈઓ, માંદા થઈને થાકી ગયેલ દર્દીઓ, ગાળો દેનારા દુશ્મનો, દોસ્તો સૌ કોઈ સાંત્વના મેળવવા આવે છે. એ વખતે આપણને પેલો સંગોડી ધારી બોલો શંખ યાદ આવે છે. જેમ એ બોલો શિરષ્ટ દરેકની મનોકામના જલદી સિદ્ધ કરનાર મનાય છે તેમ ગાંધીજી પણ જાણે કેમ દરેકની મનોકામના સિદ્ધ કરનારા બોલા શંખ હોય તેમ લાગે છે. આવી રીતે દિવસ આખો ભર-ચક હોય છે. ત્યાં ગાંધીજીની આવી નિર્મળ તંદુરસ્તી જોઈને લેડી માઉન્ટબેટન આશ્ચર્યથી કહે, 'પણ તમારી તબીયતનું કેમ ?' ગાંધીજી કહે, "મારી તબીયત જોઈને તમને ઈર્ષા આવે છે કે શું ?" ગાંધીજીના શબ્દોમાં કહું તો "હું તો મારા રામજીનો નચાવ્યો નાચું છું" સાચે જ રામજીનો પૂરો હાથ છે.

x

ગાંધીજીને એક નાની સરખી ટાંકણી કરવું માંથી ક્યાં મુકવી ત્યાંથી માંડીને દુનિયાનું ભલુ શામાં છે, દેશનું ભલુ શામાં છે તે બધી જ ચિંતા કરવાની હોય છે. તેઓ ઘડીકમાં કોઈના બાપુ બને છે તો ઘડીકમાં નેતા, ઘડીકમાં કોઈ દર્દીના ડૉક્ટર, તો ઘડીમાં સેવક, ઘડીમાં કોઈ દીકરાની મા; આમ બાપુના ગુણો ક્ષણે ક્ષણે નવા નવા રૂપોમાં પલટાય છે. આવો છે ગાંધીજીનો વ્યવસાય ! એ ગાંધીજીની નાની બહેન કે સૌથી મોટી દીકરી જ જાણે ન હોય તેવું હતું એ દૃશ્ય. તે વખતે લેડી માઉન્ટબેટન ભૂલી જ ગયેલાં કે હું તો વાઈસરોયની પત્ની છું. લવલેશ અભિમાન નહીં. ત્યાં પુરા ૪॥ થયા, ને તે ઉઠ્યાં. કહે, 'તમારો વખત નહિ લઉં.' ગાંધીજીએ સુચવ્યું કે 'પાસે જ ભંગી વાસ છે ત્યાં જઈને તેઓના હાલ તો જુઓ, કે કઈ રીતે તેઓ મુઆને વાંકે જીવી રહ્યા છે.' એણે તરત આ સુચનાને હર્ષથી વધાવી લીધી.

શ્રીમતી મણીબહેન પટેલ સાથે ગયાં. તેઓ પગે ચાલીને જ ભંગીવાસના અંધારા ઝુંપડાઓમાં ગયાં. એમના ઝુંપડામાં પ્રવેશીને એ લોકો પાસે શું સામાન હોય છે, કેવી જાતની રહેણી છે, તે બધુ બારીકાઈથી જોયું. શ્રીમતી મણીબહેને બધું વિગતથી સમજાવ્યું. ત્યાં તો આપણી હાથુન વગેરે પ્રાન્તના બોગા ઇશ્વરના રૂપ જેવાં સાદાં બાળકો એમાં થઈ ગયાં. તેમણે સ્નેહથી કોઈ ઉપર હાથ મુક્યો, કોઈને વ્હાલથી બાથમાં લીધાં અને પંપાળીને પ્રેમથી તરબોળ કર્યાં. તેઓ પુરું હિન્દુસ્તાની સમજે ! ત્યાં ભાંગી તુટી ભાષામાં વાતો કરી. આ વર્તણુક એની ખાનદાની સૂચવે છે. આપણે તો એ જાતિની કે જે આપણી અદ્ભુત સેવા

કરી રહી છે તેને અડકીયે તો અભડાઈ જઈએ છીએ, એવી મૂર્ખાઈ ભરેલી માન્યતા ઉપર તે હસે જ ને! આ ભાવી સેવક–બાળકો પ્રેમના કેટલા ભૂખ્યા હતા તેનું ભાન બે મિનિટમાં થઈ ગયું.

એ અંગ્રેજ બાઈ છે, છતાં સામાન્ય હિંદુ સ્ત્રી જેવી થઈને રહે છે. આપણે તરછોડયા છે તે અભાગી પ્રજાને માના હૃદયથી એણે અપનાવ્યાં, આ કળાને લીધે જ આજે એ પ્રજા આપણી ઉપર રાજ કરી શકી છે ને? પણ આપણે અંધ-ધર્મને વળગી બેઠા છીએ તેથી હાથે કરીને આપણો કુહાડો આપણા જ પગમાં મારી હેરાન થઈએ છીએ. આ આપણું કલંક, આ આપણી ગુલામી, બહેનો જ ધોઈ શકે છે. આપણી બહેનોએ આ કલંક વહોરવામાં મોટો ભાગ ભજવ્યો છે એ ભારે શરમની વાત છે. જે દિવસે આ ધૃણા દૂર થશે તે દિવસ ધન્ય લેખાશે.

ગાંધીજીએ કરેલા અનંત ઉપકારોને બહેનોએ સંભારવા જોઈએ. બહેનોને ચડાવવામાં ગાંધીજીએ જે શ્રમ લીધો છે તેને પરિણામે શ્રી વિજયાલક્ષ્મી જેવા હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે રશિયામાં જાય છે. નહિ તો આપણી બહેનો આજે માત્ર ચુલો ફુંકનાર અને રોટલા ઘડનાર રસોડાની ગુલામ જ રહેત. બાપુનું ઋણ ચુકાવવું હોય તો બહેનોએ કોઈનો ડર રાખ્યા વગર હિંદુ મુસલમાન હરિજન પારસી બધી એક જ જાત છે, એક માતાની પુત્રીઓ છીએ એ ભાવનાથી દૃઢ નિશ્ચય કરવો જોઈએ. તે દહાડે જ આપણે બાપુના ને દેશના દેવામાંથી મુક્ત થઈ સ્વચ્છ સ્વતંત્ર અને પવિત્ર બનીશું. બહેનો એ ધન્ય દિવસ બાપુને દેખાડશે ખરી?

ભંગી કોલોની,
ન્યુ દીલ્હી.
કુ. મનુ ગાંધી

## ઉષા

જાગી છે ઉષા રંગ સુનેરી!
જો જો સ્વાતંત્ર્યની વાગતી ભેરી!

પંખીનાં મંજુલ ગુંજનો આજે
પ્રસરે છે દૂર દૂર,
કુસુમ–કાનને આજ મૂક્યા છે
મોકળા સૌરભ પૂરઃ
જો જો હવાની ચેતન લ્હેરી!
આજ વહી રહી મસ્ત અનેરી!

ધુમ્મ્વે ઘેરું માન મ્હેરામણ
ઉદ્દે ઊછાળી અંગ,
પડધા પર્વત કંદરા દેતી
ઉર ભીલાવી સંગઃ
તરંગના મૃદુ ફૂલડાં વેરી
વંદતો સાગર બાજતી ભેરી.

જામી'તી મારા દેશમાં કાળી
કાજળ કેરી રાત,
દીનતા, હીનતા કેરા ડુંગરડાં
બેઠા'તા રોકી વાટઃ
તિમિર વાદળ શ્યામ વિખેરી
કાઢે દિવાકર કોર સુનેરી!

કોડો જનોના અંતર ઉમંગે
ગજ ગજ ઉંચા થાય,
સ્નિગ્ધ થનગન હૈયાં
આનંદે છલકાયઃ
ફળી શહીદોની આશા ઉંચેરી!
જો જો સ્વતંત્ર્યની વાગતી ભેરી!

જાગી છે ઉષા રંગ સુનેરી!
સુણો સ્વતંત્ર્યની વાગતી ભેરી!

'શશિન' ઓઝા

# ભરત-કામના નમુનાઓ





( ચિત્રકાર શ્રી. મહુ )

( કોપીરાઈટ )

## શીતળા.

શીતળા સાતમનો તહેવાર તો જગ-જાહેર છે. દરેક દેશના બૈરાં તે તહેવાર પાળે છે. શીતળા સાતમનો તહેવાર એ, જેમ દીવાળી વેપારીઓની, હોળી મારવાડીની, તેમ એ ખાસ તહેવાર સ્ત્રીઓનો જ છે. માન્યતા એવી છે કે સાતમીને દિવસે સ્ત્રીઓએ ટાઢું ખાવું, અને છઠ્ઠને દિવસે રાંધી લઈ ને પછી ચુલામાંનો અગ્નિ શાંત કરી દેવો. કહે છે કે છઠ્ઠની રાતે શીતળા માતા ફરવા નીકળે છે.

એવી છઠ્ઠને દિવસે એક બાઈ બીચારી નાનાં નાનાં છોકરાં અને આવડત જરા ઓછી હોવાથી ઘરકામથી મોડી પરવારી ને ચુલામાંનો અગ્નિ શાંત કરવાનો ભૂલી ગઈ.

એ અને એના પડખામાં સુતેલું બાળક આનંદથી કલ્લોલ કરતાં, સવારે પોતે નદીએ ન્હાવા જશે અને સારાં કપડાં પહેરી સરખી સહેલીઓ સાથે આનંદ કરશે, એવા આશાભર્યાં વિચારો કરતી એ વ્હેલી વ્હેલી સુઈ ગઈ.

રાત્રે રૂમઝુમ કરતાં શીતળા માતા ફરવા નીકળ્યાં. એ બાઈને ઘેર જ શીતળા માતાના પુનીત પગલાં થયાં. એમણે આવીને ચુલામાં પગ મૂક્યો. ધમધગતો અંગારો લાલચોળ બની ગયેલો. માતાએ જોયા વગર પગ મૂક્યો. એમણે ચીસ નાંખી દીધી. પગના તંતુઓએ મગજને, તરત જ ખબર આપી દીધી કે બાઈએ માતાજીને દઝાડ્યાં છે. માતાની ગુસ્સાની જ્વાળાઓ ભભુકી ઉઠી. એ ક્રોધાયમાન દેવીએ શ્રાપ આપ્યો કે, 'મ્હારો પગ બળ્યો એમ એનું પેટ બળજો.' એ તો એમના સ્થાનકે પધાર્યાં.

રજનીને વિદાય કરવા એમનાં પુત્રી ઉષાદેવી લાલ રંગની સાડી પહેરીને પૂર્વ તરફ દેખાયાં. સહુ સુતી દુનીઆએ જાણ્યું કે ઉષાદેવીનાં પુનીત પગલાં થયાં. પછી એ ઉષા

# આપણી



# વ્રત-કથાઓ

દેવીની શોધમાં સવિતાનારાયણ હવે થોડા જ વખતમાં અરૂણ-સારથી સાથે પધારશે.

એમનો સત્કાર કરવા પક્ષીઓએ કીલકીલાટ શરૂ કર્યો. ઉષાદેવીએ સ્વસ્તિક પૂર્યો. ભક્તજનોએ પ્રભાતીયાં શરૂ કર્યાં. માણસોએ ઉંઘ તજી પથારીનો ત્યાગ કર્યો, મંદિરોમાં ઘંટનાદ થઈ રહ્યા.

પેલી બાઈ પણ ઉઠી ઘરકામે વળગી ને ન્હાઈ ધોઈ, દેવદર્શન કરવા જવા માટે પોતાના પુત્રને ઉઠાડવા ગઈ. પણ એણે શું જોયું?

એ મુંઝી ઉઠી; એના હોઠ ફીક્કા પડી ગયા; હાલી ઉડી ગઈ; આંખો ફાટી રહી; પગ થરથરવા લાગ્યા. જીભ બંધ થઈ ગઈ. એ બેભાન જેવી બની ગઈ, અને નીચે બેસી ગઈ.

એનો એકનો એક પુત્ર નિર્દોષ આનંદથી સુતી વખતે કીલકીલાટ કરતો હતો, તે અત્યારે મૃત્યુશૈયામાં પોઢયો હતો.

એને ફાળ પડી. ચુલામાંનો અગ્નિ શાંત કરવો ભૂલી ગઈ હતી તે યાદ આવ્યું. એ

રડી પડી. આસપાસનાં બૈરાં દર્શન કરવા જવા તૈયાર થઈ આવ્યાં અને તેને સાથે આવવા સાદ કર્યો.

પણ આનંદના ઉમળકાભર્યા લહેકા સહિત સામો અવાજ ન આવ્યો: માત્ર ડુસકું સંભળાયું. અંતરનો ઊંડો આર્તનાદ પડઘો પાડી રહ્યો સહુ આવું બન્યું ને અંદર જઈ જુએ તો એનો છોકરો ભડથું થઈ ગયેલો! જાણે અગ્નિની ઝાળમાંથી છોકરાને કાઢી લીધો હોય એવું એનું શરીર કાળુંમેશ થઈ ગયું હતું—વિજળી પડવાથી થાય એવું!

વહેમી બૈરાંઓમાં ગુસપુસ વાતો ચાલી અને તરત જ ગણગણાટ સંભળાયો કે: 'એ તો શીતળા માતાજી વરખી ગયાં.'

એ બાઇ પોતાના પુત્રને ખોઈમાં નાખી ચાલી નીકળી. જાણે કોઈ ગાંડી રખડવા નીકળી. કોઇ એને પાછું વાળી ન શક્યું. એ તો ગઈ.

*

ભર જંગલમાં એક જુવાન સ્ત્રી પછવાડે ફાંટ બાંધી, અંદર મૃત બાળકને સુવાડીને રાતી આંખે ચાલી જતી હતી. એનાં અશ્રુથી એના પાલવનો છેડો પલળી ગયો હતો. આંખો લાલ થઇ ગઇ હતી અને વધારે રડવાથી સુજી ગઇ હતી. મોઢાનું તેજ ઊડી ગયું હતું એ બેભાન જેવી અહીં તહીં ભટકતી આગળ ચાલી જતી હતી. એ શીતળામાતાની શોધમાં નીકળી હતી. એ ધારતી હતી કે શીતળા માતાજી દયાળુ છે. મારી ગરીબની ધા એ સાંભળશે. મારૂં રાંકનું રતન એ મને પાછું આપશે. હજારો નિરાશામાં કોઈ કોઈ આશાનાં કિરણો એને આવતાં, અને જેમ ડૂબતો માણસ તરણાને વળગી પડે એમ એ સહુ કે નિષ્ટંર, ઝાડ, પાન, પત્થર, પાણી, તળાવ વગેરેને શીતળા માતાની ભાળ પૂછતી અથડાતી ભટકતી હતી, અને આગળ ને આગળ માતાની શોધમાં ચાલી જતી હતી.

રસ્તામાં એક આંબો આવ્યો. સરસ સરસ એની કેરીઓ લચી પડતી હતી. અકાળે એ ફળેલો આંબો બાઈએ જોયો. એ થાકીને લોથપોથ થઈ ગઈ હતી. એનું ગળું તરસથી સુકાતું હતું. કંઠ રૂંધાઈ જતો હતો. હૈયામાં દુઃખની ચીનગારીઓ બળતી હતી. એણે બાળકનું પોટકું એ આંબાના ઝાડ તળે મૂક્યું. સહકારે એ બાઇનો સત્કાર કર્યો.

એ આંબા તરફ જોઈ રહી. 'અકાળે આ આંબો ફળ્યો છે, અને કોઈ રખેવાળ પણ નથી, છતાંય કોઇ એની કેરી કેમ ખાતું નહિ હોય?' આવી એને મનમાં શંકા ઉત્પન્ન થઇ.

આંબાને વાચા થઈ. એ મનુષ્ય પેઠે બોલી ઉઠ્યો: "બાઇ, હું આવતા જતા દરેક માણસને છાંયડો આપું છું, એમનો શ્રમ હરું છું, છતાં ય કોઇ પણ માણસ મારૂં એક પણ ફળ ખાઈ શકતું નથી—ખાતું નથી—ખાવાની ઈચ્છા કરતું પણ નથી. મ્હેં એમનું શું બગાડ્યું હશે! ખરે જ દુનીઆ એવી વિચિત્ર જ છે. ઉપકાર ઉપર અપકાર કરવો એ અત્યારે જગતનો સામાન્ય નિયમ થઇ પડ્યો છે. મારો તિરસ્કાર ઉઘાડો અટ્ટહાસ્ય કરી રહ્યો છે.

'બાઈ આંબા! એ તો પ્રભુની કુદરત છે. હું અભાગણી આગમુ થઇ ગઈ. કાલે રાત્રે અગ્નિ ઠારવો ભૂલી ગઇ. શીતળા માતાજી પધાર્યાં તે મ્હારો એકનો એક હીરો વરખી ગયાં. મારી આંધળીની આંખો ફુટી ગઈ, મારૂં નસીબ ફુટી ગયું, એ ભડથું થઇ ગયો." બાઈ રડી પડી. એના અશ્રુરૂપી મોતી ચહુ-ધારા દડ દડ રડી પડ્યાં. 'બાઈ, માતાજી ક્યાં હશે?'

'બાઇ, મારો નિસાસો ત્હેં સાંભળ્યો. તેં મને દિલાસો આપ્યો તેટલો જ તારો આભાર. દુઃખીને દિલાસો દુઃખી જ આપે, કારણ કે દુઃખીનું દુઃખ દુઃખી જ જાણે. સુખી

ઓછું જ જાણે ? પ્રસુતીની પીડા વાંઝણી શું જાણે ! હું પણ તને તારા દુઃખમાં દિલાસો આપી માતાજી ક્યાં છે તે બતાવું એ મારી ફરજ છે. આ રસ્તે ગયાં છે. પણ મારું આટલું કામ–કારણ તું જરૂર પૂછતી આવજે બહેન !' આંબાનાં પાંદડાં ખખડાટ કરી પોતાનો મુંજારો દર્શાવી રહ્યાં.

બાઈએ હા કહી અને એ આગળ ચાલી. પણ એના હોઠ સુકાઇ ગયા હતા. પાણીની શોધમાં એ દોડતી. ઉડતાં પંખી જોઈ એ તે તરફ જતી અને મૃગજળ ભાળી એ પાછી વળતી. આંઝવાના જળથી તરસ ઓછી જ છીપે ? દુઃખનીએ હદ હોય છે. એણે થોડે દૂર પંખીઓ ઉડતાં જોયાં. હરીયાળી જમીન અને ઠંડા પવનની લહેરીઓ અનુભવી. એ દોડી અને એક તલાવડી પાસે આવી. પાણી પીવું હતું પણ ન પીધું. એ પાણી તરફ અનિમિષ નયને જોઈ રહી.

એ તળાવડીઓ પાસે પાસે નિર્મળ જળથી ભરેલી હતી. કાંઠે મોટી મોટી ઘટાવાળાં સુંદર ઝાડો અને ઉપર કીલકીલાટ કરતાં પક્ષીઓના ગુંજારવથી એ સોહામણા સ્થાનમાં દેવતાઓ વિહરવા આવતા હશે, એવો સહજ ખ્યાલ આવે; એવી એ સુંદર તળાવડીઓમાંનાં એ ચોખ્ખાં જળ એક, બીજી તળાવડીમાં પવનની લહેરોથી આવતાં જતાં: જાણે ચકભીલ્લુનો દાવ ન રમતાં હોય !

બાઇ થંભી ગઈ. એ શબવત સ્થિર થઈ ગઇ. એની આંખો પાણી ઉપર ચોંટી ગઈ. નિર્દોષ આનંદમાં એ તલ્લીન થઇ ગઇ. પોતાનું દુઃખ એ ભૂલી; પણ તેમાંથી પાણી પીવાનું મન એને ન થયું. એની તરસ જાણે છીપી ગઈ હોય એમ એને દેખાયું.

'એને કાંઠે ઉભેલી જોઇ, જેમ બાળકો રમતાં હોય અને કોઈ ત્યાં આવીને તે જોવા ઉભું રહેતાં બાળકો શરમાઇ જાય, તેમ પાણીની એ લહરીઓ થંભી ગઈ. પોતાના વિશાળ ઉદર ઉપર રમતા એ જળને અંતરાય પાડનાર આ સ્રી તરફ જોઈ તળાવડી બોલી ઉઠી: 'બાઇ, અહીં કેમ ઉભાં છો ?'

એ શુદ્ધિમાં આવી. એણે સજળ નયને ઉંડો નિસાસો મૂકયો ને બોલીઃ 'પાણી પીવા.'

'ત્યારે પીઓને !' અંતરના ઉમળકે એણે જળનાવ ઉછાળી, સંગીત–મધુરું સંગીત, આદર્યું.

'ના.'

સાંભળતા જ તળાવડીનાં જળ થંભી ગયાં. એણે નિરાશ વદને બાઇને કહ્યું: 'બાઇ, તમારો વાંક નથી. મારું નસીબ જ એવું છે. આવું સુંદર સ્થાન અને મીઠું અમૃત જેવું નીર છે, છતાંય કોઈ પાણી પીતું નથી. અમે લોકોને માટે–સહુને માટે–હરહંમેશાં તાજું જળ હોય એમ સ્વચ્છ પાણી ધરીએ છીએ. ઘણા માણસો તે પીવાની ઇચ્છાએ આવે છે, પણ જુએ છે કે તરત જ એમનાં મન ફરી જાય છે, અને તરસ્યા પાછાં જતાં રહે છે. એ જોઇને અમારાં હૈયા બળીને ખાખ થઈ જાય છે. અમે એમનું શું બગાડયું હશે ?'

'બાઈ, એ તો નસીબનો વાંક. મારેય તે જુઓને આ દુધ જેવો દીકરો કાલે ભરડ્યું થઈ ગયો. શું કરીએ ? રાંકના નસીબમાં રત્ન કયાંથી સમાય ? શીતળા માતાજી આ રસ્તે ગયા છે એવું આંબાએ કહ્યું, તે ઉપરથી માતાને શોધવા આ રસ્તે જાઉં છું. જો માતાજી મળે તો......' બાઈએ રડતાં રડતાં જવાબ આપ્યો.

'બહેન, માતાજી આ રસ્તે ગયાં છે, પણ મારો આટલો સંદેશો તું ને પૂછતી આવે ?'

બાઇએ હા કહી અને તે આગળ ચાલી.

એક ઉંટડીના ગળામાં ઘંટીનું પડ: તે પડ સહીત તે દોડાદોડ કરે અને બરાડા નાખ્યા કરે. એને જોઇને સહુ કોઇ નાસતું

ફરે. કોઇ પાસે જવાની હિંમત ન કરે. એ પાસે આવે તો માણસો બીકના માર્યા નાસી જાય કે ભયથી ફાટી પડે!

બાઇને આવતી જોઈ, ઉંટડીએ બરાડા પાડવા માંડ્યા. એ દોડતી બાઈ તરફ ધસી, પણ બાઈને હવે પોતાના પુત્ર કરતાં જીવન વધારે વહાલું નહતું. એ શાંત ઉભી રહી! ઉંટડી પાસે આવીને બરાડા પાડવા મંડી, પણ બાઈ ન બ્હીની, ન બોલી, કે ન એના ચહેરા ઉપર કોઈ જાતનો ફેરફાર જણાયો. એ શાન્ત મૂર્તિની પેઠે જ ઉભી રહી.

ઉંટડી બોલીઃ 'બાઈ, હું સહુની પાસે આવીને પૂછવા માગું છું કે મ્હારો શો પાપ હશે કે મ્હને કોઇ પાસે આવવા દેતું નથી, અને મ્હારાથી બ્હીને નાસી જાય છે! આ ડોકે વળગાડેલી ઘંટીનો ભાર હવે મારાથી સહન થતો નથી. કોઈ માણસ મારી પાસે આવતું નથી તેમ મારી હાજરીથી જીવતું પણ નથી. છતાં તું કેમ ન્હાસી ન ગઈ કે ન મરી ગઈ, એની મને નવાઈ થાય છે.

'બાઈ, મ્હારો આ દૂધ જેવો દીકરો ભાયું થઈ ગયો છે. હવે તો હું મરેલી જ છું ને! મડાને વીજળીનો ભય શો? મ્હારે જીવીને હવે શું કામ છે? પુત્ર જેવો પુત્ર ગયો તો પછી જીવનમાં રસ શો? મૃત્યુ કાલે આવવું હોય તો ભલે ને આજે જ આવે!' માતૃસ્નેહની અવધી થઈ.

'બાઇ, શીતળામાતા આ રસ્તે ગયાં છે. જા, તારા દીકરાને સજીવન કરી દેશે.'

'બાઇ તારો આશિર્વાદ ફળો.' આભારના બોજે દબાએલી બાઈ આગળ જવા તૈયાર થઈ.

•

ભયંકર અરણ્યમાં ચીંથરેહાલ, માથાની લટો છૂટી મૂકીને એક વૃદ્ધ ડોશી રખડતી હતી. એની લટો જોઈ આપણને લાગે કે કોઈ તપસ્વીની હશે. પણ હાલ એનાં તો માંડી ભીખારણનો જ ખ્યાલ આવે. એણે બાઈને જોઈ એની તરફ દોટ મૂકી.

એને આવતી જોઈ બાઈ બ્હીકથી નીચે બેસી ગઈ. એ થાકી પણ ગઈ હતી. અને બાળકે એને એમ કરવા સૂચવ્યું પણ હશે? ગમે તેમ, પણ તે બેઠી. એના હૃદયમાં બળતી ચીનગારીઓ શાંત થઈ ગઈ. એને વિસામો લેવાનું મન થયું અને આનંદના અંકુરો ફૂટતા જણાયા. જેમ પોતાના પુત્રને ન ઓળખતા હોવા છતાં, પિતા પોતાના અજાણ્યા પુત્રને જોતાં પોતાના હૃદયના ઉંડા ખુણામાં હર્ષને ઉદ્ભવતો જુએ એમ એના હૃદય પર શાંતિ પ્રસરી.

એ વૃદ્ધ ડોશીએ આવી માથું એ બાઈના ખોળામાં મૂક્યું; ને ભર ઉંઘમાં હોય એમ આંખો બંધ કરીને એ સૂતી.

બાઈના અંતઃકરણમાં દયાના ધોધ છૂટ્યા. સ્ત્રીહૃદય જ હંમેશાં દયામય હોય છે. એ કોમળ હોય કદિ આઘાત કે પારકું દુઃખ સહન કરી શકે નહિ. એણે એ બાઈના વાળમાં જુઓ ખદબદતી જોઈ. જાણે પાણીમાં માછલાં રમતાં હોય એમ એ ડોશીના મસ્તકવારિધિમાં જુઓ રમતી જોઈ, એનું હૃદય પીગળી ગયું. એણે સ્વભાવિક જ જુઓ વીણવા માંડી ને ધીમે ધીમે માથું સાફ કર્યું. બાઈને શાંતી થઈ ગઈ. એણે આશિર્વાદ આપ્યો 'મારૂં માથું ઠર્યું તેવું તારૂં પેટ ઠરજો.' અને ડોશી આવી ખસી.

બાળક રડવા લાગ્યું. બાઈ સમજી ગઈ કે એ વૃદ્ધ ડોશી તે શીતળા માતા જ છે. એણે એના પગ પકડ્યા ને બોલીઃ 'માતાજી! મારો અપરાધ ક્ષમા કરો.' એની આંસુઓમાંથી પશ્ચાત્તાપના અશ્રુનો ધોધ વહેવા લાગ્યો. માતાજીનાં ચરણ એણે પખાળ્યા. એણે ધીમેથી આશ્વાસન લીધું.

'માજી ! ત્રણ સંદેશા, મ્હને પૂછતા જવાનો કહ્યા છે. રસ્તામાં એક આંબો છે. તે અકાળે ફળ્યો છે, છતાંય કોઈ એની રખેવાળી કરતું નથી, અને એના ફળ રખડતાં હોય તોય કોઇ ખાતું નથી, પછી તોડીને તો લે જ કોણ ! એનું કારણ શું હશે માજી?'

'બેટા એ આંબો આગલા ભવમાં લોભી બ્રાહ્મણ હતો. એણે પુષ્કળ ધન ભેગું કર્યું હતું, પણ એનો ઉપયોગ એ કરતો નહોતો તેમજ કોઇને કરવા પણ દેતો નહતો. લક્ષ્મી ત્રણ રૂપે આવે છે. માતા સ્વરૂપે, સ્ત્રી સ્વરૂપે અને પુત્રી સ્વરૂપે. આને ત્યાં એ પુત્રી સ્વરૂપે હતી. એને તો એનું રક્ષણ જ કરવાનું હતું. એ મરીને આંબો થયો છે. ધન એના મૂળમાં છે. તું આંબાને પાટુ મારીશ એટલે તે ખસી જશે. તું એ ધન લઈ જજે અને એનું એક ફળ ખાજે; પછીથી સહુ એ આંબાનાં ફળ ખાશે.' એ સાંભળી બાઈ ખુશી થઇ. એનું અંતઃકરણ હર્ષથી ઉભરાતું હતું. પણ એ કોઇના ઉપકાર ન ભૂલી. એને તલાવડી પણ યાદ આવી. એટલે ધીમેથી પૂછ્યું: 'માજી ! રસ્તામાં બે તલાવડી છે. દૂધ જેવાં મીઠાં એનાં નિર્મળ જળ છે. આસપાસમાં બીજું એકે નવાણ નથી, છતાંય એનું જળ કોઈ પીતું નથી. એનું કારણ શું હશે ? એને કંઇ આપની દયા મળશે?' બાઇએ હર્ષના ઉમળકામાં આજીજી કરી.

દયાના સાગરસ્વરૂપ માતાજી હસ્યાં ને બોલ્યાં:'બાઈ, એ શેઠાણી હતી. એને ઘેર દુઝણાં બહુ હતાં. એ સહુને મોળી ને ખાટી છાશ ભેગી કરીને આપતી. સ્ત્રીહૃદય જ એવાં હોય છે ને ! એ ખાટી છાશ કોઇ ખાતું નહિ, ને છાશને ઉકરડે પધરાવવી પડતી. એના નજીવા લોભ ને અદેખાઇથી મનુષ્યને મોઢેથી એ અમૃત સ્વરૂપ ગરીબોની મીઠી છાશ કઢાવતી. એ બન્ને તલાવડીમાં નીર ભર્યું છે, પણ તલાવડી તો એક જ છે. એમાંનું પાણી એક બીજીમાં આવે છે, પણ તલાવડી તો એક જ છે. એમાંનું પાણી એક બીજીમાં આવે છે, પણ કોઈ એનું પાણી એ માટે નથી પીતું. તું એ પાણી પીજે ને આજથી સહુ કોઇ પીશે.'

'વાહ ! માજી ! વાહ !' એના મુખમાંથી આનંદના ઉદ્ગારો નીકળી પડ્યા.

માજી એના મુખ સામે જોઈ રહ્યાં. ખોળામાં ધાવતો બાળક આકાશ સામે જોઈ કીલકીલાટ કરતો એમણે જોયો. ઘડી ઘડીનો હેરફાર જોઇ બાઈ તાકી રહી.

'માજી ! એક ઉંટડી છે. એની ડોકે ઘંટી છે, એ શાથી ?' પ્રશ્નપરંપરા ઉકલાતી હોય એમ બાઇએ પ્રશ્ન કર્યો.

'બેટા ! એ વઢકણી સલાટણ હતી. એ પોતાની ઘંટી સાથે જ ફેરવતી, કોઇનેય દળવા દેતી નહિ. એ વઢકણી સલાટણ સાથે કોઈ લડી પણ શકતું નહિ, પછી દળવા દેવાની તો માગણી કરી શકે પણ કોણ ? વઢ કે વઢનાર લાવ, એવાને કોણ બોલાવે ? હાલતાં ચાલતાં એ વઢવાડ કરે તેથી સહુ કોઈ એનાથી નાસતું ફરતું. એની ડોકમાંની એ ઘંટી તેં જોઇને !'

'હા માજી. પણ એનું દુઃખ દૂર કરો.'

'તું એ પડ એની કોટમાંથી કાઢી નાખજે, અને એ સોનાની ઘંટી તારે ઘેર લઈ જજે.' એટલું કહીને માજી અદ્રશ્ય થઇ ગયાં.

એ ખુશી થતી ઉઠી. રમતું બાળક એણે ગોદમાં લીધું, અને વ્હાલ ભર્યું ચુંબન કરી એ પાછી વળી. અને સહુ ઉપર ઉપકાર કરતી એ માજીનો આર્શિવાદ મેળવી ભોળા હૃદયની રમણી પુષ્કળ ધન લઈ ઘેર આવી. પણ સહુથી પુષ્કળ ધન એ જે લાવી તે તો તેનો 'બાળક–બેટડો' હતો. માતાનું સાચું ધન તો પુત્ર જ ગણાય.

એને ફળ્યાં એવાં માતાજી સહુને ફળજો.

શીતળા વેચવા નીકળી.

'શી...ત...ળા ! લ્યો...શી...ત...ળા! મીઠાશવાળી હલકથી એણે સાદ પાડયો.

'લા...વ...ઓ...' જાણે મશ્કરી કરતી હોય એમ કહેતીકને એ બાઇ નીકળી. એણે શીતળા લીધા, અને કેમ કરવું તે બધું પોતાના ધણીને શીખવ્યું.

એનો ધણી બીચારો એના દમામથી દબાતો. કર્યું કારવ્યું બધું આ બાઇનું જ થતું. જેમ એ કહે તેમ કર્યા વગર એને છુટકો જ નહતો.

એ શીખવ્યા પ્રમાણે બહાર ગયો અને બરાબર સંધ્યા વખતે ઝાલરના ડંકા પડયે એ પાછો આવ્યો. હાથમાં શીશમનો ઘડાવેલો ડંડો હતો. એનામાં ગુસ્સો ન હતો. એ તો આજ્ઞાંકિત નોકરની પેઠે પાછો આવ્યો અને જેમ ગોખણીયો વિદ્યાર્થી ગોખેલો પાઠ કડકડાટ બોલી જાય એમ ઘેર આવી ગોખેલા શબ્દો બોલી ગયોઃ 'શું રાંધ્યું છે ?'

'કાંઇ નથી રાંધ્યું ! રીસમાં જેમ બોલે તેમ કૃત્રિમ તોરમાં એ બોલી.

'કાં ?' શાંત હૃદયે એ બોલ્યો.

'મ્હેં તો ઘઉંના શીતળા લીધા.' કાલા-પણાના શબ્દો બાઇએ ઉચ્ચાર્યા.

અને બાઇની લાલ આંખો એણે જોઇ. એ ધ્રુજી ઉઠયો. જાણે ગુન્હામાં આવેલો ગુલામ ! એણે શીતળાને બદલે સાક્ષાત્ મહાકાળી પધારેલાં જોયાં. એણે હાથ જોડયા.

'આટલુંય ભાન નથી ! તમને શું કહ્યું હતું ! શીખવીને મારી જીભ તૂટી ગઈ, પણ એ ભગવાન તો એના એ ! ભોગ છે મારા કે તમારે પનારે પડી.' એની આંખોમાં ખોટા અશ્રુ આવ્યાં.

'ભૂલી ગયો; લ્યો મારું છું.'

'હાં, તો ઠીક.' સંતોષ થયો હોય અને જાણે માર ખાવાની ઇચ્છા જ હોય એમ એણે કેડ ધરી.

આજ્ઞાંકિત નોકરની પેઠે એણે ડંડો ઉપાડયો અને ઝીંક્યો એની કેડ ઉપર. શરીર ગુસ્સો અને અદેખાઇથી બળતું બળતું સોટા જેવું પાતળું થઇ ગયું હતું, એ આજ ધણીનો ઘોકો સહન કરી શક્યું નહિ. કેડનું હાડકું ભાંગી ગયું, અને એ ઢસરડાતી ઢસરડાતી આગળ ધરી. એના ધણીએ ટોલીયો ઢાળી ઉપરં મણ રૂનું ગાદલું નાખી આપ્યું અને સોનાની આશાએ હળદર ચોપડીને એ ખાટલે સૂતી. પતિએ બે ઘડી આસનાવાસના કરી અને એના કહેવા મુજબ અંદર ઘરમાં જઇને સૂતો.

અર્ધાંક રાત થઇ, પણ શીતળાને તો વાચા ન થઇ, એટલે બાઇનો જીવ-તલપાપડ થવા લાગ્યો. એને પોતાનાં બારે વહાણ ડૂબતાં દેખાયાં. ઘઉં ગયા અને ઉપર માર ખાધો તે જુદો, એમ એ વિમાસવા લાગી; પણ એણે હિંમત લાવીને છેવટે શીતળાને પૂછ્યું. ધીરજને પણ અવધી હોયને ;

'બાઇ શીતળા, તારે બાજરૂ જવું નથી !' એના શબ્દોમાં આજીજી હતી.

'જવું જ છે તો.' મશ્કરી કરતી શીતળાએ જવાબ આપ્યો. જવાબ મળતાં એનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. પોતાનો પાસો પોબાર પડતો જણાયો. રખેને માણસ પોડે છેટે સારડું તરતું જુએ અને વગભવા કાંકાં મારવા માંડે એમ એણે શીતળાને વિનવવા માંડીઃ

'બાઇ, જવું હોય તો બેસ મારા ઘરમાં.'

'હમણા વિચાર નથી. પણ......'

'અરે હમણાં ને પછી; તું તારે બેસને !'

અને શીતળા ઉડી.

બાઇના અંતઃકરણ ભર્યું આવ્યું. પોતાની હિકમત પાર પડતી જોઇ એનું હૃદય કૂદવા લાગ્યું.

અને આમ ઘડી ઘડી વીતતાંને, આ બાઇએ જાગરૂ બેસારી. સવારમાં ખૂબ સોનું મળે એ એના આતુર મનની ઈચ્છા હતી.

ભયંકર રાત્રીમાં તમારાના ગણુમણાટની દરકાર કર્યા વગર એ ફાટી આંખે જોઈ રહી હતી. વાદળાંથી છવાએલ આકાશમાં ક્વચિત નજરે પડતાં ચાંદરણાં એ જોયા કરતી અને ક્યારે પ્રભાત થાય એની રાહ જોતી એ ખાટલામાં પાસા બદલતી. સોનાના લોભમાં પોતાને થતું દુઃખ એને સાંભરતું નહિ. એના મનમાં તો એક જ રટણ હતું. બસ સોનું ! સોનું ! ! એને ઘડી ઘડીએ સોનાનાં જ સ્વપ્નાં આવ્યા કરતાં હતાં.

મહામુસીબતે રાત્રીના ચારે પ્રહર પસાર થયા. મોડી રાત્રે વાદળાં વીખરાવાથી ચંદ્રનાં આછાં અજવાળાં પથરાયાં હતાં, તે સર્પની ધાકે ફીક્કાં પડયાં—જેમ બીલ્લીને જોઈ ઉંદર ગભરાઈ જાય તેમ.

ઉઠવાની તાકાત બાઇમાં ન હતી. એણે ગાળો દઈ પોતાના ધણીને જગાડવા અને સોનું જલદી ભેગું કરી લેવાની ધમકી આપી. પણ સોનાને બદલે જ્યાં જુએ ત્યાં વિષ્ટા જ એણે જોઈ. ફપટીને ત્યાં ધૂળ જ હોય ! એણે કપાળે હાથ મૂકયો અને કંકાસણીના મોઢામાંથી સરસ્વતીનાં વ્હેણ છૂટયાં. પુરૂષ બીચારો શું કરે ! એને તો હવે પસ્તાઇને જ રહેવાનું હતું. ભીંતને પણ કાન હોય છે અને પવન વાત લઈ જાય છે, એમ એ વાત પણ ફેલાયા વગર ન રહી. છાની વાત જલદી ફેલાય અને દુર્ગંધ સારી સુંગંધને પણ ધકેલી પોતાનો પ્રભાવ બતાવે એમ આ અદેખાઈની વાતે તો મોટું સ્વરૂપ લીધું. રજનું ગજ થઈ જવાથી એને બહાર મોઢું બતાવવું ભારે થઈ પડ્યું. અન્તે ધીમે ધીમે વાત ઘસાથી ભૂંસાતી ભૂલાઈ ગઈ. પણ એથી શું ? અદેખી બાઇની ટેડ ભાંગી તે કાંઈ સાજી થોડી જ થવાની હતી ?

# માળણ



ફૂલગૃહથી આવી, માલણ ફુલડાં લઇ આવી;
મઘમઘતી આવી, માલણ ફુલડાં લઇ આવી.

સ્વર્ગથી પારિજાતક લાવી,
મોગરા મોગરા ગુલાબ લાવીઃ
લટકે શું ચાલી; માલણ ફુલડાં લઇ આવી

લલીત લલના કાજે વેણી,
કળાએ કળાઓ તારે ગુંથેલી;
હૈયે સુવાસ ભરેલી, ...માલણ

ફુલડે ફુલડે મધ નીતરેલાં,
ભમરા કોકિલનાં ગુંજન ભરેલાંઃ
માનરી ઉર વસેલાં.....માલણ

ભાવિક જન તે પૂજન કાજે,
અર્ચન કરતાં ફુલડાં સાજે;
ફૂલ શણગારે સોહાવે......માલણ

ભાવથી દેવના પૂજન કરાવે,
ભક્ત હૃદયથી કૃતાર્થ થાયેઃ
મનવાંચ્છીત ફળ થાયે......માલણ

મારે ફુલડે દેવ પૂજાયે,
માનની તનમન પ્રફુલીત થાયેઃ
માલણ ઉર હરખાયે......માલણ,
મઘમઘતી આવી માલણ ફુલડાં લઇ આવી.

કૌશલ્યા અંજારીઆ.

# કેટલાક સ્ત્રી-પરિચયો

*

વડોદરા રાજ્ય પુસ્તકાલયના વ્યવસ્થાપક તરીકે સૌ. કમળાબાઈ તીલકની નીમણૂંક થઈ. તેમના પતિ પ્રિન્સીપાલ તીલક હાલમાં વડોદરા કોલેજના પ્રિન્સીપાલ છે. શ્રી. કમળાબાઈ એ પૂનાની સર પરશુરામ કોલેજ મારફતે એમ. એ. ની ડીગ્રી મેળવી છે. 'હૃદય શારદા', 'આકાશ ગંગા' અને 'સ્ત્રીઓને લગતા કેટલાક પ્રશ્નો' નામે ત્રણ પુસ્તકો તેમણે લખ્યાં છે. છેલ્લાં પુસ્તક માટે મુંબઈ યુનિવર્સિટી તરફથી ૧૯૪૨ ના શ્રેષ્ઠ પુસ્તક તરીકે 'તરખડકર પારિતોષક' તેમને મળ્યું છે.

તેઓ બનારસ હિંદુ યુનિવર્સિટીના મહિલા વિદ્યાલયના પ્રિન્સીપાલ અને અંગ્રેજીના અધ્યાપિકા હતાં. અને છેલ્લા થોડા વખત પહેલાં પૂનાની વિદ્યાર્થિની મહાવિદ્યાલયના પ્રિન્સીપાલ હતાં.

*

શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિતે અમેરિકન લેખિકા પર્લબક સાથેની વાતચીત દરમિયાન તેમના નાનપણનો નીચે મુજબ એક પ્રસંગ કહ્યો હતો. 'એક દિવસ હું ઘાસના મેદાન ઉપર સૂતી સૂતી વાંચતી હતી અને મારા પિતા થોડે દૂર આરામ ખુરસી પર બેઠા બેઠા વાંચતા હતા. એકાએક તેમણે મને ધીરે રહીને મારી જગ્યા પરથી નહીં ખસવા જણાવ્યું. હું સમજી ગઈ કે કાંઈ ભય હશે, માટે મેં તે પ્રમાણે કર્યું. એક જ મિનિટમાં એક નાગ-સાપને ઘાસમાં સરકી જતો જોયો. મારા પિતાએ મને કહ્યું કે, તેમણે તેમની ચોપડી વાંચતાં તે નાગ મારી ઉપર ફેણ ફેલાવતો જોયો હતો. આ પ્રસંગ બની ગયા પછી મને ડરનો અનુભવ તો થયો હતો, કારણ કે હું તો સર્પોને ચાહતી નથી, તેમજ તેમને કાંઈ અર્થસૂચક માનતી નથી, છતાં મારી માતાને તે દિવસની ખાતરી થઈ હતી કે મારે માટે મહાન ભાવિ સર્જાયું છે.'

*

બેગમ હમીદઅલી એ કોંગ્રેસ આગેવાન અબ્બાસ તૈયબજીનાં પુત્રી થાય. અખીલ હિંદ મહિલા પરિષદની સ્થાપનામાં તેમનો હિસ્સો છે ને તેમણે સામાજીક કાર્યકર્તા તરીકે નામના મેળવી છે. ૧૯૨૮માં તેઓ મહિલા પરિષદની સ્ટેન્ડીંગ કમેટીના ચેરમેન હતાં અને ૧૯૨૯થી ૩૨ સુધી ટ્રેઝરર અને ઓર્ગેનાઈઝીંગ સેક્રેટરી તરીકે તેમણે કામ કર્યું હતું. ૧૯૩૩ માં તે રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં પણ સ્ત્રી પ્રતિનિધિમાંનાં એક તરીકે વિલાયત ગયાં હતાં. અને સ્ત્રીઓના સામાજિકસ્થાન પર જુબાનીમાં ભાગ લેવા કરવા તેમને આમંત્રણ મળ્યું હતું. ૧૯૩૫ માં ઈસ્તંબુલમાં અખીલ વિશ્વ મહિલા પરિષદમાં તેમની આગેવાની નીચે પ્રતિનિધિમંડળ હિંદમાંથી ગયું હતું. ૧૯૩૭ માં યુરોપ, એશિઆ પેલેસ્ટાઈન, સીરીયા, તુર્કસ્તાન, ઝેકોસ્લોવેકિયા, રૂમાનીઆ, ઓસ્ટ્રીઆ વગેરે બધા પ્રદેશોમાં ભાષણો કર્યાં હતાં અને ઝેકોસ્લોવેકિયામાં યુનાઈટેડ કોન્ફરન્સમાં વિશ્વ શાન્તી પરિષદમાં તેમણે હાજરી આપી હતી. ૧૯૪૦-૪૧ માં તે અખીલ હિંદ મહિલા પરિષદના પ્રમુખ હતાં.

યુનાઈટેડ કમીશનના હિંદી પ્રતિનિધિ બેગમ હમીદઅલીએ હિંદ પાછા ફરતાં અમેરિકાના યુનાઈટેડ પ્રેસને મુલાકાત આપતાં જણાવ્યું કે સ્ત્રીઓના સમાન હક્ક અને શાંતિ માટે હું આશા રાખું છું.

*

ઢાકા યુનિ.ના ઇંગ્લીશના પ્રોફેસર તરીકે મીસ દીના સ્ટોકની નીમણૂંક થઈ છે. જિંદગીની શરૂઆત તેમણે હોટલમાં ખાણા ઉપાડનાર વેઈટ્રેસથી શરૂ કરી અને ધીમે ધીમે લંડનના આગવાડીક પત્ર સોશીઆલીસ્ટ રિવ્યુના તંત્રીપદે પહોંચ્યાં હતાં. છેલ્લા થોડા વર્ષોથી તેઓ કોલોનીયલ ઓફીસના બ્રીટીશ સેન્ટરના અધિકારી તરીકે નીમાયાં હતાં.



# બહેનને

લેખક :

**શેઠ દિનશા સોરાબજી પાઉંવાલા**

*

બહેન ! તું તો સુખની ખાણ છે. દેશની સુખાકારી, આબાદી અને શાંતિ એ તારા હાથની વાત છે. દેશનો કોમી ઝઘડો દૂર કરવો એ—ભલે દૂરના ભવિષ્યની—પણ તારા જ હાથની વાત છે. વીરો પેદા કરવા, દેશ-ભક્તો ઉત્પન્ન કરવા એ તારા મહાન નસીબની વાત છે. જેઓના પુણ્ય પગલાંથી આ ભુમિ પવિત્ર થાય છે. તેવા સંતો, ભક્તો, જ્ઞાનીઓ, પયગંબરો પણ તને જ આભારી છે.

બહેન, તારી આવી બુલંદ સર્જન શક્તિનો, મહાન અવસ્થાનો અને અખૂટ શક્તિનો તું વિચાર કર. તું જાગૃત થા ! ગુમાવેલી કીર્તિ, ખોયેલું રાજ તું હવે પાછું મેળવ.

જ્યારે તું ગર્ભ ધારણ કરે, જ્યારે તું તારું અરધું અંગ બીજા અરધા અંગ—તારા પતિ—ને સ્વાધીન કરે, ત્યારે મનમાં કામરૂપી દાનવના વિચારો નહિ લાવતાં તારે મનમાં સદ્‌વિચારો લાવવા, જેથી આ દુનિયામાં એક એવું બાળક ઉત્પન્ન થાય જે આ દુઃખી દુનિયાને દુઃખમાંથી મુક્ત કરી જગતનો તારણહાર બને, માનવી માત્રનો સેવક બને, સર્વત્ર સુખ અને શાંતિ ફેલાવે અને દેશમાં અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી જ્ઞાનરૂપી દિવ્ય પ્રકાશ પ્રસરાવે. આવા સદ્‌વિચારો સાથે જ તું તારા પતિને તારી જાત અર્પણ કરજે, અને તારા પતિમાં જ તું આવા ભાવો લાવવાની કોશીશ કરજે. બહેન ! આવા વિચારો સાથે જ તું ગર્ભ ધારણ કરજે. અને તારું બાળક આ જગતનો પ્રકાશ જોતું થાય ત્યાંસુધી અહોરાત્ર પ્રત્યેક પળે આવા વિચારો તારા મનમાં તું દૃઢ અને મજબૂત કરજે. સવારમાં ઊઠે ત્યારથી રાત્રે સૂએ ત્યાંસુધી ઉપર્યુક્ત વિચારનું જ તારા હૃદયમાં અને અંતરમાં રટણ કરતી રહેજે. સાથે સાથે ઘરનું કામ પણ તું રાજીખુશીથી કરતી રહેજે. તારી બધી ફરજો તું પૂરેપૂરી રીતે અદા કરતી રહેજે, પ્રભુએ તને ગમે તેટલું ધન આપ્યું હોય તો પણ તું આળસમાં દિવસ પસાર કરતી નહિ. તારા તન અને મનને આખો દિવસ કામમાં જ મગ્ન રાખજે જેથી તારું શારીરિક સ્વાસ્થ્ય જળવાશે અને મન પણ શાંતિ અનુભવશે.

બહેન ! જ્યાં સુધી શક્ય હોય ત્યાંસુધી તમે બંને પતિપત્ની, નવા આવનાર બાળકનો ખ્યાલ રાખી, દયાને ખાતર નવ માસ સુધી કામ અને વાસનાથી દૂર રહેજો. અને જો તમારે ઉત્તમોત્તમ પરિણામ જોઇતું હોય તો બાળક સ્તનપાન કરતું બંધ થાય ત્યાંસુધી તમે બંને આ વસ્તુથી દૂર જ ભાગજો.

બહેન ! તારા બાળકને જ્યારે તું સ્તનપાન કરાવે ત્યારે ગમે તે સ્થળે બેસી ન જતાં તું એક સારી શાંત જગ્યા પસંદ કરજે અને ત્યાં શાંતિથી બેસી, તું તારા બાળકને જેવું બનાવવા ઇચ્છતી હોય તેવા વિચારો સાથે જ તારા બાળકને પ્રેમથી સ્તનપાન કરાવજે. આ સમયે તું કદાપિ ક્રોધ કે એવા ખરાબ વિચારો અને લાગણીઓને જરાપણ અવકાશ આપીશ નહિ.

તારા પતિની પણ એ ફરજ છે કે, આવા

અગત્યના સમયે તે તારી સાથે ઘણા પ્રેમથી વર્તે; તારી બધી સગવડો સાચવે; તને જોઈતી દરેક વસ્તુઓ તે પૂરી પાડે; તને દરેક જાતની ચિંતામાંથી મુક્ત રાખે અને તારા માથા ઉપર કોઈપણ જાતનો બોજો ન નાખે. ટૂંકમાં, ઉપર દર્શાવેલા વિચારો પ્રમાણે તું જીવન જીવી શકે તે વસ્તુ ઉપર ભાર મૂકી પોતાની સર્વ શક્તિઓનો તે ઉપયોગ કરે.

બહેન! તું તારા બાળક જાતિનો તો વિચાર કરીશ જ નહિ. આ વાત તું પ્રભુ ઉપર જ છોડજે. તેમ છતાં અમુક કારણસર તારા બાળકની ચોક્કસ જાતી (છોકરો કે છોકરી) ની તારે ઇચ્છા હોય તો ગર્ભ રહેવાના બેએક માસ અગાઉ જ તું તે વિષે વિચાર તારા મનમાં ચાલુ રાખજે અને ગર્ભ રહે તે સમયે તારી ઇચ્છા ઘણી જ મજબૂત અને પ્રબળ રાખજે અને ત્યારપછી તે વિષેના સર્વ વિચારો ભૂલી જ જજે.

નવ માસ સુધી આ વિષય ઉપર વિચાર કર્યા પછી તારે પાછા ફરવાનું નથી, પણ બારે માસ, નવ માસના ગર્ભાવસ્થા વખતે અને તેની પણ અગાઉ તારે ઉચ્ચ જીવન જીવવાની અંતરેચ્છા રાખવી અને તે પ્રમાણે જ જીવન વ્યતિત કરવું.

મિત્રાચારી, સેવા, નિષ્પક્ષપાત, અહિંસા, નમ્રતા, દયા, પ્રેમ, ભક્તિ ઇત્યાદિ બીજા અનેક અમૂલ્ય આભૂષણોથી તારી જિંદગી તું દરરોજ અલંકૃત કરજે. પ્રભુએ તને ગમે તેટલું ધન આપ્યું હોય તોપણ જ્યાંસુધી શક્ય હોય ત્યાંસુધી હીરા ચાંદીના અને સોનાના અલંકારોથી તું તારૂં શરીર ન શણગારતાં ઉપર્યુક્ત સદ્‌ગુણોરૂપી આભુષણોથી શણગારજે અને શોભાવજે.

સદ્‌ગુણ જેવી બીજી એકે ચીજ આ દુનિયામાં નથી. સદ્‌ગુણોથી ભરપૂર એવું જીવન જીવવામાં જ આ જિંદગી તરી જવાય છે, અને આજુબાજુના લોકોનું પણ કલ્યાણ થાય છે. ફૂલોની સુવાસ તો જ્યારે પવન હોય ત્યારે જ આજુબાજુ ફેલાય છે પણ સદ્‌ગુણોની સુવાસ તો વગર પવને ચારે દિશામાં સ્વયંમેવ પ્રસરે છે. સદ્‌ગુણો એટલે જ સદ્‌જીવન અને સત્યજીવન; તે જ અંતિમ મુક્તિ. મુક્તિ બહાર કયાંય શોધી જડશે નહિ, કારણ કે તે તો આપણી અંદર જ છે. ગળામાં આપણે ખરા કોહીનૂર હીરાનો હાર પહેરેલો છે, પણ તે ભૂલી જઈને આપણે તેની શોધ બહાર અનેક રીતે કરીએ છીએ—જ્યારે તે ચીજ સાચું પૂછો તો આપણી અંદર જ રહેલી છે; માત્ર અજ્ઞાનરૂપી કચરાથી તે ઢંકાઈ ગયેલી છે. આપણે સદ્‌ગુણ અને સત્ય જીવનરૂપી સાવરણીથી તે કચરો સાફ કરી નાખવાનો છે. આટલું કરશો તો આ જીવનની મુક્તિ તમારી નજર સામે જ છે અને તે તમારા જ હૃદયમાં જ તમે અનુભવશો.

સર્વથી ઉત્તમ યાત્રા તે આપણું મનુષ્ય માત્રનું અત્યંત પવિત્ર મન જ છે. એના જેવી ઉત્તમ યાત્રા બીજી એકે નથી. આ યાત્રાથી ઘેર બેઠાં જ પ્રભુના સાક્ષાત્ દર્શન થાય છે અને અંતમાં તે પ્રભુમાં જ સમાઈ જવાય છે. મીરાંને ઘેર બેઠાં જ કૃષ્ણ ભગવાનનાં દર્શન થયાં હતાં અને આખરમાં તે કૃષ્ણ ભગવાનમાં જ સમાઇ ગઇ હતી. મીરાં અને રબેયા પાસે પવિત્ર મન, પ્રેમ અને ભક્તિ સિવાય બીજું શું હતું?

બહેન! તારે એકલીએ જ તારો ભવ તારવાનો નથી. સૌથી પ્રથમ તું પ્રેમથી તારા જીવનસાથી—તારા પતિને આ વાત સમજાવ અને તેને પણ તું તારી સાથે ઉજ્જવળ પંથ ઉપર લઇ લે. ઘણીવાર એક ભલી, પવિત્ર અને પ્રેમાળ સ્ત્રી પોતાના પતિ ઉપર જે સારી અસર પાડે છે તે કામ એકલા પુરુષથી બનતું નથી, ત્યારપછી તું તારી અને

બહેનોને તારી આજુબાજુ રહેનારાંઓને તારી શક્તિ પ્રમાણે સમજાવ અને તેઓનું પણ કલ્યાણ કર. આ કામ જો તારી ઇચ્છા હોય તો કોઇપણ સંજોગોમાં કરી શકે તેમ છે.

હવે આપણે આપણી પ્રથમ વાત તરફ પાછાં આવીએ. બહેન! તારા મકાનમાં—તારા ઓરડામાં તું એક અત્યંત સુંદર ચિત્ર ટાંગી રાખજે. ભલે તે ગમે તે સંતનું, જ્ઞાનીનું, પયગંબરનું, વીરપુરુષનું કે દેશભક્તનું હોય. તારા બાળકને તું જેવું બનાવવા ઇચ્છતી હોય તેવા–ઉપર બતાવેલા કોઈપણ મહાન પુરુષનું સુંદર ચિત્ર તારા ઓરડામાં ટાંગી આખો દિવસ તે તારી નજર સામે જ રાખજે અને દરેક કામ કરતાં તેના તરફ દૃષ્ટિ નાખજે. વખત મળે ત્યારે થોડી મિનિટ સુધી અવારનવાર તેના પર મનન કરજે. અને નવ મહિના સુધી–તારું બાળક આ જગતનો પ્રકાશ જુએ ત્યાંસુધી તું તે ચિત્રનો છૂટથી ઉપયોગ કરજે અને હમેશાં મનમાં એવો જ વિચાર કર્યો કરજે કે મારું બાળક આ છબિમાં બતાવેલા મહાન પુરુષ જેવું નીવડે. મન એ પણ એક જીવતીજાગતી બળવાન અને અખૂટ શક્તિ છે.

બહેન! એ મન વિષે તો હું વિશેષ શું કહું? અને કેટલું કહું? હું તને ગમે તેટલું કહું તો પણ તેના વિષેની વાતનો અંત નહિ આવે! તું ફક્ત મનને જ પવિત્ર અને સ્થિર કર. આ પછી જ મન તને પોતાની વાત કહે અને જે શિક્ષણ આપે તેવું શિક્ષણ તારા કલ્યાણ માટે અને અંતિમ મુક્તિ માટે આ દુનિયામાં કોઈ આપી શકનાર નથી. માટે જ હું કહું છું કે, બધું મનની અંદર છે. સુખ–દુઃખ, બંધ–મોક્ષ, અને પ્રભુપ્રાપ્તિ એ સઘળું કેવળ આપણા મનથી જ થાય છે. જેણે મનને પવિત્ર અને સ્થિર કર્યું તેનો જન્મ સફળ છે.

બહેન! તું બીજું કંઈપણ ન કરે, કોઈની વાત પર ધ્યાન ન આપે, કોઈની પણ પૂજા ન કરે; તો પણ તું તારા મનને પવિત્ર કર, તેને સ્થીર કર અને કેવળ પ્રભુનું જ સ્મરણ કર! પછી તું આટલું કરીશ તો તારે બીજું કશું કરવાનું રહેતું નથી. એમ માન કે તું નૌકા વગર જ આ ભવસાગર પાર તરી ઊતરી છે!

જ્યારે આપણે મનને લગતી વાત કરી ત્યારે હવે તનને લગતી પણ કેટલીક વાત કરી લેવી જોઇએ, કારણ કે તન અને મન એકબીજા જોડે એવી રીતે સંકળાયેલાં છે અને તેમની વચ્ચે એવો ગાઢો સંબંધ છે કે તે છૂટો પાડી શકાય એમ નથી. તનની અસર મન ઉપર અને મનની અસર તન ઉપર થયા વગર રહેતી જ નથી. તેથી આપણા મનની આપણે જેવી અને જેટલી સંભાળ રાખીએ તેવી અને તેટલી જ સંભાળ આપણે આપણા તનની પણ રાખવી જોઇએ. તનને પણ આપણે મનની માફક જ પવિત્ર અને સ્થિર રાખવું જોઇએ. આપણું તન જો બરાબર સ્વસ્થ હોય તો મન પોતાના બીજા કામો ઉપરાંત પોતાનું છેલ્લું કામ–પ્રભુને પહોંચવાનું–બહુ સહેલાઈથી અને આસાનીથી કરી શકે છે. માટે તનની સંભાળ રાખવામાં કદી પણ બેદરકાર રહેવું નહિ કે તેને ખોટી રીતે પંપાળવું પણ નહિ.

તંદુરસ્તીની જાળવણી માટે થોડા સાદા નિયમો અને ઉપયોગ દરેક માણસે સામાન્ય રીતે જાણી લેવા જોઇએ; જેવા કે:—

જરૂર પૂરતો જ વખતસર અને ભૂખ લાગે ત્યારે ચોખ્ખો ખોરાક લેવો. ભોજનના બે સમય વચ્ચે કંઈ પણ ખાવું નહિ. પાણી સ્વચ્છ અને વધારે પીવું. કોઇપણ ઝેરી વસ્તુનો ખાવામાં ઉપયોગ કરવો નહિ. ભૂખ થોડી બાકી હોય ને ખાવાનું બંધ કરવું. પેટભરીને કદી પણ ખાવું નહિ. વગર ભૂખે ખાવું નહિ.

ખાતી વખતે ક્રોધે નહિ ભરાતાં પ્રસન્ન રહેવું. ખોરાક પણ ચાવી ચાવીને અને ધીમેથી ખાવો. ટટાર ઊભા રહેવાની, ટટાર બેસવાની અને ટટાર ચાલવાની ટેવ રાખવી. દિવસમાં એક વાર ખુલ્લી ચોખ્ખી હવામાં પગે ચાલી ફરવા જવું. મોઢું બંધ રાખી નાકદ્વારા શ્વાસોચ્છ્વાસ લેવાની ટેવ રાખવી. વખતને અનુસરી ખપ જેટલું જ બોલવું.

વિચાર કરીને જોઈશું તો માલૂમ પડશે કે ખોરાક અને પાણી કરતાં પણ હવાની અગત્ય વિશેષ છે. ખોરાક વગર માણસ દિવસો સુધી રહી શકે છે. પાણી વગર કલાકો સુધી તે જીવી શકે છે, પણ હવા વગર તો સામાન્ય મનુષ્ય એક ઘડી પણ જીવી શકે નહિ. હવા આટલી બધી અગત્યની છે. પણ સાધારણ રીતે આપણે તેના ઉપર બહુ થોડું જ ધ્યાન આપીએ છીએ.

રાત દિવસ તેટલી સ્વચ્છ અને ખુલ્લી હવા આપણને મળતી રહે એવી આપણે કાળજી રાખવી અને ગોઠવણ કરવી.

ઘરના તમામ બારીબારણાં બનતાં સુધી ખુલ્લાં રાખવાં, જેથી કરીને મકાનમાં પુષ્કળ પ્રમાણમાં સ્વચ્છ હવા અને તડકો તથા સૂર્યનો પ્રકાશ આવી શકે. ઘરમાં બને તેટલો સૂર્યનો પ્રકાશ અને તડકો આવવા દેવો.

કપડાંઓ, બીછાનાંઓ અને એવી બીજી એવી ચીજો અવારનવાર તડકામાં મૂકવી અને આપણે જાતે તડકામાં શક્ય હોય ત્યાં સુધી ફરવું. ગરમીની ઋતુ કરતાં શિયાળાના તડકામાં તંદુરસ્તીના વિશેષ તત્ત્વો હોય છે. તેથી શિયાળાના તડકામાં વિશેષ ફરવું જોઈએ.

તડકો અને સૂર્યનો પ્રકાશ એ એક થોડા પ્રમાણમાં સૂર્યનું જ સ્વરૂપ છે એમ સમજવું. સૂર્ય ઉપર જ મનુષ્ય, પ્રાણી અને વનસ્પતીનો આધાર છે.

ઉપર દર્શાવેલી હકીકતો ઉપરાંત એક બીજી બાબત ઉપર પણ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. આ બાબત બહારથી બહુ સામાન્ય અને નજીવી લાગે એમ છે, પણ અંદરથી તે બહુ જ નુકશાનકારક છે. આ બાબત તે કબજિયાત. આના ઉપર પણ સરખું જ લક્ષ આપવાની જરૂર છે, કારણ કે ઘણા વર્ષોથી ચાલુ રહેલી એ ફરિયાદના પરિણામે પાછળથી એવાં દુઃખો ઉત્પન્ન થાય છે, કે જે એક જીવનને પોતાની ફરજો અને કામો બજાવવામાં હરકતરૂપ થઇ પડે છે અને જિંદગીને ઘણું નુકશાન પહોંચાડે છે.

કબજિયાત એટલે નકામો રદ્દ થયેલો પદાર્થ, કુદરતી રીતે શરીરમાંથી નીકળી નહિ જતાં શરીરમાં જ પડી રહે છે તે. આ પદાર્થ શરીરમાં જ પડી રહે એટલે વખત જતાં તેમાંથી એક પ્રકારનું ઝેર ઉત્પન્ન થાય છે. જ્યારે શરીરમાં લોહી ગતિ કરે છે ત્યારે આ ઝેર તેની સાથે ભળતું જાય છે. આમ મહિનાઓ સુધી, વર્ષો સુધી લોહીમાં વિકાર થતાં તેમાંથી અનેક પ્રકારના રોગો થવાનો સંભવ રહે છે. આને માટે ઉત્તમોત્તમ ઔષધ ખોરાકના જરૂરી ફેરફાર અને ચાલવાની ટેવ એ જ હોઈ શકે— બીજી બધી દવાઓ કરતાં આ દવા સારી છે.

બહેન, તારું કર્તવ્ય તને સોંપી હું રજા લઉં છું. પ્રભુ તને સહાય થાવ.

# આપણો સમાજ



*

## (૧) મદીના

'મારે તમને એક ખાસ અંગત વાત કહેવાની છે. ઘણા દિવસથી એ વાત હોઠે આવી અટકી જતી; આજે તમને કહીશ ત્યારે જ મન હળવું થશે'

સહાય ભાવે મેં મિત્રનો સંકોચ દુર કર્યો. તે કહેવા લાગ્યાઃ

'ગઈ સાલ હું જમાલપુરમાં રહેતો હતો તે જાણો છો. તે મકાનમાં પગથિયાં ચડતા–ભૂલ્યો, તમે તે ઘર જોયું નહોતું. મારી પાડોશમાં એક મુસ્લીમ કુટુંબ રહેતું હતું. તે બધા હતાં ગરીબ, પણ મારે માટે બહુ મમતા રાખતાં. હજીય જ્યારે જ્યારે તેમને ત્યાં જાઉં ત્યારે સોડા, લેમન કે સરબત મંગાવે જ. એ કુટુંબમાં મદીના કરીને છોકરી હતી. તેને મા, બાપ ને ભાઈ ભોજાઈ હતાં. મદીનાને પરણાવ્યે માંડ બે ત્રણ વર્ષ થયાં હશે, પણ તેટલાં વર્ષ તેને ચાર જુગ જેવાં ગયાં. મેં તો તેને પરણ્યા પહેલાં જોઈ નહોતી. પણ દુઃખી દિવસોમાં ક્યારેક થોડી પળ તે આનંદ ને ઉલ્લાસમાં આવતી ત્યારે મને તેના મોજના દિવસોની મસ્તીનો સારો ખ્યાલ આવતો. બિચારી મદીના! બીજી જ પળે તેનો ઉલ્લાસ ઉડી જતો ને તે આખો દિવસ ઉદ્વેગમાં ફરતી.'

'કદી તમને કોઈ પોતાની વાત—'

'હા. તેની મોટી બહેન સાથે કદી કદી તે મારા ઘરતાં આવતી ને પત્તાં રમવા બેસતી, ત્યારે કોઈ વાર તેની બહેન તેના દુઃખની હાયવરાળ કાઢતી. મા બાપ ગરીબ હતાં. મહામહેનતે મદીના માટે એક પચાસેક વર્ષનો પૈસાદાર આદમી તૈયાર થયો. સાધન સંપત્તિ તેને સારી હતી, પણ પહેલા પાંચ દિવસમાં જ મદીનાને પતિના તેમજ સાસુના કઠોર હૈયાનો અનુભવ થવા લાગ્યો. બિચારી કુમળી આનંદી છોકરી પર નાના નજીવા વાંકે બંનેના હાથે કારમો સિતમ વરસવા લાગ્યો. દુઃખી છોકરી ખાતી નહિ, પીતી નહિ. છેવટે ભાઈને પત્ર લખીને તે પિયેર આવતી રહી. પણ પિયેરમાં તેને સુખ મળ્યું નહિ. ઘરડા બાપ કમાતા નથી. ભાઈ થોડી ઘણી કમાણી કરે છે, પણ તેમાં કેટલા જણનું પૂરું થાય? વળી ભોજાઈની અમીદૃષ્ટિ થોડા દિવસમાં ચાલી ગઈ ને ભાઈનો ભાવ પણ પલટાતો ગયો.'

'અત્યારે એ ક્યાં રહે છે?'

'એ બિચારી શું કરે? ભાઈ સમજાવીને ફરી સાસરે મૂકી આવ્યો. ફરી સિતમ વરસતો રહ્યો. આખરે કંટાળીને તે દાદીને ગામ ભાગી ગઈ ને ત્યાંથી પાછી; ભાઈને ત્યાં આવી છે'

'તો તો એને હવે આ કારમી બેડીમાંથી એને છોડાવવી જોઈએ.'

'હા, ભાઈ, એ જ સવાલ છે. મેં તેના ભાઈને વાત કહી; બાપને વાત કહી. તેમણે પેલા પતિદેવને કહેવરાવ્યું, તો તે કહે છે કે મને વાંધો નથી. હું એને છૂટી કરું, પણ મારી શાદીમાં હજાર રૂપિયાનું પાણી થયું, તેટલી રકમ મને વળતર તરીકે મળવી જોઈએ.'

'ત્યારે તો તેટલો રસ્તો છે ખરો.'

'મને તો તેમાં આશા નથી જણાતી. બાપ

કહે છે કે હું ગરીબ તેટલી રકમ ક્યાંથી લાવું? બાઈ પણ છૂટી પડે છે. બાપ કહે છે કે ક્યાંક્થી રકમ મળે તો તરતાક હું પોતે ફરાવી આપું: ને પછી એને બીજે સારે ઘેર પરણાવું.

'છોકરી પોતે શું કહે છે?'

'એને તો આ બેડીમાંથી છૂટવું છે, પણ પછી બીજી બેડીમાં પડવા તેનું મન હાલ ના પાડે છે. પછીની વાત પછી, પણ તેને ગમે તેમ કરી આમાંથી છોડાવવી કેમ એ હું રાતદિવસ વિચારું છું. તેની મને બહુ દયા આવે છે. પણ મારા જેવો પચાસ રૂપૈડી લાવનારો એને શી મદદ કરી શકે? બસો ચણુસોનો સવાલ હોય તો આપી છૂટું. પણ સેંકડો હજારો રૂપિયા એક પળ વારમાં ઉડાવી દે છે, પણ આવી દુઃખી છોકરીને માટે સો રૂપિયાય કોણ આપે! સહુ સહુના સ્વાર્થમાં.'

'ખરેખર તીર્થોમાં નાહક નાણાં વેરનાર આ ખરા પરોપકાર માટે તૈયાર ન થાય! વારુ, તમે બીજા કોઈની સલાહ લીધી ખરી?'

'હા, એક સમાજ સેવકની સલાહ લેતાં તે કહે કે, તેનો બાવી વર તૈયાર કરી તેની પાસે પહેલેથી પૈસો રકમ લેવી ને તે રકમ ચૂકવી તેને તલ્લાક અપાવી તેને ફરી પરણાવી દેવી. પણ એના બાપ કહે કે, તલ્લાક મેળવ્યા પહેલાં મહીના મરે એવો કોઈ પરભ્રુ વર તૈયાર થાય તેમ નથી.' 'બિચારી મહીના! ગરીબાઈને ગુને કારમી બેડીમાં સડે છે!

હરિપ્રસાદ શાસ્ત્રી

(૨) જમના

વિરમગામ પોલીસ તરફથી આશરે બે વરસ ઉપર એક અઢાર વર્ષની બાળાને હમીં અનાથાશ્રમમાં મૂકવામાં આવી એ બાળાને ભાંગ્યું તૂટ્યું ગુજરાતી બોલતાં આવડતું હતું. પણ હિન્દી સારી રીતે આવડતું હતું. પોલીસ મારફત તેણે જણાવેલી હકીકત મુજબ ખાનદેશના એક આશ્રમ તરફથી તેને ઉત્તર ગુજરાતના એક વૃદ્ધ માણસ સાથે પરણાવી દઈ આ તરફ મોકલવામાં આવી હતી. પોતાના વૃદ્ધ પતિ પાસેથી એ નાસી છૂટી હતી.

આશ્રમમાં બે ચાર દિવસ રહ્યા પછી એ બાળા સાથે વાતચીત કરતાં જણાયું કે, ખાનદેશના એ આશ્રમમાં કેટલીક બાળાઓને રાખવામાં આવે છે અને તે આશ્રમમાં કન્યાની શોધ કરવા આવનારને આશ્રમની કન્યા અનુકૂળ ન જણાય તો પાસેનાં ગામડાંમાં કેટલીક બાળાઓ રાખવામાં આવે છે તેમાંથી બોલાવી પસંદગી કરાવવામાં આવે છે. આ પસંદગીનો આધાર મોટેભાગે પરણવા આવનાર જેટલા નાણાં આપે છે તેના ઉપર રહેલો હોય છે. અર્થાત્ આ 'આશ્રમ' કન્યાઓ વેચવાનો અને તેનો વેપાર કરવાનું એક મુખ્ય સ્થળ છે.

જમના છેક નાની હતી ત્યારથી કોઈક તેને અને તેના ભાઈને ખાનદેશના એ આશ્રમમાં મૂકી ગયું હતું એવી એને ઝાંખી સ્મૃતિ છે. એના માતપિતાનું એને સ્મરણ નથી. એનું નામ જમના અને અટક શાહ લખાવી હતી, તેથી એ વણિક જ્ઞાતિની હશે એમ એ માને છે.

લગભગ ત્રણ વર્ષ ઉપર ગુજરાત તરફથી કેટલાક માણસો એ આશ્રમમાં કન્યા ખરીદવા ગયા હતા. તેમની સમક્ષ જમનાને રજુ કરવામાં આવી. જમના સૌને પસંદ પડી. જમનાની પોતાની પસંદગીનો પણ દેખાવ કરવાનો હતો. જો કે એ પંદર સોળ વર્ષની બાળા શાકું સમજી શકે એમ નહતી, એટલે એને પૂછવામાં આવ્યું. ત્રીસેક વર્ષનો એક માણસ એ ટોળામાંથી, જમનાને બતાવવામાં આવ્યો અને જમનાએ પસંદગીનું ડોકું ધુણાવ્યું. બસ બધું નક્કી થઈ ગયું. નવસો રૂપિયે જમનાનું વેચાણ થયું. લગ્નનો વિધિ બહુ ટૂંકામાં પતાવવામાં આવ્યો. બન્નેના હાથમાં ફુલહાર નાખવામાં આવ્યા. સ્થાનમાં ગોઠવ કરવામાં આવ્યા અને કોઈ બ્રાહ્મણ પીઠી

શ્લોકોચ્ચાર કરી ગયો. જમનાએ ઘુમટો તાણેલો હતો એટલે બાજુએ હાર પહેરી ઉભેલો માણસ કોણ હતો તેનું એણે ધ્યાન રાખેલું નહિ. તે જ દિવસે સાંજે બધું સરઘસ દેશ તરફ આવવા નીકળ્યું. રસ્તામાં ટોળામાંના ત્રણ જણા ટ્રેનમાંથી ઉતરી ગયા. બે જણ સુરત ઉતરી ગયાં. હવે માત્ર એક બાર વર્ષનો છોકરો, એક બાસઠ વર્ષનો ડોસો અને એક પચીસ વર્ષની યુવાન એ ત્રણ ગાડીમાં રહ્યાં. હવે જમનાને જણાયું કે જે માણસને આશ્રમમાં એને બતાવવામાં આવ્યો હતો અને જેને માટે એણે ઊંડું કુતુહલથી પસંદગી દર્શાવી હતી તે તો ગાડીમાં હતો જ નહિ. એણે પેલા નાના છોકરાને પૂછ્યું. છોકરાએ જવાબ ન દીધો, પણ તેણે પેલા વૃદ્ધને જમનાએ પૂછેલો પ્રશ્ન જણાવ્યો. વૃદ્ધે હસતાં હસતાં જણાવ્યું કે 'તને મારી સાથે પરણાવી છે. તને બતાવવામાં આવ્યો તે તો સુરત ઉતરી ગયો. એ તો અમારો સંબંધી હતો. તું જરાએ ગભરાઇ નહિ. મારે ઘેર કશી વાતનું દુઃખ નથી. ઘરનાં ઘર છે, ખેતર છે, ખાવા પીવાનું સુખ છે, બાર મહિને ત્રણ ચાર હજારની આવક છે એટલે લુગડાં ઘરેણાંની ખોટ નથી. આ મારો બીજી વારની સ્રીનો છોકરો છે. તેની માને કોઈ દિવસ કાંઈ દુઃખ પડ્યું નથી, આ બાઈ છે તે મારા જમાઇ છે. એને મારી પહેલીવારની સ્રીની દીકરી દીધેલી છે. દીકરાની મા પણ સુખવૈભવમાં મરી ગઈ. મારી ઉમર છે અને ધોળા વાળ છે, પણ ધોળા વાળ તો આજે જુવાનીમાં પણ ક્યાં નથી હોતા ? તું તારે નીરાંતે રહેજે, ખાજે પીજે ને મોજ કરજે. આ મારો ભોગીઓ છે એટલે તેને જરાએ અણગમતું નહિ આવે."

જમના તો બીચારી સ્તબ્ધ થઈ ગઈ. આશ્રમવાળાએ દગો દઇ તેને ૬૦–૬૨ વર્ષના બુઢ્ઢા સાથે જન્મારાની જોડી દીધી હતી. હવે કોઈ ઉપાય નં હતો. ભાષાની અને મુલકની એ છેક અજાણ હતી. આ પ્રદેશમાં એનું કોઈ સગુંવહાલું કે ઓળખીતું ન હતું. હવે એને જવું પણ ક્યાં ?

અમદાવાદથી એ બધાં ઉત્તર ગુજરાતમાં ...ગામ ગયાં. ત્યાં આ વૃદ્ધને પનારે પડેલી જમના મહા દુઃખમાં દહાડા વીતાવવા લાગી. વૃદ્ધનો છોકરો ભોગીઓ એની સાથે શોકટાંબાજી રમતો, ગંજીફો રમતો, કદિ કદિ ચોપડીમાંના પાઠ વાંચતો. પેલા વૃદ્ધથી તો જમના બહુ ડરતી. આમ એમનો સંસાર લગભગ દશેક મહિના ચાલ્યો. વૃદ્ધ ઘેરથી બહાર જાય ત્યારે જમનાના ઓરડાને અગર ઘરના દાદરને તાળું મારીને જતો. જમના ધીમેધીમે થોડું થોડું ગુજરાતી બોલતાં શીખી. . .

એક દિવસ ભોગજોગે એવું બન્યું કે જમનાનો ધણી બહાર ગયો ત્યારે તેના છોકરાને નિશાળે જતી વખતે ઘરને તાળું દેવાની સૂચના આપીને ગયો. છોકરો ઉતાવળમાં તાળું દેવાનું ભૂલી ગયો. જમનાએ ઘરનાં બારણાં ખુલ્લાં જોયાં. તેને મુક્તિનો માર્ગ મળી ગયો. બેઠી હતી ત્યાંથી ઉઠીને જમના નાઠી. સ્ટેશન ઉપર આવીને જ્યાં ટ્રેન લઈ જાય ત્યાં જવા નીકળી. ટ્રેન મેસાણે આવી. ત્યાંથી બીજી જે ટ્રેન નજરે પડી તેમાં જમના બેસી ગઈ અને વીરમગામ આવી પહોંચી. વીરમગામ મોટું જંક્શન હોવાથી ત્યાં એ ઉતરી પડી અને સીધી પોલીસ ચોકી શોધતી આગળ ચાલી. પોલીસ ચોકી ઉપર સદ્‌ભાગ્યે એક મરાઠો પોલીસ અમલદાર હતો. જમનાએ તેને હીંદીમાં પોતાની હકીકત જણાવી. પોલીસ અમલદારે તેને આશ્વાસન આપી તેણે આપેલા ઠામ ઠેકાણા પ્રમાણે તેના વરને તાર કરી ત્યાં તેડાવ્યો. રાત્રે એ ડોસો વીરમગામ આવી પહોંચ્યો. ખાનદેશના આશ્રમમાંથી એ જમના સાથે પોતે લગ્ન કરી લાવ્યો હતો એવું તેણે

જણાવ્યું. જમનાએ પોતે ઠગાયાની વાત કહી, અને કોઇ પણ હિસાબે એ વૃદ્ધને ત્યાં જવાને એ ખુશી નથી એવું ભારપૂર્વક જણાવ્યું.

પોલીસ અમલદારે ચુકાદો આપ્યો કે એ વૃદ્ધ ખાનદેશના આશ્રમમાંથી પોતે લગ્ન કર્યાનું યોગ્ય રીતનું સહી સીક્કાવાળુ સર્ટીફીકેટ રજુ કરશે તો તેને કોર્ટ મારફત એ બાઈ સોંપવામાં આવશે; દરમિયાન જમનાને પોતાના માણસ સાથે અમદાવાદના આશ્રમમાં મોકલી આપવામાં આવશે.

આ પ્રમાણે જમના આશ્રમમાં આવી. થોડા દિવસ પછી પેલો વૃદ્ધ ખાનદેશના આશ્રમના વ્યવસ્થાપકની સહી વાળા સર્ટીફીકેટ સાથે અને વીરમગામની કોર્ટનો હુકમ લઈ આશ્રમમાં આવ્યો. જમનાએ એની સાથે જવાની ચોખ્ખી ના પાડી. ઘણી રગઝકને અંતે બે ત્રણ માસ સુધી જમનાને આશ્રમમાં રાખવાનું ઠર્યું. દરમિયાન તેને સમજાવવાનું કામ આશ્રમના સંચાલકોએ કરવું, એવું ઠર્યું.

જમનાને સમજાવવાનો પ્રયત્ન તો કરવામાં આવ્યો, પણ લગ્ન વિધિસર થયું જ નથી અને મને ઠગવામાં આવી છે એટલે આ વૃદ્ધને ઘેર હું કોઈ ઉપાયે જવાની નથી, આશ્રમ રજા આપશે તો હું ભાગી જઇશ, એવો આગ્રહ એ લઈ બેઠી.

ચાર માસ પછી પેલો વૃદ્ધ પાછો આવ્યો. આશ્રમના સંચાલકોએ તેને બધી વાત સમજાવી અને કાયદેસર બાઇને છુટી નહિ કરે તો જમના નાશી જશે અને ગમે તેના હાથમાં સપડાઈ જશે એમ પણ સમજાવવામાં આવ્યું. 'આશ્રમમાંથી નાસી ગયા પછી એ ગમે ત્યાં જાય તેની સાથે મારે લેવાદેવા નથી. પણ મારે હાથે તો હું એને ફારગતી ન જ લખી આપું' એમ એ આગ્રહ પકડી બેઠો. બીજા બે ત્રણ માસ વીતી ગયા. દરમિયાનમાં ઉત્તર ગુજરાતના એ ગામના કેટલાક માણસોના સમજાવ્યાથી એ વૃદ્ધે વડોદરા રાજ્યના કાયદા મુજબ જમનાને છુટી કરવાનું સ્વીકાર્યું. પરન્તુ નવસો રૂપીઆ ખર્ચ્યા હતા તેનું શું થાય? બે માણસોએ વચ્ચે પડી એક સારા આસામીને ત્યાં સાતસો રૂપિઆ અનામત મુક્યા અને કેસનો ચુકાદો આવે ને જમના છુટી થાય ત્યારે એ સાતસો રૂપિઆ ડોસાને આપવાનું ઠરાવ્યું. જમના ફરી જેની સાથે પરણે તેની પાસેથી સાતસો રૂપિઆ વસુલ કરવાનો એ માણસનો ઈરાદો હતો. આમ આ સોદો ગોઠવાયો.

કોર્ટ મારફત જમનાને છુટાછેડા મળ્યા, પણ એક વર્ષ પછી સંપૂર્ણ રીતે છુટાછેડા મળે–decree absolute થાય–ત્યાં સુધી જમના પરણી ન શકે એવું ઠરાવવામાં આવ્યું. એટલામાં પેલો ડોસો ફરી પરણ્યો. કોઈ બીજા 'આશ્રમ'માંથી વીસેક વર્ષની બાળા એ ખરીદ કરી લાવ્યો!

જમનાને સંપૂર્ણરીતે છુટાછેડા મળવામાં હવે વિલંબ નહિ થાય. છૂટી થયા પછી એને જ્યાં જવું હશે, જ્યાં પરણવું હશે ત્યાં એ પરણવાને સ્વતંત્ર છે. ગ. ગો. શ્રુ.

### ( ૩ ) યુવતિની હિંમત

અનેક દિવસોના સામસામા મલકાટ પછી અમે મિલન ગોઠવ્યું, ને પોળના એક અંધારા ચોકઠામાં અમે મળ્યાં. પરંતુ લોકોની અવર જવરે અમારા મિલનમાં વિક્ષેપ પાડયો અને અમે વાતો દ્વારા તે વેળા એક બીજાનું દિલ વાંચી ન શક્યાં.

લાંબો પત્રવ્યવહાર અને લાંબા ગાળા પછી પોળની એક છોકરી મારફતે તેણે એક નાની ચીઠ્ઠી બીડું વાળીને મોકલાવી. તેમા લખ્યું હતું: 'મારે તમને ખાસ મળવું છે. મુલાકાત કોઇ ખાનગી રૂમમાં, એકાંતમાં થાય તેમ ઇચ્છું છું, તો આનંદ થશે.'

મેં માગણી માન્ય રાખી, ને અમે ખરે

બપોરે એક મિત્રના મકાનમાં મળ્યાં. પણ આજે તો તેણે ન કલ્પેલી માગણી કરીઃ 'આપણે બન્ને લગ્નથી જોડાઇ જઇએ તો ?'

હું તો તાજ્જુબ થઇ ગયો. થોડા દિવસના પરિચયમાં જીવન જોડાણની માગણી ! મેં કહ્યુંઃ 'આ પ્રશ્ન થોડો વખત મુલતવી રાખ તો ?' પણ એ એકની બે ન થઇ. ઘણી દલીલબાજી અને સમજાવટ છતાં તેણે મચક ન આપી. આખરે મેં •પથ્થર દિલ બની ના સુણાવી, એટલે તે સડસડાટ દાદરો ઉતરીને ચાલી ગઇ.

થોડા-દિવસ પછી મારાં લગ્ન લેવાણાં. તેને કારી ઘા લાગશે તેમ ધારી મેં મારી કુમકુમ પત્રિકા તેને ન મોકલાવી, પણ તે સાથે એટલી તો મને ખબર હતી જ કે મારી તમામ પ્રવૃત્તિઓ પર ચીવટથી તે ચોકીયાતની જેમ ધ્યાન રાખે છે.

જીવાના બેન્ડ સરોદો સાથે એક શુભ દિવસે મારો વરઘોડો ચઢયો. તેના દિલમાં કેવું દર્દ થતું હશે ? તે વિચાર મને સતાવતો હતો.

જોતજોતામાં સ્વસુર પક્ષનો માંડવો આવ્યો. ને હું મોટરમાંથી ઉતરીને સડસડાટ માંડવામાં ચાલી ગયો. પાન સોપારી અને અત્તરના છંટકાવ પછી વાતાવરણ કંઈ શાંત થયું. સ્વજનો અને સ્નેહીઓ રહ્યા અને બાકીના ચાલ્યા ગયા. વિચારોના વમળમાં ઘેરાયેલું મન રમણે ચડયું હતું, દિલમાં તોફાન હતું. એટલે મને તો શાંતિ હતી જ નહિ.

ને......તેવામાં મેં તેને સામેથી જમીન સરસી નજર રાખીને એક સરખી ચાલે માંડવા તરફ આવતી જોઇ. સીધી તે મારી પાસે જ આવી. હું તો ડઘાઈ ગયો. બીડાઇ ગયેલા હોઠની પકડ વધુ મજબૂત બની. બોલવાની કે આંખ પણ ફેરવવાની મારી હિમ્મત ન રહી.

'કેમ તમારૂં આજે લગ્ન છે ?' તેણે હકીકતને પડકારતો પ્રશ્ન પૂછયો.

માંડવામાં વરરાજા બનીને બેઠો હતો એટલે તેના પ્રશ્નનો પ્રત્યુત્તર તો અપાઈ ગયો હતો. તેમ છતાં હું તેના પ્રશ્નનો જવાબ વાળી ન શકયો. ફકત મૂક રહી તેની સામે અનિમેષ નયને જોઈ રહ્યો; એટલે...છેવટે રૂા. ૧૦૧ સાથે સુંદર કવર મારી બાજુમાં મૂકીને ધીરા પગે તે ચાલી ગઈ.

બધા જ તેની સામે જોઈ રહ્યા, તેવો હું પણ બાઘો બનીને તેને જતી જોઈ રહ્યો.'

[કાળુપુર વિસ્તારમાં બનેલો આ પ્રસંગ છે.]

## ( ૪ ) કેટલાક પ્રસંગો

"કોકીલા, જો તું આજે નિશાળે ન જતી. આજે માસીને ઘેર જમવાનું છે તેથી તારે એમને મદદ કરવા જવાનું છે."

"પણ બા, આજે તો મારી અઠવાડીક પરીક્ષા છે. ગઇ વખતે પણ આ વિષયની પરીક્ષામાં હું ગેરહાજર રહી હતી. આ વખતે તો મારે પરીક્ષામાં બેસવું જ જોઈએ. માસીને ઘેર હું સાંજે જમવા જઇશ. હવે આ વર્ષે હું મેટ્રિક કલાસમાં આવી એટલે મારે બધી પરીક્ષામાં હાજર રહેવું જ જોઇએ."

"હવે જોઇ તારી પરીક્ષા ! માસીને ઘેર પંદર માણસો જમવા આવવાનાં છે, તે એકલી બિચારી શું કરે ? તું આવડી મોટી, છોકરીની જાત, ને સ્હાંજે માત્ર જમવા જઇને બેસે તે કેવું કહેવાય ? અરુણને નિશાળ છે એટલે એ સ્હાંજે જમવા જશે, પણ તારે તો અત્યારથી જ જવું પડશે. આપણે તો ઘરનું સંભાળવાનું પહેલું, તે પછી નિશાળ. અરુણના માસ્તર કહેતા હતા કે આ વખતે ફીફથમાં એણે બરોબર નિયમસર અભ્યાસ કરવો જ જોઇએ. તને ભણવાની કોઇ ના નથી કહેતું, પણ ઘરમાં કામ હોય તે તો પહેલું જોવું જોઇએ ને ?"

*

"બા, આવતે રવિવારે અમારી શાળાની છોકરીઓ પીકનીક ઉપર જવાની છે. હું

જાઉં ને ? બધાને રૂપીઆ રૂપીઆ ભરવાનો છે."

"જો વીણા, પીકનીકમાં જવાની તો કાંઈ હરકત નથી, પણ તારી મોટી બહેનના સસરાની વરશી વાળવાની છે એટલે મારે રવિવારે વીરમગામ જવાનું છે. વેવાઈનો સંબંધ રહ્યો એટલે મારે ગયા વગર ચાલે નહિ."

"પણ બા, વરસી તો સોમવારે છે; તું સોમવારે સવારની ગાડીમાં જજે ને ? હું રવિવારે રહાંજે તો પાછી આવી જઈશ. બા, ગઇ વખતે પણ તેં મને ન જવા દીધી. સત્યેન્દ્રભાઈ ને ઉજાણીમાં જવાનું હતું એટલે મને તેં ન જવા દીધી. અને હવે આ વખતે પણ ના કહે છે ? અમારે ક્યાંઈ જવાનું જ નહિ ?"

"તે સત્યેન્દ્રનો વાદ તારે ન પાલવે. વરસી સોમવારે છે તે તો હું જાણું છું, પણ સોમવારે પંચક બેસે છે એટલે રવિવારે મારે જવું જોઈએ. આપણે બધી વાતનો વિચાર કરવાનો. તારી ઉજાણી તો બીજી ઘણીવાર આવશે, પણ હું ન જાઉં તો મારે જન્મારાનું મેણું રહી જાય. સત્યેન્દ્રને બાધબંધ દોસ્તારોમાં જમવું પડે. એનો વાદ તને છોકરીની જાતને ન પાલવે.

*

"વારૂ, આપણા ઘરમાં રોજ દૂધ કેટલું લેવાય છે ? ઘરનો બધો હિસાબ તમે રાખો છો એટલે પૂછું છું. કાલે ક્લબમાં વાત થઈ કે દૂધ હવે તો પાંચ આને થયું છે."

"હા, એ ખરૂં છે. પણ ચાર આને હતું ત્યારથી જ આપણે તો સવારે અર્ધો શેર અને રહાંજે અર્ધો શેર લઈએ છીએ. સવારના દૂધમાંથી સવારની ચ્હા અને બપોરની ચ્હા થઇ રહે છે. રહાંજનું દૂધ તમારે અને કીકાને વાળું વખતે ચાલે છે."

"એટલે ? કીકીને અને તમારે દૂધ નહિ લેવાનું ? પાશેર વધારે લઇને હવેથી આપણે ચારે જણને દૂધ આપજો. મને આ તમારી રીત ગમતી નથી."

"ગમે કે ન ગમે. આટલું મોંઘું દૂધ કાંઇ બધાને પોસાય નહિ. ઘરના ધણી તમે બરડો વાંકો વાળીને મહેનત કરો ત્યારે પગાર મળે અને કીકાને ભણવાનું એટલે એને પણ છાંટો દૂધ તો મળવું જાઇએને ?"

"કીકી ભણતી નથી ? એ સીક્સ્થમાં છે અને કીકા તો થર્ડમાં છે. દૂધની જરૂર તો બન્નેને સરખી. લુગડાંલત્તાંમાં ફેરફાર કરો, પણ દૂધ જેવી જરૂરી ચીજમાં કંજુસાઈ કરવી એ બરાબર નથી."

"તમારી ને મારી ગણતરી જુદી છે. છોકરીની જાતને દૂધ, ઘીની ટેવ પાડી પાલવે નહિ. કોણ જાણે કેવું સાસરૂં મળશે ? અને લુગડાં તો કીકાને ગમે તેવાં ચાલે. કીકી હવે મોટી થઈ. એને શોભે એવાં સારાં લુગડાંલત્તાં ન પહેરાવીએ તો એના સામે કોણ જુએ ? મારે તો બધી વાતનો વિચાર કરવાનો. છોકરીની જાત તે ચાર માણસમાં લુગડાં લત્તા પહેરી ફરે હરે તો જ એનું ભવિષ્ય સુધરે. એ ભણે છે તે થોડું જ આપણને રળી ખવડાવવાની છે ? ભણે છે, જ્યાં સુધી કોઇ ઠેકાણું નથી મળ્યું ત્યાં સુધી. કીકાની વાત જુદી છે. અને મારે તો દુધ વગર ચાલે. અમને તો નાનપણથી એવી જ ટેવ પાડેલી કે કશા વગર ન ચાલે એવું નહિ. અમારે સ્ત્રીઓએ તમારો વાદ કરવાનો ન હોય."

*

"જો સરોજ, આજે ભાખરીને શાક ફક્ત તારા બાપુ ને ભાઈ માટે કરવાનું છે. સવારની ટાઢી રોટલી ને દાળભાત છે તે આપણે બેઉને ચાલશે."

"બા, રોટલી ને દાળભાત તો આપણે ચારેને થાય એટલું વધ્યું છે. સવારે સેવકલાલ

અને ગોદાવરીબહેન આવવાનાં હતાં તે ન આવ્યાં એટલે બહુ વધ્યું છે."

"તે તો હું જાણું છું; પણ ભાયડાઓને કાંઈ ટાઢું ખવડાવાય નહિ. આપણે ખાતાં વધશે તે કાલે સવારે રોટલી શેકી નાખીને અને ભાતને વઘારીને ખાઈશું. દાળ વધશે તો કામવાળી બિચારી પામશે. ને, આપણે બૈરાંને તો જે હોય તે ચાલે એવી ટેવ રાખવી. સાસરે જશો ત્યારે ઊની રસોઈ કોઈ પીરસવાનું છે? છોકરીની જાતને નાનપણથી જ એવી ટેવ પાડવી કે સાસરામાં ભારે ન પડે. ભાયડા બિચારા બહારનું વૈતરું કરે તે એમને તો ઊની રસોઈ જોઈએ જ ને?"

*

"કાલથી હું સપ્તાહમાં બેસવાની છું. એટલે બધું ઘરનું કામ તારે સંભાળી લેવાનું છે. સુરેશને પરીક્ષા નજીક આવી એટલે વાંચવાનું છે. માટે તું જરા ઊભી ઊભી શાક લઈ આવજે. અને કામવાળી વહેલી મોડી આવે તો એની વાટ જોવા ન રહીશ. પાણી બાણી ભરી મૂકજે ને લોટા વાસણ માંજી લેજે. રહાંજે સુરેશ થાક્યો પાક્યો ક્રિકેટ રમીને આવશે. એટલે જો કામ કરનારી ન આવી પહોંચી હોય તો સઘડી સળગાવીને જરા ચાર પથારી પાથરી દેજે."

"બા, મારે આવતે અઠવાડીએથી પ્રિલિમિનરી શરૂ થાય છે. આટલું અઠવાડીયું તો મને વાંચવાનો વખત મળવો જોઈએ ને? સુરેશની પરીક્ષાને તો હજી દોઢ મહિનો બાકી છે અને એની તો ફોર્થની પરીક્ષા. આટલું અઠવાડીયું સાંજે એ ક્રિકેટમાંથી વહેલો ઘેર ન આવે? આ બધું હું કરવા રહું તો વાંચું ક્યારે?"

"બહુ ભણ્યાં હવે તમે! છોકરો આખો દિવસ નિશાળમાં ગોંધાઈ રહે એટલે રહાંજે બે કલાક રમે નહિ તો એનું શરીર ને મગજ કામ શી રીતે કરે? આજથી વાંચવા માંડે ત્યારે પરીક્ષા અપાય. તારી ફોરમની પરીક્ષા કાંઈ એવી ભારે ન ગણાય. અને રાત્રે પછી વાંચજે ને? રાતે કોણ તને કામ બતાવવાનું છે? આ તો મારે સપ્તાહમાં બેસવાનું છે તેમાં; બાકી તારી મદદની મેં ક્યારે આશા રાખી છે? તમે તમારે ખુરશી ઉપર બેસીને ચોપડા વાંચ્યા કરો ને! જાણે ભણી ભણીને અમને રળી ખવડાવવાનાં ખરાં ને? મેટ્રીક પાસ થયા પછી આગળ કોલેજમાં ભણાવવાની જ મારી તો મરજી નહોતી, પણ તારા બાપને તને બી. એ. કરવી છે. એ બધું આપણને ન પાલવે. અને હા, મારે તો ધરમ ધ્યાન પહેલું ને બીજું બધું પછી."

*

"મામા ડુમસ જવાના છે તેમની સાથે મને લઈ જવાનું કહે છે. હું જાઉં ને, બા?" તેર વર્ષની સુશીલા કુદતી કુદતી આવી માને લાડથી પૂછવા લાગી.

"તું શી રીતે જાય? મોટી બહેનની સુવાવડ છે. પરમ દિવસે તો એ આવશે એટલે ઘરમાં કામકાજ, મોટી બહેનનાં પાંચ છોકરાં રાખવાનાં અને મને મદદ કરવાની; એટલે તારાથી શી રીતે જવાય? મહેન્દ્ર જશે. એ ભલે જતો. એનું મન જરા છુટું થશે."

"બા, ગયે વર્ષે મામા માથેરાન ગયા હતા ત્યારે પણ મહેન્દ્રને તેં મોકલ્યો હતો. તે વખતે માસીને ત્યાં વૈશાખ મહિનામાં લગન હતું તે પાપડ વડી કરવામાં ને બીજું કામ કાજ કરવા તારે માસીને ઘેર જવાનું એટલે મારે ઘરનું કામ સંભાળવાનું, એમ કહીને મને ન મોકલી. હવે આ વખતે મોટી બહેનની સુવાવડનું કારણ આવ્યું! અમને એવું બધું જોવાનું મન ન થાય?"

"જજો મોટાં થાઓ ત્યારે. માથેરાન ને ડુમસ જવાના ચસકા શાના છે તે કોણ

જાણે કેવુંએ સાસરું મળવાનું છે ! છોકરીની જાતને એમ રખડતું ન પાલવે. તમારે તો ઘર ભલું ને ઘરનું કામ ભલું. ઘરના કામમાંથી પરવારો તો નિશાળે ભણવા જવાનું."

*

"કોણ એ ખડ ખડ હસે છે ? તારો ને મુકુન્દનો અવાજ સંભળાય છે. એટલું બધું શું હસવાનું હતું તે ?"

"બા, એ તો ચીનુભાઇએ છાપામાંથી એક રમુજી વાત વાંચી તે અમને બધાંને હસવું આવ્યું. એવી મજાની વાત છે. એક માણસ સ્ટેશને ગાડી પકડવા દોડતો હતો. તે."

"નથી સાંભળવી મારે એ તમારી વાતો. આખો દહાડો વાંચવું ને ખાખા ખીખી અને નથી ગમતું. મુકુન્દનું તો ઠીક છે, પણ તારે છોકરીની જાતને ખડખડ મોટેથી હસવું સારું નહિ. હવે તું કાંઇ નાની નથી. મોટી ચૌદ વર્ષની થઈ. હવે જરા રીતભાત સમજ. આમ ધીંગામસ્તી કરવા જેવડી તું હવે નાની નથી. એવી ટેવો રાખશો તો સાસરામાં નહિ સમાઓ. છોકરીની જાત એટલે તારે જરા વિવેકસર ને રીતભાતમાં રહેવું જોઇએ."

*

"આ અંબાબહેનની છોકરી સાસરે જતી નથી તે એની બહુ વાતો વાતો થાય છે. વીસ વર્ષની થઈ. તેટલામાં ચાર વાર પાછી આવી. માબાપ તો આજ છે ને કાલે નથી. સાસરા વગર કાંઇ ચાલવાનું છે ?" મંછાબહેને છોકરાં આગળ વાત કરી.

"પણ બા, એનો વર અને સાસુ મળીને એને ત્રાસ આપે છે એટલે એ ત્યાં શું જાય ! એનો વર એને વગર વાંકે મારે છે ને સાસુ ડામ દે છે. એવે સાસરે કોણ જાય ! એ ભણેલી છે તે માબાપ નહિ હોય ત્યારે નોકરી કરીને પૂરું કરશે. એનાં માબાપ નથી બોલતાં ને કોઇને શું ?" અઢાર વર્ષની કુમુદ બોલી.

"બેસ બેસ ચબાવલી ! વર મારે ને સાસુ ત્રાસ આપે એટલે સાસરે નહિ જવાનું ? એ તો હોય; ઘર છે તે ટંટા એ થાય. ભણેલી છે એટલે ધણી વગર કંઈ જન્મારો કાઢશે ?"

"પણ એવો ત્રાસ શા માટે ખમે ? સ્ત્રીને કોઈ હક જ નહિ ? એને સ્વમાન જેવું કાંઇ હોય જ નહિ ?"

"જો, કુમુદ, તું પણ જયંતની પેઠે દલીલો કરે ને રદીઆ આપે એ ઠીક નથી. આપણે સ્ત્રીઓએ તો સાંભળ્યા કરવાનું. દાખલા-દલીલ ને રદીઆ છોકરા આપે—આપણે આપીએ તો ઉછાંછળું ગણાય. ગમે તેવો વર હોય, ગમે એટલો સાસરામાં ત્રાસ હોય, પણ સાસરું એ જ સ્ત્રીનું સ્વર્ગ."

(લોકનાદ) ચિકિત્સક

*

નરોડા રોડ ઉપર ચેતનદાસ માધવદાસ નામનો માણસ લોહીનો વેપાર કરતો હોવાના શક પરથી પોલીસે દરોડો પાડ્યો ત્યારે એક સગીર બાળા મળી આવી હતી. એણે માથા ઉપર સાફો બાંધ્યો હતો અને ચારે છેડે ધોતીયું પહેર્યું હતું. પોલીસે તેને પકડી સ્ત્રીનો વેશ પહેરાવી અનાથાશ્રમમાં મોકલી છે.

*

રાવળપીંડીમાંથી એક યુવાન હિંદુબાળાનું અપહરણ કરી તેને આગ્રા લાવવામાં આવી હતી. આજુબાજુના પાડોશીઓને ખબર આપી સ્થાનીક અધિકારીઓને ખબર આપવા આગ્રા સીટીમાંથી પંજાબી મુસ્લીમના ઘરમાંથી રાત્રે ભીંત કુદીને તે નાસી છૂટી અને આગ્રા સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરીઆદ કરી. મેજીસ્ટ્રેટે પોલીસને આ કેસ સોંપી તપાસ કરવાની સૂચના કરી અને યુવતીને એક હિંદુ સદ્દગૃહસ્થને હવાલે સોંપી. પોલીસે તપાસ શરૂ કરી તેવામાં એ છોકરીનું ફરીથી હરણ થઇ ગયું છે.

*

# યૌવનને ઉંબરે પગ મૂકતી



# કન્યાને પત્રો

શ્રી. પૂરાતન બૂચ

[ગતાંકથી ચાલુ]

[૩]

ચિ. બહેન,

તું પૂછે છે કે, તારું શરીર સુંદર ભરાવદાર ને ઘાટીલું થતું જાય છે. એ વાત સાચી છે. પણ એમ થવાનું કારણ શું હશે? આ પત્રમાં આપણે એ વિષે વાત કરીએ.

એક વાત સમજી લે. ઈશ્વરે આ સૃષ્ટિ રચી છે, તેમાં પાર વિનાના જીવો છે. એ બધા જ જીવોનો એક ક્રમ છે. જન્મવું, વિકાસ પામવું ને મૃત્યુ થવું. આ ત્રણ ક્રમમાંથી આપણે પણ પસાર થવાનું હોય છે.

હવે તારા જન્મથી વાતની શરુઆત કરીએ. તું સાવ નાની હતી ત્યારે બા તને ધવરાવતી હતી. બાનું દૂધ પીને તું મોટી થઈ. પછી તો ખોરાક લેવા માંડી. એમ મોટી થતાં થતાં તારા શરીરનો વિકાસ થવા લાગ્યો.

આજે તું ઉંચાઈમાં લગભગ બાની બરોબર થઈ ગઈ છે! આમ તું નાની હતી. તેમાંથી કેટલી મોટી થઈ ગઈ? આવડી મોટી થઈ જવાનું કારણ શું? એવો વિચાર તને આવે છે. ખરું ને?

જો, જાણે વાત એમ છે કે, ઈશ્વરે સૃષ્ટિમાં નર ને માદા એવા બે પ્રકાર રાખેલા છે, ને બન્નેને નિશ્ચિત કામ સોંપેલા છે. તું નાની હતી ત્યારે બાની પાસેથી 'એક હતો ચકો ને એક હતી ચકી' એવી વાતો સાંભળી હતી ને? એ ચકલા ચકલીની વાતોને જ આપણે આગળ ચલાવીએ. તો તને એમાંથી તારી મેળે જ કેટલીક સમજ પડી જશે.

'...ચકલો લાવ્યો ચોખાનો દાણો ને ચકલી લાવી દાળનો દાણો. એની રાંધી ખીચડી. રોજ આમ ચકો ને ચકી ખીચડી રાંધે ને ખાય. પછી ચકાએ એકવાર ચકીને કહ્યું: 'ચકી, ચકી, જો તો ખરી, આ કુદરતમાં વસંત ઋતુ કેવી સરસ ખીલી છે! આંબે મ્હોર આવે છે. ફૂલે ફૂલે મધમાખીઓ ગુંજારવ કરે છે. કેટલી બધી સુંદરતા, કેટલી સરસ સુગંધ! પવન પણ કેવો સરસ વાય છે! ને તું પણ કેવી રૂપાળી દેખાય છે?' ચકાનાં વખાણ સાંભળીને ચકી તો ખૂશ ખૂશ થઈ ગઈ ને નાચવા લાગી. ચકીને નાચતી કુદતી જોઈને ચકો પણ મસ્તીમાં આવીને આનંદથી નાચવા લાગ્યો.

પછી, ચકી કહે: 'ચકારાણા ચકારાણા! આજે તો મને તમારી ઉપર બહુ જ વહાલ છૂટે છે, માટે તમે જે માગો તે દઈશ. બોલો, તમારે શું જોઈએ છે?'

ચકારાણા તો વધારે મસ્તીમાં આવી ગયા ને કહેવા લાગ્યા:

'ચકીરાણી ચકીરાણી! તમે બહુ ખૂશ થઈ ગયાં હો તો મને તમારાં બે ઇંડાં આપો.'

ચકી કહે: 'ઇંડાં તો આપું, પણ તમારે મને મદદ કરવી પડશે. કરશો ને?'

ચકો કહે: 'હા, મદદ તો જરૂર કરીશ.'

પછી ચકારાણા ચકીરાણીને ખૂબ ભેટયા અને મદદ કરી. થોડા દિવસ પછી ચકીએ

એ ઈંડાં પોતાના નાનકડા માળામાં મૂક્યાં!

ચકો ને ચકી-લો રોજ વારાફરતી ઈંડાં ઉપર પાંખો પસારીને બેસે ને પોતાની ગરમ હૂંફ ઈંડાંને આપે. એમ કરતાં કરતાં એ ઈંડાં એક દિવસ તડાક કરતાં ફૂટ્યાં ને તેમાંથી વળી એક ચકો ને એક ચકી નીકળ્યાં.

બસ, એમ આ દુનિયામાં ચકલી, કબૂતર, મોર, પોપટ, બકરી, કુતરાં બિલાડાં, ગાય, ઘોડાં ને છેવટે માણસ પણ જન્મ પામે છે. આ બધાય જીવોમાં જે નર હોય છે તે સ્ત્રીને નવું બચ્ચું જન્માવવામાં મદદ કરે છે. આ બધા જ જીવો પુખ્ત ઉમ્મરનાં થાય છે, એટલે તેઓ પોતાના જેવા જ બીજા જીવોને જન્મ આપે છે. સ્ત્રી પુરૂષો પણ જ્યારે ઉમ્મરમાં આવે છે ત્યારે તેનામાં યે નવો જીવ ઉત્પન્ન કરવાની શક્તિ આવે છે.

પણ, તને વિચાર આવશે કે પુખ્ત ઉમ્મર ક્યારે ને શા માટે આવતી હશે? પુરુષ વર્ગમાં તો છોકરો જુવાનીમાં આવે–એટલે કે તેના મોઢા પર મૂછનો દોરો ફૂટે ત્યારે તે ઉમ્મરમાં આવેલો ગણાય. અને છોકરી પુખ્ત ઉમ્મરની ક્યારે થાય એ તો તું જાણે છે ને? છોકરી દૂર બેસે, માસિક અટકાવ શરૂ થાય ત્યારે તે ઉમ્મરમાં આવી, એમ કહીને વડીલો તેને પરણાવી દેવાની તૈયારી કરે, એવો એક પ્રચલિત રિવાજ છે.

પણ, કુમારિકા માસિક ધર્મમાં બેસે છે તેનું કારણ શું હશે? જો, માસિક ધર્મમાં બેસવું એ એક સ્વાભાવિક કુદરતનો નિયમ છે. શરીર પોતાની મેળે જ મોટું થાય છે. ખરું ને? પછી એ શરીરનો એક અજબ સ્વભાવ જાણી લેવા જેવો છે. જ્યારે પુરુષ ને સ્ત્રી પુખ્ત ઉમ્મરમાં આવે છે ત્યારે તેમને સહુથી મોટી ઇચ્છા, કંઈક નવું સર્જન કરવાની ઝંખના હોય છે.

નવું સર્જન કરવું એટલે નવી વસ્તુ બનાવવી. હવે, શરીર નવું સર્જન કરવા ખૂબ તલસી રહ્યું છે, તેની નિશાની તરીકે કુમારિકાને માસિક ધર્મની શરુઆત થાય છે. કુદરત શરીરમાં જાહેરાત કરે છે કે, હવે આ શરીરમાં નવું ફળ તૈયાર કરી શકે તેવું બીજ તૈયાર થઇ ચૂક્યું છે. નાની બાળાઓને કે વૃદ્ધ ડોસીઓને માસિક ઋતુ નથી આવતું. એનો અર્થ એ છે કે એ બન્નેનાં શરીર નવું સર્જન કરવાની તીવ્ર ઝંખના નથી ધરાવતાં. પણ, આ સાથે તારે બીજી એક વાત પણ યાદ રાખવી કે, હંમેશાં નવું સર્જન કરવું એટલે નવા જીવને જન્મ આપવો એમ જ નહીં, કોઇ પણ પુરુષ કે સ્ત્રી ઉમ્મરમાં આવે તે પછી પોતાની સર્જનશક્તિનો ઉપયોગ કોઇક સમાજને ઉપયોગી હોય તેવા કામમાંયે કરી શકે.

જેમકે કોઇપણ સ્ત્રી પોતાનું આખું જીવન શિક્ષણ અથવા કળાની પાછળ રોકી લે છે. જૈન અને ખ્રિસ્તી ધર્મમાં સાધ્વી બહેનો પણ એવી જ રીતે જીવનભર પોતાની સર્જનશક્તિને સમાજને ઉપયોગી એવા કામમાં રોકી દે છે. એટલે માસિક ધર્મની શરુઆત પછી કુમારિકાએ પોતાના શરીર અને મનને એક વાત સ્પષ્ટ સમજાવી દેવી કે, પોતાની સર્જનશક્તિનો એ પોતે કેવી રીતે ઉપયોગ કરવા ઇચ્છે છે. આપણા સમાજની રચના અને તેમાં સ્ત્રીઓની સ્થિતિ અત્યારે એટલી પરવશ છે કે મોટા ભાગની સ્ત્રીઓને તો ન છૂટકે પોતાની પાસેની વિરલ શક્તિને નવો જીવ પેદા કરવા પાછળ જ રોકવી પડે છે. આપણી સમાજ રચનામાં આ કાંઈ નાની સૂની ખોટ ન ગણાય!

સામાન્ય રીતે કુમારિકાએ લગ્નનો માર્ગ સ્વીકારવાનો હોય છે, કારણ કે તેની પાસે તેના જીવનની ક્ષણેક્ષણ રોકી લે અને તેનો બધો જ ઉત્સાહ ને સર્જનનો રસ રોકી લે, એવું કોઇ પણ કાર્ય કરવાની તક નથી હોતી.

તું હવે મોટી થઇ છે એટલે તારી પાસે તારો બધો જ વખત પસાર થઇ જાય ને તારી બધી શક્તિ ખર્ચાઇ જાય એવું કામ હોવું જ જોઇએ. જો તું એ રીતે આખો દિવસ કાર્યમાં મગ્ન રહીને શરીર અને મનને તેમાં પૂરેપૂરાં પરોવી નહીં દે તો તારામાં જે નવી સર્જનશક્તિ પ્રગટી રહી છે ને તેને પરિણામે તારું શરીર અને મન પૂરબહારમાં ખીલી રહેલું છે તેનો સાચો હેતુ પાર નહિ પડી શકે. ઈશ્વરે માણસ સિવાય કુદરતનાં કોઈ પણ પ્રાણીને વિવેકશક્તિ નથી આપી. માણસ પાસે એ સૌથી મોટી શક્તિ છે. માટે તું તારી વિવેકશક્તિથી સમજી જજે કે માસિક ધર્મમાં આવ્યા પછી તારી જવાબદારી ઘણી વધી જાય છે. એક તો તારે શરીર અને મનમાં જે ન રોકી શકાય તેવી સર્જનની શક્તિ ઉછાળા મારી રહેલી છે તેને કાબુમાં રાખવી, ને પછી એ જ શક્તિને કોઇક ઉપયોગી કામમાં પરોવવી, એમ બેવડું ધ્યાન રાખવાનું છે. જ્યાં સુધી તું તારો કોઈક ચકો રાણો શોધી કાઢીને તેની સાથે લગ્નગાંઠથી બંધાઇને પરસ્પરને મદદ કરવાની પ્રતિજ્ઞાથી જોડાઈશ નહીં, ત્યાં સુધી તો તારે આખો દિવસ કામ કામ ને કામમાં જ કાઢવાનો છે; ને રાતે આંખોમાં નીંદર ઘેરાય ત્યાં સુધી તારે નાની બહેનને વાતો કરવાની કે 'પોપટ ભૂખ્યો નથી, પોપટ તરસ્યો નથી, પોપટ આંબાની ડાળ, પોપટ સરવરની પાળ, પોપટ મજા કરે!' આ નાની પ્રિય વાર્તા છે ને?—

[૪]

ચિ. બહેન,

તારો પત્ર મળ્યો. તારો પ્રશ્ન છે કે 'અડકાવને' માસિકધર્મ શા માટે કહેવામાં આવે છે? આજે તને એને અંગે થોડું લખું છું.

આપણા ધર્મપુરુષોએ સ્વચ્છતાના કેટલાક સામાન્ય નિયમોને ધર્મની આજ્ઞા સાથે જોડી દીધા છે: જેમકે જમતાં પહેલાં સ્નાન કરવું જોઇએ, હાથ મોઢું, પગ ધોવાં જ જોઇએ. અત્યારે તો આપણે વગર સમજણે સ્વચ્છતા પાળવાની ધર્મની આજ્ઞાને એટલી હદે લઇ ગયા છીએ કે અસ્વચ્છ ગણાતું કામ કરનાર માણસને અડકાય નહિ. ને જો અડકાઈ જવાય તો સ્નાન કરીને અસ્વચ્છતા દૂર કરવી પડે. હવે તો 'આ નિયમનો અર્થ એવો થઈ ગયો છે કે સ્વચ્છતાનું કામ કરનાર જે હરિજન જાતિ છે તેને જ ન અડકાય! માસિકધર્મ જેવો શબ્દ પણ એ જ ધર્મપુરુષોએ યોજેલ છે, અટકાવની સ્થિતિને ધર્મની સાથે જોડી દેવાનું જૂના જમાનાના ડાહ્યા પુરુષોએ ઉચિત માન્યું હશે. એનું કારણ કદાચ એવું હશે કે જૂના સમયમાં માણસ પોતાની સ્વતંત્ર બુદ્ધિથી વિચારીને વસ્તુસ્થિતિ સમજીને યોગ્ય રીતે વર્તવા જેટલી વિવેકશક્તિ ને સૂઝ નહિ ધરાવતો હોય. એ સમયથી ચાલતી આવેલ રીત છેક આજે પણ આપણા સમાજમાં પ્રચલિત છે. આજથી એક હજાર વરસ પહેલાંના માણસ કરતાં આપણે 'કેટલીક' નવી વૈજ્ઞાનિક હકીકતો સમજતા થયા છીએ એ તો સ્પષ્ટ જ છે. તેમ છતાં એક આશ્ચર્ય હજુયે આપણે જોઇએ છીએ કે માસિક ધર્મમાં આવેલી બહેનને અડકીએ તો અભડાઇ જવાય એમ માનીને તેને બધા દૂર રાખે છે!

આપણા ધર્મમાં માસિકધર્મમાં આવેલી બહેનને ન અડકવાનું ફરમાન છે, પણ તેનું કારણ તો કોઇ વિચારતું જ નથી!

ન અડકવાનું પ્રથમ કારણ એમ અપાય છે કે, એ સમયે સ્ત્રી અસ્વચ્છ હોય છે. બીજું, એ સમય દરમ્યાન એ સ્ત્રી-પુરુષ વર્ગથી અલગ રહે તો સારું. ખાસ કરીને પરણેલી સ્ત્રીએ તો પતિથી દૂર રહેવું જ જોઇએ. પણ કોઇ પુરુષ દૂર ન રહે તો? એટલે એ ભયને ટાળવા માટે ધર્મ તરફથી આજ્ઞા કરવાનું ઉચિત મનાયું.

એટલે, ટુંકમાં એટલું સમજવા જેવું છે કે

માસિકધર્મ સમયે એવું કંઇ જ નથી હોતું કે જેથી સ્ત્રીને અડકતાની સાથે અભડાઇ જવાય. જેઓ એવી આભડછેટ પાળે છે તેઓ વગર સમજ્યે એમ કરે છે.

હવે, માસિક અટકાવ આવે છે તેને ધર્મની સાથે જોડી દેવાનું મુખ્ય કારણ તપાસીએ.

જો, ધર્મ પ્રત્યેક માણસને પવિત્ર રહેવાનું શીખવે છે. કુમારિકાને માસિક અટકાવ પહેલી જ વાર દેખાય છે—એટલે કે રક્તસ્રાવ થાય છે, ત્યારે તેને ઘણીવાર તો ગભરામણ કે ડર લાગે છે કે આ બધું શું થયું ? પણ કુદરતના નિયમ પ્રમાણે દરેક કુમારિકાને ઉંમર થયે દર મહિને ત્રણથી ચાર દિવસ સુધી રક્તસ્રાવ થાય જ, એ સમજી રાખવું. ઘણી છોકરીઓને તો એથી શરમ ને સંકોચ થાય છે અને જાણે કંઇક શરમાવા જેવી સ્થિતિમાં પોતે હોય તેવી રીતે મોટેરાઓથી છૂપાતી રહે છે. પરંતુ એમાં એવું કંઇ જ નથી હોતું કે જેથી શરમ કે લજ્જા રાખવી પડે.–

કુદરતે સ્ત્રીના શરીરની રચના ચોક્કસ હેતુ માટે કરેલી છે. સ્ત્રીના શરીરમાં દર મહિને નવો જીવ સર્જી શકે એવું બીજ તૈયાર થાય છે. એ બીજનો સંગ્રહ જે સ્થાનમાં થાય છે ત્યાં વધારાનું લોહી એકત્ર થાય છે. જો દર મહિને એ જીવતું બીજ એકલું જ રહે તો પછી કુદરત તેને બહાર કાઢી નાખે છે ને વધારાનું લોહી પણ બહાર નીકળી જાય છે. એમ મહિને મહિને નવું બીજ સ્ત્રીના શરીરમાં પેદા થયા જ કરે છે ને બહાર ફેંકાઈ જાય છે.

હવે, સ્ત્રીના શરીરમાં રહેલું જીવનું બીજ એકલું જ હોય છે ત્યાં સુધી તેમાંથી નવો જીવ જન્મ પામી શકતો નથી. પરંતુ સ્ત્રીના શરીરમાં જીવનું બીજ—જેને રજ કહેવાય છે તે હોય ને એ જ વખતે તેને પુરુષના શરીરમાં રહેલ જીવનું બીજ—વીર્ય— મળે તો જ એ બન્ને મળીને ભેગાં થાય ત્યારે નવો જીવ સર્જાય છે. જેવી રીતે ફૂલની કળી કેસરની પોલી નાની નળીમાંથી પુંકેસરનું બારીક બીજ અંદર દાખલ થતાં જ તેમાંથી ફળ બંધાય છે, તેવી જ સાવ કુદરતી આ ક્રિયા છે. આમ નવો જીવ સર્જવાની જવાબદારી ઇશ્વરે સ્ત્રી પુરુષ બન્નેને સોંપી છે. પરંતુ તેમાં સ્ત્રીની જવાબદારી વધારે રહે છે, કારણ કે સ્ત્રી પોતાના શરીર અને મનને જે સ્થિતિમાં રાખે તેવા પ્રકારના નવા જીવને જન્મ આપે છે.

જે સ્ત્રી પોતાના શરીર અને મનને સંપૂર્ણ તંદુરસ્ત રાખે છે તે સરસ જીવને જન્મ આપી શકે છે. ખાસ કરીને તો માસિક અટકાવ વખતે જ સ્ત્રીના શરીર અને મનનું પુરેપુરું જતન થવું જોઈએ, કારણ કે સ્ત્રીના જીવનમાં માસિક અટકાવ વખતે જ ઘણી વાર સારી અગર માઠી કાયમની અસરો થવા પામે છે.

જેમકે, સ્ત્રીઓ માસિકધર્મ વખતે ગમે તેવાં ગંદા મેલાં કપડાંનો ઉપયોગ કરે, માસિક અટકાવ દરમ્યાન પણ નિયમિત સ્વચ્છ પાણીથી શરીરનાં મેલાં અંગોને સાફ ન રાખે, ભીનાં કપડાં પહેરે તો શરદી ને રોગ થવાનો ઘણો ભય હોય છે. બીજું, અટકાવ દરમ્યાન છૂટથી આવી રહેલા લોહીને દબાવી દેવાય એવી રીતે કપડાંનો ઉપયોગ ન કરવો, કારણ કે જેટલું ખરાબ લોહી હોય તેટલું જ કુદરત એ ત્રણ ચાર દિવસ દરમ્યાન બહાર કાઢી નાંખે છે.

અટકાવના સમય દરમ્યાન સ્ત્રીઓએ મનને શાંત અને પ્રસન્ન રાખવું જોઇએ. શાંતિ અને પ્રસન્નતાથી મનની તંદુરસ્તી હંમેશાં સારી રહે છે. જ્યારે અટકાવ ચાલુ હોય છે તે વખતે સ્ત્રીના શરીર અને મન ઉપર એક ભારે ક્રિયા થઇ રહ્યાનો ભાર તો હોય જ છે, એ ભારમાં વધારો થાય, એવું કંઇ જ ન કરવું. એટલે શરીર પાસે વધારે પડતો શ્રમ ન લેવો, ને મનને નકામી ચિંતા કે કચવાટમાં ન રોકવું. આમ શરીર અને મન અટકાવ દર-

[ ગતાંકથી ચાલુ ]

[૨]

પ્રાચીન ગીતોના આંબાવાડિયામાં પ્રવેશ કરતાં ભગવાન શ્રી કૃષ્ણની જીવન શોભાનો વિસ્તાર બતાવી કૃતાર્થતા, સૌરભભર્યા મ્હોરના વૈભવથી મનોહર લાગતા, કમનીય ફળોની વિપુલતાથી લચી પડતા ગીત-રસાળો તો સર્વત્ર નજરે પડે છે જ, પરંતુ આંબાઓના ઝુંડમાં વચ્ચે વચ્ચે પોતાનું નિરાળું વ્યક્તિત્વ પ્રકટાવતાં જાંબુડા, ગુંદા, મહુડા વગેરે ઝાડો જેવા અન્ય અવતારોનાં જીવનકાર્યની મહત્તા રજુ કરવા ઉભેલાં ગીતો પણ પાસે આવીને સેવનારને તૃપ્ત કરે છે સંખ્યામાં ઓછાં: ગુણમાં ઓછાં નહિ. કેરીની અતિશય મધુરતામાં નહિ રાચનારી સ્વાદવૃત્તિને કદાચ ઇતર ફળોની અન્ય પ્રકારની મધુરતા વધારે રુચિકર પણ લાગે. યુરોપના કેટલાક લોકોને મન આમ્રફળની અતિ મીઠાશ કરતાં અન્ય ફળની મધ્યમસરની મીઠાશ વધારે પસંદ આવે છે એમ સાંભળ્યું છે.

રસિક ભાઈ-બ્હેનોની દૃષ્ટિ સમક્ષ આ વખતે વામનજીના અવતાર કૃત્યને વિષય બનાવવું, બળિરાજાની અપ્રતિમ દાની તરીકેની મહત્તા રજુ કરવું, અન્ય પાત્રોને પણ યથોચિત રંગની મિલાવટથી ખીલવી જતું ગીત મૂકવામાં આવ્યું છે. આપણાં પૌરાણિક પાત્રોમાં બળિ

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક
શ્રી. સવાઈલાલ ઈ. પંડ્યા

*

રાજાનું માનભર્યું સ્થાન છે. હજીપણુ સવારે ઉઠીને ભાવિક જનો આ પાંચ નામ ભાવથી સંભારે છે.

**પ્રભાતે પાંચ નામઃ બળ, કરણ ને ફરશુરામ**
**યુધિષ્ઠિર ને જાદવરાય, પાંચે સમર્યે પાતક જાય**

શ્રી કૃષ્ણ અને યુધિષ્ઠિર જેવા ધર્મના સેતુ, કર્ણ જેવા દાનવીર અને પરશુરામ જેવા યુધ્ધવીર સાથે બળિરાજાનું નામ જોડીને એમની અચલ મહત્તા લોકમાનસે સ્વીકારી લીધી છે. અસુર કુળમાં જન્મ્યા છતાં એમનાં લોકોત્તર ચરિત્રથી એમનું નામ પ્રાતઃસ્મરણીય બન્યું છે. સ્વર્ગ જીતી લેવાના સામર્થ્યથી ઓપતું એમનું પૌરૂષ એમને યુધ્ધવીર તરીકેના યશના અધિકારી

---

મ્યાન સ્વસ્થ ને શાંત રહે તો, સ્ત્રીના શરીરને જરાએ ઘસારો નથી પહોંચતો. ને જો એ સમયે શરીરથી કે મનથી કાંઈપણ વધારે કષ્ટદાયી કામ થાય તો એ સ્ત્રીને અટકાવ પૂરેપૂરો ખુલાસાથી નથી આવતો. પરિણામે બિમારી આવે છે. એટલે એક સુવર્ણ નિયમ તો એવો કરવો કે રોજ સવારમાં વહેલા ઉઠીએ ત્યાર પછી એ વખતના ભોજન સમયે, રાતે સુતી વખતે અને અટકાવના ચાર દિવસો દરમ્યાન ખાસ કરીને પ્રસન્નતા રાખવી. જેઓ આ નિયમનું પાલન કરે તે સ્ત્રીઓ કુદરતે સોંપેલાં માતૃત્વના કાર્યને પૂરેપૂરી સફળતાથી પાર પાડી શકશે, એમ અનુભવીઓએ કહ્યું છે. માતૃત્વ એ સ્ત્રીનું એક પવિત્ર કાર્ય ને અધિકાર છે. સ્ત્રીના જીવનમાં માતૃત્વ વિના પૂર્ણતા નથી આવતી, કારણ કે ઈશ્વરે સ્ત્રીને માતા થવાને જ સર્જી છે. ભલે આ નિયમમાં અપવાદ હોય, છતાં એ વાત નિશ્ચિત છે કે કુદરતે સ્ત્રીના શરીર, મન, અને પ્રાણનું ઘડતર જ માતૃત્વને માટે કરેલું છે. (ચાલુ)

ઠરાવે છે. એક ઉપેક્ષિત વામન બ્રહ્મચારીને આદરથી પાસે બોલાવીને માગ્યા કરતાં વધારે દાન આપવાની એમની તૈયારી દાનવીર તરીકેનું એમને બિરૂદ અપાવે છે. દાનધર્મના પાલન માટે જીવનભર પૂજ્ય માનેલા આચાર્યનાં વચનોને પણ અવગણવાની નૈતિક હિંમત અને એ જ ધર્મના પાલનમાં સર્વસ્વ હારી જવાના ઉભા થએલા પ્રસંગમાં એમણે બતાવેલી અડગતા એમને ધર્મવીર તરીકે આપણી સામે રજુ કરે છે.

આજ વિષયનું નરસિંહ મહેતાનું પ્રભાતિયું સરખામણી માટે વાંચનાર સમક્ષ રજુ કરવાનો લોભ જતો કરીને હવે મૂળ ગીત ઉપર આવી જઈએ. વિદ્વાન વાંચનાર પોતાના સંતોષ માટે એ પદ કાવ્યદોહનમાંથી મેળવી લઈને, સરખામણી કરીને ઉભયનું આસ્વાદન કરી લેશે એમ માની લઉ છું. ગીતમાં કવિનું નામાચરણ આવતું નથી. સ્ત્રીઓમાં એ જે રીતે પ્રચલિત થએલું છે એ રીતે એને અહીં આપ્યું છે.

નરસિંહ મહેતાના પદની સાથે સરખાવતાં ધીરી મલપતી ચાલે ચાલતો આનો રાગ વધારે મનોહર લાગે છે, એના ભાવો વધારે સુકુમાર પણે રજુ કરાએલા છે.

### બળિરાજાનું બેસણું

વામન આવ્યા છે જાચવા, રાજા બળિને રે દ્વાર;
કૌશિક કોટિ ને કરવડો દંડ ધર્યો એક હાથ;
કાલો ઘેલો ને બોબડો બોલે વેદ બે ચાર,
બ્રહ્મચારી રે દિસે ભલા, જાણીયે પૂરણ નારાણ.

રાજાએ અનુચર મોકલ્યો: આવીને બેસો પાટ,
સ્વામીજી બોરા પધારીને આવીને બેસો માંય.
વામન આવ્યાજી લટકંતા, ઢળકતા ઢાળ્યા ઢોલ,
આસન આપ્યાંજી રત્નનાં, ચરણે નમ્યા બળિરાય.

પાત્ર કહ્યું રે પેખું નહીં તે હું આપું દાન,
આપું હીરા, માણેક, સુવર્ણ, રત્ન અપાર;
આપું ગજ રથ ને તારી ગરથે ભર્યા રે ભંડાર.

હીરાની રે વ્યાધિ નહિ મૂળ નૈં માય ને બાપ,
નહીં નારી પરનારી હું પંડે આપોઆપ,
ઔઠ કરમ જોયે, બળિ, મારે ભણવાનો ઠામ.

શુક્ર કહે બળિ સાંભળો, આ કોઇ કારણ રૂપ,
છળ કરવાને આવ્યા હશે ચૌદ ભુવનનો ભૂપ.

બળિ કહે ભાગ્ય અમારડાં, પામ્યો હું પૂરણ પુન્ય,
જગન કરીને જે હું ઇચ્છું તે હું પામ્યો આજ;
લાલ છડે પાયે પદ્મણી રાણીયે નામે નીર,
શુક્કર જળ પ્રવાહ રહ્યો ઝારીએ નાખ્યાં નીર.

કુશ લઇને જળ છેદીયાં શુક્ર થયો ચક્ષુહીન,
અંધ થઈને રે રડવડ્યો શુક્ર થયો ગતિહીન;
પેલું ચરણજી ગગન ગયું, બીજું ધરણી પાતાળ,
ઔઠ કરમ જોયે બળિ તારા હૃદિયા મોઝાર.

કહણ હરિ મારાં હાડકાં, કોમળ તમારા રે પાય,
હરિ રે હરખ્યો કરુણા કરી માગ્ય માગ્ય બળિરાય.

બળિરે ચાંપ્યોરે પૈંયાળમાં આપ્યું પાતાળનું રાજ,
બળિરાયે જંગ જ માંડીયો કૃષ્ણજી રહો મારી પાસ;
આસો માસ દિવાળી પડવે તમારા રે વાર,
બળિરાયે જંગ જ માંડીયો કૃષ્ણજી થયા છડીદાર.

દક્ષિણા એ યજ્ઞનું મહત્વનું અંગ. એ અંગ પુષ્ટ ન હોય તો યજ્ઞ ઉણપવાળો ગણાય; અલ્પ ફળવાળો બને. આખા સમાજનું હિત સાધનારૂં મહત્કર્મ તે યજ્ઞ. એ કર્મના અંતભાગમાં માત્ર તપ અને વિદ્યોપાર્જનને જીવનનું ધ્યેય બનાવનાર આદરપાત્ર વ્યક્તિઓની આજીવિકાના પ્રશ્નનો ઉકેલ લાવવા યોજાએલી દક્ષિણાની પ્રથા ઉચિત રીતે ગોઠવાયેલી છે. બળિરાજા જેવા સમર્થ સમ્રાટના વિખ્યાત યજ્ઞને અંતે વિદ્યા મેળવવાની હોંશવાળો એક વામન બટુક આવે છે. શી એના દેહની કાંતિ!

જાણે નરનારાયણનું પૂર્ણ સ્વરૂપ. દ્વાર પર બ્રહ્મચારીની કાલીઘેલી વેદવાણી સંભળાતાં રાજા અનુચર મોકલીને બટુકને તેડાવે છે. લટકતી ચાલે ચાલ્યા આવતા વામનજીને બળિ રાજા રત્નને આસને બેસાડે છે, ચરણે નમે છે. ઉદાર યજમાન પૂછે છે નિષ્કિંચન અર્થીને—'તમારી પાસે પાત્ર તો કશું દેખાતું નથી. દક્ષિણા લેશો શેમાં? હીરા, માણેક, સુવર્ણ અન્ય રત્નો કહો તે આપું. મારા ભંડાર દ્રવ્યથી ભરેલા છે. વિશેષ વૈભવની આકાંક્ષા હોય તો હાથી, રથ અને ઘોડાઓ માગો.' વામન જવાબ આપે છે કે, 'હીરાની વ્યાધિ ક્યાં તેડાવું? નથી મારે માબાપ; નથી પોતાની કે પરાઈ નારી. હું તો આપોઆપ એકલો પંડે છું. જ્યાં બેસી હું ઈષ્ટ કર્મ—મને મળેલા પાઠ 'ઔષ્ટ કરમ' નો હું બીજો અર્થ બેસારી શક્યો નથી—કરું, 'વિઘા ભર્યું એવું એક સ્થાન મારે જોઈએ છે.' પાસે બેઠેલા શુક્રાચાર્ય પામી ગયા કે નક્કી આ ચૌદ ભુવનના ચલાવનારો વિષ્ણુ. ગુરૂએ રાજાને ચેતવ્યો, પરંતુ ઉદાર યજમાને જવાબ આપ્યો કે 'શ્રેષ્ઠ અર્થીને ઇચ્છિત દાન આપી શકાય એ યજ્ઞનું ફળ. અનાયાસે મને એ મળે એથી બીજું સદ્ભાગ્ય કયું?' પદ્મણી રાણીઓ વામનના પગ પખાળે છે. વિષ્ણુની યોજનાને નિષ્ફળ કરવા મથતો બિચારો શુક્ર ચક્ષુહીન થાય છે, ગતિહીન થાય છે. પછી તો આશ્ચર્યકર બનાવોની પરંપરા પ્રકટે છે. વામનમાંથી સ્વર્ગ, પૃથ્વી અને પાતાળમાંયે ન સમાતા વિરાટ દેખા દે છે અને ઈષ્ટ કર્મ માટે જરૂરી ત્રીજા પગલાનું સ્થાન બળિના હૃદયમાં માગે છે. શો જવાબ મૂક્યો છે કવિએ દાની શ્રેષ્ઠ બળિના મુખમાં! કે, 'ભગવાન, ત્યાં પગ મૂકો તો વાંધો નથી, પણ મારાં હાડકાં વજ્ર જેવાં કઠણ છે, અને તમારા પાય સુકોમળ છે.' વિકટ ક્ષણમાં યે આવો ભાવભર્યો જવાબ ભગવાનનું હૃદય હલાવી મૂકે છે. વિજેતા વિષ્ણુ પરાજિત બળિથી જીતાઈ જાય છે. દિવાળીના ત્રણ દહાડા પૃથ્વી પર એના શાસનના ઠરાવે છે. બળિરાજે મઢેલા પ્રેમભક્તિના જંગમાં કૃષ્ણજીને જેમાં પાતાળમાં છડીદાર રહેવાની માગણી મૂકાય છે તે સંધિની કલમ સ્વીકારવી પડે છે. શબ્દોમાં પ્રકટાવેલા સૌંદર્ય કરતાં અણપ્રકટાવેલા સૂચિત સૌંદર્યની કળા જેમાં અધિક તે કાવ્ય. આમાં મને એ જણાયું છે.



## ચીકોલી

ચાકોલી! જરા વિચિત્ર નામ લાગે છે. પરંતુ જેમ ભજીયા, સેવ વિગેરે ખાવાની ચીજો છે તેમ આ પણ એક ખાવાની ચીજ છે. આ ખાણું મદ્રાસી છે ને મૈસુર, કાલીકટ, કાનાનોર વિગેરે પ્રદેશમાં વધારે પ્રમાણમાં વપરાય છે. ચાકોલીને મૂરખ પણ કહે છે.

ચાકોલી ચોખાના લોટની બને છે. પ્રથમ ચોખાને દળાવી તેનો લોટ કરવો પડે છે. પછી મસાલામાં મીઠું, હળદર, મરચું, આખું જીરૂં અને તલ પ્રમાણમાં નાખી તેલમાં તળવામાં આવે છે. જેમ સેવ સંચાથી બનાવાય છે તે જ રીતે. લાકડાનો સંચો આવે તેમાં ચાકોલી બનાવવાની પત્રી હોય છે. જલેબી જેવા ગોળ આકારમાં બનાવીએ તો ડીઝાઈનદાર બને છે. પછી ચા સાથે ગરમાગરમ ખાવાના ઉપયોગમાં આવે છે. એકલી પણ ખવાય છે.—વસંત દવે.

# બ્રહ્મચર્યની શક્તિ



મહાત્મા ગાંધીજી

*

વિલાયતમાં બહુ ભણેલ હિંદીએ ત્યાંથી લખેલ કાગળમાંનો નીચેનો ઉતારો ટાંકું છું.

"સ્ત્રીપુરૂષ સંબંધો વિષયમાં મારી મનઃસ્થિતિ બહુ વિચિત્ર છે. મેં તમને લખ્યું જ છે કે, અમુક જાતના બંધનો અને મર્યાદાઓ હું મૂકવાનો જ હું–મૂક્યાં છે. પણ મારી સ્થિતિ વિચારતાં તો ત્રિશંકુ જેવી છે. સ્ત્રીપુરૂષના સંબંધો વધારે નૈસર્ગિક બનાવીને પાપાચાર ઓછો થાય એમ પણ લાગે છે. પણ એક તરફથી અવાજ આવતો લાગે છે કે સ્પર્શમાત્ર વિષય તરફ દોરી વિના નહીં રહે. અહીંની કોર્ટોમાં ભાઈબહેન અને પ્રત્યક્ષ પિતાપુત્રના કેસ જ્યારે આવે છે ત્યારે પણ નિર્દોષ પ્રેમથી બંનેએ શરૂઆત કરી હોય એમ જણાય છે. મને લાગે છે કે, સ્પર્શસુખથી માણસ બદમાસ હોય તો એક મહિનામાં કે એક અઠવાડિયામાં અને સજ્જન હોય તો ધીરે ધીરે વરસે પણ પાપાચાર તરફ વળ્યા વગર ન જ રહી શકે. આ મારી ટ્રેઈનિંગને લઈને મને દોરતી વૃત્તિ જોડે સતત ઝઘડો કરાવ્યા કરે છે. સ્પર્શમાત્ર વર્જ્યં કયેં ચાલશે ખરૂં ? એમ પણ લાગે છે. હજી કોઈ નિર્ણય ઉપર આવી શક્યો નથી. પણ મારી સ્થિતિ ટુંકમાં આવી છે."

આ સ્થિતિ ઘણા નવજુવાનોની હોય છે, ઘણી સ્ત્રીઓની પણ. આવાને સારૂ એક જ સીધો ઉપાય છે. તેમણે સ્પર્શમાત્રનો ત્યાગ સેવવો જ જોઈએ. પુસ્તકોમાં ગણાવેલી વાડો તે તે વખતમાં થએલા અનુભવમાંથી મુકાયેલી. લેખકોને સારૂ એ આવશ્યક પણ હતી. તેમાંની કેટલીક કે બીજી સૌ સાધકે પોતાને સારૂ રચવી જ ઘટે. પહોંચવાના ઠેકાણાની આસપાસ એક કુંડાળું કરીએ તો મધ્યબિંદુને પહોંચવાના માર્ગ અનેક જણાશે. તેમાંથી જેને જે સુગમ પડે તે રસ્તે જાય ને ઠેકાણે પહોંચે.

જે સાધકને પોતાનો વિશ્વાસ નથી તે બીજાનું જોઈને નકલ કરવા બેસે તો જરૂર પછડાય. આટલી સાવચેતી આપ્યા પછી હું કહીશ કે, ઇંગ્લંડની કચેરીમાં ચાલતા કેસ વિચારીને કે નવલકથામાંથી બ્રહ્મચર્યનો માર્ગ શોધવો આકાશ કુસુમ આણવાના જેવો ફોકટ છે. ઇંગ્લંડ એની કચેરીમાં નથી,- એની નવલકથાઓમાં નથી. તે બંનેનો ઉપયોગ તેના ક્ષેત્રમાં ભલે હોય, પણ બ્રહ્મચર્યના સાધકને માટે તો બંને ત્યાજ્ય ગણું.

ઇંગ્લંડના ધુરંધર સાધકોને જે તર્કવિતર્ક મજકુરં ભાઈને આવ્યા તે આવતા નથી, કેમકે તેમનો રામ તેમના હૃદયમાં વસે છે એમ તે બધા જાણે છે. તેઓ પોતાને છેતરતા નથી; નથી છેતરતા બીજાને. તેમની બહેન તે બહેન જ છે, મા તે મા જ છે. તેમને બધી સ્ત્રી બહેન છે અથવા મા છે. તેમને ભાન પણ નથી કે સ્પર્શમાત્ર દૂષિત છે. તેમાંથી દોષ ઉત્પન્ન થવાનો તેમને ભય નથી. જે પરમેશ્વરને તેઓ પોતામાં જુએ છે તે જ પરમેશ્વરને તેઓ બધી સ્ત્રીમાં જુએ છે.

આવા દાખલા આપણે ન જોયા હોય તેથી તે થઈ જ ન શકે એમ માનવામાં નમ્રતાની ખામી ગણાય–બ્રહ્મચર્યનો મહિમા ઓછો થાય. ઈશ્વરનો સાક્ષાત્કાર નથી કર્યો અથવા એનો સાક્ષાત્કાર કરેલ કોઈ નથી મળ્યો તેથી ઈશ્વર નથી એમ માનવામાં જેટલી ભૂલ રહેલી છે તેટલી જ ભૂલ પૂર્ણ બ્રહ્મચર્યની શક્તિ આપણા ગજથી માપવામાં રહેલી હશે. (હરિજનબંધુ)

## દ્રાક્ષ (દરાખ).

**દ્રા**ક્ષના વેલા ઉત્તર સમશીતોષ્ણ કટિબંધના પ્રદેશોમાં ખૂબ થાય છે. ઉત્તર અમેરિકામાં પણ દ્રાક્ષ પુષ્કળ થાય છે. ચાલીસ જાતના વેલા થાય છે. આ બધાને વાઈટીસ તરીકે વનસ્પતિશાસ્ત્રીઓ ઓળખાવે છે, અને બધાને વિટેસી વર્ગમાં મૂકે છે. વાઈટીસ વિનીફેરા એ દ્રાક્ષનીજૂનામાં જૂની જાત છે.સોલ્વરસ્ટ્રીસ નામની એક બીજી જાત ભૂમધ્યના પ્રદેશોમાં થાય છે. આજે દ્રાક્ષનું જે વાવેતર થાય છે તે વેલા આ જાતમાંથી પેદા થયા હોય એમ લાગે છે. ત્રણ હજાર વર્ષ જૂના દ્રાક્ષના ઠળિયા મકબરામાંથી મળી આવેલા છે.

દ્રાક્ષને ઉષ્ણતા વધારે જોઇએ છે અને તેના ફળને–દ્રાક્ષને પાકતાં વિશેષ વખત લાગે છે. આ સંજોગો જ્યાં અનુકૂળ હોય ત્યાં દ્રાક્ષનું વાવેતર ફાયદાકારક થઇ શકે: પછી ભલે ત્યાં શિયાળામાં ઠંડી વિશેષ પડતી હોય. રશિયન આર્મેનિયા અને બુખારામાં શિયાળામાં ઠંડી સાત ડીગ્રી સુધી થઈ જાય છે, છતાં બંને જગ્યાએ દ્રાક્ષનું વાવેતર સફળ થયું છે.

દ્રાક્ષના વેલા ખૂબસુરત લાગે છે, એટલે તેને બગીચામાં ઉગાડવામાં આવે છે. દક્ષિણ યુરોપના દેશોમાં દ્રાક્ષનું વાવેતર એક અગત્યનો ઉદ્યોગ છે. તેમાંથી દારૂ બનાવવામાં આવે છે. ફ્રાંસ દ્રાક્ષના વાવેતરમાં દુનિયાના દેશોમાં બીજે નંબરે આવે છે. અમેરિકામાં પણ દ્રાક્ષ મોટા પ્રમાણમાં પેદા થાય છે, તેમાંનો ૪૨ ટકા જેટલો પાક દારૂની બનાવટમાં અને ૧૧ ટકા જેટલો પાક સૂકી દ્રાક્ષ–ખીસમીસ બનાવવામાં વપરાય છે. દ્રાક્ષ મૂળ અમેરિકાની વતની છે અને ત્યાંથી યુરોપમાં દાખલ કરવામાં આવી. આપણા દેશમાં કાબુલી દ્રાક્ષ વખણાય છે. મુંબઇ પ્રાંતમાં નાસિકમાં દ્રાક્ષ ખૂબ થાય છે. લીલી દ્રાક્ષ સ્વાદિષ્ટ લાગે છે. દ્રાક્ષમાં લોહ સારા પ્રમાણમાં હોય છે. દ્રાક્ષ બે જાતની આવે છે: લીલી અને કાળી. કાળી દ્રાક્ષ વૈદકીય દૃષ્ટિએ વિશેષ ફાયદાકારક ગણાય છે. દ્રાક્ષમાં રહેલી સાકર–ગ્લુકોઝ સહેલાઇથી પચે છે, એટલે માંદા માણસને પણ દ્રાક્ષ આપી શકાય. દ્રાક્ષમાં ૨૦ એકમ વિટામીન 'એ' હોય છે, પણ વિટામીન 'સી' માત્ર બે એકમ હોય છે.

# આપણાં ફળો



લેખક

ડૉ. નરસિંહ મૂ. શાહ

*

### બદામ

રોઝેસી વર્ગના પ્રુની જાતના પ્રુનુસ એમીગ્ડેલસ નામના ઝાડના ફળ એટલે બદામ. બદામનું ઝાડ પશ્ચિમ એશિયા અને મોરોક્કોનું વતની છે. આ ઝાડ સાધારણ કદનું થાય છે અને વસંતમાં ફાલે છે. તેના બે જાતના ઝાડ થાય છે: એક જાતના ઝાડ પર આછા ગુલાબી ફુલ આવે છે: આ મીઠી બદામનું ઝાડ. બીજી જાતના ઝાડને સફેદ ફુલ બેસે છે–આ કડવી બદામનું ઝાડ. પાસીફીક સમુદ્રના કિનારાના અમેરિકાના પ્રદેશોમાં બદામનું વાવેતર ખૂબ કરવામાં આવ્યું છે. બદામમાંથી ૫૦ ટકા તેલ નીકળે છે. આ તેલ દવામાં વપરાય છે. બદામ પૌષ્ટિક ગણાય છે. તેમાં ગ્લીસીરીન સંયુક્ત નાઇટ્રોજન અને ફોસ્ફરસવાળા પદાર્થો હોય છે. આવા જ પદાર્થો –લેસિથીન મગજ અને જ્ઞાનતંતુઓમાં હોય છે, એટલે બદામ માનસિક પરિશ્રમ કરનારને ઉપયોગી ટૉનિક છે. બદામમાંથી અનેક જાતની બનાવટો તૈયાર કરવામાં આવે છે: જેવાં કે બદામની પૂરી, બદામપાક, બદામનો હલવો વગેરે.

**અનેનાસ**

અનેનાસ ખરી રીતે ફુલનો ગુચ્છ છે. જુદાજુદા ફુલ અને પાંખડીઓ બધું એકસાથે જોડાઇ જાય છે અને અનેનાસ બને છે. ફુલનો પરિપાક થયા પછી આ પ્રમાણે અનેનાસ પેદા થાય છે. અનેનાસનું વાવેતર હવાઈન ટાપુઓમાં ખૂબ થાય છે. પશ્ચિમ હિંદી ટાપુઓમાંથી પણ પુષ્કળ અનેનાસ આવે છે. વાવેલા અનેનાસના છોડના બી પાકતા નથી. અનેનાસ બ્રિટન કે યુરોપમાં થતા નથી. સીંગાપોર તરફથી તૈયાર અનેનાસના પેક ડબા આવે છે. અનેનાસને સાફ કરી પતીકા પાડી ડબામાં પેક કરવામાં આવે છે અને આ પેક કરેલો માલ બગડે નહિ એ માટે તેમાં જંતુરોધક દવા નાખેલી હોય છે. તાજાં અનેનાસ શહેરની બજારમાં મળે છે. તેને સાફ કરીને ખાવાની એ૨ મજા આવે છે. પણ અનેનાસને બરફમાં ઠંડી કરી ખાવાથી કોઈ વિશિષ્ટ લહેજત આવે છે. અનેનાસનો આઇસક્રીમ પણ બનાવાય છે. અનેનાસમાં જૂજ પ્રમાણમાં મીઠું હોય છે. પાચક રસમાં રહેલ હાઇડ્રોક્લોરિક એસિડ ઉત્પન્ન કરવાનું મુખ્ય સાધન મીઠું છે, તેથી પાચક છે. તેમાં વીટામીન 'સી' ૭ એકમ હોય છે.

**ખજૂર**

ફીનીકસ ડકટીલીફેરા નામના તાડની એક જાતના ફળ એટલે ખજૂર. આ તાડ ખજૂરી કહેવાય છે. આ તાડ એશિયાના દક્ષિણ–પૂર્વ છેડાથી માંડીને હિંદ સુધી વિસ્તરેલ છે. ઘણા જૂના કાળથી તેનું વાવેતર થતું આવે છે. આ તાડ અરબસ્તાનની રાષ્ટ્રિય આવકનું સાધન છે. યુરોપમાં આ તાડ દાખલ કરવામાં આવેલ છે પણ તેને ખજૂર થતી નથી. સ્પેનના મીશનરીઓએ તેને અમેરિકામાં દાખલ કર્યું અને મેક્ષિકોમાં તેનું વાવેતર થાય છે. ૬૦–૮૦ ફુટની ઉંચાઇએ આ ઝાડ પહોંચે છે.

ખજૂર પૌષ્ટિક છે. તેના વજનનો અડધો ભાગ સાકર હોય છે, તેમાં ૬ ટકા આલ્બ્યુમીન અને ૧૨ ટકા ગુંદરવાળા પદાર્થો હોય છે.

આ તાડ ખૂબ ઉપયોગી છે. તેનું લાકડું ઘર બાંધવામાં અને તેનાં પાંદડાં ઘરના છાપરાને છાવવા માટે ઉપયોગી છે. તેના રેસાના દોરડા બનાવાય છે.

તાડની અનેક જાતો છે. જે તાડમાંથી તાડી નીકળે છે તેને નાના નાના ફળ આવે છે. આને તાડગોળા કહે છે. તાડગોળાને તોડી અંદરનો ગર્ભ ખવાય છે. તે પૌષ્ટિક ગણાય છે.

ખારેક પણ આ વર્ગમાં આવે. લીલી ખારેક સ્વાદિષ્ટ મેવો છે. આપણે ત્યાં આવતી ખારેક એ સૂકું ફળ છે. ખારેકમાં સાકરનું પ્રમાણ સારૂં છે. તે મીઠી લાગે છે. ખારેક પૌષ્ટિક ગણાય છેઃ શિયાળામાં ખારેકનો આથો કરવામાં આવે છે. ખારેક અને ટોપરૂં બળદાયી છે.

**અંજીર**

અંજીરના ઝાડ નાના હોય છે, માત્ર ૧૮–૨૦ ફૂટ ઉંચા. અંજીર મૂળ એશિયા માઇનોર અને સિરિયાનું વતની છે. ભૂમધ્ય સમુદ્રના પ્રદેશોમાં એ ખૂબ થાય છે. અંજીર ફાઇકસની જાતના જુદા જુદા ઝાડોમાંનું એક છે. તેમાં ૮૦૦ ઉપરાંત જાતનો સમાવેશ થાય છે. વડ, પીંપળો ઇત્યાદિ મોટા ઝાડોથી માંડીને નાના નાના છોડ સુધી બધી જાતના ઝાડ તેમાં હોય છે. આ વર્ગને મોરેસી યા આરટીકેસી કહેવાય છે. તેની ખાસીયત તરીકે એમ લાગે છે કે, આ વર્ગના ઝાડોમાંથી દૂધ નીકળે છે. તેમાં રબર નિરનિરાળા પ્રમાણમાં હોય છે. રબરનું ઝાડ ફાઇકસ ઇલેસ્ટીકા પણ આ વર્ગમાં આવે છે. તેના ફળ ખાવા માટે ઉપયોગમાં આવતા નથી. અંજીરનું વાવેતર કલમથી થાય છે.

અંજીર પૌષ્ટિક ગણાય છે. અંજીરનું વાવેતર જૂના સમયથી થાય છે, કારણ કે અંજીરને સાચવવું સહેલું છે. સૂકા અંજીરનો મોટો ભાગ ફ્રાન્સ, સ્પેન અને એશિયા માઇનોરમાંથી આવે છે. ટર્કીના અંજીર સરસ ગણાય છે. પુના સતારાના અંજીર આપણી તરફ વખણાય છે.

## નારીજીવનની સંજિવની

# જાસુસ

સુંદર ઘેરા લાલ રંગના ફુલોથી સુશોભિત આ અણુમોલ છોડ નારીજગતનાં આંતર વિભાગનું અને તેઓની મામીંક ફરિયાદોનું રક્ષણ કરનાર તરીકે, તેને દૂર કરનાર તરીકે, તેના જીવનની એક અણુમોલ જડીબુટ્ટી તરીકે કુદરતે એને માનવજગતને સોંપી છે.

નારીસમાજના ઉકેલાતા અને અણઉકેલ્યાં રહેતાં વ્યાધિઓમાંથી મુક્તિ મેળવવા માટે આ છોડનાં પાંચેય અંગો જુદી જુદી રીતે શરીરને એટલાં બધાં ઉપયોગી નીવડે છે કે જ્યાં જ્યાં નારીઓનું સ્થાન હોય ત્યાં ત્યાં આ છોડનું સ્થાન હોય તો નારીસમાજ કે જેની ફરિયાદો અને જેનાં દુઃખદર્દો વર્ણવ્યાં ન જાય અને જેની ચિંતામાં પુરુષ સમાજનું અરધું જીવન વેડફાઈ જાય છે તે એક સંસારનું સુખમય અને ચિંતામુક્ત જીવન બની જાય.

જાસુસના છોડને આજકાલ તો ઘણા ખરા માણસો ઓળખતા થઇ ગયા છે પણ તેના ગુણદોષો હજુ જાણએ તેટલા જાણીતા નથી થયા.

જાસુસનાં ફુલનું અંતરકમલ સ્ત્રીઓના ગર્ભાશયના અંતરકમલના તમામ દરદોમાં અતિ ઉપયોગી ઔષધ છે. તેને દૂધ સાથે ઉકાળીને સેવામાં આવે તો તે કમલમુખમાં થતા સોજાનો નાશ કરે છે.

જાસુસના ફૂલને પાણીમાં ઉકાળી ઠંડુ થવા દઇ તે સાથે મધ મેળવી દિવસમાં ત્રણ વખત એમ એક પખવાડિયું સેવામાં આવે તો ગર્ભસંરક્ષક નળીમાંના સોજાઓ પર તેનું સેવન અતિ ગુણકારી નીવડે છે. તેના ફૂલને દૂધમાં ઉકાળી દૂધમાં ઠંડુ થવા દઈ તે મધ સાથે લેવામાં આવે તો ગર્ભપોષક વાહિનીઓના તમામ વિકારોને તે દૂર કરે છે. તેનાં ફૂલને વાટી, રસ કાઢી છાસ સાથે મેળવી લેવામાં આવે તો ગર્ભના બાહ્યમુખ પરના સોજાઓ મટી જઈ ગર્ભ વિકસિત બને છે.

જાસુસના પાનને વાટી તેનો તાજો રસ કાઢી ફૂલના અંતરકમળ સાથે મેળવી દૂધમાં ઉકાળીને લેવામાં આવે તો ગર્ભાશયના તમામ આંતરિક સોજાઓ દૂર થાય છે. તેના પાનનો તાજો રસ અને ફુલને સાથે વાટી તેમાં મધ મેળવી છ માસ સુધી તેનું સેવન કરવામાં આવે તો ગર્ભાશય સંબંધી તમામ ફરિયાદો દૂર થવાના પુરાવાઓ પ્રાચીન પુસ્તકોમાં છે.

જાસુસની અંતરછાલ, પાન અને ફૂલ ત્રણેયને સાથે મેળવી તેનો રસ કાઢી તેમાં મધ મેળવી છ માસ સુધી તેનું સેવન કરવામાં આવે તો સ્ત્રીઓને માસિકની અનિયમિતતા કદી કનડતી નથી અને અનિયમિત આર્તવવાળી સ્ત્રીઓની ફરિયાદ પણ દૂર થાય છે.

જાસુસની અંતરછાલ અને ફૂલોના અંતરકમળને સાથે દૂધમાં ઉકાળી ઠંડુ થવા દઈ

---

લીલા અંજીર સૌ કોઇને ભાવે છે, પણ લાંબો વખત તે ટકતાં નથી. સૂકાં અંજીર લાંબો વખત રહે છે અને ગમે ત્યારે મળે છે. અંજીર સૂક્ષ્મ રેચક હોવાથી બંધકોશમાં ઉપયોગી નીવડે છે. દૂધમાં અંજીર પલાળી રાખી ખાવાથી બંધકોશવાળાને ફાયદો થાય છે. બંધકોશની અનેક પેટન્ટ દવાઓમાં જુદી જુદી બનાવટો આવે છે. અંજીરમાં કેલ્શીઅમના ક્ષારો ઠીક પ્રમાણમાં હોય છે. અંજીરમાં વિટામીન 'એ' અને 'બી' પણ સારા પ્રમાણમાં હોય છે.

તેના ફુલોના સમૂહ પર નીચેની પાંખડીઓ લંબાઈને વીંટાઈ જાય એટલે અંજીર બને છે. તેમાં નર અને માદા બંને ફુલો હોય છે. એ પાકે એટલે તેમાં ઝીણા ઝીણા દાણા જેવડા પીળાં બી હોય છે. પીપરના પેપાં, વડના ટેટાં અને ઉમરડો પણ અંજીરની માફક જ થાય છે.

દિવસમાં બે વખત બે માસ સુધી નિયમિત સેવન કરવામાં આવે તો અત્યાર્તવ એટલે માસિકનું ઘણું જ વધારે પ્રમાણ અને વધારે દિવસો સુધી દેખાતું માસિક, પ્રમાણસર અને નિયત દિવસો સુધી જ દેખાય છે.

જાસુસની અંતરછાલને અને પાનને ગૌમુત્રમાં બે દિવસ પલાળી જો ગૌમુત્ર સહીત તેનું સેવન કરવામાં આવે તો મુત્રાશયમાં કોઈ પણ કારણે રહેતા સોજાઓ તત્કાળ નાશ પામે છે.

અંતરછાલને છાસમાં પલાળી પાનનો રસ અને મધ ઉપરથી ઉમેરી, તેનું ત્રણ માસ સુધી સેવન કરવામાં આવે તો ભયંકરમાં ભયંકર શ્વેતપ્રદરનો રોગ નાશ પામે છે એમ અનુભવી વૈદો કહે છે.

અંતરછાલને પાણીમાં ઉકાળી અને અંતરકમલને દૂધમાં ઉકાળી તે સાથે પાનનો રસ ઉમેરી તેનું છ માસ સુધી સેવન કરવામાં આવે તો ચેપી રોગો મારફત આવેલા ગર્ભાશયના સોજાઓ જડમૂળથી નાબૂદ થઈ ગર્ભાશયને સંતતી ધારણ થઈ શકે તેવું સુદૃઢ બનાવી આપે છે.

જાસુસના મૂળને સુકાવી, તેને સવારે પાનના રસમાં અને સાંજે અંતરછાલના ઉકાળામાં લેવાથી માર્મિક રસગ્રંથિઓનો સોજો ઉતરી જઇ ગર્ભાશય ગર્ભ ધારણ કરવાને યોગ્ય બને છે. તેનાં મૂળને પાણીમાં ઉકાળી પાનમાં લેવાથી રક્તસ્રાવ થતી અટકે છે.

જાસુસના મૂળને દૂધમાં ઉકાળી ફૂલના કમળને છાસમાં ભીંજવી અને તે સાથે પાનનો રસ અને મધ મેળવીને લેવામાં આવે તો ગર્ભાશય અને તેને લગતી તમામ ફરિયાદો દૂર થઈ ગર્ભાશય ગર્ભ ધારણ કરવાને યોગ્ય બને છે. તેનાં મૂળને ગૌમુત્રમાં ઉકાળી પાનનાં રસ અને મધ સાથે સેવન કરવાથી સ્ત્રીઓના માસિક સમયે ઘણી સ્ત્રીઓને થતી અસહ્ય વેદના બંધ થઇ જાય છે.

જાસુસના મૂળ અને અંતરછાલને દૂધમાં ઉકાળી, તેને પાનના રસ અને મધ સાથે આપવાથી ગર્ભધારિણી નળીમાંના તમામ માર્મિક સોજાઓ અને વેદનાઓ દૂર થઈ તે નિરોગી બને છે. તેની છાલ, અંતરછાલ અને ડાંડીને પાણીમાં ઉકાળી તેનાં ફૂલ, મૂળ અને પાનને દૂધમાં ઉકાળવા. બન્ને ઠંડા થયા બાદ સાથે મેળવી તેમાં ગૌમુત્ર અને મધ મેળવી લેવાથી ગર્ભાશયનું મુખ નાનું હોવાને કારણે સંતતિ ન થતી હોય તો તે કારણ દૂર થાય છે અને આજકાલ ગર્ભાશયનું મુખ મોટું કરાવવા શસ્ત્રક્રિયા (ક્યુરેટીંગ) કરાવવી પડે છે તેમાંથી બચી જઇ શકાય છે.

જાસુસના મૂળને ત્રણ દિવસ ખાટી છાસમાં પલાળી રાખવાં અને પાનને ગૌમુત્રમાં પલાળવાં. બન્નેને સાથે મેળવી, તેમાં મધ ઉમેરી, માસિક ઓછું દેખાતું હોય તેવી બહેનોને તેનું સેવન કરવાથી એ જાતની ફરિયાદો દૂર થઈ જાય છે. મૂળ, પાન અને અંતરછાલને પાણીમાં ખૂબ ઉકાળી તેને મધ સાથે આપવાથી આર્તવ ઘણા માસે આવતું હોય અથવા તેની ખામી હોય તેવાઓને આપવાથી તે ફરિયાદ દૂર થાય છે.

જાસુસનાં પાંચે અંગોને ત્રણ દિવસ ખાટી છાસ અને ત્રણ દિવસ ગૌમુત્રમાં પલાળી, તેને દૂધમાં ઉકાળી, સાથે મધ મેળવી છ માસ સુધી કેવળ દૂધ પર રહેવાથી તેને ઘેર પારણું બંધાય છે.

જાસુસના પાંચે અંગોને સવારસાંજ પાણીમાં ઉકાળી, ગાળી લઇ, તે સાથે સરગવાના પાનનો રસ અને લીમડાનો તાજો રસ મેળવી છ માસ કેવળ માખણ અને છાસ પર રહી પ્રયોગ કરાવવાથી અમે તેવું વાંઝીયાપણું દૂર થાય છે.

આ પરથી સ્ત્રીઓનો સંસાર અને જાસુસ એકમેક સાથે એટલાં તો ઓતપ્રોત છે કે જ્યાં જ્યાં સ્ત્રીઓ વસે છે ત્યાં જાસુસે વસવું જ રહ્યું.

વાઈટ ટાપુમાં એક સનસનાટી ફેલાઈ ગઈ છે—અને સ્ત્રીપુરૂષ, વૃદ્ધ અને બાળકો આશ્ચર્ય મુગ્ધ થઈ ગયા છે.

આ અંગે એમ જાણવા મળે છે કે એક એંસી વર્ષની ધનાઢ્ય ઘરડી સ્ત્રી એક ત્રીસ વર્ષના જુવાન સાથે લગ્ન કરવાની છે.

આ ડુઠ્ઠીનું નામ છે મીસીસ ફેથ સેમ્પલ અને તેની પાસે લગભગ ૧૫૦,૦૦૦ પાઉન્ડની મીલ્કત છે. મીસીસ સેમ્પલ હવે નવયૌવના જેવી રીતે લગ્નના દીવસોમાં મહાલે તે પ્રમાણે મહાલવાની તૈયારી કરે છે અને નવા કપડાં, વીંટી વગેરે પરિધાન કરીને થનારા લગ્ન અંગે ખુશખુશાલ ફરે છે.

આ ડુઠ્ઠી સાથે પરણનાર છે જુવાન મી. જીલ્સન. મી. જીલ્સને પોતાની હયાત પત્નીને તલાક આપી દેવાની તૈયારી કરી છે. આ તલાક મળતાં જ એંસી વર્ષની ડુઠ્ઠી સાથે આ ત્રીસ વર્ષના જુવાનનાં લગ્ન થશે.

*

થોડાક સમય પર કોલેજમાં બનેલા એક એક રસિક કિસ્સાની અત્રે નોંધ લઈએ છીએ.

કહે છે કે...કોલેજની એક વિદ્યાર્થિની પર કોઈક કોલેજીઅન-મજનુએ પત્ર લખ્યો કે "ફલાણા છબીગૃહમાં ફલાણા શોમાં...જોવા પધારશો..."

ને તે યુવતી સત્યનું પારખું કરવા પત્રમાં જણાવ્યા મુજબ પહોંચી...થોડી વારમાં કોઈ ...અને તે પણ પોતાના જ વર્ગનો વિદ્યાર્થી ત્યાં આવ્યો અને બેઠો. પેલીએ માની લીધું કે આ જ વિદ્યાર્થીએ એના પર પત્ર લખ્યો હશે. એટલે બીજે દિવસે એ વિદ્યાર્થી સામે પેલી છોકરી ચંપલ કાઢીને કોલેજમાં ઉભી રહી.

પેલા ભાઈને જે વાતનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો તેને આ વસ્તુ કલ્પનામાં પણ કેમ ઉતરે? આથી તેણે કહ્યું કે 'ચંપલ મારવા તમે તૈયાર થયા છો પણ એટલું યાદ રાખજો કે

# સૌરભ





હું તમારી સાથે પ્રિન્સીપાલ પાસે આવું છું. અને મારા અક્ષર અને મારૂં આ લખાણ છે એવું પૂરવાર ન થાય તો હું મારાથી મરાય તેટલા ચંપલ તમને મારીશ.' આથી કોલેજ-કન્યા ખસીઆણી પડી ગઈ.

*

રાજકોટની દરબારી હોસ્પીટલના સ્ત્રી-દર્દીઓએ લેડી ડાકતર સામે ચોંકાવનારી ફરિયાદો રજુ કરી છે. હોસ્પીટલમાં એક નોકરનો ખાટલો રાતના વખતે બહેનોના વોર્ડની ઓસરીમાં રહે છે. તે માણસ રાત્રિના ઘણી વાર પીધેલ જેવી હાલતમાં બહેનોના વોર્ડમાં ઘુસી જાય છે, અને નિર્લજ્જ રીતે બકવાટ ને તોફાન કરે છે. આ વખતે બીકની મારી નર્સ બહેનો દવાખાનામાં ભાગી જાય છે. આ ભાઈની સ્ત્રીને નર્સ તરીકે દાખલ કરેલ છે, પણ તેની સારવારને બદલે કનડગત છે. આ બન્નેની સામે નર્સો કે આયાઓ રાવ કરે તો તેને નોકરીમાંથી કાઢી મુકવાની ધાક છે.

સાચાં નિરાધાર ને મોતને ખાટલે પડેલાં દરદી બાઈઓને પાશેર દુધ કે ચપટી ખીચડી મળતાં નથી, પણ આ નોકર અને તેનાં માણસોને, માંદાને નામે ૭ મહિનાથી એ બધું અપાયે જાય છે. સરજને [illegible]

એ બાઈનો તરત જ દરદી બહેનોના વૉર્ડની ઓસરીમાંથી ખાટલો ઉપડાવી મુકેલો.

પરંતુ આ બધાથી ચડી જાય તેવી ફરિયાદ લેડી ડૉક્ટર સામે છે. ઘણી દરદી બહેનોને માર પડે છે, કાંડે ઝાલીને ખાટલેથી પછાડાય છે, એવી એવી ફરિયાદો છે.

આયાઓને વારાફરતી લેડી ડૉક્ટરને ઘેર દિવસ રાતના કામ કરવાના ને સુવાના વારા રખાયા છે, તેવો પણ પોકાર છે.

ઉજળિયાત હિંદુ કોમની આયાઓને ખાટકી બજારેથી પરમાટી લઈ આવવાની અને રાંધી આપવાની ફરજ પડે છે. હમણાં એક લુહાર કોમની આયા પર એ ફરજ છે. એવો પોકાર પણ બહાર આવેલ છે.

*

અરપૃશ્યો માટેની એક પ્રસ્પીતાલ માટે પૈસા એકઠા કરવા પચાસ હજાર પૌંડની એક હિરા જડીત સાડી ખિકન ખાતેથી ટુંક સમયમાં જ વેચાણ અર્થે હિંદમાં મોકલવામાં આવશે. એની માલિક નૉરફોકના ડૉ. ફ્થ ફ્રેઝર વર્ષો સુધી હિંદમાં મીશનરી તબીબ હતાં. પ્લેગ અને દુષ્કાળના વખતમાં જે હિંદીઓ સાથે તેમણે કામ કર્યું તેઓએ ૧૯૧૨માં તે ઇગ્લેંડ પાછા ફર્યાં તે અગાઉ આ સાડીની ભેટ આપી હતી. ૧૨ વારની સાડીમાં કાપ્યા વિનાના હીરા, ઉપરથી નીચે સુધી જડેલા છે.

*

પુના રેલ્વે પોલીસને એક પેક કરેલી પેટીમાંથી એક ગુણમાં મીઠા સાથે રાખવામાં આવેલી ૧૬ વરસની કોઈ હિંદુ છોકરીના મૃતદેહના ત્રણ ટુકડાઓ મળી આવ્યા હતા. ઘણા દિવસ પર એનું ખૂન થયું હોવાનું માલમ પડે છે. આ પેટી પૂનાના પ્લેટફૉર્મ પરથી મળી આવી હતી. વધુ પોલીસ તપાસ ચાલુ છે. શબ ઓળખી શકાય એવી હાલતમાં રહ્યું નથી.

*

મેરી એન મેયર નામની બે વર્ષની બાળકી પારકા લોહી પર જીવે છે; તેનું પોતાનું લોહી લાલકણો ઉત્પન્ન કરતું નથી. તેથી તેને બીજાનું લોહી આપવું પડે છે. દર ત્રીજે અઠવાડીએ એને લોહી આપવામાં આવે છે. જન્મી ત્યારથી અત્યાર સુધીમાં તેને ૪૪ વખત લોહી આપવામાં આવ્યું છે.

*

અમેરિકામાં વૉશિંગ્ટન ખાતે પેગી એન એલ્કર્સન નામની એક આઠ વર્ષની હબસી છોકરી સારી પેઠે ખાય છે અને તદ્દન તંદુરસ્ત છે; છતાં નવાઈની વાત એ છે કે તેને હોજરી જ નથી. તેની અન્નનળી સીધી આંતરડા સાથે જોડાયેલી છે અને તે જે ખાય છે તે સીધું આંતરડામાં જ જાય છે. ડાક્ટરોએ 'ક્ષ' કીરણોથી તપાસ કર્યા પછી એવો અભિપ્રાય આપ્યો હતો કે, આ રિથતિ જન્મથી જ છે અને તે તંદુરસ્તી માટે ફાયદાકારક પણ છે. તે લાંબુ તંદુરસ્ત જીવન જીવી શકશે. આ બનાવ બતાવે છે કે ખોરાક પચાવવાને જઠરની જરૂર નથી.

*

જેરૂસલેમના વડા મુફતીનાં મેડમ અલહુસેનીએ કેરોથી જેરૂસલેમમાં ભેગી મળેલી આરબ મુસ્લિમ તથા આરબ ખ્રિસ્તી સ્ત્રીઓને ઉદ્દેશીને એવો સંદેશો મોકલ્યો છે કે "જો તમારા પતિઓ પોતાની જમીન યાહુદીઓને વેચે તો તેમની સાથે છુટાછેડા લેજો, પોષાક સાદા પહેરજો, અને ગૃહકાર્યમાં કરકસર કરજો. યાહુદીવાદની સામેની આપણી લડતમાં તમારા પતિઓ તથા ભાઈઓને સામેલ કરજો."

*

ઉત્તર અમેરિકાના ઉંચામાં ઉંચા અલાસ્કાના ૨૦૦૭૦ ફૂટ ઉંચા પર્વતના શીખર મૅકલનલીની ઉપર પહોંચનાર સર્વ પ્રથમ મહિલા તરીકેનું માન મીસીસ બ્રેડફર્ડ વૉશબર્ન ખાટી ગયાં.

અમદાવાદના ખુજુરીની પોળમાં રહેતા શેઠ ગોરધનદાસ ડાહ્યાભાઇ ચીનાઈની ૧૬ વર્ષની પુત્રી ઉર્મિલાને ગયે વર્ષે એલીસબ્રીજમાં રહેતા શેઠ બચુભાઈ અચરતલાલ સાથે પરણાવેલી અને ઉર્મિલા સાસરે જતી આવતી હતી. પણ જ્યારે તે શહેરમાં આવતી ત્યારે તેની બહેનપણી કેસરને ઘેર મળવા જતી. આ કેસરની મા લીલાને ઘેર ડાહ્યાભાઈ સોની આવતો. તે આ ઉર્મિલાને ફોસલાવી સમજાવી કહેતો કે, હસમુખલાલ ઉર્ફે એોચ્છવલાલ મણીલાલ સોની વાયરમેન છે. તે મહિને ચારસોનો પગાર લાવે છે ને તેની સાથે તું સુખી થઇશ. રોજની આ ઉત્તેજનાને કારણે બાઇ ઉર્મિલા ભોળવાઇ ગઇ અને હસમુખલાલ સાથે કાસરા તરફ ચાલી ગઇ. ત્યાંથી ગોધરા, કલોલ, દેવગઢબારીઆ ને ત્યાંથી લુણાવાડા તરફ ચાલ્યા ગયા હોવાનું કહેવાય છે. આ બાબંધમાં પોલીસ તપાસ ચાલુ હોવાનું કહેવાય છે.

*

પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી નર્સનો ધંધો કરવા માગતી લગભગ વીસ જેટલી બહેનોને સરકાર તરફથી તેમના અભ્યાસના સમય દરમિયાન શિષ્યવૃત્તિ આપવાનો સરકારે નિર્ણય કર્યો છે. મુંબઇ સરકાર તરફથી બહાર પડેલી એક યાદીમાં જણાવાય છે કે નર્સિંગનો અભ્યાસ કરવા માગતી અને હાલમાં પાંચમા ધોરણમાં ભણતી બહેનોને મહિને રૂા. ૧૦, છઠ્ઠા ધોરણમાં ભણતી બહેનોને રૂા. ૧૨ અને સાતમા ધોરણમાં ભણતી બહેનોને રૂા. ૧૫ ની માસિક શિષ્યવૃત્તિ અપાનાર છે.

પછાત વર્ગની બહેનોને તેમને હાલમાં અપાતી શિષ્યવૃત્તિ ઉપરાંત આ શિષ્યવૃત્તિ અપાશે અને આ શિષ્યવૃત્તિ માટેની અરજી પોતાની હાઇસ્કુલના મુખ્ય અધ્યાપક અથવા અધ્યાપિકા મારફતે કરવાની છે. આ શિષ્યવૃત્તિની યોજનાથી સરકારે નર્સીંગના શિક્ષણને પ્રોત્સાહન આપવાનો નિર્ણય કર્યો છે.

# પુછપરછ

હું વિધવા થઈ ત્યારે મારે એક જ પુત્ર હતો. ગામની મજુરી ને દળણાં દળી તેને પાળી પોષી મેં મોટો કર્યો. પણ અતિ વહાલને કારણે છોકરો મારા કાબુમાં રહ્યો નહિ, ને ખરાબ માણસોની સોબતે ચડી ગયો છે. એની વહુને તો મારે છે, પણ કોઇ વખત મારી ઉપર પણ હાથ ઉગામે છે. કાંઇ કમાતો નથી એટલે હું અને વહુ ગામની મજુરી-દળણું પાણી કે એંઠવાડ કાઢી પુરું કરીએ છીએ. અધુરામાં પુરું અમારા પાડોશીની છોકરી સાથે ક્યાંક ચાલ્યો ગયો છે. લોકો અમારા ઉપર ફીટકાર વરસાવે છે. અમારે શું કરવું ?

—દુઃખીઆરી

એ આવી પડેલ દુઃખની જવાબદારી તમારી જ નથી ? તમે પહેલેથી છોકરાને લાડ લડાવ્યા ને અંકુશ જરાય રાખ્યો નહિ, એટલે એનું ફળ તો તમારે જ ભોગવવું પડે ને ? અને એનો ભોગ તો નાનકડી વહુ બની છે. હવે એને ઠોકર ખાઇને સીધે રસ્તે આવવા દો, પછી એ ઘરની બહાર પગ મૂકવાનું મન નહિ કરે. તમારો જે સ્નેહ પુત્ર ઉપર હતો તે હવે પુત્રવધૂ ઉપર ઢાળવો, ને તેને જરાય ઓછું ન આવે તે જુઓ. છોકરો પાછો આવે ત્યારે એનામાં માણસાઇ આવી છે કે નહિ, એ સમજાયા પછી જ એની સાથે વહેવાર રાખવો; નહિં તો પૈસાની લાલચે, આવ્યો હશે તો ઘરમાં હશે તે ય ઉપાડી જશે. પુત્રસ્નેહની ઘેલછા જરા ઓછી રાખશો તો પુત્ર વહેલો સુધરશે.

*

જે બહેનોના પુછપરછ સંબંધી પત્રો આવ્યા છે તે બધાના જવાબો આવતે અંકે આપવામાં આવશે.

# મા-બાપના મૂંઝવણ

*

**પ્રશ્ન:** મારી બેબીની આ ટેવ મને ઘણી વાર ઘણા એવા મહત્ત્વના કામમાં ભારે આડ-ખીલીરૂપ થઇ પડે છે. ચારે કોઇ સગા સ્નેહીને ત્યાં આંટો દેવા જવું હોય તો તેને સાથે લઇ જવી પડે જ. બીજા કોઈ કામે બહાર ગામ જવું પડે ત્યારે પણ સાથેની સાથે. ઘરમાંથી નીકળું કે વળગી પડે. કદાચને છાનીછપની નીકળું તો મારા આવતા લગી રીડિયારમણ ઘરમાં કરી મૂકે. કોઇને સુખે બેસવા કરવા ન દે, એટલે તેને સાથે લીધે જ છૂટકો. વળી તે તેડાવ્યા વગર પણ ન રહે. સાથે લેતી વખતે, ચાલીને આવવાનો તેની સાથે કરાર કર્યો હોય તો પણ બારણે પગ મૂક્યો કે તેડાવવાની રઢ લઈ બેસે. હા ના કરો તો રીડિયા કરે અને આડોશ પાડોશ ગજવી મૂકે. મારે ઝટ જવું હોય કે તરત કાંઈ પતાવી આવવું હોય ત્યાં આમ તેને મનાવવા પતાવવામાં વખત આપવો પાલવે નહિ. તેને મારે તેડીને ગયે જ છૂટકો. ચારેક વર્ષની તો થઈ, પણ હું સાથે હોઉં તો એક ડગલું ચાલવાની તેની તૈયારી ન હોય. આમ વારે ઘડીએ મારે તેની આ ટેવને લીધે બહુ વખત રોકાઈ જવું પડે છે અને વખતે તો બહાર નીકળવાનું માંડી વાળવું પડે છે. આ બાબતમાં મારે શું કરવું ?

**જવાબ:** ચિ૰ બેબીની બાબતમાં તમારી વધારે પડતી નરમાશે આ સ્થિતિ લાવી મૂકી છે. હર પ્રસંગે તમારે તેને સાથે લેવી જ જોઇએ એવું તમે સ્વીકારી લીધું છે એ પણ વધારે પડતી વાત છે. તેને સાથે લેવી ન પાલવે તેવા વખતે તમે સાથે લઈ જવાની ના કહો તેમાં કાંઈ ખોટું નથી. તમે તેમ કરો છો ખરાં, પણ તેના રડવાના હથિયારથી મહાત થઇને તેને સાથે લઇ જવા તૈયાર થઈ જાઓ છો. એટલે તે તમારી ના કે હા પાછળની જાણે તમારી ચોયાશ છે. રડે કે ધૂમ મચાવે તો તમે કોઇ પણ સંજોગોમાં ના નથી જ પાડવાનાં, એ વાત તો નક્કી છે, એમ તેને રોજના વ્યવહારથી ખાતરી થઇ ગઇ છે. તમારે તેને તેડવી જ જોઇએ એ વાત પણ તમારી નબળાઇથી ઉભી થવા પામી છે. તેડવું જરૂરી હોય તેવા વખતે બાળકને આપણે તેડીએ, પણ તમારી બેબીને તો તમારા અવલંબન વગર જરાકે ન ચાલે તેવું બની ગયું છે. આ સ્થિતિ તેના શરીર, મન અને હૃદયના વિકાસને હાનિકર્તા બને તેવું છે. આ આદતના મૂળ ઠીક ઠીક ઊંડે ઉતર્યાં છે. હવે આના ઉપાયમાં તમારે ભારે દ્રઢતા અને ધીરજ બતાવવાં પડશે. તેની ઉંમર હવે સમજણી કહેવાય. તેની પાસે તમે આ સ્થિતિની ચોખવટ વારંવાર કરો અને તેને વળગી રહેવાનો આગ્રહ રાખો. 'જો બેબી, મારે એકલે જવા જેવું હશે ત્યાં હું એકલી જઇશ. તારે ઘરે રહી રમવાનું. સાથે લઇ જવા જેવું હશે ત્યારે જરૂર ચાલજે. વળી ચાલીને જવા જેટલે તો તારે ચાલવું જ પડશે. ચાલીને જવું ફાવે તો સાથે ચાલજે, નહિ તો ઘેર રહેજે.' આવી સ્પષ્ટ ચોખવટ પછી એનો અમલ ચોકસાઇથી–દ્રઢતાથી તમારે કરવો પડશે. શરૂઆતમાં તો બેબી તેની રીત પ્રમાણે પોતાના હથિયારોનો ઉપયોગ તમને સર કરવામાં પૂરા બળથી કરશે, પણ તમારે તટસ્થવૃત્તિથી સમભાવથી તે સામે આંખ આડા કાન કરવા પડશે; અને ધીમે ધીમે એ તેની ટેવ ભૂલી જશે.

બરેલી જીલ્લાના ચકવા નામના ગામમાં ગઈ તા. ૨ જી ઑગસ્ટ ૧૯૪૬ ના રોજ દુલ્હઆ ચમારણ પોતાનાં ત્રણ નાનાં બાળકો ગોદમાં લઈને સૂતી હતી. લગભગ અડધી રાતના સુમારે હામીદ જુલાહા નામનો મુસલમાન એ ચમારણના ઘરમાં ઘુસી આવ્યો અને તેની ઈજ્જત લેવાનો પ્રયત્ન કર્યો. ચમારણે રાડો પાડવા માંડી ને એકદમ તેણે હામીદને બાથ ભરી લીધી. એટલે હામીદે તેને પેટમાં છરો ભોંકી દીધો. એથી એ પડી ગઈ ને મરણ પામી. પણ બાઈની બૂમોથી ગામવાળા એકઠા થઈ ગયા અને તેને પકડીને પોલીસને સોંપ્યો. કેસ ચાલતાં બરેલીના સેસન જજે તેને ફાંસીની સજા કરી. એના ઉપર અલ્હાબાદ હાઈકોર્ટમાં અપીલ કરવામાં આવી. આરોપીએ ત્યાં કહ્યું કે, ચમારણે મને પકડી રાખવાથી પકડાઈ જવાની બીકે ગભરાઈ જઈ મેં એને છરી મારી હતી, પણ કોર્ટે એ દલીલ ન માનતાં ફાંસીની સજા કાયમ રાખી.

*

અમદાવાદમાં હુસેન સરી નામના રીક્ષાવાળાએ સગીર વયની હરિજન બાળાને ફોસલાવી તેનું અપહરણ કરવાનો પ્રયાસ કરતાં પોલીસે કેસ કર્યો હતો તે માટે અમદાવાદના સેસન્સ જજે તેને ચાર વર્ષ સખ્ત કેદની સજા કરી.

*

પોતાની પત્નીને વીધવા કહીને ફરીથી બીજા સાથે પરણાવ્યાનો એક કિસ્સો દીલ્હીની પોલીસ કોર્ટમાં નોંધાયો છે. મા અને તેનો દીકરો બાબુરામ પાસે ગયા અને જો તે રૂ. પાંચસો આપે તો કાયસ્થ જ્ઞાતિની એક સ્વરૂપવાન વિધવા સાથે તેનું લગ્ન કરાવી આપવાનું કહ્યું. તેથી તેણે રૂ. પાંચસો આપી તે બાઈ સાથે ગયા માર્ચ માસમાં લગ્ન કર્યું. બે મહિના પછી બાઈ નાસી ગઈ. તપાસ કરતાં માલમ પડ્યું કે તે બાઈ વૈશ્ય જ્ઞાતિની હતી અને તે બાઈને

# ન્યાયની



# અદાલતમાં

*

તેના પતિ અને સાસુએ પાંચસો રૂપીઆ લઈને તેને બાબુરામ સાથે પરણાવી હતી.

*

અમદાવાદમાં વોરાના રોજા પાસે ત્રીકમલાલની ચાલીમાં રહેતા હીરા નરસિંહ નામના મીલ કામદારની પત્નીએ તેના પતિને એક રૂપિઓ બતાવી કહ્યું: "આ રૂપિઓ મને ઘરમાંથી જડયો." પણ એ વાત હીરાના માન્યામાં ન આવી. તેને વહેમ આવ્યો કે એ રૂપિઓ તેની પત્ની ખોટે માર્ગે લાવી હશે-અને તેથી તેણે પત્નીને કહ્યું: "તારૂં કહેવું ખરૂં છે તેની શી ખાત્રી? હાથમાં દેવતા લે અને તું ખરી હોઈશ તો દાઝીશ નહીં." પત્નીએ તરત જ અંગારા હાથમાં લીધા, જેના પરિણામે તે સખત રીતે દાઝી ગઈ.

હીરાને આથી વધુ શંકા જાગી અને તેણે તેની પત્નીનાં ગુપ્ત ભાગ પર ડામ દઈ જાનથી મારી નાખવાની ધમકી આપી. પત્નીએ આ જુલમની હકીકત પોતાની ભાભીને જણાવતાં મામલો પોલીસ કોર્ટે ચડયો અને પોલીસે ક. ૩૩૦, ૩૪૨ અને ૫૦૬ મુજબ ગુનો દાખલ કર્યો છે.

*

'દિલ્હીમાંથી ૧૫ વર્ષની' સગીર છોકરી ગુલમાળાને બહાર ઉપાડી જવા માટે પકડાયેલ છોટાલાલ ધોબીને થયેલ સજા સામે અપીલ કરતાં દીલ્હીની કોર્ટે ૧૮ માસને બદલે બાર માસની સજા કરી.

# કેટલાક
# કિસ્સાઓ

*

સિંધમાં ચાલુ ટ્રેને હિંદુ સ્ત્રી ડોક્ટર પર હુમલો કરવાનો બનાવ બનવા પામ્યો હતો. કમલાદેવી જેસારામ અહુજા નામની સ્ત્રી પોતાના ભાઇને ત્યાં કરાંચી જતી હતી ત્યારે આમરી સ્ટેશન આગળ ત્રણ ચાર ગુંડાઓ તેના ડબ્બામાં ધસી આવ્યા હતા અને તેનું મોઢું બંધ કરી તેને ફેંકી દેવાની કોશીશ કરી હતી, સદ્ભાગ્યે બારણાનો લોખંડનો ચીપીયો તેના હાથમાં આવી જતાં તેણે સામનો કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ પાછળથી તે બેભાન થઈ જતાં જમીન ઉપર પડી ગઇ હતી. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે સાત માઈલ દૂર પગે ચાલીને તેણે સ્ટેશન માસ્તરને આ બીનાની ખબર આપી હતી.

*

પીટર્સબર્ગમાં એક સ્ત્રીનું અચાનક હૃદય બંધ થતાં તેનાં સગાંવહાલાંઓએ તેને એક કોફીનમાં મૂકી કબ્રસ્તાનમાં લઈ જવાની તૈયારી કરવા માંડી, પણ અચાનક તે સ્ત્રીમાં જીવ સંચાર થતાં ત્યાંના રહેવાસીઓમાં ચકચાર થયો હતો. હાલમાં તે સ્ત્રી જીવે છે.

*

તબીબી આલમમાં આશ્ચર્ય ફેલાવનારા સમાચાર સાંપડ્યા છે કે, માતર તાલુકાના પુનાજ ગામની ગઢવી કોમની એક વીસ વર્ષની યુવતી કે જેને કાઠીઆવાડમાં ધ્રાંગધ્રા નજીકના કોઈ ગામમાં પરણાવવામાં આવી છે, તેનું સીમંત કરીને તેડી લાવ્યા પછીથી આજે ૨૩ માસ પુરા થયા હોવા છતાં તે યુવતીને હજી સુધી પ્રસુતી થઈ નથી. આથી આખા માતર તાલુકામાં અને કાઠીઆવાડમાં ઘણું આશ્ચર્ય ફેલાયું છે. આ બાબત તપાસ કરતાં જાણવા-મળે છે કે-આ યુવતી કોઈ પણ ડોક્ટર કે વૈદ્ય કે નર્સને અથવા ગામઠી દાયણને પોતાના શરીરનો સ્પર્શ કરવા દેતી નથી. તેમજ ભૂત પ્રેતનો વહેમ નથી. તેણીનું શરીર સંપૂર્ણ રીતે તંદુરસ્ત છે અને દિન-પ્રતિદિન શરીરનાં અંગ ઉપાંગો વિકસિત થતાં જાય છે. પ્રથમ દ્રષ્ટિએ જ તે ગર્ભિણી હોવાનું જોઈ શકાય છે. તેને શરીરમાં કોઈ પણ દર્દ કે વેદના થતી નથી. માત્ર તેની એક જ હઠ છે કે હું સંપૂર્ણ બેભાન અવસ્થામાં ન હોઉં ત્યાં સુધી મારા શરીરને કોઇનો પણ સ્પર્શ થયો છે તેમ જાણીશ તો મારા જીવનનો અંત આવી ગયો હશે. તેની આ હઠને લીધે તેની વિધવા માતા અને ભાઇઓ નિરૂપાય બની બેસી રહ્યાં છે. પૂછતાં માલમ પડ્યું છે કે તેમની ગઢવી કોમમાં છોકરીને સીમંત કર્યા પછીથી પ્રસુતીનું કામ પુરું કરી ન્હાતા સુધી માથું ધોવાનો રિવાજ નથી. માથા ઉપર પાણી નાખી ન્હાવામાં આવે તો માતાનું કુંડું પડવાની દ્રઢ માન્યતા છે. તેથી આ યુવતીનું માથું ધોવામાં આવ્યું નથી; અને ૨૪ માસથી માથું ધોયું ન હોવા છતાં માથું સ્વચ્છ અને વાળ મુલાયમ સુંવાળા છે. કોણ જાણે વિધિના શા વિધાન હશે ?

કુદરતની આ વિચિત્રતાએ ભારે આશ્ચર્ય ફેલાવ્યું છે.

*

ગુજરાતમાં કલોલ ગામના સીમાડે આવેલ કલોલ વિસામા પાસેથી એક જુવાન સ્ત્રી બાજરીનું પોટલું લઇ જતી હતી ત્યારે પાછળથી એક માણસે આવીને બાઇના હાથમાંથી બાજરીનું પોટલું ઝુંટવીને દોટ મૂકી હતી, પરંતુ બાઇએ પાછળ પડીને એને પકડી પાડ્યો હતો ને પોટલું પાછું મેળવ્યું હતું.

# સ્ત્રી-જગત  સમાચાર

વરસોડા અનીલ સ્ત્રી-સમાજ તરફથી રાજકુમારી યોગેન્દ્રકુમારીનો જન્મ દિવસ ઉજવાયો. તે પ્રસંગે રાજકોટથી કુ. કાશ્મીરાદેવી વજીરાણી અને મહિલા પરિષદની વડોદરા શાખાના સંચાલક શ્રી. તારાબાઇ હોસંગડીએ હાજરી આપી હતી. રાજકુમારીઓએ 'ભીલડી નૃત્ય' માં રામ લક્ષ્મણના પાત્રોને અભિનય દ્વારા દિપાવ્યો હતો. મહેમાન બહેનોએ સ્ત્રીપ્રવૃત્તિ ઉપર વ્યાખ્યાનો કર્યાં અને સ્ત્રી-કર્તવ્ય ઉપર મહારાણી સાહેબે વિવેચન કરી ઇનામો વહેંચ્યાં હતાં.

*

મતિ પત્રના તંત્રી શ્રી. જયંતિ દલાલે (ઓશવાળ ઉ. વ. ૩૮) રતનપોળ બાલમંદિરના સંચાલિકા ગં. સ્વ. રંજનબહેન દેસાઇ (અનાવિલ ઉ. વ. ૩૫ લગભગ) સાથે સીવીલમેરેજ-લગ્ન કર્યો.

*

અમરેલી પ્રાંતમાં અનાજની તંગીને કારણે અનાજ મેળવવા સ્ત્રીઓ ગીરો મૂકાતી હોવાની અને શીયળ વેચાતાં હોવાની કરૂણ હકીકતો બહાર આવી છે.

ન્યુ દિલ્હીમાં કોંગ્રેસે ઉપર આવેલા હરિજન સેવક સંઘના દવાખાનાની લેડી માઉન્ટબેટને મુલાકાત લીધી.

*

મુંબઇના જાણીતા સ્ત્રી કોરપોરેટર શ્રીમતી ડૉ. માલીનીબાઇ સુખથનકરની તેમનું વાલકેશ્વરનું મકાન ભાડે આપતાં પાઘડી લેવા માટે ધરપકડ થઇ હતી.

*

ઇન્દોરના મહારાજા પોતાની અમેરિકન પત્નીના કુંવરને ગાદી અપાવવા પ્રયત્નો કરતા હોવાનું સંભળાય છે.

*

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે કર્વે યુનિ. ના પદવીદાન સમારંભમાં હાજરી આપી હતી. ત્યારે મુંબઇની સ્ત્રીસંસ્થાઓએ શ્રી લીલાવતી મુનશીના પ્રમુખપદે તેમનું સન્માન કર્યું હતું.

*

ન્યુ દિલ્હીમાં મુસ્લીમ સ્ત્રીઓના પ્રમુખપદેથી કુ. ફાતમા જીન્નાએ પાકિસ્તાન મેળવવા માટે મુસ્લીમ સ્ત્રીઓએ આપેલ સાથ માટે આભાર માન્યો હતો ને રાજ્ય બળવાન બને એટલા માટે દરેક સ્ત્રીને બનતી મદદ આપવા વિનંતી કરી હતી.

અમદાવાદના સીવીલ હોસ્પીટાલના આસિ. લેડી. સર્જન ડૉ. માણેકબાઇ નસરવાનજી ટંકારીયાનું ૬૪ વર્ષની ઉમ્મરે અવસાન થયું.

*

ન્યુ દિલ્હીમાં એક માણસે પોતાની પત્ની હયાત છતાં બીજું લગ્ન કરવાથી તેની પહેલી પત્નીએ બીજા માણસ સાથે પુનર્લગ્ન કરી લીધું. તેથી તેના પહેલા પતિએ તેની સામે કાયદેસર કેસ કર્યો છે.

*

ઇંગ્લાંડનાં શહેનશાહ રાજા જ્યોર્જ અને હિંદના વાઇસરોય લોર્ડ માઉન્ટબેટનના પીતરાઇ બહેન લેડી આઇરીસ માઉન્ટબેટને પોતાના ખાતામાં પૈસા ન હોવા છતાં ૮૮ ડોલરનો ચેક લખી આપવા માટે તેમની વોશીંગ્ટનમાં ધરપકડ થઇ હતી. પણ પાછળથી તેમણે પૈસા ચૂકવી આપવાથી ફરીઆદ પાછી ખેંચાઇ હતી.

*

વઢવાણના ઠાકોર સાહેબે તેમના સ્વર્ગસ્થ દિવાન શ્રી. હરિલાલભાઇ રાવલની વિધવા પત્નીને જીંદગી પર્યંત અઢીસો રૂપીયાનું પેન્શન બાંધી આપ્યું.

મદ્રાસ સરકારે લગ્નપ્રસંગે વરકન્યા અને જાનૈયાને જમાડવા માટે ૫૦ માણસોનું રેશન આપવાની જોગવાઈ કરી છે.

*

ઈંગ્લાંડના ભાવી મહારાણી અને હાલના ગાદીવારસ રાજકુમારી એલીઝાબેથનું ગ્રીસના રાજકુમાર ફીલીપ માઉન્ટબેટન સાથે સગપણ થયું. અને આવતી વસંત પહેલાં તેમનાં લગ્ન થશે.

*

રાજકોટ ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં ગાંધી ચેરીટી ટ્રસ્ટના સહકારથી મહિલા પાઠશાળામાં બી.એ. સુધીના વર્ગો ખોલવામાં આવ્યા છે. મહિલા છાત્રાલયની વ્યવસ્થા છે ને સત્રની ફી રૂ. પચાસ છે.

*

અમદાવાદમાં ગોમતીપુરમાં મીઠું મરચું લેવા ગયેલી એક મુસ્લીમ સગીર બાળાનું અપહરણ થયાની ફરીઆદ થઈ છે. તે માટે મકદુમ નામના માણસ ઉપર શક હોવાનું કહેવાય છે.

*

રાજકોટમાં સગર્ભા અને સુવાવડી સ્ત્રીઓને દાક્તરનું સર્ટીફીકેટ રજુ કરવાથી વધુ રેશન આપવા હુકમ થયો છે.

*

હિંદના નવા રાષ્ટ્રધ્વજનું નિર્માણ કરવા નીમાયેલ કમીટીમાં શ્રી સરોજીની નાયડુ પણ હતાં.

શ્રી ભાક્તલક્ષ્મી દેસાઇ અને દરબાર સાહેબ ગોપાળદાસને તેમની ગાદી પાછી મળ્યા પછી અમદાવાદ આવતાં તેમનો પાટીદાર સમાજ તરફથી સત્કાર કરવામાં આવ્યો હતો.

*

અમદાવાદની સોદાગરની પોળમાં રહેતા ચીનુભાઈ કેશવલાલ નગીનદાસ (ઓસવાળ) સાથે દેવાવાળો કેશવલાલ રતનચંદની પુત્રી (વીશા શ્રીમાળી) શ્રી. મંજુલાએ આંતરજ્ઞાતિય લગ્ન કર્યું.

*

મલાયા ખાતેના હિંદના એલચી તરીકે શ્રીમતી અમ્મુ સ્વામીનાથન નીમાયાં છે.

*

મોસ્કોએ વિજ્યાલક્ષ્મીની રશીયામાં હિંદી એલચી તરીકે થયેલી નીમણુંકને આવકાર આપ્યો છે.

*

અમદાવાદ મ્યુનિ. સ્કુલ બોર્ડે સ્ત્રીઓ માટેની ઉર્દુ ટ્રેઈનીંગ કોલેજ બંધ કરવાનું ઠરાવ્યું છે.

*

ચોલારપુરમાં એક બાઇને પોતાના પતિએ ઘેર આવવા કહ્યું પણ બાઇએ સવારે આવવા હઠ પકડી, એટલે તેણે પોતાની પત્નીને ચપ્પુ ભોંકી દીધું. બાઇને ધંધુકા દવાખાને દાખલ કરવામાં આવી છે.

લંડનમાં હિંદી વિદ્યાર્થી સંઘ તરફથી ખાણાના એક મેળાવડામાં લેડી ક્રીપ્સને મદ્રાસની વિદ્યાર્થીની કો. લીલાવતી એ હારતોરા અર્પણ કર્યા.

*

ખેડામાં વડવાળી શેરીમાં રહેતા મનુભાઈ ડાહ્યાભાઈ નાગરદાસની બાવીશ વર્ષની પત્ની બાઈ શારદાએ અગ્નિસ્નાન કર્યું.

*

નડીઆદ મહીડા ભાગોળે લક્ષ્મણ જયરામે ઉશ્કેરાઈ જઈ તેની પત્ની બાઇ નંદુનું નાક કાપી લીધું.

*

આણંદ તાલુકાના ભવાનપુર ગામમાં પુંજાભાઈ બાપુભાઈ ને બાઈ મણી અને જડી નામની બે સ્ત્રીઓ હતી તેમાં તેઓ હાલ બાઇ જડી સાથે રહેતા હતા. બાઈ મણી પૈસા વગર દુઃખી થતી હતી. તે તેના પતિ પાસે પૈસા માટે ઘણું કરગરતી. છેવટે બે રૂપિઆ રેશન લાવવા તેણે આપ્યા, એથી હતાશ થઇ એણે પોતાની છ વર્ષની પુત્રી સાથે કુવામાં પડી જીંદગીનો અંત આણ્યો.

*

અખિલ હિંદ મહિલા પરિષદની અર્ધ વાર્ષિક મીટીંગ લેડી રામરાવના પ્રમુખપદે જબલપુરમાં મળી તેમાં સ્ટેન્ડીંગ કમીટીના સભ્યો હાજર હતાં.

રાજકોટના કેળવણી ખાતાનો એક શિક્ષક ભૂખમરાથી મરી ગયો ત્યારે તેના ઘરમાં રોકડા ચાર પૈસા ન હતા, ખાપણ માટે કપડું ન હતું, એક ટંકનું અનાજ પણ ન હતું.

*

સુરત મ્યુનિ. સ્કુલબોર્ડની નવી ચૂંટણીમાં શ્રી. વસુમતી બહેન ઠાકોર અને શ્રી. જ્યોત્સનાબેન શુકલે ઉમેદવારી નોંધાવી હતી.

*

કહેર (જી: સુરત) ના કઠુડીઆ ગામના ચૌધરીએ એક પત્ની હયાત છતાં બીજી વખત લગ્ન કરવાથી પોલીસે કેસ કર્યો છે.

*

એક સૈનિક તેની ૨૧ વર્ષની પત્ની અને ૧૪ વર્ષની સાળી સાથે સીનેમા જોઇને આવતો હતો ત્યારે તેને પકડી બાંધીને તેની સાથેની સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરવા માટે ડુંગર લાન્સર્સના રીસાલદારને સસ્પેન્ડ કરવામાં આવેલ છે.

*

એડનમાં કુ. મહેરબાનુ સેરાબજી-પટેલના પ્રમુખપણા નીચે એડન ભારત મહિલા મંડળની સંસ્થા પ્રગતિ સાધી રહેલ છે.

*

બરોલીમાં વીજળી પડવાથી એક સ્ત્રી મરી ગઈ.

*

ન્યુ દિલ્હી કોનોટ સરકસ ઉપર પોતાનાં બાળકો અને બે બહેનો સાથે બસની રાહ જોઇને ઉભેલી એક સ્ત્રી મોટરમાં કચડાઇને મરી ગઈ.

*

રોહરીના સિયાલ ગામમાં એક પોલીસે મગજ પરનો કાબુ ગૂમાવતાં પોતાની પત્ની અને સાસુને ઠાર માર્યા.

*

સુરતના વાડી ફળીયાની પગથીયા શેરીના હીરાભાઈ અમીચંદની પત્ની જસવંતી ઉર્ફે જડાવ તે શેરીના બબુભાઈ નાથુભાઇ સાથે નાસી ગયાની ફરીઆદ નોંધાઈ છે.

*

યુ. પી. ધારાસભામાં શ્રી વિજ્યાલક્ષ્મી પંડીતની ખાલી પડેલી જગ્યાએ શ્રી. ઈન્દીરા ગાંધીની નીમણુંક થવા સંભવ છે.

*

દાહોદ મ્યુનિ. દવાખાનામાં એક બાઈએ ૨૨ તોલા-લગભગ અર્ધા રતલના બાળકનો જન્મ આપ્યો. બાળક બે કલાકમાં ગુજરી ગયું હતું.

*

મણીનગર દક્ષીણ સોસાયટીમાં મજુરી કરતી બાઈ ધનીનો પગ ભોંયરાના પત્થર ઉપર પડતાં પત્થર ખસી પડતાં તે અંદર પડી ગઈ, ને તેની ઉપર બીજો પત્થર પડતાં તેની ખોપરી ફાટી ગઈ.

વલસાડ તાલુકાના અટેલી ગામના મોરાર વિઠ્ઠલે પોતાની પત્ની બાઇ દુધી હયાત છતાં ફરી લગ્ન કરવાથી પોલીસે કેસ કર્યો છે.

*

અમદાવાદ મ્યુનિ. ગર્લ્સ હાઇસ્કુલના શિક્ષિકા મીસ મહેન્દ્રા મુન્શી લેડી સુપરવાઈઝર તરીકે નીમાયાં. તેમની જગ્યાએ શાન્તાબેન ત્રીવેદીની નીમણુંક થઇ.

*

મહેસાણાની કન્યાશાળાની યુવાન શિક્ષિકા બહેને તેના કહેવાતા પતિને સંભળાવી દીધું: 'મેં લગ્ન કર્યું જ નથી તેમજ લગ્ન અંગે હું કાંઇ જ જાણતી નથી. મને આ લગ્ન મંજુર નથી.'

એ સાંભળી તેના યુવાન પતિએ કહ્યું: 'અમારૂં લગ્ન નાનપણમાં જ્ઞાતિજનો સમક્ષ થઇ ગયું છે. સરકારી દફતરે એની નોંધ છે.'

આ શિક્ષિકા બહેનને સમજાવવાના સગાં સંબંધીઓના પ્રયત્ન પણ નિષ્ફળ ગયા છે. યુવાન કાયદાનો આશરો શોધવા વિચારે છે.

*

પશ્ચિમ બંગાળની નવી ધારાસભામાં શ્રીમતી રેણુકા રે ચુંટાયાં. અને પશ્ચિમ પંજાબમાં બેગમ શાહનવાઝ ચુંટાયાં.

રૅન્ડર્ડ વૅકયુમ ઓઇલ કંપનીના ઓફીસર સવાઈલાલ મોદીની પુત્રી કુ. જ્યોત્સ્નાએ ૧૮ વર્ષની વયે બીજી એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી. દશા ઝારોળા જ્ઞાતિમાંથી આ પરીક્ષા પાસ કરનાર આ બહેન પ્રથમ છે.

*

કચ્છમાં રાજ્ય તરફથી ટકાવારીનો કર નાખવામાં આવનાર છે. તે સામે જાગીરદારો તરફથી સામનો કરવા માટે એક કમીટી નીમાઈ છે. તે કમીટીને સલાહ સંબંધી એનો ઉકેલ લાવવા પર્ળાસવા જાગીરના કુ. શ્રી. જયેન્દ્રકુંવરબા સાહેબે એક ગીત દ્વારા અપીલ કરી છે.

*

અમદાવાદમાં ચીકાંટા ભગતની પોળના રણછોડભાઈ નથુભાઈ લુહારને તેમના સાસરે મોકલી તેમની પત્ની રામબાઈ ઘરમાંથી ૩૨૫૦ રૂપિઆના દાગીના સાથે ગુમ થઈ ગઈ.

*

રણજીત ટોકીઝના સફળ સંચાલક શ્રી. દયારામભાઈનું મુંબઈમાં અવસાન થયું.

*

કપુરથલાના સ્વ. કુ. લેફ. કર્નલ અમરસિંહજીના વિધવા પત્ની સોનીઆનું ન્યુયોર્કમાં અવસાન થયું.

*

પાટણ સંયોજીત પ્રદેશના ડે. સ્પેશીઅલ ઓફીસર મી. રીઝવી સામે ઓફીકાર્યકર કમળાબહેન ભટે ચોંકાવનારા આક્ષેપો કરવાથી તેમની બદલી વડોદરા ન્યાયખાતામાં થઈ ને તેમની સામેના આક્ષેપોની તપાસ શરૂ થઈ છે.

*

મીરતમાં એક પંજાબી હિંદુ છોકરીને ઘરમાં પૂરી રાખવાના ગુન્હા માટે બે ઓમોની ધરપકડ થઈ.

*

ગુરૂમુખ્તેશ્વરના મેળામાંથી એક કલુ નામની સ્ત્રીને ઉપાડી લાવી પોતાના દીકરા સાથે પરણાવવા માટે ઘરમાં પૂરી રાખવાના ગુન્હા માટે સ્વરૂપી નામની બાઈને સજા થઈ.

*

દિલ્હીમાં વૃક્ષારોપણ વીધી શરૂ થઈ છે. તેમાં મંગળવારે સાંજે કુતુબમિનાર પાસે લેડી માઉન્ટબેટન, શ્રી. સરોજીની નાયડુ, ફરીદકોટના મહારાણી, ને શ્રી. અરૂણા અસફઅલીએ વૃક્ષારોપણ કર્યાં.

*

હિંદ ખાતેના ઈન્ડોનેશીયન વ્યાપારી પ્રતિનિધિમંડળના મીસ વાય. એમ. એસ. ડોસમેન, ત્યાંના યુવક નેતા કુ. ફેન્સીસ અને કુ. પમેલા માઉન્ટબેટને તા. ૧૮ મીએ ગાંધીજીની મુલાકાત લીધી હતી.

ભૂજના એક વકીલ પોતાની પરણેતરને છોડીને મારી બીજું લગ્ન કરવાના કોડ સેવે છે. તેમણે પોતાની પત્નીને નોટીસ મોકલી છે કે તેનાં લગ્ન પોતાની સાથે થયાં જ નથી, જ્યારે બીજી તરફ કોર્ટે તેમને પોતાની પત્ની તરીકે સાથે રાખવા ભલામણ કરી છે.

*

દક્ષિણ હૈદ્રાબાદમાં શ્રીયુત વેંકટ કે. ધાગે અને કુ. સ્નેહમીના મહેતાએ કોઈપણ વિધિ વિના લગ્ન કર્યાં.

*

જોધપુરના મહારાજાના બહેન રાજકુમારી રાજેન્દ્રકુમારી બા સાહેબનું સગપણ વડોદરાના ગાદીવારસ યુવરાજ શ્રી ફતેહસિંહજી સાથે થયાનું જાહેર થયું.

*

વાન્કુવરમાં મીસીસ ડેવીસે પોલીસને અરજી કરી છે કે એક માણસ તેના સ્નાનગૃહમાં પેસી જઈ બાથ ટબમાં સૂઈ રહે છે, તેને બહાર કાઢી મૂકવો.

*

સુરતમાં સ્ત્રીમંડળના આશ્રયે શ્રીમતી કુસુમબહેન શહાણેના પ્રમુખપદે સહુણા ઉત્સવની હરિફાઈ યોજાઈ હતી.

*

કચ્છ ભારીઆ ગામમાં એક હરિજન બાઈએ બે માથાં ચાર હાથ, ચાર પગ અને એક પેટવાળી છોકરી અવતરી હતી. આ છોકરી પાંચ દિવસ જીવી

# પુસ્તક પરિચય

ગુજરાત ભરમાં લોકપ્રિય બનેલી **વિદ્યાર્થી વાચનમાળા**ની **આઠમી શ્રેણી** ની નવી આવૃત્તિ (વીશ પુસ્તકો. કિંમત રૂ. ચાર) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ તરફથી પ્રગટ થાય છે. આ શ્રેણીમાં (૧) ગુરુ દત્તાત્રય, (૨) ઉદયન-વત્સરાજ (૩) મહાત્મા આનંદઘન (૪) વસ્તુપાળ-તેજપાળ (૫) શામળ ભટ્ટ (૬) કવિ નર્મદ (૭) વીર સાવરકર (૮) જમશેદજી તાતા (૯) કવિ કલાપી (૧૦) પ્રો. સી. વી. રામન (૧૧) શાહ સોદાગર જમાલ (૧૨) કસ્તુરબા એ જીવનચરિત્રો અને (૧૩) શિલોંગ (૧૪) દાર્જીલીંગ (૧૫) ઉત્તાકામંડ (૧૬) જગન્નાથપુરી (૧૭) કાશી (૧૮) જયપુર (૧૯) હૈદ્રાબાદ (૨૦) કાવેરીના જળધોધ જેવા સ્થળોનું દર્શન છે. આમ ઇતિહાસ ને ભૂગોળનું જ્ઞાન બાળકોમાં પ્રેરતી અને તેમનાં જીવનને ઘડતી આ શ્રેણીઓ દરેક બાળકના હાથમાં મૂકી દેવા જેવી છે. આ નવી આવૃત્તિમાં તેના સંપાદક શ્રી જયભિખ્ખુએ તેને અદ્યતન બનાવવા મહેનત લીધી છે ને પુસ્તિકાઓ સચિત્ર બનાવી છે.

એ જ સંસ્થા તરફથી સ્વ. ડૉ. **આનંદશંકર ધ્રુવ કૃત સાહિત્ય-વિચાર** ની (પૃ. ૬૦૮ કિં. ૫-૮-૦) બીજી નવી આવૃત્તિ પ્રગટ થઇ છે. પ્રો. રામનારાયણ પાઠક અને પ્રો. અનંતરાય રાવળ જેવા વિદ્વાન વિવેચકોએ સંપાદન કરેલ આ ગ્રંથમાં પચાસ લેખો છે. લેખકના ભાષણો, લેખો, વિવેચનો અને વસંત માસિકમાં લખેલ ગુજરાતી સાહિત્ય પરત્વેની નોંધો, આ સંગ્રહમાં રજુ કરવામાં આવી છે. સમર્થ વિદ્વાન અને વિવેચક ધ્રુવ સાહેબના અભ્યાસીઓ માટે આ પુસ્તક ઉત્તમ સામગ્રી જેવું છે.

ગુજરાતના સમર્થ વક્તા ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇનું લખેલ **'રસદર્શન'** (પૃ. ૨૦૦ કિં. ૨-૧૨-૦) આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ તરફથી પ્રગટ થયું છે. કુમારમાં દર માસે છપાતી આ લેખમાળાને 'કુમાર રૌપ્ય ચંદ્રક' પણ મળ્યો હતો. કુમારોમાં ખૂબ લોકપ્રિય થયેલી. એ લેખમાળા પુસ્તક આકારે આપણને મળે છે. તેમાં હિંદના અનેક સ્થળે શ્રી. દેસાઇએ કરેલ પરિભ્રમણ ને ત્યાંથી કરેલ રસદર્શન તેમણે અહીં રજુ કર્યું છે. મધુકરની મારફત જનકલ્યાણ અર્થે તૈયાર થતું મધ મધપુડામાં સંગ્રહીત થાય તેમ આ પુસ્તક જનતા અને વાચકોને નિરોગી સુવાચ્ય વાચન સામગ્રી સંપડાવે છે.

**નવજીવન કાર્યાલય** તરફથી **'યંત્રની મર્યાદા'** (લેખકઃ શ્રી. નરહરિ દ્દા. પરિખ પૃ. ૧૬૦ કિં. એક રૂપિઓ) ની બીજી આવૃત્તિ સાત વર્ષે પ્રગટ થઇ છે. આ આવૃત્તિમાં સુધારા વધારા ઉપરાંત ગાંધીજીના યંત્ર વિષેનાં અત્યાર સુધીનાં લખાણો ઉમેરી દેવાયાં છે. 'રેંટીઓ અને અણુબોમ્બ' વાળા લેખમાં રેંટીઆ પાછળ રહેલી જીવનની ફીલસુફી સમજાવવામાં આવી છે.

યંત્ર આવ્યેથી દેશની ઉન્નતિ થઇ કે અવનતિ થઇ એ સમજવા માટે આ પુસ્તક માર્ગદર્શક બને તેવું છે.

**વડોદરાના ઓરીયેન્ટલ ઇન્સ્ટીટ્યુટ** તરફથી **'પ્રતાપસિંહરાવ ગાયકવાડ'** નામે પુસ્તક પ્રગટ થયું છે. આ પુસ્તકમાં મહારાજા ગાદી ઉપર આવ્યા ત્યાર પછી રાજ્યે કેટલી પ્રગતિ કરી અને પ્રજાના હિત માટે કેટકેટલા સુધારા અપાયા ને રાજકારોભારમાં કઇ રીતે આગેકૂચ થઇ એ હકીકત રજુ કરવામાં આવી છે. કારોબારીના અભ્યાસીઓએ અને લાયબ્રેરીઓએ પુસ્તક વસાવવા જેવું છે.

મુંબઇની પ્રકાશક સંસ્થા મેસર્સ વોરા એન્ડ કું. લી. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ તરફથી પ્રગટ થયેલ પુસ્તક '**પ્રભુનું ધન**' (પૃ. ૨૬૦ કિં. ૩–૦–૦) એ નામની નવલકથા, યુરોપભરમાં જાણીતી લેખિકા મેરી કોરેલીની લખેલ The Treasures of Heaven નો જાણીતા અનુવાદક શ્રી. **ચંદ્રશંકર પ્રાણશંકર શુકલે** કર્યો છે. મેરી કોરેલીની નવલકથાઓ લાખોની સંખ્યામાં ખપતી; ને આ નવલકથા પણ લાખોની સંખ્યાએ પહોંચેલી.

નવલકથામાં કરુણરસની છાયાવાળો શાંત સરળ રસ એકધારો વહી જાય છે. જીવનનું સુભગદર્શન કરેલ લેખકને જ્યારે જીવનના ઉંડાણમાંથી એવો કોઈ પ્રેરક સંદેશો મળ્યો હોય કે જે જનતાના હૃદય હચમચાવી મૂકે ને નવું માર્ગદર્શન ચીંધે એવો સંદેશો આ પુસ્તક દ્વારા લેખિકાએ વાચક જનતા સમક્ષ રજુ કર્યો છે. વાર્તાને ટુંકાવી હોવા છતાં અનુવાદકે એમાં રસની ક્ષતિ આવવા દીધી નથી. પુસ્તક દરેકે વાંચવા જેવું છે.

ગૂજરાતના જાણીતા કવિ '**અનામી**' નો બીજો કાવ્ય સંગ્રહ '**ચક્રવાક**' (પ્રકાશક: પટવા એજ્યુકેશન પબ્લીશીંગ હાઉસ, વડોદરા પૃ. ૧૦૮ કિં. ૨–૮–૦) ૭૦ પ્રેમકાવ્યોનો રસથાળ લઈને પ્રગટ થયો છે. આ સિત્તેર કાવ્યોમાં જૂના ઢાળના ગીત અને નવા યુગની કવિતાનું પ્રતિનિધિત્વ ધરાવતાં અગેય કાવ્યો પણ છે; જ્યારે થોડાં મુક્તકો પણ છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં જાણીતા વિદ્વાન વિવેચક શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રીવેદી લખે છે કે 'આ કાવ્યો વાંચતાં પહેલી છાપ કોઈ ચિન્તનશીલ વિદ્યાવાસંગીની નજરે પડે છે. સંગ્રહની શરૂઆતમાં પ્રેમનાં કાવ્યો છે, પણ તર્કશીલતા કરતાં લાગણીનો ઉદ્રેક ઓછો છે અને કાંઈક પ્રસ્તારનો શોખ પણ જણાય છે, પરંતુ સંસ્કારી ને પ્રવાહી ભાષામાં વિચારને પદ્યદેહ આપવાની કવિની શક્તિ ધ્યાન ખેંચે તેવી છે.' અમે આ સંગ્રહને આવકારીએ છીએ.

એવો જ બીજો કાવ્ય સંગ્રહ '**ઉર્મિલાનું સ્વપ્ન અને બીજાં કાવ્યો**' (પૃ. ૭૬ કિં. ૧–૦–૦) જૂની પેઢીના કવિઓ પૈકીના શ્રી. **ભાઈશંકર કુબેરજી શુકલ** (મોરબી કાઠીયાવાડ) નો પ્રગટ થયો છે. આ કાવ્યસંગ્રહ પીંગળને આધારે રચાયેલ કવિતાઓ રજુ કરે છે. સંગ્રહમાં શરૂઆતમાં લક્ષ્મણની પત્ની ઉર્મિલાનું લાંબું ખંડ કાવ્ય છે ને પાછળ બીજાં કાવ્યો આપ્યાં છે, જેમાંના કેટલાંક તો બહુ જ સામાન્ય કોટીનાં છે. વપરાયેલ સંસ્કૃત શબ્દોને બદલે ગુજરાતી સરળ શબ્દો સહેલાઈથી તેઓ મૂકી શક્યા હોત. કવિ ગુજરાતી સાહિત્યમાં ખૂબ જાણીતા છે ને તેમના કાવ્યો એક બે દશકા પહેલાં ખૂબ લોકપ્રિય થયેલાં. કવિની ઉતરતી અવસ્થાએ આપણને આ સંગ્રહ સાંપડયો છે એટલે તેમાં પહેલાંના જેટલું જોમ નથી દેખાતું.

બાળ સાહિત્યના જાણીતા લેખક શ્રી. **સોમાભાઈ હીરાભાઇ પટેલે** (સુણાવ આણંદ થઇ) બે બાળ પુસ્તકો '**બે આખ્યાનો**' (પૃ. ૬૨ કિંમત બાર આના) અને '**શીશુ રામાયણ**' (પૃ. ૫૨ કિં. ૦–૧૨–૦) આપણને સંપડાવ્યા છે. 'બે આખ્યાનો' માં સુદામા ચરિત્ર અને નળ દમયંતીનાં આખ્યાનો સરળ બાળભાષામાં વાર્તારૂપે રજુ કર્યાં છે જ્યારે 'શીશુ રામાયણ' માં રામાયણનો સાર બાળવાર્તા તરીકે આ પુસ્તકમાં આપેલો હોવાથી બાળકો સહેલાઈથી વાંચીને સમજી શકે તે રીતે રજુ થયું છે. બાળકોને આ બન્ને પુસ્તકો ઉપયોગી છે ને તેમને જરૂર ગમશે. આ બન્ને પુસ્તકોના સોલ એજંટ ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ છે.

ઉપલી સંસ્થા તરફથી શ્રી. **મનુભાઈ જોધાણીની** લખેલ વાર્તાઓનો સંગ્રહ '**સુન્દરીઓનો શણગાર**' (બન્ને ભાગ ભેગા પૃ. ૩૪૦ કિંમત રૂ. ચાર)ની નવી આવૃત્તિ પ્રગટ થઈ છે.

# નવાં ઉત્તમ પુસ્તકો

| | |
|---|---|
| સિદ્ધરાજ જયસિંહ (ભા. ૨) (ધૂમકેતુ) | ૪–૮ |
| વાતાયન ,, | ૨–૮ |
| વનરાજ ,, | ૧–૦ |
| હેમચંદ્રાચાર્ય ,, | ૨–૮ |
| પ્રદીપ ,, | ૩–૦ |
| ભગવાન પરશુરામ ( મુનશી ) ,, | ૫–૮ |
| રાજાધિરાજ : નવી આવૃત્તિ ,, | ૭–૦ |
| ભગવાન કૌટિલ્ય ,, ,, | ૪–૦ |
| અડધે રસ્તે ,, ,, | ૩–૮ |
| ગુજરાતનો નાથ ,, ,, | ૭–૦ |
| વેરની વસુલાત ,, ,, | ૬–૦ |
| રા. ગંગાજળિયો ,, ( મેઘાણી ) | ૩–૦ |
| વસુંધરાનાં વહાલાં દવલાં,, ,, | ૩–૦ |
| સત્યની શોધમાં ,, ,, | ૩–૦ |
| ઋતુગીતો ,, ,, | ૨–૦ |
| એશિયાનું કલંક સચિત્ર,, ,, | ૨–૮ |
| સોરઠી સંતવાણી ,, ,, | ૩–૦ |
| સૌ. રસધારભા. ૧–૨–૩–૪–૫ મેઘાણી | ૧૩–૦ |
| સોરઠી વિભુતિઓ (મનુભાઇ જોધાણી) | ૨–૪ |
| કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ ,, | ૨–૮ |
| કુમારોની પ્રવાસકથા ,, | ૧–૮ |
| સુન્દરીઓનો શણગાર (ભા. ૧–૨ સાથે) | ૪–૦ |
| પારકા ઘરની લક્ષ્મી ( જયભિખ્ખુ ) | ૩–૮ |
| જવાંમર્દ ભા. ૧ ,, | ૧–૪ |
| એક કદમ આગે (જવાંમર્દ ભા. ૨) ,, | ૧–૪ |
| ઝાંસીરાણી ઝીન્દાબાદ ,, | ૨–૮ |
| નરકેશરી વા નરકેસરી મગધરાજ ,, | ૪–૮ |
| ભગવાન્ ઋષભદેવ ( જયભિખ્ખુ ) | ૪–૮ |
| વીરધર્મની વાતો ( જયભિખ્ખુ ) છપાય છે. | |
| સોલોમનનો ખજાનો ભા. ૧–૨ | ૩–૪ |
| મેડમ ક્યુરી ( ડૉ. નરસિંહ શાહ ) | ૨–૦ |
| આપણા ગાંધીજી ( પુરાતન બુચ ) | ૧–૦ |
| વિદ્યાર્થી વાંચનમાળા શ્રેણી ૬ ઠ્ઠી | ૪–૦ |
| ,, ,, ૭ મી. | ૪–૦ |
| ,, ,, ૮ મી | ૪–૦ |
| તીર્થસલીલ ( દિલીપકુમાર રોય ) | ૪–૪ |
| પિતાજીનો વનપ્રવેશ અને બીજી વાતો ( પૂર્ણાનંદ ભટ્ટ ) | ૩–૦ |
| પ્રેયસી ભા ૧–૨ | ૬–૦ |
| સુભાષચંદ્ર બોઝ | ૨–૮ |
| ત્રિભેટો (બીજી આવૃત્તિ) ( ધૂમકેતુ ) | ૩–૦ |
| બે. સાવરકર ચરિત્ર [ ૨૦ ફોટાઓ ] ( અનુવાદક : અનંત ગોવિંદભાગવત.) | ૧૦–૦ |
| શિશુ રામાયણ ( સોમાભાઈ કિ. પટેલ ) | ૦–૧૨ |
| બે આખ્યાનો ,, ,, | ૦–૧૨ |
| સાહિત્યવિચાર ( આનંદશંકર ધ્રુવ ) | ૫–૮ |
| કાવ્ય તત્ત્વવિચાર | ૪–૮ |
| લક્ષ્મીની પરીક્ષા અને ગૃહપ્રવેશ ( ઠાગોર–નગીનદાસ પારેખ ) | ૨–૦ |
| પહેલો ફાલ ( ધનસુખલાલ ) | ૪–૪ |
| ધર્મોનું મિલન ( રાધાકૃષ્ણ ) | ૫–૦ |
| જૈન બાળગ્રંથાવલી શ્રેણી ૧ લી | ૩–૦ |
| પુત્રજન્મ ( આચાર્ય ) | ૪–૮ |

: છપાય છે :

સિદ્ધરાજજયસિંહ ભા ૩ જો ( ધૂમકેતુ )
પ્રતિબિંબ ( ધૂમકેતુ )
જનેતાનાં દર્દો ( જટુભાઈ વૈદ )
બુદ્ધચરિત ( ન. ભો. દિવેટિયા,
કેટલીક વિભૂતિઓ ( મુનશી )
નરસૈયો ભકત હરિનો ,,

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** ગાંધી રસ્તો : અમદાવાદ

# સ્ત્રી જીવન

વર્ષ આઠમું : ભાદરવો ૨૦૦૩ : સપ્ટેમ્બર ૧૯૪૭ : અંક ૧૧મો


## ભારતીય ધ્વજગીત



જય જય જય ધ્વજ ભારતીય,
અશોક-ચક્ર-સુદર્શન-અંકિત;
જય જય જય.

ઔર તમસા આઝાદી કી,
દર્શન સે દિલભર બઢ જાતી,
શાંતિ કી સુષમા લહરાતી;
જય જય જય.

સ્વતંત્ર ભારત-રાષ્ટ્ર-વિભૂતિ,
પ્રાચીન સંસ્કૃતિયોંકી ચૂતિ,
માતૃભૂમકી ચેતનમૂર્તિ;
જય જય જય.

માનવતા કે મંત્ર સૂના કર,
સભ્ય, ખડા, નિર્ભય સૈનિક કર,
ઉન્નત ફરક રહા ગૌરવભર;
જય જય જય.

કેસરી ત્યાગ વિનમ્ર મનાતા,
વર્ણ-સુસંગતિ શ્વેત બતાતા,
જન્મભૂમિ સાબ્હરા સુહાતા;
જય જય જય.

વિઘ્ન હજારોં સે, વિદ્રોહી,
ક્યોં ન કરે, ચાહે સૌ ઓહી,
કભી ન ઝૂકનેવાલા વોહી;
જય જય જય.

નિદોપો કે કટે સિરાસે,
સિંચિત હો અભિનવ રૂધિરોંસે,
દિગંત યશ સમર્પણ રૂધિરોંસે;
જય જય જય.

યહ 'જયહિંદ' પુકાર રહા હૈ,
પ્રાણોં તક બલિ હો કર ચાહે,
ઉનકી શાન સદૈવ નિબાહેં;
જય જય જય.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

શાળાની યુવાન શિક્ષિકાની



# આઠમી જૂન

મૂળ લેખક
**શ્રી. ખાંડેકર**

*

શાળાના ઘંટનો ખણખણતો ને કર્ણકટુ અવાજ વર્ગમાં બેઠેલી બાળાઓને વિલક્ષણ રીતે મધુર લાગ્યો. સર્વની મુખમુદ્રા પર હાસ્યરેખા રમવા લાગી. સર્વ જણે હાથમાંનાં પુસ્તકો થેલીમાં ભરવા માંડયાં, બાંકડા નીચેની ચંપલો પગમાં સરકાવી, અને—તેઓ સૌ વર્ગની બહાર નીકળી ગયાં હોત; પણ મહેતીજી હજી ખુરશી પરથી ઊઠ્યાં નહોતાં એ વાતનું તેમને તત્ક્ષણ ભાન થયું. તેમની ચોતરફ ફરતી નજર ક્ષણમાત્રમાં સ્થિર થઈ ગઈ. બગીચામાં ઊડી રહેલાં અસંખ્ય પતંગિયાનું હલનચલન એકાએક સ્થંભી ગયાનો સુધાને ભાસ થયો.

તે ખુરશી પરથી ઊભી થતાં હસતે મુખે બોલીઃ "ચાલો ત્યારે, હવે આપણે પાછાં સો મળીશું..."

એક ધીટ છોકરીએ તેનું અધૂરું વાક્ય પૂરું કર્યુંઃ "આઠમી જૂને!"

સુધા હસી. હસતીહસતી બહાર જતી બાળાઓને જોઈ તેના મનમાં થતું હતું—પાંજરાનું દ્વાર ઉઘાડતાં કબૂતરો આ જ પ્રમાણે બહાર દોડી જતાં હશે, નહિ? લીલી લીલી સાડીઓ, કાળા ચમકતા કેશકલાપો, ગુલાબી ફૂમતાં, ભૂરા જાંબુડા ફ્રૉક—જાણે નર્તન કરતાં ઇન્દ્રધનુષ્યો જ બહાર જઈ રહ્યાં હતાં.

છેવટની છોકરીએ જતાંજતાં પાછું ફરીને જોયું અને હસતી હસતી બોલીઃ "આવજો, હં બાઈ!"

'બાઈ!' પાંચ વર્ષથી પ્રતિદિન કાને પડતો, આ શબ્દ સુધાને આજના જેટલો ક્યારેય ખૂંચ્યો નહોતો.

તેણે સહજ પોતાની પાસેનું પાકીટ ઉઘાડી અંદરના અરીસામાં પોતાનું પ્રતિબિંબ નિહાળી લીધું. તેને મનમાં થયુંઃ આપણી ભાષા જ વિચિત્ર! પચ્ચીસ વર્ષની યુવતી શિક્ષિકા થઈ એટલે શું તેને 'બાઈ' તરીકે સંબોધવી? છી! શબ્દકોષની નવી આવૃત્તિના પ્રકાશન વખતે સંપાદકને લખવું જોઈએ કે 'બાઈ' શબ્દનો અર્થ 'ચાલીસી વટાવી ચૂકેલી સ્ત્રી' એમ સ્પષ્ટ પ્રગટ કરવો.

સુધા વર્ગમાંથી બહાર આવી ત્યારે શાળાનું મોટું મેદાન નાનીમોટી બાળાઓથી ઉભરાતું હતું. એકમેકની સાથે વાતો કરતી, ઝડપથી દરવાજા બહાર જતી બાળાઓને જોઈ તેને પોતાની બાલ્યાવસ્થાનું સ્મરણ થયું; નાનપણમાં રજા મંડ્યાનો પોતાને પણ કેવો વિલક્ષણ આનંદ થતો હતો!

પણ આજે સવારે ઊઠતાંની સાથે કૅલેંડરની તારીખ બદલવા પોતે હાથ લંબાવ્યો ત્યારે-યે કેમે કરી બાવીસમી એપ્રિલનું પાનું ફાડવું તેને ગમ્યું હતું. બાવીસ એપ્રિલ શું, તેવીસ એપ્રિલ શું, કે ચોવીસ એપ્રિલ શું...બધા યે દિવસો સરખા, એવું જ કંઈક તેના મનમાં થઈ આવ્યું.

પોતે મોં ધોવા બહાર આવી ત્યાં જ કોયલનો ટહૂકાર તેને કાને અથડાયો. મોં ઊંચું

કરી જોયું તો પેલી તરફના આંબાની ડાળે બેઠીબેઠી તે ટહુકતી હતી. અને આંબાની ડાળને હિંડોળે ઝૂલી રહેલી આંકડી છટાવાળી નાની-નાની કેરીઓ પણ કેવી સુંદર દેખાતી હતી!

પોતે મનમાં બોલી: 'ખરેખર બધા ય દિવસો સરખા નથી હોતા. આ તો વસંત શરૂ થઈ ચૂકી!'

શાળામાંથી ઘેર પાછા ફરતી વખતે ઉપરનું નિરભ્ર આકાશ પણ સુધાને વસંતાગમનની વાતો કહી રહ્યું હતું. ઘેર આવી તે તાળું ઉઘાડતી હતી ત્યાં જ પડોસમાંની નાની નીનાએ દોડી આવી પ્રશ્ન કર્યો: "લો, સુધાબહેન, કરમદાં જોઈએ છે તમારે?" તે સાંભળીને ય સુધાને થયું હતું કે નીના પણ વસંતનાં વધામણાં આપી રહી છે.

નીનાના હાથમાંનાં બે કરમદાં લઈ મોમાં મૂકતાં સુધાએ ઓરડી ઊઘાડી. સામે જ કૅલૅંડર હતું. તે જોઈ તેને થયું, રાજદરબારના છડીદાર પેઠે કૅલૅંડર પણ તેવીસ એપ્રિલની છડી પોકારી રહ્યું છે!

મોંમાંનાં કરમદાંનાં બી હાથમાં લઈ તે ફેંકવા માટે તે બારી પાસે આવી. તેને વિચાર આવ્યો–કરમદાંનો આવો સુંદર કાળો રંગ અને ખટમધુરો સ્વાદ હોવા છતાં યે તેના ગર્ભમાં રહેલાં બીને તેનો શો લાભ સાંપડે છે? તેનું અંતર કહી રહ્યું હતું–પોતાનું જીવન પણ આ બીઓ જેવું નથી શું? પોતાની આસપાસ............

ટેબલ પરનાં પુસ્તક પ્રત્યે તેની નજર ગઈ. પાંચ વર્ષ પૂર્વે કેટલા ઉત્સાહથી તે ટેબલ પાસેની ખુરશી પર બેઠી હતી! નાના વયની બાળાઓનાં જીવનમાં પરિવર્તન પ્રગટાવનારાં પવિત્ર કાર્યનો પોતે અંગીકાર કર્યો છે એવી સબળ શ્રદ્ધાથી તેણે પોતાના કાર્યની શરૂઆત કરી હતી. પુસ્તકો વાંચવાં, નોટ્સ તૈયાર કરવી, મહાન સ્ત્રીઓનાં જીવનચરિતો વર્ગની છોકરીઓ સમક્ષ વહેતાં મૂકવાં, વાદવિવાદ માટે ભાષણો તૈયાર કરવાં–કામની કેવી પરંપરાઓ વચ્ચે તેનું પ્રથમ વર્ષ પૂરું થયું હતું! પરંતુ પ્રથમ વર્ષની મીઠાશ બીજે વર્ષે રહી નહિ; ત્રીજે વર્ષે તેને થોડોક કંટાળો આવ્યો; ચોથે વર્ષે 'તમને કંઈ જ બીમારી નથી' એવું ડૉક્ટરે ગાઈબજાવીને કહ્યા છતાં યે તે વચ્ચેવચ્ચે ટૉનિક લેવા લાગી; અને અત્યારે પણ........

અનેક વખત વર્ગમાં શિખવતી વખતે તેને વચ્ચેવચ્ચે એવો ભાસ થવા લાગ્યો હતો કે, પોતે કોઈક મંદિરમાં બેઠીબેઠી કોઈ અદૃશ્ય દેવતાને અભિષેક કરી રહી છે અને જેનો અર્થ પોતાને ન સમઝાય એવું સ્તોત્ર ગણગણી રહી છે; સાંજે શાળા છૂટ્યા પછી તેને કદીકદી મનમાં એમ પણ થતું કે પોતાની અને સામેની મિલમાં કામ કરનારી સ્ત્રીઓ વચ્ચે શો ફેર છે? તેઓ સાતે છૂટે છે ને પોતે પાંચે, એટલો જ માત્ર ફરક!

ફરી પાછું આઠમી જૂને શાળામાં પોતાનું છઠ્ઠું વર્ષ શરૂ થવાનું. એવાં કેટલાં વર્ષો પોતે વીતાવશે? વર્ષો વીતતાં કેદીના છુટકારાની આશા બળવાન બની જાય છે; પરંતુ સમાજના નિરપરાધ કેદીની દશા આથી ઊલટી જ હોય છે.

કૅલૅંડર પાસે જઈ તે આગલી તારીખો ઉથલાવવા લાગી. ચોવીસ એપ્રિલ, પચ્ચીસ એપ્રિલ......સાત મે, આઠ મે, નવ મે...... પાંચ જૂન, છ જૂન, સાત જૂન! અરે બાપ રે! પિસ્તાળીસ દિવસ! અને એ દિવસો યે કંઈના થોડા જ છે? ભર ઊનાળાના! મળસકાના સાડા પાંચથી જ પ્રભાતનાં પગલાં મંડાય; અને સંધ્યાસમયે સાંજે સાડા સાત સુધી સંધ્યાના રંગફુવારાઓ ઊડતા રહે. પ્રિયતમ ચુંબન લઈ વિદાય થઈ ગયા છતાં યે જેમ પ્રિયતમાનાં મનમાં તેના મધુર તરંગો......

સુધા કૅલૅંડર પાસેથી ચમકીને દૂર હટી ગઈ. પોતાના મનમાં ઉપસ્થિત થયેલી આ

ઉપમાથી તેને આશ્ચર્ય થયું. તેનું મન કહેતું હતું: 'એમાં એવું તે શું છે? આવી ઉપમા ઉદ્‌ભવે એવું જ તારું વય છે. તું શિક્ષિકા છે એ ખરૂં, પરંતુ શિક્ષિકા એટલે કંઇ યોગિની નહિ.'

અને તેના પૂર્ણ સમાધાનાર્થે તેનું બાહ્ય મન બોલ્યું: 'હમણાંની તું બહુ વાર્તા નવલકથાઓ વાંચવા લાગી છે ને! તેમાંની જ કોઇક ઉપમા હશે આ! પરમ દિવસે જ તેં પેલી 'સ્નેહયજ્ઞ' ફરી નહોતી વાંચી? તેમાં...'

તેણે બારી બહાર નજર નાંખી. ટપાલી સામેની ચાલમાં પ્રવેશી રહ્યો હતો. તેને જોતાં જ બીજે માળે ઊભેલી એક યુવતી ઝડપથી દાદર ઉતરતી નીચે આવવા નીકળી. સુધાને તરત જ યાદ આવ્યું કે ગયા માઘ માસમાં જ તેનું લગ્ન થયું હતું. ત્રણચાર દિવસ સુધી લાગલાગટ પોતે સામે રસ્તા પર ઊભા કરેલા લગ્નમંડપમાંથી જતાં આવતાં પસાર થઇ હતી! અને લગ્નનું મુહૂર્ત વહેલી સવારનું હોવા છતાં શાળાનાં કંઇ કામનું બહાનું કાઢી પોતે ત્યાં જવાનું ટાળ્યું હતું!

જાણે ટપાલીના હાથમાંથી પત્ર ઝૂંટવી લેતી હોય તેમ સુધાએ તેને પત્ર લેતી જોઇ. તે જ ક્ષણે તેના ગાલ પર ગુલાબ ખીલી ઊઠ્યાં હતાં. તેના પતિનો જ તે પત્ર હોવો જોઇએ!

વિષણ્ણ મને તે ટેબલ પાસે આવી બેઠી. તે પોતાને જ કહી રહી હતી 'મહિનાના મહિના વીતી જાય તો યે ટપાલીને પોતાને બારણે કદી થોભવું પડતું નથી. અને પોતાને પત્ર લખે એવું યે કોણ છે? મા બિચારી ગામડામાં રહી. તેને કંઇ લખતાં આવડતું નથી. દર મહિને દસ રૂપિયાની મનીઓર્ડરની પહોંચ બદલ મળતો માના અંગૂઠાની છાપવાળો કાગળનો ટુકડો એ જ માત્ર પોતાનો પત્રવ્યવહાર! શરૂ શરૂમાં તો કોલેજમાંની કેટલીક સખીઓના પત્રો મળતા હતા; પરંતુ જેમનાં લગ્ન થઇ ચૂક્યાં હતાં, તેઓ પોતાના સુખમાં સંતાઇ ગઇ હતી અને જેમનાં નહોતાં થયાં તેમનામાં નીરસતા વ્યાપી ગઇ હતી. મેળવી મેળવીને યે શું મેળવ્યું?' તેણે એક નિશ્વાસ નાખ્યો.

તેને કોલેજના દિવસોનું સ્મરણ થયું. પી વખતે તેને ત્રણ ચાર છોકરાઓના પ્રેમપત્રો મળ્યા હતા. તેમના તે તોફાનના ઉત્તરરૂપે તેણે તે પત્રોના ટુકડા કરી આભાર તેમને પાછા સોંપ્યા હતા. આજે કોઇ એવા પત્રો પોતાને લખે તો? તો શું તે પોતે ફાડી નાંખશે!

એક્સરસાઇઝ બૂકો તપાસવી એ જીવન નથી. અગિયારથી પાંચ નાનીનાની છોકરીઓ સમક્ષ 'પોપટપંચી' કરતાં બેસવું એ પણ કંઇ જીવન નથી. કોલેજમાંના પેલા સુરેન્દ્રની માગણીનો તે વખતે સ્વીકાર કર્યો હોત તો!

તો દર વર્ષે જૂનથી એપ્રિલ એક્સરસાઇઝ બૂકો તપાસતાં પોતાના હાથ કોઇના ધોતિયાની નાજુક કહ્લી કરી મૂકવામાં અથવા તો કોઇ સુંવાળા રૂપાળા બાળકના કપાળે કુમકુમનું ટપકું કરવામાં રોકાઇ ગયા હોત.

તેણે અસ્વસ્થતાથી પાછળ જોયું. કેલેન્ડરમાંની તેવીસ એપ્રિલ પુનઃ નજરે ચઢી. તેને આઠમી જૂન યાદ આવી. પિસ્તાળીસ દિવસ! પ્રત્યેક દિવસના ચોવીસ કલાક...પ્રત્યેક કલાકની સાઠ મિનીટો...અને પ્રત્યેક મિનીટની સાઠ સેકંડો...શી રીતે આ સમય વીતાવવો?

તે ઘડિયાળ પ્રત્યે જોવા લાગી. ટક્... ટક્......ટક્...ટક્ અવાજ તેના કાનમાં ઘૂમવા લાગ્યો. તેને તે ઘણના ઘા સમ લાગ્યો.

તેણે ટેબલ તરફ જોયું. બરાબર ગધ્યમાં જ તેનો ફોટો હતો. તે શિક્ષિકા થઇ તે વખતે તેણે તે જાણી જોઇને જ પડાવેલો. જમણા હાથમાંની જાળીવાળી થેલીમાંથી બહાર ડોકાતાં તે પુસ્તકો, ડાબા હાથ પરની કાંડાઘડિયાળમાં 'ટાઇમ' જોતી તે એંટદાર મુખમુદ્રા—

તે ફોટા પર તેને એવો કાળ ચડયો કે

તે જ ક્ષણે તેણે હે પોતા તરફ ખેંચી લીધો અને ટેબલનું ખાનું ખેંચી તેને અંદરના ભાગમાં ધકેલી દીધો.

ટક્...ટક્......ટક્...ટક્નો કટકટીઓ અવાજ પુનઃ તેના કાનમાં ઘુમવા લાગ્યો. તેને થયું, અતિવિચારે તેનું મન નબળું પડી ગયું છે. તેને જ કારણે ઘડિઆળની કટકટ.........

ફરી કંઈક ઠકઠક અવાજ થયો ત્યારે જ તેનું ધ્યાન બારણા તરફ ખેંચાયું. તેણે દ્વાર ઉઘાડતાં જ જોયું કે તેની સમક્ષ ટપાલી કાગળ ધરીને ઊભો હતો.

પોતાનો પત્ર!

તેને કપાળે કરચલીઓ પડી. ઘણું કરીને માનો પત્ર હશે. કોઈને હાથેપગે પડી તેણે પત્રમાં લખાવ્યું હશેઃ 'આ રજામાં તો ચોક્કસ ઘેર આવજે. દિવાળીમાં નહોતી આવી તેથી મને ખૂબ ખોટું લાગ્યું છે.'

પોતાની પુત્રીને જોવાની અને પાસે રાખવાની માને ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે. પરંતુ ગામડા—ગામમાં પુત્રીનો વખત શી રીતે વીતે? 'પુસ્તકો' સિવાય બીજાં વર્તમાનપત્રનાં દર્શન પણ દુર્લભ. મોંએ લગાડવાનો પાઉડર પૂરો થતાં લોટ લગાડયા સિવાય ગતિ નહિ.—ને માની તબિયત બગડતાં પોતે ચૂલો ફૂંક્યા સિવાય બે કોળિયા યે પેટમાં ન પડે.

મનમાં ફરતા આ વિચારચક્રની સાથેસાથે સુધાની આંખો પત્રની લીટીલીટીએ દોડતી હતી. નજર નીચે પહોંચતાં જ તેણે વાંચ્યું: 'તારી કુંદન.'

તેને વિલક્ષણ સંતોષ થયો. ઉતાવળી ઉતાવળી ઓરડીમાં આવી. તેણીસમી એપ્રિલની તારીખને પત્ર બતાવતાં તે બોલીઃ "હવે દોઢ મહિનો અહીં તારું જ રાજ્ય! હું તો આવીશ હવે આઠમી જૂનની સવારે!"

*

કુંદનને ત્યાં આવી ત્યારથી સુધાને કેવું મોકળું મોકળું લાગતું હતું? જાણે પાંજરામાંથી મુક્ત થયેલું કોઈ પંખી ઝાડની એક ડાળેથી બીજી ડાળે અને બીજીથી ત્રીજીએ અમસ્તું ચાંચ મારતું ઊડી ન રહ્યું હોય!

કૉલેજમાં કુંદન તેની જીવજાન બહેનપણી હતી. છેલ્લાં પાંચ વર્ષમાં બન્નેને મળવાની એક પણ તક સાંપડી નહોતી એ પણ આ આનંદનું એક મુખ્ય કારણ હતુંઃ પરંતુ તેથી યે મોટું એવું એક કારણ એ હતું કે સુધા એક સુખી સંસાર જોઈ રહી હતી.

કુંદનની ઓરડી તેની ઓરડી જેવડી જ હતી. પરંતુ આ ઓરડીમાંના ટેબલ પર કુંદન અને ભાસ્કરનો એક સુંદર ફોટો, કાગળના પુષ્પગુચ્છાવાળી એક ફૂલદાની, કાવ્યનવલકથાના પુસ્તકો અને કુંદનની કેશભુષાની વસ્તુઓ સિવાયની બીજી વસ્તુઓનું સ્થાન નહોતું. એક્સરસાઇઝ બુકો, નોટ્સનાં પુસ્તકો, ચપ્પુ, રબર, લાલભુરી પેન્સિલો અને ભુરી ને લાલ શાહીના ખડિયાઓ જેવી વસ્તુઓ ત્યાં વેરણ-છેરણ પડી નહોતી! ટેબલ જોઈ સુધાને કોઈ વેરાન વનવગડામાંથી બગીચામાં આવ્યાં જેવું થયું. તે મનમાં બોલીઃ "ખરેખર, કુંદન મહાભાગ્યશાળી છે."

અને સવારથી સાંઝ સુધી કુંદન અને ભાસ્કરના સહવાસમાં તેણે ઓછામાં ઓછું દસ વાર ઊપર્યું વાક્ય મનમાં ન ઉચ્ચાર્યું હોય એવો એક પણ દિવસ તે પછીનાં સવા મહિનામાં પસાર થવા પામ્યો નહતો.

એક દિવસ કુંદનને ઠીક નહોતું એટલે સુધા સવારે એકલી જ ફરવા ગઇ. ચહા કરવાની હોવાથી તે વહેલી જ પાછી ફરી. ભાસ્કરને વહેલા ઉઠવાની ટેવ નથી એ વાત તેના ધ્યાન બહાર નહોતી. પણ ઘેર આવીને જુએ છે તો ભાસ્કર કુંદનની પથારી પાસે બેસી તેને ચહા લેવાનો આગ્રહ કરી રહ્યો હતો. કુંદન ઊઠવા માટે આનાકાની કરી રહી હતી.

અંતે તેણે કહ્યું: "નાનાં છોકરાંને ખોળામાં લઈ દૂધ પાવામાં આવે છે એમ જ મારે તને ચહા પાવી પડશે, સમજી!"

સુધાએ આ જ ક્ષણે ઓરડીમાં પ્રવેશ કર્યોથી ભાસ્કર ઊઠી ગયો; નહિતર તેણે તે નવો પ્રણયપ્રયોગ અજમાવી યે જોયો હોત. ભાસ્કર હસતો હસતો બહાર જતો રહ્યો. કુંદન ઊઠી ખરી, પણ તે રોતલ મુખમુદ્રાએ જ. સુધાને વિચાર આવ્યો, કુંદન ભારે નાટકી છે! અત્યારના આ રસિક બનાવ બદલ પોતે મશ્કરી ન આરંભે એ ખાતર તે માથું દુઃખવાથી એકદમ ત્રાસી ગયાનો આબાદ ડોળ કરી રહી છે!

તેમની સાથે સિનેમામાં જતાં યે સુધાને આવો અનુભવ થતો. તેથી પડદા પરનું ચિત્ર જોવા કરતાં આ ચિત્ર જ જોવામાં તેને અધિક આનંદ આવતો. આ ચિત્ર મૂક હતું એ ખરું, પણ નાનીનાની અને નાજુક મઝાઓને લીધે તેની મીઠાશ ઓર વધી જતી. એક વખત કુંદનને થિએટરમાં ઉધરસ આવી. તરત જ ભાસ્કરે પોતાના ગજવામાંથી એક લવંગ કાઢી આપતાં કહ્યું: "જો, આ મારી પાસે એક જ લવંગ છે હં! અને મને ય ઉધરસ આવવાનો સંભવ છે! દાંતેથી તોડીને અર્ધું તું લે, ને અર્ધું મને આપ!"

કુંદનને હમણાંની આધુનિક પધ્ધતિએ સાડી પહેરતી જોઈ સુધાને આશ્ચર્ય થયું. ટોસ્ટેલમાં તે હંમેશાં કહેતી કે, "હું તો મારે સનાતની છું. મને આવાં જાતજાતનાં નખરાં નથી ગમતાં!" તેના તે વાક્યનું સ્મરણ થતાં સુધાએ જ્યારે તેને આ બાબતનો પ્રશ્ન કર્યો ત્યારે તેણે હસીને ઉત્તર આપ્યો: "મને તો હજી યે આ નવી પધ્ધતિ પસંદ નથી!"

"તો પછી—"

"તદ્દન ખરું કહું છું."

"તું ભારે તોફાની છે, હં સુધા!"

"ને તું? તું ભારે લુચ્ચી થઈ ગઈ છે. તને એ રીતે પહેરવું ગમવા લાગ્યું છે એવી સાદી સીધી વાત પણ કબુલ કરવા તું તૈયાર નથી!"

"ખરે જ મને આ જરા યે ગમતું નથી. પણ—" કુંદન શરમાઈ ને બોલતાં બોલતાં અટકી. એક જ ક્ષણમાં તેના ગાલ પર જે એક ગુલાબી છટા ચમકી ગઈ તે જોતાં સુધાને થયું–સંસાર પ્રાતઃકાળ સમો પ્રસન્ન ભાસે છે અને પત્નીના મુખકમળ પર રક્તવર્ણું પ્રભાત પ્રસરેલું રહે છે તેનું કારણ પતિના પ્રેમમાં જ હોવું જોઈએ.

કુંદન આગળ કશું જ બોલી નહિ; પરંતુ ભાસ્કરના શોખને સંતોષવા ખાતર જ તેણે સાડી પહેરવાની આધુનિક પધ્ધતિ અખત્યાર કરી હોવી જોઈએ એ સ્પષ્ટ દેખાઈ આવતું હતું.

એક દિવસ સુધાને કુંદનના ટેબલ ઉપર મૂકેલી પોતાની કાંસકી જડી નહિ. ઉતાવળમાં ભૂલથી કુંદને તે લીધી હશે એમ ધારી તેણે ટેબલનું એક ખાનું ઉઘાડ્યું. કાંસકી તો તેમાં નહોતી પણ બીજી કેટલીક પરચુરણ વસ્તુઓ તેમાં હતી. સાથે એક પત્ર પણ હતો. સુધાની જીજ્ઞાસા જાગ્રત થઈ. તેણે પત્ર નીચેની સહી વાંચી જોઈ–'તારો જ ભાસ્કર.' તે પત્ર વાંચવાની ઈચ્છા રોકવાનું તેને માટે અશક્ય બન્યું.

પત્ર વાંચી રહેતાં તેણે આસપાસ નજર નાંખી જોઈ. બહેનપણી પર આવેલો પ્રેમપત્ર વાંચવો એ એક અપરાધ નહોતો તો હતો જ; પણ—

સુધા મનને મનાવતી હતી: 'કુંદનને એકાદ નાનું બાળક હોત તો શું પોતે તેને ચૂમ્યા વગર રહી હોત ખરી? આ પત્ર પણ તેવો જ છે ને! તેના પર કુંદનનો હક્ક હશે એ ખરું; પણ એનો અર્થ એવો નથી થતો કે તે પોતે તે ન વાંચી શકે!'

ચાંદનીના સમુદ્રમાં તરંગની પેઠે તરી રહ્યા જેવું જ કંઈ તેને પત્ર વાંચીને થયું. તેમાંનાં બે ત્રણ વાક્યો તો રહીરહીને તેના સ્મરણપટ

પર રમવા લાગ્યાં. ત્રણેક માસ પૂર્વે કુંદન પિયર ગઈ હતી ત્યારે ભાસ્કરે તે પત્ર તેને લખ્યો હતો. પત્રમાં તેણે એક રસિક ઝઘડો કર્યો હતો. તેણે લખ્યું હતું: "કુંદન, એક ને એક બે એવું તો નાનપણમાં માસ્તરે મને શિખવ્યું હતું; પણ તે તદ્દન ખોટું છે. મારો અત્યારનો અનુભવ એવો છે કે એક ને એક મળતાં આખું જગત થાય છે; અને તેમાંના એકની ઊણપે બીજા એકની કિંમત શૂન્ય બની જાય છે!"

ભાસ્કર કોઈ બૅંકમાં નોકરી કરતો હતો તેથી તેણે તેનો પ્રેમ પણ સરવાળા બાદબાકી રૂપે જ વ્યક્ત કર્યો હતો. સુધા મનમાં બોલી: 'પ્રેમનું આ ગણિત કેટલું મધુર છે! અને હું જે ગણિત વર્ગમાં શિખવાડું છું તેનાં ઉદાહરણો!—'અ' અને 'બ' ભેગા મળી એક કામની શરૂઆત કરે છે. થોડા દિવસ બાદ 'બ' તે કરવું બંધ કરે છે! છી! છી! છી! કુંદન ખરે જ ભાગ્યશાળી છે. તેના ભાગ્યબળે જ તેને આવો પ્રેમાળ પતિ પ્રાપ્ત થયો છે!'

એક મહિના સુધી તે કુંદન અને કુંદનના ભાગ્ય પર પ્રશંસાનાં પુષ્પો પાથરી રહી. અંતે તેને એમ લાગવા માંડ્યું કે પોતાના મનની આ પ્રશંસાને કુંદન સમક્ષ શબ્દમાં વ્યક્ત કર્યા સિવાય તેને ચેન પડશે નહિ. એક દિવસ વાતચીતના વહેતા પ્રવાહમાં તેણે કહી નાખ્યું: "કુંદન, તું મહાભાગ્યશાળી છે!" પોતાના આ શબ્દો સાંભળી કુંદન હસશે એવી તેની કલ્પના હતી. પણ કુંદને તો તેના તરફ વિચિત્ર નજરે જ જોયું. તે ઉત્તરરૂપે કંઈક બોલવા જતી હતી ત્યાં તો ભાસ્કરે હાથમાં એક પત્ર સાથે પ્રવેશ કર્યો. તે પત્ર કુંદનની માસીની છોકરીનો હતો. મંજુએ કુંદનને લખ્યું હતું: "કાલે ને કાલે જ તારે મારી પાસે આવવું પડશે. એક ઘણું મહત્ત્વનું કામ છે. ભાસ્કરરાવ પાસેં ખાસી પંદર દિવસની રજા લઈને આવજે. રજા સિલક ન હોવાનું કહે તો કોઈ ડૉક્ટરનું સર્ટિફિકેટ તેમની પાસે રજૂ કરજે. સર્ટિફિકેટના પૈસા હું આપીશ, પણ ગમે તેમ કરી તારે આવવું તો પડશે જ. મારા ગળાના સોગંદ છે તને!"

કુંદન જવાની તૈયારી કરવા લાગી. તે સુધાને સાથે આવવા કહી રહી હતી; પણ મંજુને સુધા ઓળખતી ન હોતી એટલે પારકાંને ઘેર જવું તેને ઠીક ન લાગ્યું. તેણે કુંદનને કહ્યું: "નહિ તો યે હું પાંચ છ દિવસ પછી તો જવાની જ હતી. હવે ચાર દિવસ વહેલી જઈશ!"

કુંદનની રજા લેતાં સુધાએ તેને કહ્યું: "કેટલા આનંદમાં અહીં મારો વખત વીત્યો! તેની યાદગીરી તરીકે—" જરા અટકી તેણે કુંદનને પૂછ્યું: "તારા ટેબલ પર તમારા બન્નેનો ફોટો છે ને, તેની એકાદ વધારાની પ્રત છે?"

કુંદને નકારમાં માથું હલાવ્યું. સુધા વિચારમાં પડી. તે જોતાં કુંદને કહ્યું: "શું તારે તે ફોટો જોઈએ છે? ખુશીથી લઈ જા ને! હું તો તે ટ્રંકમાં જ મૂકી દેવાની હતી!"

*

ઘેર આવ્યા પછી યે સુધાએ કૅલેંડર પરની તેવીસ એપ્રિલની તારીખ બદલી નહિ. તે મનમાં બોલી—"સાતમી જૂન સુધી ભલે રહી એની એ જ તારીખ—કંઈ બદલવી નથી!"

પુનઃ તેનું એકાકી જીવન શરૂ થયું. કુંદનના ઘરના નવા અનુભવે તેને તે અધિક જ કંટાળાભર્યું લાગ્યું. સવારે ઉઠવાનું, એક જ કપ ચહા કરી એકલાં જ પીવાની, ભોજનગૃહમાંથી ભાણું આવતાં એકલાં જ જમવાનું, એકલાં ફરવા જવાનું....આ એકલતાની આગ તેને અસહ્ય થઈ પડી. તેણે નવાંનવાં પુસ્તકો વાંચવા માટે લાવી જોયાં; પરંતુ કોઈપણ પુસ્તકનાં પાંચદસ પાનાં વાંચતાં જ તેને કંટાળો ઉપજતો, એટલે પુસ્તક તેમને તેમ જ બંધ કરી તે ટેબલ પરના કુંદન અને ભાસ્કરના ફોટા પ્રત્યે જોઈ રહેતી. જોતાં જોતાં તેને કુંદનને

સ્થાને પોતાની આકૃતિ દેખાવા લાગતી. પરંતુ ભાસ્કરને સ્થાને કેટકેટલો પ્રયત્ન કર્યા છતાં યે કંઇ જ દેખાતું નહિ !

પાંચમી જૂને તેને કુંદનનો પત્ર મળ્યો. તેમાં તેણે લખ્યું હતું: "મારી મામીની છોકરી મંજુ તેના સસરાપક્ષના એક સગાના લગ્નમાં તારા તરફ આવનાર છે. તેને મેં તારું સરનામું આપ્યું છે. સ્વભાવે તે બહુ જ બોલકણી અને ચબરાક છે. તારી સાથે ઓળખાણ કરવાની તેને તીવ્ર ઇચ્છા છે. પાંચ મિનીટમાં તો તે તારી પાંચ વર્ષની જૂની બહેનપણી બની જશે. તને 'હું–તું'થી સંબોધવાનો તેણે અત્યારથી જ નિશ્ચય કર્યો છે. તારે ત્યાં એક દિવસ રહેવાનું મેં તેને ખાસ કહ્યું છે. તે તારે ત્યાં સાતમી જૂને આવશે. હું ને તે કંઇ જુદાં નથી એ તને......

"હું ને તે કંઇ જુદાં નથી એમ મેં લખ્યું તો ખરું, પણ મંજુ જેટલી હું ક્યાં ભાગ્યશાળી છું? સુધા, તેનાં બે બાળકો જોઇને હું ભાનભૂલી થઈ જાઉં છું. મારા પછી માત્ર બે જ મહિને તેનાં લગ્ન થયાં હતાં; પણ તેને ત્યાં આજે ત્રણ બાળકો રમે છે; જ્યારે હું માત્ર—

"બાળકો મને સોંપીને જ તે જવાની છે. સૌથી નાની બેબીને સુધ્ધાં ! એવી તો લુચ્ચી છોકરી છે ! જાણે હું જ તેની મા હોઉં તેવું કરે છે. પાસે લેતાં જ ધાવવા માટે લુગડાનો છેડો ખેંચવા લાગે છે. એવે વખતે મારા મનમાં થતી ઉથલપાથલનો ખ્યાલ બીજાને શી રીતે આવે ?

"મારા પર ભાસ્કરનો અત્યંત પ્રેમ છે. પણ સુધા, ખરું કહું તને ? પતિના પ્રેમથી જ માત્ર પત્નીના મનનું સમાધાન થતું નથી. એકાદ વેલીને ખૂબખૂબ સુંદર પાંદડાં હોવા છતાં યે જેના પર એક પણું ફૂલ ન ખીલતું હોય એવું મારું જીવન થઇ ગયું છે. એક દિવસ તેં કહ્યું હતું: 'કુંદન તું મહાભાગ્યશાળી છે !' પણ મને તો મંજુ ખરી ભાગ્યશાળી લાગે છે. ઇશ્વરે તેને માટે કંઇ પણ ઊણપ રાખી નથી ! સાતમી જૂને તે તારે ત્યાં કેવી હસતી હસતી આવે છે તે તો જોજે !"

*

કુંદનનું લખવું અક્ષરશઃ ખરું હતું એની સાતમી જૂનની સાંઝે માત્ર પાંચ જ મિનીટમાં સુધાને ખાતરી થઇ ગઇ. 'નમસ્તે સુધાબહેન!' કહી મંજુએ તેની ઓરડીમાં જે પગ મૂક્યો તે ક્યાં યે સ્થિર થયો નહિ. તે ફરી ફરીને બધી જગા જોઇ વળી, સુધાની ખુરશી પર બેસી એક કાગળ પર પોતાની ચારપાંચ સહીઓ ચિતરી કાઢી, ટેબલ પરનાં તમામ પુસ્તકો ઉથલાવી જોયાં, ખાટલે બેસી તે ઝોળો જેવો ન થઇ ગયા બદલ આનંદ વ્યક્ત કર્યો અને છેવટે તે કેલૅંડર પાસે આવી ઊભી રહી. તે પરની તેત્રીસ એપ્રિલની તારીખ જોતાં તે બોલી ઊઠી: 'અરે ! તારા જેવી વિદુષીએ તો જગતની આગળ જવું જોઇએ ! આમ પાછળ રહે ન પાલવે !' તેણે ચરચર વચલી તારીખોનાં પાનાં ફાડી નાંખ્યાં. અંતે સાતમી જૂનની તારીખ ફાડતાં તેણે કહ્યું: "કહે છે ને કે આવતી કાલનું કામ આજે કરવું ! લે, જો—"

સુધા કૅલૅંડર પ્રત્યે જોઇ જ રહી. આઠમી જૂન ! કાલે શાળા શરૂ થવાની ! પુનઃ તેને તે જ પાંજરામાં જઇ પૂરાવાનું, તે જ દાળ અને ચેવડો ફાકવાનાં અને તેની તે જ પુરાણી 'પોપટપંચી' કરવાની ! તેને આઠમી તારીખ પર એવો તો રોષ ચડ્યો ! કૅલૅંડરની તારીખો, તારીખો ન હોતાં, વર્ષો હોત તો, તેને તરત જ ફાડી પોતે ૨૦૪૭ની સાલ સુધી પહોંચી ગઇ હોત !–તે મનમાં બબડી રહી. અને હા, ૨૦૪૭ની સાલમાં, સુધા નામની કોઇ શિક્ષિકા હતી એવું જગતને યાદ પણ નહિ રહે !

સુધા કૅલૅંડર પ્રત્યે ટીકીટીકીને જોઇ રહી છે એ મંજુના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ. તે પાસે આવી તેના ખભે હાથ મૂકતાં

બોલી: 'સુધા, તું ખરી ભાગ્યશાળી છે!' મંજુ પોતાની મશ્કરી તો નથી કરી રહીને એવો સુધાને ભાસ થયો. છી! તેની આંખો કેવી ભાવપૂર્ણ દેખાતી હતી?

ક્ષણભર અટકી મંજુ બોલી: "કૉલેજમાં હતી ત્યારે હું હમેશાં એક મનોરાજ્ય રચતી હતી કે પદવી પ્રાપ્ત કરી શિક્ષિકા થવું, પુરુષની પેઠે સ્વતંત્ર જીવન જીવવું અને વિદ્યાનું દાન દેવાનું પવિત્ર કાર્ય કરવું! પણ—"

મંજુ વચ્ચે જ અટકી. તેની વિશાળ આંખોમાં છવાયેલી ઉદાસીનતાને સુધા સ્પષ્ટ રીતે જોઇ શકી. તેના સમાધાનાર્થે કહ્યું: "ચાળીસ છોકરીની શિક્ષિકા થવા કરતાં ચાર છોકરાંની મા થવામાં અધિક સુખ છે, મંજુ!"

મંજુ બોલી: "સુખ? સંસાર અને ડુંગર દૂરથી જ રળિયામણા દેખાય છે. સુધા, જગતની દૃષ્ટિએ હું ઘણી જ સુખી છું. પણ સાચું કહું, અંદર ને અંદર સળગતા જ્વાળામુખી જેવી મારી દશા થઇ છે! પતિનો પ્રેમ છે, પૈસા છે, ત્રણ બાળકો છે, પણ..."

સુધા વચ્ચે જ કંઇ બોલવા જતી હતી; પરંતુ પ્રવાહમાં પૂર આવતાં મનુષ્યનો પગ ટકતો નથી. તેના શબ્દનો પણ એ જ ગત થઇ. મંજુના શબ્દપ્રવાહમાં તે કોણ જાણે ક્યાં ય ઘસડાઇ ગયા.

સુધાનો હાથ હાથમાં લઇ મંજુ બોલવા લાગી. તેના શબ્દો કરતાં યે તેના સ્પર્શમાંથી તેની મનોદશા સુધાને સ્પષ્ટપણે જણાઇ આવી. તે ભાવનાવશ થઇ બોલી રહી હતી:

"સુધા, કૉલેજમાં મેં મારા વક્તૃત્વ માટે ઇનામ મેળવ્યું હતું; પરંતુ આજે એ જ વક્તૃત્વનો ઉપયોગ પતિને 'ચહા પીશો ને?' પ્રશ્ન પૂછવામાં થાય છે. પાંચ વર્ષમાં મને ત્રણ સુવાવડો થઇ. ફરવા જવાનું, સભામાં જવાનું કે બીજું ત્રીજું કંઇ પણ કરવાનું મારાથી બનતું નથી. નાનાં છોકરાંને લઇ

## રાષ્ટ્રપર્વ



રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે,
હો ધન્ય ધન્ય,
રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે.

ગગને જયનાદ ભવ્ય ગાજે,
હો ધન્ય ધન્ય,
રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે.

ખુલ્લી અમ ભોમ, હવે ખુલ્લું આકાશ આ
પીંજર ને આગળા ન આજે;
કિરણો પ્રગટે નવીન આશા-ઉલ્લાસનાં,
રંકો ને રાય સર્વ કાજે: હો ધન્ય ધન્ય.

કેસરના પુંજ ભલે ખૂટ્યા ને
ફૂલનાં તોરણિયાં હો ન ભલે સાજે;
જનનીને કાજ રક્ત રેલાવ્યાં,
એહનાં સ્મરણોનો અર્ધ્ય પૂર્ણ આજે:
હો ધન્ય ધન્ય.

ગગને જનનાદ ભવ્ય ગાજે,
હો ધન્ય ધન્ય,
રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે.

હસિત બૂચ

## દર્શન

ચિન્તા નથી, ચિન્તા નથી, ચિન્તા નથી,
માતા તણા ખોળે હવે ચિન્તા નથી;
છે હાથ માથે માતનો, ચિન્તા નથી,
માગ્યું મળે, ધાર્યું ફળે, ચિન્તા નથી.

ગાંડાં ગહેલું હોય ગોદે એ ધરે,
પંપાળતી એ પ્રેમથી મીઠા કરે,
જંજાળ મારી એ જગજ્જનની હરે,
છોરૂ કછોરૂ થાય, માતા ના ફરે.

એ હોમ આહુતિ વૃથા શું આદરૂં!
છે યજ્ઞ સાચો ચિત્ત શુદ્ધિ તે કરૂં;
વસ્તુ વિસારે છાંયડાથી શું વળે!
મોટા બધા મોટા પ્રયાસોથી ફળે.

કાંઠે રમે છે બાળકો એ છીપથી
મોતી અમૂલું હાથ લાગે નીરથી;
તાદાત્મ્ય ભાવે તાનમાં તલ્લીન છું
ઊંડાણમાં ડૂબી હવે અદૃશ્ય છું.

માળા કરે ધારી જપો જીભે કર્યા,
વ્યાપાર હોયે વિત્તનાં ચિત્તે ભર્યા,
શબ્દો તણા ઉચ્ચાર લુખ્ખા ના ફળ્યા
રણકાર રોમેરોમ થાતાં 'મા' મળ્યાં.

જ્યાં જ્યાં નિહાળું ત્યાં બધે, હા માત છે;
સન્નારીઓનાં રૂપમાં સાક્ષાત્ છે;
આકર્ષણો આંખે અમી જ્યાં જ્યાં વસે,
ત્યાં ત્યાં મધુરી માતની મૂર્તિ હસે.

પ્રાણશંકર. જ. બધેકા.

સભામાં જઇએ ને તે ત્યાં ભેંકડો તાણે. આખી સભાના રસમાં ભંગ પડે. અને ત્રણમાંથી કોઇ એક ને એક, કંઈ ને કંઇ કારણે, માંદું હોય જ છે. ગમે તેમ તોયે ખજ્યો માનો જીવ ને! બેસી થોડું જ રહેવાય છે? ચાકરી, ઉજાગરા એક નહિ ને બીજું! આ હાયવરાળમાં જીવ એવો તો અકળાઇ જાય છે! કવિઓ બાળકોને ફૂલો સાથે સરખાવે છે, એ મુઆ કવિઓને તો ગાંડાની ઇસ્પિતાલમાં જ ધકેલી દેવા જોઇએ. હું તો કહું છું કે એક એક છોકરું એટલે એક એક નાળીએરીનું ઝાડ! દસ વર્ષની મહેનતે કંઇ મોટું થાય અને આપણું કામ......"

મંજુ વચ્ચે જરા અટકી અને સુધાના ખાટલા પર બેસતાં બોલી: "કેદમાંથી મુક્ત થયેલા કેદીને કેટલો આનંદ થતો હશે! આજે મને સુખે સુવા મળશે. બેબીની રડારોળ નહિ અને બાબાના ડંખતા દાંત પણ નહિ. કુંદન જાગતી બેસીને ત્યાં પોતાની હોંશ પૂરી કરતી! ત્રણે છોકરાંના ફોટા માગી લીધા છે તેણે મારી પાસે! પણ એને કહેવું પડશે કે ફોટા ફસાવનારા હોય છે. બાળકો તો ફોટામાં જ સારાં."

રાતના સૂતી વખત સુધી મંજુનો આ બડબડાટ ચાલુ રહ્યો હતો અને સુધા યે ફરીફરીને મનમાં એક જ વાત વિચારી રહી હતી કે: 'આને વક્તૃત્વમાં ઇનામ મળ્યું હોવું જોઇએ એ દેખાઇ જ આવે છે.'

રાત્રે મંજુને શાંતિથી સૂતેલી જોઇ સુધાને ભારે આશ્ચર્ય થયું! તેની એવી કલ્પના હતી કે રાત્રે તેને પોતાનાં બાળકો સાંભરશે અને રાતભર તે આમથી તેમ પાસા બદલતી તરફડયા કરશે. કદાચ પોતાને જાગતી જોઇ બાળકોની રમતગમત વિષે બોલવાની શરૂઆત પણ કરશે—

પણ કેટલીકવાર કલ્પના અને સત્ય વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવનું અંતર હોય છે એની સુધાને ખાતર થઇ.

બીજે દિવસે સવારે સાડા દશ વાગે સુધા અને મંજુ સાથે જમ્યાં. સુધા પુસ્તકોની થેલી હાથમાં લઇ શાળામાં જવા તૈયાર થઈ. મંજુએ તેની પાસે જઇ કહ્યું: 'એક ગમત કરું કે?'

"શી ?"

"થોડો વખત હું શિક્ષિકા થઇ જાઉં! તારી શાળા સુધી—" અને તરત જ તેણે સુધાના હાથમાંની થેલી ખેંચી લીધી.

કોઇ નાની છોકરી નવું ફ્રૉક પહેરીને રૂઆબથી નથી ચાલતી? બરાબર તેવુંજ મંજુ પણ કરી રહી હતી. રસ્તામાં જ કોઇએ મંજુ પ્રત્યે જોઇ સુધાને પૂછ્યું પણ ખરું: 'નવાં મહેતીજી લાગે છે!' સુધા ઉત્તર આપે તે પહેલાં જ મંજુએ કહી દીધું: 'હા!'

શાળાના મકાનની સામે સુધાની રજા લેતાં મંજુ બોલીઃ "અરે, એક વાત તો હું ભૂલી જ ગઇ!"

"શું?"

"તારો એક ફોટો જોઇએ છે મને! પેલો છે ને એક, જેમાં તું પુસ્તકો હાથમાં લઇ શાળામાં જઇ રહી છે!"

રજાની શરૂઆતના દિવસે, ગુસ્સામાં ટેબલના ખાનામાં ધકેલી દીધેલા પોતાના ફોટાનું સુધાને સ્મરણ થયું. ફોટા ફસાવનારા હોય છે એમ મંજુને કહેવાનું તેને મન થઇ આવ્યું; પણ—

મંજુએ અધીરાઇથી પૂછ્યું: "મોકલી આપીશને?"

સુધાએ માથું હલાવી 'હા' કહી.

શાળાનો ઘંટ ખણખણવા લાગ્યો. સુધાને થયું–કેદીઓને કેદમાં પાછા વળવાનો વખત થતાં આવો જ ઘંટ વગાડવામાં આવતો હશે, નહિ?

સુધાની રજા લઇ મંદ પગલે આગળ વધતી મંજુના કાનમાં તે ખણખણાટ એકસરખો ઘુમી રહ્યો હતો. તેના મનમાં વિચાર વંટોળ હતા–કહે છે કે સંસાર એક યજ્ઞ છે. પૂર્વે યજ્ઞમાં મૂક પ્રાણીઓનું બલિદાન દેતી વખતે પુણ્યશીલ ઋષિઓ આવો જ ઘંટનાદ કરતા હશે?

નારીજગતનું ગૌરવ

# સ્ત્રી–એલચીઓ

*

હિંદની આઝાદી સાથે હિંદે શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતને રશિયામાં હિંદના એલચી તરીકે નીમ્યાં એ સ્ત્રીજાતિને અને હિંદને ગૌરવ લેવા જેવું છે. જગતમાં આ અગાઉ બે સ્ત્રીઓએ એલચી તરીકે સ્થાન મેળવ્યું છે. તેમાં પહેલું નામ શ્રીમતી એલેકઝાન્ડ્રા કોલોન્ટી અને બીજું નામ ઇસાબેલ ડી પેલેન્સીયાનું મુકી શકાય.

શ્રીમતી એલેકઝાન્ડ્રા સોવીયેટ રશિયા



તરફથી એલચી તરીકે નીમાએલાં. તેઓ શ્રીમતી ઇસાબેલને જીનીવામાં મળેલાં અને તેમણે ઇન્ટરનેશનલ કોન્ફરન્સમાં તેમના દેશનું પ્રતિનિધિત્વ રજુ કરેલું. તે પછી એલેકઝાન્ડ્રા સોવીયેટ રશિયા તરફથી અને ઇસાબેલ રીપબ્લીક સ્પેન તરફથી એલચીઓ તરીકે સ્વીડનમાં નીમાયાં ત્યારે સ્ટોકહોમમાં બન્ને સાથે રહેલાં અને તેમણે બન્નેએ સાથે રહી ઘણું સારું કામ કરેલું.

શ્રીમતી એલેકઝાન્ડ્રા અત્યારે ૭૫ વર્ષનાં છે. તેઓ લેનીન અને સ્ટેલીનના નીકટના

વિરોધી છે, અને હિંદમાં જ્ઞાતિને તોડવા માટે કેટલાંય વર્ષોથી કાર્ય કરતી સંસ્થાને આવકારે છે. તેમણે પોતાના ઘરમાં રસોયો પણ હરિજન રાખેલો.

બીજા અનેકની માફક તેઓ પણ કોઈ પણ પ્રકારના કાગળ પત્ર કે રજીસ્ટર દફતરમાં પોતાની જ્ઞાતિ ઉલ્લેખવાની, લખવાની કે દર્શાવવાની સ્પષ્ટ ના પાડે છે. માદામ પંડિત કહે છેઃ 'ખરી રીતે મારા બાળપણમાં ખરા અસ્પૃશ્યો તો ગોરા ગણાતા. મારા દાદીમા કોઈ પણ ગોરાં ( યુરોપિયન કે અમેરિકન ) સ્ત્રી કે પુરુષ સાથે હસ્તધૂનન કરતાં નહિ. આજ તો એ સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે. તાજેતરમાં જ પશ્ચાત વર્ગની બે છોકરીઓ હૈદ્રાબાદ વિદ્યાપીઠની 'ગ્રેજ્યુએટ' થઇ છે. તે બન્ને ય બ્રાહ્મણને પરણી છે અને હિંદુ તરીકે જ દરેક સ્થળે સમાન આવકાર પામે છે.

એમની સ્વાતંત્ર્યની લડત જીવનપર્યંતની છે અને વર્ષોના વીતવા સાથે તે પ્રબળતામાં અને નિષ્ઠામાં વધતી જાય છે. તેમને ઘણી વખત જેલનિવાસ મળ્યો છે. જીવનમાં સુંદર દિવસો તેમણે જેલમાં વીતાવ્યા છે. એને પરિણામે સંબંધીઓના આશ્રયે પોતાનાં બાળકોને છોડી દેવાં પડયાં છે. હિંદમાં એ પ્રથમ જ સ્ત્રી છે કે જે પોતાના વિખ્યાત પ્રાંતની સરકારના એક પ્રધાનપદને શોભાવે છે અને ઘણા સારા બહુમતી રેકોર્ડ ધારાસભામાં ચુંટાઇ આવેલાં. આજે સંયુક્ત પ્રાંતમાં જાહેર સુખાકારી અને સ્વાસ્થ્ય ખાતાના તેઓ પ્રધાન છે.

અમેરિકામાં સફળ વ્યાખ્યાન પ્રવાસ પછી ૧૯૪૫ની વસંતઋતુમાં સાનફ્રાન્સિસ્કોની સંયુકત રાષ્ટ્ર પરિષદમાં તેમણે હાજરી આપી ત્યારથી પશ્ચિમના દેશોમાં માદામ પંડિત ભારે વિખ્યાત બની ગયાં છે. તેઓ હિંદી સરકારના નહિ, પણ હિંદી પ્રજાના મુક્ત અવાજ રૂપ હતાં. તે કરતાં ય તે દરેક પ્રજાના સ્વાતંત્ર્ય હક્ક માટેના પ્રતિનિધિ હતાં. પરિષદના જનરલ સેક્રેટરી પરના એક 'મેમોરેન્ડમમાં' તેમણે લખ્યું છેઃ 'હું અહીં મારા દેશ માટે બોલું છું. કારણ એનો નૈસર્ગિક અવાજ બ્રિટીશરોએ ઉભા કરેલા દંભી અવાજોથી રૂંધાઇ ગયો છે. વળી હું હિંદ જેવા બીજા દેશો માટે પણ બોલું છું કે જે પરદેશી સરકારની એડી તળે કચરાઇ રહ્યું છે અને જે પોતાના માટે બોલી શકતા નથી. આ પરિષદમાં ૬૦ કરોડ ગુલામ એશિયાવાસીઓનો અવાજ બહેરા કાનોએ પહોંચાડવા આવી છું.'

સંયુકત રાષ્ટ્રોની જનરલ એસેમ્બ્લીમાં તેઓ હિંદના પ્રતિનિધિમંડળનાં આગેવાન બની આવેલાં. ત્યાં તેઓ ફરીથી બોલ્યાં. આ વખતે એમનો અવાજ અનધિકૃત ન હતો. છતાં દરેક પરાવલંબી પ્રજાના સ્વાતંત્ર્યની તેમણે ઘોષણા કરી. દક્ષિણ આફ્રિકામાં વસતા આફ્રિકાના હિંદીઓ પ્રત્યેના બ્રિટીશ વર્તાવના પ્રશ્ન પર જ્ઞાન અને બુદ્ધિની ચમત્કૃતિ સાથે વાક્ચાતુર્યથી જનરલ સ્મટસ સામે તેઓ પડયાં. રશિયા અને ફિલિપાઇનનો તેમને સાથ પ્રાપ્ત થયો અને ચીન અને અમેરિકા વિરોધ પક્ષે રહ્યાં એનું એમને ખુબ દુઃખ થયેલું.

માદામ પંડિત નૂતન હિંદની પ્રતિમા છે. પૌરાણિક રીતભાતમાં એનો ઉછેર છે, પશ્ચિમ સંસ્કારનું તેને શિક્ષણ મળ્યું છે. તે દરેક મહાન નૈતિક પ્રશ્ન પર વગર થડકારે બોલે છે દરેકને સ્વાતંત્ર્યનો અધિકાર એ એમનો મુખ્ય વિષય છે; એમનું જીવન અત્યારના સમય માટે હજુ વધુ મહત્ત્વનું નીવડવા સર્જાયું છે.

મોસ્કોમાં હિંદ તરફથી શ્રી વિજ્યાલક્ષ્મી પંડિત સ્ત્રીએલચી તરીકે નીમાયાં છે. થોડા વખત ઉપર તેમણે ખાણાના એક મેળાવડામાં શ્રીમતી એલેકઝાન્ડ્રા કોલોન્ટીની મુલાકાત લીધી હતી.

# હિંદની આઝાદીમાં સ્ત્રીઓનો ફાળો



મહારાણી લક્ષ્મીબાઈ
૧૮૫૭



કેપ્ટન લક્ષ્મી
૧૯૪૩



શ્રી. વિજયાલક્ષ્મી પંડિત
૧૯૪૭

*

**મ**હાત્મા ગાંધીજીએ સ્ત્રીઓને બલિદાનની મૂર્તિ કહી છે. અને સ્ત્રીઓએ આજસુધી સહન પણ ખૂબ કર્યું છે. સમાજના રૂઢી-બંધનોએ એને ઘરમાં પીસી નાખી છે અને રાજકિય લડતોમાં મોટે ભાગે એને જ સહન કરવું પડયું છે. છતાં સ્ત્રીઓએ હિંદના આઝાદી સંગ્રામમાં પોતાનો બન્યો તેટલો ફાળો આપવામાં પાછી પાની કરી નથી.

ઇંગ્લાંડથી અંગ્રેજ વેપારીઓએ હિંદમાં આવી પગદંડો જમાવ્યો અને પોતાની કુટિલ-તાથી હિંદીઓ વચ્ચે કલેશ કરાવી, ઝગડા કરાવી, અંટસ પડાવી, ટંટાફીસાદ ઉભા કરાવી એક કે બીજી રીતે પોતાનું કામ કાઢવા અનેક પ્રયત્નો કર્યા ને પરિણામે તેમણે પોતાનું શાસન જમાવવા માંડયું. જીતેલા પ્રદેશોમાં તેમણે સ્ત્રીઓ ઉપર જુલમ ગુજારવામાં બાકી રાખ્યું નથી-મોટે ભાગે પૈસા માટે. એમણે કેટલીયે બેગમોનાં નાણાં લૂંટી લીધાં, રાજ-રાણીઓના ધનભંડાર કબજે કર્યા ને તેમનાં સારાં વસ્ત્ર-ઘરેણાં ઇંગ્લાંડ રવાના કરી અઢળક ધન મેળવ્યું.

સીંધમાં સર ચાર્લ્સ નેપીયરે કેદી મીર નસીરખાનને માત્ર કિલ્લો જોવા આવું છું કહીને તેના જનાનખાના સુધી પેસી ગયો ને તેની બેગમોને લૂંટી લીધી. જનાનખાનાની સ્ત્રીઓ ઉપર એવો ત્રાસ વર્તાવ્યો કે બેગમો પહેર્યે કપડે નાસી છૂટી. મીર નૂરમહંમદ અને મીર નસીરખાંની બેગમોને બે દિવસ સુધી તો પાણી વગર કીલ્લામાં ભુખીતરસી પૂરી રાખી, તેમનાં રેશમી વસ્ત્રો પણ આંચકી લીધાં હતાં.

પંજાબના રાજા રણજીતસિંહના વીધવા રાણી અને સગીર મહારાજા દુલીપસિંહના માતા મહારાણી ઝીંદાકુંવર સામે રાજદ્રોહનો આરોપ મૂકી તેમને શેખપુરના મહેલમાં કેદ કરી બનારસ મોકલી દીધાં હતાં.

નાગપુરના રાજપિતામહી, બંકાબાઈના

જનાનખાનાને લૂંટી લીધું અને ખજાનો શોધવા તેના મહેલની પત્થરની લાદી પણ ઉખાડી નાખી હતી.

આમ સ્ત્રીઓ ઉપર થતા જૂલમોથી પ્રજા કકળી ઉઠી હતી. એવામાં કેટલાક રાજ્યોના વારસદારને નામંજુર કરી રાજ્ય ખાલસા કરવાની નીતિ તેમણે શરૂ કરી અને અયોધ્યાની બેગમ હઝરતમહાલે પોતાના પુત્ર નવાબ બિરજીસકદરને ગાદીએ બેસાડી રાજ્યની લગામ કબજે લીધી અને અંગ્રેજો સામે યુદ્ધ પોકાર્યું.

આ વખતે હિંદમાં ઠેર ઠેર બળવો ફાટી નીકળ્યો. ને લોકો અંગ્રેજ સૈનિકો ઉપર ઝનૂનથી તૂટી પડયા. તેમાં કેટલેક ઠેકાણે સ્ત્રીઓએ બહાદુરીપૂર્વક ભાગ લીધો હતો. કાનપુરમાં સ્ત્રીઓનો મોટો સાથ હતો. તેઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ દારૂગોળો પહોંચાડતી ને સૈનિકોને ખોરાક પૂરો પાડતી. તેમાં અઝીઝનનું નામ મોખરે છે. તે ઘોડે બેસીને છાવણીઓમાં ઘૂમતી, શેરીઓમાં સૈનિકોને ખવડાવતી ને ઉત્સાહ આપતી. પણ બળવાના આગેવાનો વચ્ચે સંપની સાંકળ જળવાઈ નહિ, ને આપણા જ માણસોએ સામા પક્ષને મદદ કરી, આઝાદીની પહેલી લડતને ખોખરી કરી નાખી. એ લડતમાં સ્ત્રીઓને ખૂબ જ સહન કરવું પડયું. ઈતિહાસકારો લખી ગયા છે કે દીલ્હી અંગ્રેજોએ કબજે કર્યું ત્યારે શહેરના કુવાઓ સ્ત્રીઓના શબથી ભરાઈ ગયા હતા. પરદેનશીન સ્ત્રીઓએ પોતાની મર્યાદા જાળવવા કુવામાં પડી જાન આપ્યા. અનેક સ્ત્રીઓ અનાથ અને ઘરબાર વગરની થઈ. રખડતી સ્ત્રીઓમાં જે જુવાન અને સુંદર હતી તેમને અનીતિને માર્ગે જવું પડયું અને વૃદ્ધ ને આધેડ સ્ત્રીઓને ભીખનો માર્ગ લેવો પડયો. આવું ફક્ત દિલ્હીમાં જ નહિ, હિંદમાં ઘણે સ્થળે બન્યું.

જગદીશપુરના મહેલની સ્ત્રીઓએ શત્રુના હાથમાં પડવાનું સહન કર્યું નહિ. મહેલની દીવાલો સ્ત્રીઓએ શત્રુના હાથમાં ગયા સિવાય તેમનો કોઈ ઉપાય નથી એમ જોયું ત્યારે તેઓ તોપના મ્હોં સામે ખડી થઈ ગઈ અને પોતાને હાથે જ તોપને કાકડો લગાડી બધીએ આપમેળે પોતાના જીવનનો અંત આણ્યો.

પણ અંગ્રેજોએ લોકોને ઉશ્કેરવા ખોટી બૂમો મારેલી કે બળવાખોરો અંગ્રેજ સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરે છે. તેનો અંગ્રેજો તરફથી નીમાયેલ તપાસ કમીશનના જજ મેકફાર્લીએ સરસ ખુલાસો કર્યો છે. "સામાન્યતઃ સ્ત્રીઓની આબરૂ લૂંટવામાં આવી છે ને નિર્દયતાપૂર્વક તેમના અંગો કાપી નાખવામાં આવ્યા છે એવી અફવાઓ ફેલાવીને લોકોના ક્રોધાગ્નિને પ્રજ્વલિત કરવામાં આવ્યો હતો, પરંતુ સદ્‌ભાગ્યે એ અફવાઓ જૂઠી હતી. સાચી હકીકત એ છે કે, અંગ્રેજ સ્ત્રી કેદીઓ પાસે દળણું દળાવવાનું કામ લેવા સિવાય કોઈ પણ જાતનું તેમનું અપમાન કરવામાં આવ્યું નથી. અત્યાચારનો સામાન્ય અર્થ કરવામાં આવે છે એવો કોઈ પણ અત્યાચાર અંગ્રેજ સ્ત્રીઓ ઉપર ગુજારવામાં આવ્યો નથી. કોઈ પણ અંગ્રેજ સ્ત્રી કેદીના કપડાં ઉતરાવવામાં આવ્યાં નથી, એટલું જ નહિ, પણ સતીચૌરાઘાટના હત્યાકાંડની શરૂઆતના ધાંધલમાં ચાર સૈનિકો અંગ્રેજ સ્ત્રીઓને ઉપાડી ગયાના સમાચાર નાનાએ સાંભળ્યા ત્યારે તેમને કડક સજા કરી અંગ્રેજ સ્ત્રીઓને છોડાવી હતી."

આ ઉપરાંત અયોધ્યાની બેગમે અંગ્રેજો સાથે યુદ્ધ પોકાર્યું ને કેદીઓ પકડાયા, તેમાંની સ્ત્રી કેદીઓને મારી નાંખવાની તેમના કેટલાક અધિકારીઓએ હઠ પકડી ત્યારે બેગમ હઝરતમહાલે તે બધી સ્ત્રી કેદીઓને પોતાના જનાનખાનામાં પોતાના સંરક્ષણ નીચે લઈ લીધી હતી. બેગમનું આ કાર્ય સ્ત્રીજાતિનું ગૌરવ વધારનાર હતું, પણ અંગ્રેજોએ તો

### સ્વાધીન ભારતની

યજ્ઞવેદી પર

# અર્પણ થયેલું સ્ત્રી-શૌર્ય





બાપુને અર્પણ થયેલું
પહેલું સ્ત્રી-બલિદાન
સ્વ. કસ્તૂરબા

# આઝાદી જંગની અગ્રગણ્ય તેજ–મૂર્તિઓ



ઝાંસીનાં વીર મહારાણી
લક્ષ્મીબાઈ



હિંદને પ્રથમ રાષ્ટ્રધ્વજ આપનાર
મેડમ કામા



કોંગ્રેસના પહેલાં સ્ત્રી–પ્રમુખ
ડૉ. ઍની બીસેન્ટ



પ્રથમ સ્ત્રી–ગવર્નર
શ્રીમતી સરોજીની નાયડુ

# આઝાદીને ચરણે ન્યોછાવર થયેલું સ્ત્રી-શૌર્ય



આઝાદ હિંદ ફોજને દોરનાર
કર્નલ લક્ષ્મી



આઝાદ હિંદ ફોજ માટે સર્વસ્વ અર્પનાર
શ્રી હીરાબેન બેટાઈ



આઝાદ હિંદ ફોજમાં કુટુંબ સાથે જોડાનાર શ્રી. લીલાવતીબહેન મહેતા અને કુ. રમા મહેતા



આઝાદ હિંદ ફોજનાં આગેવાન



ક્રાન્તિકારી બંગાળી મહિલા



શ્રી ભક્તિબા દેસાઈ



શ્રી જ્યોત્સ્નાબહેન શુક્લ

## આઝાદી જંગમાં ગૂજરાતણો



મુંબઈનાં શ્રોફ
શ્રી. મીઠાં લામ



શ્રી લીલાવતી મુનશી



કુ. મૃદુલા સારાભાઇ



શ્રી. હંસાબહેન મહેતા



કુ. ઇન્દુમતી શેઠ

# સ્વાધીનતાના જંગમાં ઝળકેલું અપૂર્વ સ્ત્રીત્વ!



બંગાળની ક્રાંતિકારી
કુ. વીણા દાસ



રાષ્ટ્રસેવિકા
સ્વ. સરલાદેવી ચૌધરાણી



શ્રી કમળા દાસગુપ્તા



સંરક્ષક સમિતિનાં સભ્ય
સ્વ. કુ. જ્યોતિર્મયી ગાંગુલી

# સ્વાતંત્ર્ય યજ્ઞની આરાધના માટે જીવન અર્પનાર



શ્રી. અરુણા અસફઅલી



શ્રી સુચેતા ક્રિપલાની



શ્રી રૂક્મણી લક્ષ્મીપતિ



શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય



શ્રીમતી સોફીઆ ખાન



કુ. ઉષા મહેતા

# લોકપ્રતિનિધિ સભાના સ્ત્રી–સભ્યો.





બેગમ-અઝીઝરસુલ



શ્રી સુચિતા કીપલાની



શ્રી દુર્ગાબાઈ



બેગમ ઇકરામુલ્લા



શ્રી પૂર્ણિમા બેનરજી



શ્રી માલતી ચૌધરી



રાજકુમારી અમૃતકુંવર



બેગમ શાહનવાઝ

પાછળથી લખનૌની બેગમોના મહેલમાં ઘુસી જઈ જનાનખાનાની અનેક સ્ત્રીઓને મારી નાખી અને બાકીની સ્ત્રીઓને કેદ પકડી હતી. તે સ્ત્રીઓનાં દિલમાં પોતાની આઝાદીની લડતના અંતિમ વિજયમાં પૂર્ણ શ્રદ્ધા હતી અને તેમના અંગ્રેજ પહેરેગીરને તેમણે જણાવેલું કે અંતિમ વિજય અમારો જ છે. પણ વિજય પરાજયમાં ફેરવાઈ ગયો અને બેગમ હઝરતમહાલને નાસી છૂટવું પડયું ને તેમણે નેપાળમાં જીવન પુરૂ કર્યું. દિલ્હીનાં બેગમ ઝીનતમહાલે પણ બ્રિટીશકેદી તરીકે બરમાની જેલમાં દેહ પાડયો.

બળવામાં ભાગ લેનાર નાનાસાહેબની પુત્રી મુન્નીને જીવતી બાળી મુકવામાં આવી હતી.

પણ આ આઝાદીની પ્રથમ લડતમાં સૌથી મોટો ફાળો અને યશ તો ઝાંસીની રાણી લક્ષ્મીબાઈને ફાળે જાય છે. તેમણે જાતે કમ્મર કસીને યુદ્ધમાં ઝંપલાવ્યું હતું, અને અંગ્રેજોને હંફાવ્યા હતા. છેવટે કુદરત તેમના ઉપર રૂઠી ને એક નાળું ઓળંગતાં તેમનો ઘોડો પડી જવાથી દુશ્મનોને હાથે કપાઈને મરણ પામ્યાં; પણ તેમની કીર્તિ તો અમર બની રહી.

આ પછી હિંદ કંપની સરકારના પંજામાંથી છૂટયો ને અંગ્રેજી રાજ્ય–મહારાણી વિકટોરીયાનો અમલ શરૂ થયો. ૧૮૫૭ના બળવા પછી દેશમાં ભારે ત્રાસ ફેલાવી લોકોના હૃદયમાં ધાક બેસાડી દીધી ને હથીઆરો છીનવી લેવાયાં. પ્રજા હતાશ બની ગઈ. છતાં તેમના હૃદયમાં આઝાદીની ચીનગારી જળતી રહી હતી.

૧૯૦૭ માં નાગા પર્વતના ખોળામાં વસતી એક પંદર વર્ષની બાળા 'પાગલ' બની, ને એણે 'વતનની આઝાદી માટે' બળવાનો ઝંડો ફરકાવ્યો. તેનાં માતા-પિતા એમ સમજ્યાં, કે તેના પર કોઈ પ્રેતની છાયા પડી છે. કુળ-પરંપરાગત અંધવિશ્વાસને અંગે એ 'ભુત' કાઢવાના પ્રયત્નો પણ થયા.

પણ કોને ખબર હતી, કે આ ભુત તો આખા ગામ પર પ્રભાવ જમાવી ચુકયું હતું? એની વીરહાકે અંગ્રેજોના કેટલાય તંબુ ભસ્મીભુત થઈ ગયા. બ્રિટિશો પણ આશ્ચર્ય–ચકિત થઇ ગયા, ને વિદ્રોહની આગ ફેલાવનારને શોધવા લાગ્યા. જોતજોતામાં આ બળવાની આગ ચોતરફ ફેલાઈ ગઇ.

આ પહાડી પ્રદેશનો યુદ્ધનાદ–રણદુંદુંભી સરકારી ભવનો પર અથડાયો, ને દમનચક્ર પૂર જોશમાં અતિમાન થયું. ગોળીબાર થયા. મુકર્દમા શરૂ થયા. ફાંસી ને જેલ તો ઘણાં સાધારણ બની ગયાં. આ ક્રાન્તિકુમારીના ભાઇ યદુનાથને ફાંસી પર લટકાવી દેવામાં આવ્યો, અને પંદર વર્ષની કુમારી રાણી ગ્વીડાલોને જન્મટીપની સજા કરીને, જેલના લોખંડી સળીઆ પાછળ પુરી દેવામાં આવી.

દેશના છૂટાછવાયા માણસો સ્વાતંત્ર્ય યજ્ઞની વેદીને–મુક્તિની મશાલને ચાલુ રાખી રહ્યા હતા. ૧૮૮૫ માં એક અંગ્રેજ અમલદાર મી. હ્યુમના પ્રમુખપદે કોંગ્રેસનું પહેલું મિલન પુનામાં થયું, ને તેમાં મોટા ભાગના સરકારી નોકરો વકીલો વિગેરેએ ભાગ લીધો. સ્ત્રીઓને રાજકારણમાં ભાગ લેવાનું બનતું જ નહિ. માત્ર કલકત્તા કોંગ્રેસ વખતે ૧૯૦૦ માં પ્રથમ સ્ત્રીવક્તા તરીકે શ્રીમતી કદંબિની ગાંગુલીએ ભાગ લીધેલો, છતાં કેટલાક ક્રાંતિકારો પરદેશમાંથી પ્રેરણા મેળવી આઝાદી જ્વાળાને પોષ્યા કરતા. પણ એવાને માટે હિંદમાં સ્થાન ન હતું. તેમને પરદેશો સેવવા પડતા. એવા અનેક વીરો પરદેશમાં જીંદગી ગુજારી મરણ પામ્યા છે તેમાં મેડમ કામાનું નામ અમર થઇ ગયું છે. મુંબાઈના બેરીસ્ટરનાં પત્ની શ્રી ભીખાયજી રૂસ્તમજી કામા પેરીસમાં રહીને જબાન પર આઝાદીનો ઘોષ અને દિલમાં હિંદ પ્રત્યેનો આદર સમાવી રહ્યાં હતાં. હિંદની ક્રાંતિની જ્વાળા બૂઝાઇ ન જાય એ એમની તમન્ના હતી અને એટલા માટે પતિના હૃદયમાંથી પણ

તેમને ખસી જવું પડયું હતું. અમેરિકામાં તેમણે હિંદનો દાવો રજુ કરી મોટો પ્રચાર કરેલો, ને 'વંદેમાતરમ'ના અક્ષરોથી અંકિત થએ રાષ્ટ્રધ્વજ પહેલવહેલો તેમણે સ્ટગાર્ટની આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસ વખતે ફરકાવેલો. તે પછી તેમણે જીનેવાથી વન્દેમાતરમ નામનું છાપું શરૂ કરેલું. ૧૯૧૪માં યુદ્ધ થવાથી તેઓ ત્યાં સપડાઇ ગયેલાં. પણ યુદ્ધ પછી તેમણે યુરોપમાં હિંદ માટે પ્રચાર કરેલો. છેવટે ૧૯૩૬માં તેઓ હિંદના કિનારે પહોંચ્યાં ને બે મહિના પછી પોતાની માતૃભૂમિની ગોદમાં છેલ્લો શ્વાસ લીધો.

આ અરસામાં ડો: ટાગોરનાં ભાણેજ શ્રીમતી સરલાદેવી ચૌધરાણી કોંગ્રેસમાં ભાગ લેવા મંડ્યાં હતાં ને તેમનું નામ ખૂબ જાણીતું બન્યું હતું.

આ પછી કોંગ્રેસનું વલણ પણ થોડું ઉદ્દામ બન્યું. ડૉ. એની બીસેન્ટ જેવાં શક્તિશાળી બાઈએ ધર્મપ્રચારમાંથી રાજકરણમાં ઝંપલાવ્યું ને 'હોમ રૂલ' લીગ સ્થાપી. ડૉ. બીસેન્ટે 'ન્યુ ઇન્ડિયા' દૈનિક અને 'કૉમનવેલ' અઠવાડિક પત્રો શરૂ કર્યાં. હજારો માણસો તેના અનુયાયી હતા. તેમાં રમાબાઈ કામદાર, મીસીસ જીન્હા, અનુબહેન સેટવાળા ને કુ. ખાંડવાળા વગેરે રાજકરણમાં ભાગ લેતા થયાં હતાં. આ અરસામાં શ્રી. સરોજિની નાયડુ પણ કોંગ્રેસમાં ભાગ લેવા મંડયાં હતાં. પણ આ અરસામાં મહાત્મા ગાંધીજી આફ્રિકાથી આવી અમદાવાદમાં સ્થિર થયા હતા, ને તેમણે હિંદના રાજકિય આગેવાનોસાથે સંપર્ક સાધવા માંડયો હતો. ૧૯૧૭માં કલકત્તા કોંગ્રેસમાં એની બીસેન્ટ પ્રમુખ થયાં. ૧૯૧૮ માં અમદાવાદમાં મીલમજુરોની લડત ઉપડી તેની આગેવાની શ્રી. અનસુયાબહેન સારાભાઇએ લીધી. શ્રી. સરલાબહેન અંબાલાલે તેમાં સાથ આપ્યો ને મહાત્માજીને હાથે એ લડતમાં કામદારોને વિજય મળ્યો.

ઈ. સ. ૧૯૧૯માં રોલેટ ઍક્ટ આવ્યો ને મહાત્માજી પંજાબ જતાં પકડાયા. લોકોએ કાબુ ગુમાવી તોફાનો કર્યાં. ઠેર ઠેર ગોળીઓ છુટી. ને જલીઆનવાળા બાગનો ભયંકર હત્યાકાંડ થયો તેમાં કેટલીયે બહેનોને આપદા સહેવી પડી, લાજ ગુમાવવી પડી, અને સ્રીઓ ઉપર અત્યાચારનો પાર ન રહ્યો.

આ પછી મહાત્માજીએ હિંદનું નેતૃત્વ સ્વીકાર્યું. ૧૯૨૧માં પ્રિન્સ ઓફ વેલ્સ હિંદની મુલાકાતે આવ્યા ત્યાર તેમનો બહિષ્કાર કરવાનું કોંગ્રેસે ઠરાવ્યું હતું. તેમાં મુંબઈમાં તે વખતે પરદેશી કાપડની હોળી થઈ. સ્રીઓએ ઉલટભેર પરદેશી કાપડ બાળી નાખ્યું. એવામાં મુંબઈમાં હુલ્લડ થયું ને મહાત્માજી તથા સરોજિની નાયડુએ લોકોને વીખેરી નાખી હુલ્લડ સમાવ્યું. આ વર્ષે અમદાવાદમાં કોંગ્રસની બેઠક ભરાઈ તેમાં તેના વરાયેલા પ્રમુખ શ્રી. ચિત્તરંજનદાસ અને તેમનાં પત્ની પકડાઈ ગયાં હોવાથી તેમનું ભાષણ શ્રી. સરોજિની નાયડુએ તેમની કવિતા ઝરતી વાણીથી વાંચ્યું હતું.

ખીલાફતના પ્રશ્ન અંગે મૌલાના મહમદઅલીના વૃદ્ધ માતુશ્રીએ હિંદની ઘણી સારી સેવા કરી છે. બેગમ મહમદઅલીનું થોડા વખત ઉપર અવસાન થયું ત્યાં સુધી તેમણે પણ કોંગ્રેસમાં ને પાછળથી લીગ સાથે રહી હિંદની સેવા કરી છે.

ગાંધીજીએ રાજકરણમાં સ્રીઓને ભાગ લેતી કરી, એ હિંદની સ્રીઓ ઉપર ઘણો મોટો ઉપકાર છે. એથી સ્રીઓમાં સ્વમાન અને જાગ્રતિ આવ્યાં. ૧૯૨૧થી ૧૯૨૯ સુધી ઘણી બહેનો કોંગ્રેસમાં ભાગ લેતાં થયાં હતાં. સ્વ. સરલાદેવી ચૌધરાણી, એને પંડિત નહેરૂનું કુટુંબ મોખરે હતું.

૧૯૨૪માં સરોજિની નાયડુએ દક્ષિણ આફ્રિકામાં પ્રવાસ કરી હિંદી પ્રજાની સારી સેવા કરી. ૧૯૨૫માં તેઓ કાનપુરની મહા-

સભાના પ્રમુખ થયાં અને હિંદની પુત્રીને માથે હિંદનો તાજ મુકાયો. ૧૯૨૮માં તેઓ અમેરિકા ગયાં ને ત્યાંથી આવી ફરી પૂર્વ આફ્રિકન ઈન્ડીયન કોંગ્રેસના પ્રમુખ તરીકે આફ્રીકા ગયાં.

સામાન્ય રીતે આ દશકો રચનાત્મ કાર્યક્રમમાં ગાંધીજીએ ગાળ્યો. પરદેશી વસ્ત્રોનો બહિષ્કાર અને ખાદી પ્રચાર દ્વારા સ્ત્રીઓને રોજી મળતી થઈ. પરદેશી વસ્ત્રોના બહિષ્કારમાં ઘણી બહેનો પીકેટીંગ કરવા બહાર આવી ને એમનું ધૈર્ય કેળવાયું. આ રીતે સ્ત્રીઓમાં સામાજીક ક્રાંતિ પણ આવી.

આ વર્ષોમાં પંજાબમાં અને બંગાળમાં ક્રાંતિકારી ચળવળ છાની રીતે ચાલતી હતી. ભગતસિંહ અને તેના સાથીદારો પકડાઈ ગયા. તે રીતે બંગાળમાં કુ. વીણા દાસ યુનિ. પદવીદાન સમારંભમાં બંગાળના ગવર્નર ઉપર ગોળી છોડતાં પકડાયાં ને ૧૦ વર્ષની સજા પામ્યાં, પણ તેમને સરકારે ૧૯૪૫માં છોડયાં.

બંગાળમાં ક્રાંતિકારીઓએ હિંસાત્મક કાર્ય કર્યાં તેમાં ૧૯૩૨માં કુ. પ્રીતિએ મીસીસ સુલીવાનનું ખૂન કર્યું ને પાછા વળતાં પકડાઈ જવાની ધાસ્તીથી આપઘાત કર્યો. સાવિત્રીદેવી, પ્રીતિ વાડેદાર, સુહાસિની ગાંગુલી, કલ્પનાદત્ત અને કુ. ઉજ્જવળા મજમુદાર પકડાયાં ને સજા પામ્યાં.

પણ ૧૯૩૦નું વર્ષ ભારે યાદગાર છે. ગાંધીજીએ મીઠા સત્યાગ્રહ કર્યો ને અમદાવાદથી પગપાળા દાંડીકૂચ કરી. ધારાસણાના મીઠાના અગરો ઉપર ધાડ પાડી. શ્રી. સરોજિની નાયડુ એ કૂચ જોવા દાંડી ગયેલાં ને પાછળથી ગાંધીજી પકડાયા પછી તેમણે એક ટુકડીનું નેતૃત્વ લીધેલું. તેઓ પકડાયાં ને તરત છોડી મૂકવામાં આવ્યાં.

આ અરસામાં દેશમાં ઠેર ઠેર સ્ત્રીઓ સરઘસો દોરતી, લાઠીમાર ખાતી, જેલ જતી અને પીકેટીંગ કરતી. પુરુષોની સાથે કદમે કદમ મીલાવી સ્ત્રીઓએ આઝાદીની લડતમાં પૂરેપૂરો ફાળો આપ્યો. કેટલીયે બહેનોએ રાજદ્વારી ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ને તેમની શક્તિ બતાવી આપી. સરકારે સંધી કરી તે ગોળમેજીમાં કેટલીક બહેનોને પણ સ્થાન મળ્યું. શ્રી. સરોજીની નાયડુ, બેગમ શાહનવાઝ વગેરે ઘણી કાર્યકર બહેનોની આગેવાની ચમકી ઉઠી.

પછી સુધારા આવ્યા. ને પ્રાંતિક ધારાસભાઓ મળી તેમાં સ્ત્રીઓએ પોતાનો ફાળો આપ્યો, ને પ્રધાનપદાં અને મંત્રીપદ શોભાવ્યાં. ગુજરાતમાં શ્રી. હંસાબહેન, લીલાવતી મુનશી, ભક્તિબા દેસાઇ, નંદુબહેન કાનુગા, જ્યોત્સ્નાબહેન શુકલ, મૃદુલા સારાભાઇ, મણીબહેન પટેલ અને હિંદભરમાં જેઠી સીપાહીમલાની, રામેશ્વર નહેરૂ, વિજયાલક્ષ્મી પંડિત, મુથુલક્ષ્મી રેડી, રૂક્મણી લક્ષ્મીપતિ, મીસીસ સ્વામીનાથન, અરૂણા અસફઅલી, સુભદ્રાદેવી ચૌહાણ, મીરાંબહેન, રાજકુમારી અમૃતકુંવર, બેગમ શાહનવાઝ, સરસ્વતીદેવી, સત્યવતીદેવી અને કુ. ફાતમા ઝીના વગેરે ઘણી બહેનોનાં નામ ચમકયાં.

આ પછી ૧૯૪૨માં કોંગ્રેસે 'હિંદ છોડો' નો ઠરાવ કર્યો ને નેતાઓ જેલમાં પૂરાઇ ગયા. સમાજવાદી પ્રવૃત્તિએ જોર પકડયું ને શ્રીમતી અરૂણા અસફઅલી ભૂગર્ભવાસી થયાં. સરકારે તેમનો પત્તો મેળવવા ઘણા પ્રયત્નો કર્યા. તેમની મોટર લીલામ કરી, ઘરબાર વેચી નાખ્યાં, છતાં તેમનો પત્તો મળ્યો નહિ. એ રીતે ખાનદેશના લીલાબાઈ પાટીલ જેલમાંથી દવાખાને જતાં નાસી છૂટયાં. હિંદના કેટલાક ભાગોમાં લોકોએ માઝા છોડીને તોફાનો કર્યાં. ચીમૂરમાં લશ્કરે સ્ત્રીઓ ઉપર અત્યાચાર કર્યાં અને તેમના શીયળ લૂંટયાં. તેની તપાસ કરવા શ્રી. ભણશાળીએ આમરણાંત ઉપવાસ આદર્યો. સરકારે તેમને પકડયા; છોડયા ને છેવટે નજરકેદ રાખ્યા. અંતે તેમને છૂટા પણ કર્યા. દેશમાં બીજા સ્થળોએ સ્ત્રીઓ ઉપર અત્યાચારો થયા તેમાં મીદનાપુર જીલ્લાના તામલુક

તાલુકામાં ૬૩ બળાત્કારો થયા હતા ને વૃદ્ધ સ્ત્રીઓ ઉપર ગોળીઓ છોડવામાં આવી હતી. મદ્રાસ પ્રાંતમાં શ્રી ભારતીદેવીના પતિનો પત્તો મેળવવા તેને સતાવી તેના બાળક ઉપર જૂલ્મ કર્યો ને બાળક આઠ દિવસમાં મરી ગયું. તેને જીવતી બાળી મૂકવાની ધમકી આપેલી. કોલ્હાપુરની પોલીસે કાશીબાઇ હોનવાર ઉપર તેના પુત્રની બાતમી મેળવવા જૂલમ કરેલા ને તે બાઈને ગર્ભપાત થઇ ગયેલ. એવા તો અનેક કિસ્સાઓ ઠેરઠેર બન્યા હતા. રાજકુમારી અમૃતકુંવર જેવાને કાલકાથી પકડી અંબાલા જેલમાં પૂરી રાખેલાં ને તેમને કેટલાયે વખત સુધી એક જ કપડે રહેવું પડેલું. બદલવા માટે કપડાં પણ આપેલાં નહિ.

આ અરસામાં બર્મામાં શ્રી. સુભાષચંદ્ર બોઝે આઝાદ સેના ઉભી કરી તેમાં કેપ્ટન લક્ષ્મીબાઇની રેજીમેન્ટ પણ યોજાયેલી. તેમાં શ્રી. ચંદન, કુ. ઇ. ઝેવીયર અને શ્રીમતી સ્લીમ કેપ્ટન બન્યાં હતાં. શ્રી લીલાવતી મહેતા ને તેમની પુત્રી રમા મહેતા, શ્રી રાજલક્ષ્મી ચિદંબરમ, શ્રી હીરાબહેન બેશઈ વગેરે ઘણી બહેનોએ હિંદની આઝાદી માટે જીવન હોડમાં મૂક્યાં હતાં; વળી મુંબઇમાં આઝાદ રેડીઓ ચલાવનાર કુ. ઉષા મહેતાનું નામ જાણીતું બન્યું હતું. એ બહેન પકડાઇ ગયાં ને સજા ખાઇ આવ્યાં. વળી કોંગ્રેસની શાન્ત ચળવળમાં કમળાદેવી ચટ્ટોપાધ્યાય, સુંદરીદેવી, સુષમા સેન, સત્યવતીદેવી, ભગવતીદેવી, કૃષ્ણા હઠીસીંગ, ઇન્દીરા ગાંધી, પદ્મજા નાયડુ, બીબી સંતકુંવર, ડૉ. અચમ્મા, ગોદાવરી પરૂલેકર, કુ. કમળા દાસગુપ્તા શ્રી. કમળા ચૌધરી, શ્રી. પૂર્ણિમા બેનરજી, શ્રીમતી મેનન, શ્રી. માલતી ચૌધરી, શ્રી. લીલા રૉય, શ્રી. વેલાયુધન અને આઝાદ સ્વયંસેવિકા દળના નિયામક શ્રી. સોફીઆ ખાન અને શ્રી. સુચેતા ક્રિપલાનીનાં નામ જાણીતાં બન્યાં અને તેમાંના ઘણા ધારાસભા અને લોક પ્રતિનિધિ સભામાં ચુંટાયાં છે.

રચનાત્મક કાર્યક્રમમાં ગુંથાઈ ગયેલ અનેક બહેનોમાં ખુરશેદબહેન નવરોજજી જેવી ઘણી બહેનો દેશના સ્વાતંત્ર્ય માટે ભૂમિકા તૈયાર કરવામાં રોકાઇ પડી હતી. અને જ્યોતિર્મયી ગાંગુલી જેવાએ દેશમાં ઉઠેલા તોફાનો સમાવતાં મોટર અકસ્માતમાં પ્રાણ આપ્યા છે. પણ સહુથી મોટો ભોગ તો આપણાં માતાસ્વરૂપ શ્રી. કસ્તુરબા ગાંધીનો છે. આગાખાન મહેલમાં ડૉ. સુશીલા નાયર અને કુ. મનુબહેન ગાંધીની સારવાર પામી કસ્તુરબાએ દેશના આઝાદીયજ્ઞમાં પોતાનું બલીદાન આપ્યું છે. તેમની પાછળ થયેલ ટ્રસ્ટનું સંચાલન રામેશ્વરી નહેરૂ, કીકીબેન લાલવાણી, લાવણ્યલતા, દુર્ગાબાઇ અને સરલાદેવી જેવી બહેનોના હાથમાં મૂકાયું છે ને તેનો વિકાસ થતો જાય છે.

પંદરમી ઓગસ્ટે—હિન્દના સ્વાતંત્ર્યદિને ૪૦ વર્ષની કેદ ભોગવીને મુક્તિ પામેલ ક્રાન્તિ—કુમારી જીવડાની બાલિકામાંથી યુવતિ, અને યુવતિમાંથી વૃદ્ધા બની આપણી વચમાં આવી ઉભી છે. એની સ્વાતંત્ર્ય—સાધના આખરે ફળી છે.

આજે હિંદ આઝાદ થાય છે તે વખતે દેશભરમાં સ્ત્રીઓ પોતાના કાર્યે લાગી ગઇ છે. વિજયાલક્ષ્મી પંડિત યુ. નો. પરિષદમાં અને હંસાબહેન મહેતા સ્ત્રીઓના હક્કો માટે પરદેશમાં પ્રતિનિધિમંડળો દોરી જાય છે. એશીઆઇ પરિષદનું નેતૃત્વ શ્રી. સરોજીની નાયડુએ સંભાળ્યું ને રાજકુમારી અમૃતકુંવર આજે હિંદના પ્રધાનમંડળમાં નીમાય છે. શ્રી વિજયાલક્ષ્મી પંડિત તેમનાં પુત્રી કુ. ચંદ્રલેખા સાથે રશિયામાં એલચીપદ સંભાળવા ગયાં છે. આમ હિંદની આઝાદીમાં સ્ત્રીઓએ જે અપૂર્વ બલિદાનો આપ્યાં છે, અમાપ ત્રાસ વેઠ્યો છે ને સહન કર્યું છે તે બહેનો ગૌરવ લઇ શકે છે. એ ગૌરવ લેવાનો તેમને અધિકાર છે. એ બહેનોને અમે આ પ્રસંગે અભિનંદન અને અંજલી અર્પીએ છીએ.

( ગતાંકથી ચાલુ )

પોતાની કેળવણી પ્રવૃત્તિઓને એક પછી એક મજબૂત હાથે દબાઇ જતી જોઇ, હતાશ હૃદયી બની જવાથી ઇલ્યા નીકોલેવીચનું પ્રમાણમાં ઘણી નાની વયે અવસાન થયું. પતિના વ્યક્તિત્વના ઉચ્ચાશ્રમ નીચે ઉછરી મેરીઆ અલેક્ઝાન્ડ્રોવ્ના ઘણીજ ઉંચી ભૂમિકા પરથી નીચે પટકાઈ પડી; છતાં તેણે અજબ શાંતિ દાખવી. અપ્રતીમ ધીરજ ધારણ કરી, વ્યવહાર બુદ્ધિથી ને પવિત્ર ફરજની ભાવનાથી પતિનું આદરેલુ કાર્ય પૂરૂં કરવા તેણે કમર કસી. તેના આ સદ્ગુણોએ તેના પુત્ર વ્લાડીમીરમાં પાછળથી ઘણો જ મહત્વનો ભાગ ભજવ્યો છે.

તેને ખૂબ જ ઓછું પેન્શન મળતું: તેમાંથી તેને ઘર નભાવવાનું હતું ને બાલકોને કેળવણી પણ આપવાની હતી, છતાં તે કદી યે ખમચાઈ નહિ કે બાલકોના અભ્યાસમાં જરાય વિઘ્ન નડવા દીધું નહિ.

પોતાના પતિ જે બહુમાનને લાયક હતા તે બહુમાન તેમના અવસાન પછી સ્વીકારવાની મેરીઆએ સાફ ના સુણાવી દીધી અને તે માટે નાણાં ખર્ચવાને બદલે તે નાણાં પોતાનાં બાલકોની સંભાળ અને કેળવણી માટે વાપરવાનું દુરસ્ત ધાર્યું, કારણ કે એલેક્ઝાન્ડર અને આના સેઇન્ટ પીટર્સબર્ગમાં અભ્યાસ કરતાં હતાં, તે પોતાનો અભ્યાસ ચાલુ જ રાખે એવો તેનો ખાસ આગ્રહ હતો.

હજી મેરીઆ એલેક્ઝાન્ડ્રોવ્ના ઉપર વૈધવ્યનો ભાર નવો નવો પડયો હતો ત્યાં તેના ધૈર્યની બીજી કારમી કસોટી આવી પડી. ઝાર એલેક્ઝાન્ડર ત્રીજાને મારી નાખવાના કાવત્રામાં ભાગ લેવા બદલ તેના પુત્ર એલેક્ઝાન્ડર અને પુત્રી આનાની ધરપકડ થઇ. લેનીનની ઉંમર તે વખતે ફક્ત સત્તર જ વર્ષની હતી. એની યુવાનીના કોઈ પણ પ્રસંગ કરતાં આ વાતની તેના કુમળા દિલ પર ઉંડી છાપ પડી.

# લેનીનની માતા

# મેરીઆ એલેક્ઝાન્ડ્રોવ્ના

લેખક

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

*

એની માતાએ એ વાત શાંતિથી સાંભળી. નાનો ભાઇ ને બહેનો લેનીનને સોંપી તે તેના "શાશા" (એલેક્ઝાન્ડરને તે એ વ્હાલસોયા નામથી બોલાવતી ) ને મળવા સેઇન્ટ પીટર્સબર્ગ ગઇ. એને ફાંસીની સજા થયાનું સાંભળી તેનું હૈયું ભાંગી ગયું. બ્હાવરી બની તે પોતાના પુત્રને જેલમાં મળવા ગઈ. એના નિર્દોષ બાલકને આવી કારમી સજા કેમ ફરમાવવામાં આવી હશે તે જ તેને સમજાતું નહોતું.

એલેક્ઝાન્ડર એની માતાને પૂજતો. તે મેરીઆને પગે લાગ્યો ને ક્ષમા યાચી. એ સંયોગમાં બીજું કાંઇ જ બની શકે તેમ નહોતું એની તેને વારંવાર ખાત્રી આપી. લોહીઝરતા માતૃહૃદયની વિષાદઘેરી ઝંખનાથી એણે ઝારને દયા માટે પ્રાર્થના કરવા કહ્યું, પરંતુ એલેક્ઝાન્ડરે ખિન્ન હૈયે નકાર ભણ્યો.

"મ્હારા કુટુંબ પ્રત્યે મ્હારે જે ફરજ અદા કરવાની છે તે ઉપરાંત મ્હારે મારી માતૃભૂમિનું ઋણ પણ ફેડવાનું છે. મુકદ્દમામાં તે વખતે મેં જે નિવેદન કર્યું છે તેથી હું ચલિત થઈ શકું તેમ નથી. હું દયા માગું તો મ્હારા જેવો બીજો દ્રોહી કોણ?"

પુત્રનાં સાચાં વચનની માતાને પ્રતીતિ થઇ. એના વિષાદ ઘેર્યા હૈયે પણ ગૌરવ ભાળ્યું, છતાં આખરે તે માતા હતી એટલે જ્યારે વાયુ વાત લાવ્યો કે કેદીઓને છોડી મૂકવાના છે ત્યારે તેના કોમળ દિલમાં આશાના અંકુરો ફુટયા સિવાય રહ્યા નહિ. જેલના સળિયાની આડે તેમનું છેલ્લું મીલન થયું. 'ધીરજ રાખજે, બેટા' એ તેનો છેલ્લો ને મુંગો આદેશ હતો.

પરંતુ એની પુત્રી આનાને જેલમાં મળવા જતાં જ્યારે તેણે વર્તમાનપત્રમાં વાચ્યું કે તેના 'શાશા' ને ફાંસી દેવાઈ ચૂકી હતી ત્યારે તે જ ધૈર્ય ગુમાવી બેઠી. એલેકઝાન્ડરના અંતની વાત આનાને ન કરવા એણે જેલરને વિનવણી કરી ત્યારે એના ઘવાયલા ભગ્નહૃદયનાં ઉંડાણુ કોઇ પામી શકે તેમ નહોતું. જે પુત્રને તેણે અસીમ લાડકોડથી ઉછેર્યો હતો અને તેને આવી ઘાતકી રીતે તેની પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યો હતો તેને માટે તેનું હૈયું ને આત્મા છાતીફાટ આક્રંદ કરી રહ્યાં હતાં, છતાં તેણે સાન્ત્વન માટે ધૈર્ય ને શક્તિ કેળવ્યાં.

એલેકઝાન્ડરના અવસાન સાથે યુલ્યાનોવ કુટુંબમાં ઘણાં ઘણા બનાવો બની ગયા. પ્રથમ તો થોડા જ તેમના પ્રત્યે વહેમની નજરે જોવા લાગ્યા. એમના પોતાના કુટુંબમાં જ ક્રાંતિકારી વિચારનાં બીજ વવાયાં ને આકૃતિ પામી રહ્યાં. એલેકઝાન્ડરે પોતાના ઉદાહરણ દ્વારા જ પોતાનાં નાનાં ભાંડુઓને પ્રેરણા પાઇ.

હવે સીમ્બરર્કમાં રહેવું યુલ્યાનોવ માટે કપરૂં થઇ પડયું. વ્લાડીમીર ને ઓલ્ગાએ હાઇ-સ્કુલની પરીક્ષાઓ પસાર કરી કે તરતજ આખુંય કુટુંબ કુકુરડીનો જ્યાં રહ્યું. આનાને પણ જેલમાંથી ત્યાં દેશવટો દેવાયો હતો.

વ્લાડીમીર કાઝાન યુનિવર્સિટીમાં દાખલ થયો, પરંતુ વિદ્યાર્થીઓની હડતાલમાં ભાગ લેવા બદલ એને તુરતજ રૂખસદ આપવામાં આવી. સ્થાનિક તોફાનમાં એનો પુત્ર આગેવાની લેતો હતો માટે તેને વારવા તેની માતાને તાકીદ કરવામાં આવી. એલેકઝાન્ડ્રોવ્નાને પોતાનાં સંતાનોમાં એટલો બધો વિશ્વાસ હતો કે તે કદી પે તેમને પૂછપરછ કરવાનો વિચાર સરખો પણ કરી શક્તિ નહિ. ત્યાર પછી બે વર્ષ સુધી ફાંસી દેવાયલા યુલ્યાનોવના ભાઇ તરીકે—જોખમી વ્યક્તિ તરીકે વ્લાડીમીરને કોઇ પણ કોલેજમાં દાખલ કરવામાં આવ્યો નહિ.

ઇસ્વીસન ૧૮૯૦માં તેની માતા જાતે સેઇન્ટ પીટર્સબર્ગ ગઇ ને કેલવણી પ્રધાનને મળી વ્લાડીમીરને યુનિવર્સિટીમાં દાખલ કરાવ્યો. ત્યાં તેણે એટલી બધી મહેનત કરી કે દરેક પરીક્ષા બહુમાન સાથે પસાર કરી તેણે પોતાની માતાને સંપૂર્ણ સંતોષ આપ્યો.

છતાં તેમને બીજો આઘાત લાગવાનો હતો. એની બીજી પુત્રી ઓલ્ગા સેઇન્ટ પીટર્સબર્ગમાં અભ્યાસ કરતી હતી તેનું ટાઇફોઇડથી અવસાન થયું. ફરીથી એક વાર તેણે આવી પડેલી આપત્તિ શાંતિથી સહન કરી, પરંતુ એના હસમુખા વદન પર કરચલીઓ વળી ગઇ. વ્લાડીમીર તેને હવાફેર માટે સમારા લઈ ગયો ને ત્યાં તેની સાથે તેણે અભ્યાસમાં થોડાંક વર્ષો પસાર કર્યાં.

ક્રાંતિકારી હિલચાલની આગલી હરોળમાં ઉભા રહેવાની ઉત્કટ ઇચ્છા હોવા છતાં તેણે તેની માતા સાથે કાઝાન ને સમારામાં થોડાં વર્ષો ગાળ્યાં. માતાને બધાં જ બાળકોની હૂંફની જરૂર હતી. વળી એમનામાંનું કોઈ પણ ક્રાંતિકારી પ્રવૃત્તિમાં જોડાઈ જોખમ વહોરી લે ને પરાણે તેને આઘાત વેઠવાનો પ્રસંગ આવે એવું કરવાનું પણ ઉચિત નહોતું. એમના ઉપર અનહદ પ્રેમ વરસાવી તેણે સંતાનોની જે દેખભાળ રાખી હતી તેનો એ રીતે જ યત્કિંચિત્ બદલો વાળી શકાય તેમ હતું.

એલેકઝાન્ડર માતાને પૂજતો, લેનીન માતામાં અપ્રતીમ વિશ્વાસ મૂકતો ને અનુપમ મૈત્રીનો આસ્વાદ લેતો. પોતાની એક પણ ક્રાંતિકારી પ્રવૃત્તિ વ્લાડીમીર પોતાની માતાથી કદી છૂપાવતો નહિ. મેરીઆનાં બીજા સંતાનો પણ કશું જ છૂપું રાખતાં નહિ ને મેરીઆ પણ હંમેશાં તેમની પડખે રહેતી અને એમનું ભૂગર્ભ કામ કરતીઃ છૂપા કાગળો લઈ જતી લાવતી અને જેલમાં પણ પત્રવ્યવહાર સાચવતી.

મેરીઆ એલેકઝાન્ડ્રોવ્ના ઘણી સારી રીતે સમજતી કે ક્રાંતિને પંથે પળનાર પ્રત્યે નોકરશાહી જરા પણ દયાવૃત્તિ દાખવવાની નથી.

છતાં લેનીનને એના નિયત માર્ગથી પાછો વળવા કદીયે એણે કહ્યું નથી. એલેક્ઝાન્ડર પેઠે તેને પણ કદાચ ફાંસીએ ચડવું પડે એ જોખમ સંપૂર્ણ સમજવા છતાં તેણે આડો હાથ કદી દીધો નથી.

એક દિવસે પોલીસ અધિકારીએ લેનીન વિષે તેને કહ્યું: 'તમારો મોટો છોકરો ફાંસીએ લટકયો ને બીજાને માટે હવે ફાંસી તૈયાર થાય છે' મેરીઆએ ઉત્તર દીધો: 'મ્હારા પુત્રો માટે હું મગરૂર છું.'

મેરીઆ એલેક્ઝાન્ડ્રોવ્ના તેનાં બાળકોની ક્રાંતિકારી પ્રવૃતિઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતી ને બધું સમજતી પણ ખરી. ઉલ્યાનોવ કુટુંબમાં કોઇ પણ પ્રકારનો ભિન્નભાવ નહોતો. તેઓ એકત્વની ભાવનાથી જ કામ કર્યે જતાં ને એ ઐકયની ભાવના અપનાવવા બદલ તેમની માતાનાં ઓશિંગણ હતાં. ભારે આઘાત ઝીલ્યા છતાં ને કડવા ઘૂંટડા ગળ્યા છતાં એ માતા હરહંમેશ તેમની પડખે રહેતી, તેમની પ્રવૃત્તિઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતી ને પ્રેરણા પાતી.

લેનીનને સાઇબીરીઆમાં દેશવટો અપાયો ત્યાંથી પણ તે એની માતાને ભાવભર્યા વર્ણનાત્મક પત્રો લખતો અને તેની સાહિત્ય પ્રવૃત્તિથી તેને માહિતગાર રાખતો. છતાં માતા હંમેશાં લેનીનની તબિયતની ચિંતા કર્યા કરતી. એક વાર તો તે સાઇબીરીઆ જઈ આવવા પણ તૈયાર થઇ, ત્યાં તેના નાના ભાઇ દિમિત્રીની ધરપકડ થઇ એટલે તે સાઇબીરીઆ જઈ શકી નહિ.

લેનીન અને તેની માતા વચ્ચેનો પત્રવ્યવહાર આત્મીય, ને વિગતવાર હતો અને બન્નેની અજબ 'ધૂનનું' પ્રતિબિમ્બ પાડતો.

લેનીન તેની માતાને પોતાના જીવનનું એક અંગ સમજતો. યુરોપમાં પોતે ઘૂમતો ને એની માતા એનાં બીજાં સંતાનોની જેલમાં કે દેશવટામાં મુલાકાતો લેતી ત્યારે

## આઝાદી સંદેશ

આવ્યો આઝાદી સંદેશો, વીરા !
આવ્યો આઝાદી સંદેશો.

મારાં હિન્દી જનોને કહેજો,
આવ્યો આઝાદી સંદેશો.

ચિર કાળથી ચ્હાતા જેને,
સ્વપ્નું સિદ્ધ થયું છે એને;
સ્વીકારી કેમ લેશો ? આવ્યો૦

સ્વાગત ધર્મે સોહે ભારત,
અણમૂલી વસ્તુનાં સ્વાગત,
દીપાવી કેમ લેશો ? આવ્યો૦

સમુદ્ર પારથી હું આવું છું,
ભવ્ય સોણલાં સાથ લાવું છું;
કેમ ઝીલશો સંદેશો ? આવ્યો૦

મોંઘી વસ્તુનાં મૂલ્ય ઘણેરાં,
મસ્તક સાટાના એ મેવા:
એ અંતર સમજી રહેશો. આવ્યો૦

પ્રભાવતી પંજવાણી

પણ મેરીઆ લેનીનના હૃદયપટમાં જ રમ્યા કરતી. મેરીઆએ કદી પણ પોતાનાં બાળકોનો ત્યાગ કર્યો નહોતો, બલ્કે હરહંમેશ તેમની ક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં સાથ પુરાવ્યો હતો ને હરહંમેશ તેમની પડખે જ રહી હતી.

ઇસ્વીસન ૧૯૦૨માં લેનીને સ્ટુટગાર્ટથી 'ઇસ્ક્રા' પ્રગટ કરતો હતો ત્યાં મેરીઆ ગઇ. માતાપુત્રે આ પ્રસંગનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો.

મેરીઆ એલેક્ઝાન્ડ્રોવ્ના અતિ સંસ્કારી મહિલા હતી. સાહિત્ય સંગીત ને કલામાં રસ લેતી. લેનીનને પણ સાહિત્ય સંગીત ને

કલામાં રસ હતો, એટલે એકબીજાને પ્રોત્સાહન આપી અને પ્રોત્સાહન પામી બન્નેને ઘણો જ સંતોષ થતો. ઈસ્વી સન ૧૯૦૩માં તે સમારા પાછી ફરી.

ઇસ્વી સન ૧૯૦૪ પછી મેરીઆનું જીવન વધારે ને વધારે મુશ્કેલ બનતું ગયું. ધ્મિત્રી, તેની પત્ની, આના અને મેરીઆ બધાંની ધરપકડ કરવામાં આવી. તેઓ જેલમાં પૂરાયાં. ઇસ્વી સન ૧૯૦૫ની નિષ્ફળ ક્રાંતિમાં લેનીન થોડી વાર આવી તેની માતાને મળી ગયો પરંતુ તે વધુ વખત સાથે રહી શકયો નહિ અને ફરજીયાત સ્વદેશ છોડવો પડયો.

પછીનાં વર્ષો મેરીઆ એલેકઝાન્ડ્રોવ્નાને માટે વિષાદપૂર્ણ ને ત્રાસજનક હતાં. સન ૧૯૦૯ના ફેબ્રુઆરીમાં તે જાતે ગંભીર બિમારીના બિછાને પટકાઈ પડી હતી. મેરીઆને એપન્ડીસાઇટીસ થયો. એને માટે સફલ શસ્ત્રક્રિયા કરવામાં આવી. દુઃખભર્યાં લાંબાં છ વર્ષો બાદ માતાપુત્રના પુનર્મિલનની ઘડી આવી. લેનીને લખ્યું: "આપણી ઓગસ્ટની મુલાકાત અદ્‌ભૂત હશે: આશા છે કે એ પ્રવાસ તને જરા ય કપરો નહિ લાગે."

છેવટે તેઓ કોપનહેગનમાં મળ્યાં. જીવનમાં પહેલી અને છેલ્લી વાર માતાને દેશવટો ભોગવતા રશિયન કામદારોની સભામાં લેનીનને બોલતાં સાંભળવાની તક મળી. એ એમનું છેલ્લું મિલન હતું.

લેનીન હરહંમેશ મેરીઆને પરદેશમાં તેની સાથે આવી રહેવા કહેતો. માતાને પણ લેનીન સાથે રહેવાની ઉત્કટ ઇચ્છા થતી, પરંતુ બીજાં સંતાનોને એની વધારે જરૂર હતી એમ સમજી તે તેમની સાથે જ રહેતી. છેક સિત્તોતેર વર્ષની વયે પણ જ્યારે તેની દીકરી આના અને મેરીઆની સારાટોવ ખાતે ધરપકડ થઇ ત્યારે આનાના પતિને ચેતવણી આપવા તે બંદર પર જાતે દોડી ગઈ. તેને ખબર હતી કે તે સ્ટીમર દ્વારા પાછો ફરી રહ્યો હતો તેથી તેને ચેતવવાની ખાસ જરૂર હતી. જ્યારે જ્યારે તેનાં બાલકોને તેની જરૂર પડી હતી ત્યારે ત્યારે તેની શારીરિક અને માનસિક શક્તિઓએ જરા પણ ન્યૂનતા દાખવી નહોતી.

પ્રજાકીય પક્ષના નેતા તરીકે એના પુત્ર લેનીનની ચૂંટણી થઇ ને એની તમામ મુશ્કેલીઓ ને વિષાદો વિજયમાં પરિણમ્યાં. એ શુભદિન આવ્યા પહેલાં જ ઇસ્વી સન ૧૯૧૬ માં તેનું અવસાન થયું. ઇસ્વી સન ૧૯૧૭ના એપ્રિલમાં લેનીન રશિયા આવ્યો ત્યારે માતાનો ક્ષરદેહ આ ફાની દુનીયાં છોડી પરલોક પ્રયાણ કરી ગયો હતો.

પરંતુ ઝારના રાજતંત્રને ઉથલાવી નાખનાર ઓકટોબરની રાજક્રાંતિ આવી તે પહેલાં ઘણા સમયથી એલેકઝાન્ડ્રોવ્નાને એ ધન્ય ઘડીની આગાહી થઇ ચૂકી હતી. કોઇ ભયંકર તોફાન ધસી આવે તે પહેલાં એનો ચમકારો લાગી જાય તેમ મેરીઆ એલેકઝાન્ડ્રોવ્નાને તેનાં બાલકોનાં કાર્યો હરહંમેશ સત્ય પંથે જ થતાં લાગતાં. એના પુત્ર એલેકઝાન્ડરે સ્વદેશ ખાતે પ્રાણાર્પણ કર્યું હતું, એના બીજા પુત્ર વ્લાડીમીરે પ્રજાપક્ષ સ્થાપ્યો હતો અને તેનો નાયક બન્યો હતો, ધ્મિત્રી, આના અને મેરીઆએ પ્રીતિ પાછળ પોતાની જુવાની ખરચી નાખી હતી. એ વીર સંતાનોની માતા એલેકઝાન્ડ્રોવ્નાનું જીવન ખરેખર ધન્ય બની ગયું હતું.

જાણે મેરીઆએ પોતાનો દેહવિચ્છેદ કર્યો હતો. એનું દરેક ઉપાંગ એનાથી વધારે શક્તિશાળી નીવડ્યું હતું. બાલકો દ્વારા એનું સઘળું જેમ એકત્ર થયું હતું ને વિકાસ પામ્યું હતું અને એ બાલકોનાં પુણ્યસ્મરણથી મેરીઆ એલેકઝાન્ડ્રોવ્નાનું નામ પણ રશિયન પ્રજાના દિલમાં અમર સ્થાન પ્રાપ્ત કરી ચૂક્યું છે.

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક
શ્રી. સવાઈલાલ ઈ. પંડ્યા

[ ગતાંકથી ચાલુ ]

લેખાંક : ત્રીજો

ઝાઝી ચાંદનીથી પથરાયેલા ચોકમાં ગોરીઓ ગરબે રમવા નીસરે એ એક અનુપમ દૃશ્ય છે: જે જોવા સ્વર્ગથી દેવોને પૃથ્વી ઉપર ઉતરી આવવાનું મન થાય એવું દૃશ્ય છે. ગુજરાતનું પોતીકું દૃશ્ય છે. સહીયરોના સાથમાં મળીને, માથે મનોહર ગરબો ધરીને, નવરાત્રીમાં ઘેર ઘેર જઈ ગરબા ગાતી બહેનોને જોઇ કોઈક રસિક બંધુને કયારેક ઇર્ષા પણ થતી હશે કે આ મધુર લ્હાવામાં મારો હિસ્સો નહિ ને? આવી છે છોકરાઓ માટે પણ ઘોઘો ફેરવવાની વ્યવસ્થા; પરંતુ એમાં પ્રયોજાતા બોલો માત્ર જોડકણું છે, એનું કળાવિધાન પણ પ્રાથમિક દરજ્જાનું દેખાય છે. ગરબાની યોજના સૂક્ષ્મ કળાદૃષ્ટિએ સાંગોપાંગ ઉતરેલી નજરે પડે છે.

જેના જીવનનું પ્રત્યેક પાસું આનંદના સમુલ્લાસથી શોભી રહ્યું છે એવા ભગવાન શ્રી કૃષ્ણે એકદા ગરબાના ઉત્સવમાં કેવો ભાગ લીધો અને પોતાના ચમત્કારિક વ્યક્તિત્વનો પરિચય આપીને વ્રજજનોને કેવાં આનંદમાં તરબોળ કર્યાં એ પ્રસંગ એક ગુજરાતી કવિએ ગાઈ બતાવ્યો છે, એમનું નામ લાલજી શુક્લ. તેઓ કયારે થયા, એમના જીવનમાં નોંધવા લાયક બનાવો શું બન્યા વગેરે હકીકત વિષે આપણે અંધારામાં છીએ. માત્ર એક બે દંતકથાઓ એમના નામની આસપાસ ગુંથાયેલી સાંભળવામાં આવે છે કે તેઓ ગુરુને ઘેર લાંબો વખત વસવાટ કર્યો છતાં બુદ્ધિની મંદતાને લઈને શાસ્ત્રોને ગ્રહણ કરી શકયા નહિ, પરંતુ અંતે દીર્ઘ સેવાથી સંતુષ્ટ થયેલા ગુરુના આશિર્વાદ કરીને કવિત્વ શક્તિનો વિકાસ અને અન્ય કળાઓનું જ્ઞાન પણ પામી શકયા. એમનું એક જ ગીત "લાલજી શુકલનો ગરબો" એવા સાદા નામે પ્રશ્નોરા નાગર સ્ત્રીઓમાં પ્રચલિત છે. "અહિચ્છત્ર કાવ્યકલાપ" નામના સંગ્રહમાં અને કદાચ અન્યત્ર પણ એ પ્રસિદ્ધ થયેલું છે. પરંતુ મેં અહીંઆં રજુ કરેલું ગીત તો મુખ પરંપરાએ જેવું ઉતરી આવેલું મને મળ્યું છે તેવું જ મેં નોંધી લીધું છે; એટલે એના પાઠભેદ જિજ્ઞાસુ વિદ્વાનોને સરખાવી જોવા માટે ઉપયોગી થશે એમ માનું છું. આ ગીતની પ્રસાદિકતા ઉપરની દંતકથાને સાચી માની લેવા લલચાવે છે. ભાગ્યશાળી છે કવિ કે આ એક જ ગીતથી અમરતા વર્યા છે.

## 'લવજી શુકલનો ગરબો.'

ગણપતિ ગુણને વર્ણવું ગોવિંદના ગુણ વર્ણવું,
ચરણ નમીને જાઉં રે નરોહર ગુણ કહેતાં જી.
ગુણ કે'તાં ગોવિંદજી કેરા કવિતા કઇ પેરે ગાઉં ?
જેમ ગોકુળ ગિરધર ગરબે રમીયા તે રીતે હું ગાઉં,

આસો સુદ નવરાત્રિ પડવે ઘેર ઘેર ગરબા હોય,
આભૂષણ વસ્ત્ર સજીને અંગે ટોળે મળી વ્રજનાર્ય.
મુગ્ધા, બાળા, પ્રૌઢાપનોતી પદ્મિની સુખ સુગંધ,
અંગે મુગપદ કરે વાસના, પગલે કુમકુમ બંધ.
ચતુરંગી ચંચળ ગતિ ચાલે, બોલે મધુરી વાણી,
લક્ષણ બત્રીશે પૂરી લલના વેદે તે વખાણી.
નાભિ ગંભીરી ત્રિવળી ઓપે મજમતં ગજગતિ કરતી,
નવલપણું જેને અંગે ઓપે હસ્તિની હરિમન હરતી.
શ્યામા નવોઢા ચતુરાનારી બહુ ગુણવંતી ગોરી,
નેહ ભરી સૌ નંદકુંવર ને નાગર નવલ કિશોરી.
હરિને હેતે સૌ, સુંદરી, સંચરી,
વસ્ત્ર કનક આભૂષણ, અંગે અંગ ધરી. ૧

અંગ આભૂષણ ધર્યાં ને શ્યામા શિર ઢાળીને બોલે,
હીરા રાખડી વેણી ઉપર જેમ જેમ મણિધર ડોલે.
શેષફુલી સિંદૂરે સેંથો જડાવ ટીલડી શોભે,
ઝાલ્ય દામણી ઝળકે ઉપર મુનિજનનાં મન લોભે.
પદ્મ રાગ કલિદંત કામિની કંઠશ્રી કોટ અમારી,
કટેસરી ચંપકળિ માળા, હાર હૈયે રહી ધારી.
કોરાં કાજળ નેત્ર સમાર્યાં, કીર નાસિકા સોતી,
અધર વિદ્રુમ ઉપર અતિશોભે નકવેશર ગજ મોતી.
બાજુબંધ બેરખડા ખળકે, ઝળકે હૈયે હંબેલ,
કનક કાંકણી ચૂડી કંકણ મોંઘા મરકત વેલ.
ઘરસાડી ઘરચોળી ચુંદડી પોપટ ભાત્ય પટોળી,
તાર દોરંગી બંધ બાંધણી ચંપાવરણી ચોળી.
તારકશી કાંચળી કશી ને છાપ્યાં છાયલ પહેર્યાં,
સચાર ઉરથી કરી સમારી નવલી નવલી લ્હેરાં.
પાય નેપૂર ઝાંઝરિયાં પહેર્યાં ત્રોડા ઘૂઘર ઘોર,
છડા વાજણા વળી વીંછીયા અણુવટડાના શોર.
સહીયર સંચરી, સુંદરી, શિર ઉપર ગરબા ધરી
નંદ તણે ઘેર પરવરી
આનંદ અંગ ન માય હરિને હેતે શું વરી. ૨

સૌએ મળીને કહે સુણોને માતા, ઘેર ઘેર ગરબા ગાશું.
શણગારો તમે કાન કુંવરને રમવા તેડી જાશું.
સુર નારીને શ્રવણ થયું ને માવે માયા માંડી,
જળહળ નારી રૂપ પ્રકાશ્યું પુરૂષપણાને છાંડી.
અતિ શોભે શ્યામાનું મુખડું કોટિક ચંદ્ર પ્રકાશ,
આવ્યા તાંડવ નૃત્ય નિરખવા અપરલોક આકાશ.
રૂપ જોઈ માનવીએ મૂકયો રૂપ તણો અહંકાર,
મહા મનોહર અદ્ભુત આ તો સકળ લોકનો સાર.
મહા માનવી રૂપ જોઇને અતિશે આનંદ પામી,
બાળ વૃદ્ધ ગોકુળિયું આવ્યું ચરણે મસ્તક નામી.
આહીર ધન્ય ભાગ્ય કહીને આશીષો બહુ દીધી,
તત્ક્ષણ રમવા ગોપવધૂએ ગાગરીઓ કર લીધી.

ફરતી સુંદરી સૌ ફરે શ્યામા નૃત્ય નવું કરે,
ચૌદ લોકનું મન હરે અતિ હરખે શું ભરી,
ફરતા ગરબા ફેરવે, ગગન મંડળમાં ઘેરવે,
આકાશે ઉછાળી હસ્તકમળ પર ધરે. ૩

ગગન મંડપ ગરબાનું કૌતક સૌ સુરલોકે દીઠું;
અમર પુષ્પની કરે તે વૃષ્ટિ કહે ગોકુળિયું મીઠું.
કોઈ કહે, જાણ કરો જશોદાને જુએ તે ઝળહળ રૂપ,
નંદજી અદકો નેહ ધર્યો ત્યાં ભૂતળ ભૂલ્યા ભૂપ.
એમ કહીને નંદ જશોદા ત્યાં આવ્યાં તત્કાળ,
મહાબીક મંડાણી બહેની, કયાં છે મારૂં બાળ ?
જશોદા કહે મારૂં બીએ બાળકું રમે જાગણી રાત,
નોરતડાંમાં બાઈ, કેમ ધીરૂં આહીરડાંની સાથ ?
સૌએ મળીને કહે સુણોને માતા અમે કેમ અળગા કરશું ?
શ્યામ સુંદર અમને અતિ વહાલા હેડે હેતે ધરશું.
જશોદા પૂછે નંદજીને, પ્રણ કાન કરે છે આડો,
ગરબે જાય ગોરાણીઓ સાથે તમે ન કરશો ત્રાડો.
એમ કહીને વળી કાન કુંવરને આભુષણ વસ્ત્ર પેરાવ્યાં,
સોના ગરબો દીવો પ્રગટી મંદિરમાંથી લાવ્યા.
મોહન કહે માતાજી મારો ઘરબડીઓ સો આંપો,
ઘુઘરા, ઘાટડી ઓઢણી અમને ચોળી સોત પેરાવો.

સેંથો ટીલડી સર્વ સમારી ખાંતે ઓળે તેડી,
આ મોહનાનાં મીઠાં કરે તમે લ્યો ગરબો મારી ઘેડી.
માથે ગરબો ધર્યો ને મોહન ડગમગ ડગમગ ચાલે,
માતા કહે ખમા ખમા, ગોરાણીઓ ગરબો ઝાલે.

મોહન કહે માતાજી રહોને હવે હું રમવા જાઉં,
વાંકો ચૂંકો નથી જુવો હું સારી પેઠે સ્હાઉં.
વહાલા પુત્ર તમે વહેલા વળજો હરખે આંસુ ઢાળે,
પરવરીયા પ્રભુ પ્રગટ જ કરવા ચંચળતાથી ચાલે.

ચતુરા નારી ચોક ગઈ ને રસભર રમવા લાગી,
મોહન ત્યાં મધ્ય રહ્યા ને ગગન મંડળ ગણુ ગાજી.
માલણીઓ જ્યાં કંઠ આરોપી ઘણીક પુષ્પની માળ,
રૂપ જોઇ માતાએ મગાવ્યો મુક્તા ફળનો થાળ.

મોતીડે વધાવ્યા મોહન આલિંગન ત્યાં લીધું,
નાર્યું રૂપ થયા નરોહર ત્યારે કારજ સૌનું સીધ્યું.
મોહન કહે માનિનિઓ સૂણો સરસપણે સંદેશ,
હવે હું શરદ પુનમની રાતે રાસ રમાડીશ હેતે.

ધન્ય ગોલેળિયું ધન્ય વ્રજવનિતા ધન્ય નંદજી તાત,
જગજીવન જેની કૂખે જન્મ્યા ધન્ય જશોદા માત.
ધન્ય કાનજી સાથે રમીયા ગોપ ગોવાળા હેરી,
માતા મોહન લાલજીને તુરત ગયાં ઘેર તેડી.

મોહનનો જે ગરબો ગાશે સાંભળશે નર નારી,
જો કોઈ ગાશે પ્રેમધરી જેને સુખ વહાલો મોરારી.
નવે નિધિને સિદ્ધ અષ્ટમા રહેશે તે ઘેર દાસી,
દુષ્ટ કર્મ ને પાતક સઘળાં તેનાં જાશે નાસી.

અહિચ્છત્ર ઉજ્જવળ જ્ઞાતિમાં લીધો છે અવતાર,
શુકલ લાલજી કહે શામળા કરો અમારી વ્હાર. ૪

કવિને પ્રશ્ન થાય છે કે કોઈ પેરે કવિતા ગાઉં અને પછી નિર્ણય કરે છે પોતે કે 'જેમ ગિરધર ગોકુળ ગરબે રમીયા એ રીતે હું ગાઉં.' એ એમનો નિશ્ચય, એ એમની પ્રતિજ્ઞા એને ન્યાય આપવા એ કેમ આગળ ચાલે છે તે જોઇએ. નવરાત્રિને પ્રથમ દિવસે વ્રજની સૌ નારીઓ નીકળી પડી છે. ભભક ભર્યું વર્ણન કર્યું છે કવિએ એ સૌનું, ગ્રામ્ય સ્ત્રીઓનું રાણુ ન સમજશો એમને. એ તો છે નાગર નવલ-કિશોરીઓ, એમને અંગે કસ્તુરીની સુવાસ છે, કુમકુમનાં એમનાં પગલાં છે. એ તો છે પૂરા બત્રીશ લક્ષણવંતી શાસ્ત્રે વખાણેલી લલનાઓ;

પાછી શિર ઢાળીને બોલનારી વિનયવંતીઓ છે. બીજા ખંડમાં કવિએ મધ્ય જમાનાની ગુજરાતી નારીના શણગાર. વિગતથી વર્ણવ્યા છે. સુંદરીઓના અંગમાં આનંદ માતો નથી અને નંદરાયને ઘેર આવીને જશોદા માતા કહે છે કે માતા, તમે કાનકુંવરને શણગારો. અમે રમવા તેડી જઈશું અને ઘેરઘેર જઈને મજાના ગરબા ગાશું. જશોદાજી પહેલા તો પોતાના લાડકવાયાને ગોરાણીઓ સાથે મોકલતાં સંકોચ અનુભવે છે પરંતુ સ્ત્રીઓ તરફથી કુંવરનું જતન થવાની ખાત્રી મળતાં પતિને પૂછીને મોહનને તૈયાર કરે છે. કેવો . કોઇ જાણે છે મોહન કનૈયો! તે કહે છે, "ઘુઘરા ઘાટડી ઓઢણી અમને ચોળાસોત પ્હેરાવો." કુમારનો પોષાક પહેરી ફરતી આજની કુમારી પોતે કંઇક નવું કર્યાનો ગર્વ અનુભવે છે તે જુવે કે આ જુના ગુજરાતી કવિએ એથી ઉલટી સ્થિતિની કેવી પ્રગલ્ભ કલ્પના કરી છે. કુમારીના વેશમાં શોભી ઉઠતા કુમાર ઉપર માતા વારી જાય છે અને હોંશથી કહે છે 'મારી ધેડી, તમે ગરબો લ્યો.' માથે વજન લેવાની ટેવ વિનાના મોહન ડગમગ ડગમગ ચાલતા ચોકમાં પહોંચ્યા પછી તો માથા માંડે છે અને પુરુષપણાને છાંડીને જળહળ નારીરૂપ પ્રકાશે છે. એમનું અદ્‌ભુત નૃત્ય નીરખવા અમર લોકના વાસીઓ આકાશમાં આવી ઉભા રહે છે. એ લોકોત્તર રૂપને વર્ણવવા વિશેષણો નિરર્થક થશે એમ કવિ સમજી જાય છે અને એને સકળ લોકનો સાર કહીને અટકે છે. ચોથા ખંડમાં કવિએ એ રૂપ જોવા નંદજશોદાને લાવીને અને માતાના મુખમાં "ક્યાં છે મારું બાળ" એ શબ્દ મૂકીને માનવ સહજ ભાવ ગાયો છે.

કાવ્યની સરસતા વિસ્તારથી ન કથતાં એક બે રમણીય અંશો તરફ અંગુલિનિર્દેશ કરી સંતોષ માનું છું. શબ્દ પ્રયોગનું કવિનું કૌશલ્ય આ પંક્તિ બતાવી આપે છે. "નોરતામાં બાઇ કેમ ધીરું આહીરડાંની સાથ." ભાવ વ્યક્ત કરવા માટે શબ્દ પાસેથી સમર્થ કવિ કેટલું કામ લઇ શકે છે એ "ધીરું" શબ્દના પ્રયોગમાંથી સુજ્ઞોને જણાઇ આવશે. ખુબીદાર શબ્દચિત્રો રજુ કરવાની તેમની શક્તિ ગરબે રમવા જતા મોહનજીના પ્રસંગમાં દેખાઇ આવે છે. એમનાં પાત્રો નિષ્પ્રાણ અને સ્થાવર નથી: જીવંત અને ગતિમાન છે. અને દરેક ખંડનો અંતે આવતાં પલટાતા રાગમાં મૂર્ત થતો કળાવૈભવ આનંદની અધિકતાથી પ્રફુલ્લિત થઇને મનોહર ડગલાં ભરતી રમણીનું ચિત્ર જાણે રજુ કરે છે.

*

## મીઠડાં વાવડ

વાતા વાયરા-વાવડ લાવ્યા
 અવનિને આંગણે મેઘરાજ આવ્યા.

ગરજંતા ઘનની ઘોડલી કીધી,
 વિજ-મશાલને હાથ છે લીધી;
વીંઝેગણુ વસુંધરાને મળવાને આવ્યા,
 વાતા વાયરા વાવડ લાવ્યા....

લીલુડી ચુંદડી, મોતીની માળ,
 રત્નજડીત ઇંદ્રધનુનો થાળ;
અવનિને ભેટ દેવાને લાવ્યા,
 વાતા વાયરા વાવડ લાવ્યા....

મીઠડાં વાવડ ધરતી સુણી રહી,
 અંતરની આશા એની પૂરી થઈ;
ધરતીએ આજ સુખ મલકાવ્યાં,
 વાતા વાયરા વાવડ લાવ્યા....

પ્રદ્યુમ્ન અરવિંદ તન્ના.

# ભરત-ગૂંથણ



લેખિકા
કુ. ચંદ્રિકા ભારદ્વાજ

*

**આકૃતિ નં. ૧૮ વીંજણો-પંખો:-** આ ડીઝાઇન નવી બનાવેલી નથી. પરંતુ આજથી આશરે ૫૦ વર્ષ પહેલાના ભરત-કામના નમુના પરથી ઉતારેલી છે. મારાં બા જ્યારે સાવ નાનાં હતાં અને ભરતગૂંથણ શિખતાં એ વખતે મારા નાનીએ એમને હૈયા ઉકલતથી આળેખી ( ચીતરી ) આપેલ. અગાઉના જમાનામાં જ્યારે કણબીશાહી પડે રવેશ હતો ત્યારે હૈયાઉકલતવાળા ડોશીઓ કોઈ પણ નમુનો જોયા વગર આવા ચિત્રો કાપડ ઉપર આળેખી દેતી. એડુશાહી ભરત કામમાં તો ચણિયા, કમખાં વીંજણાં, ટોડલિયાં, તોરણ, તકીયા, ગણપતિ સ્થાપના વગેરે ભરાતાં. આ બધાનું ચિત્રકામ ડોશીઓ હૈયા-ઉકલતથી જ કરતી. એમની શાહીમાં મશ, અડદનો લોટ અને તેલનું મિશ્રણ કે એવું કાંઈ જ હોય અને કલમને બદલે લાકડાની પાતળી સળી વાપરતાં. છતાં આવા જુના નમુના જોઇને આજે પણ આપણે અજબ થવું પડે છે. પણ હવે તો આમડાનો આ કસબ નાશ પામતો જાય છે અને એવી ચિત્રકાર ડોશીઓ પણ જૂજ-જાજ જોવામાં આવે છે.

અસલ પંખો ઘેરા જાંબુડીઆ રંગની અતલશ પરનો છે. આવી કાયમની વપરાશની અને ન ધોઇ શકાય તેવી ચીજ મેલખાઉ રંગમાં જ થવી જોઇએ. અંદર પંખાનું ઓઠું ખજુરીના પાનનું ગુંથેલું છે અને આખો પંખો રંગત દાંડીમાં ચડાવેલ છે. આજે પણ આવા દાંડીવાળા મોતી ભરવાના પીતળના ઓઠાં મળે છે. તેના ઉપર પડ ચઢાવી કાપડના ભરત ભરેલા પંખા બનાવી શકાય. આકૃતિમાં જોશો તો જણાશે કે પંખાને ફરતી ઝાલર ચડાવેલી છે. પંખાના બે પડ બનાવવા પડે છે અને ભર્યા પછી તે બંને પડ ઓઠા ઉપર ચડાવાય છે અને કિનારીએ સીવી લેવાય છે. પછી ઝાલર ચડાવાય છે.

**સતારાની કિનારી:-**

પંખાની આકૃતિમાં જે બે લીટીઓ દોરી વચ્ચે મીંડાં મુકેલાં છે તે મીંડાં સતારા અને મોતીથી ભરેલ છે. સતારા અને મોતીને બદલે ભરતના મીંડા પણ ભરી શકાય. લીટીઓ બધી ઝીણી સાંકળીની દોરી છે. આવું જ સતારાનું ભરત વચમાં પણ છે. તેમાં પણ બંને ફરતી લીટીઓ સાંકળી ભરતની લીટીઓ છે, આ લીટીઓ ઘેરી બદામી રંગની છે.

**ફૂલ:-** વચ્ચેના મોટા મીંડાની જગ્યાએ આભલા ટાંકેલા છે. ( રીત નં. ૨૦ ) ફૂલની પાંખડીઓ કેસરી રંગની ભરવી. ભરવાની રીત આડિયા પાટિયાનું ભરત ( નં. ૪ ) અગર તો ઘટ કિનારીબંધ ભરત ( નં. ૬ ) ની રાખવી.

**પાંદડા:-** પોપટીયા રંગના આડિયાપાટીયાના ભરત ( નં. ૪ ) અગર તો ઊભું ભરત ( નં. ૫ )થી ભરવા. પાંદડાની કિનારી ઝીણી સાંકળીથી લાલ રંગની ભરવી. પાંદડા માથેના ટપકાં ગુલાબી રંગના ભરવા, તેની કિનારી લાલ રંગની સાંકળીથી ભરવી.

**સતારાની ટીપકી:-** જો સતારા ન ભરવા હોય તો આ જગ્યાએ ગુલાબી કે લાલ મીંડા કરવાં.

**આકૃતિ નં. ૧૯:-** આ બુટ્ટો ટેબલ-ક્લોથ, ઝોળી, ચણિયા વગેરેમાં ભરી શકાશે.

**મોટા ફુલ:-** ઘેરા પીળા, ગુલાબી કે જાંબુડીયા રંગના ગાજભરતની રીત ( કાંટા



નં.૧૮

ભરત રીત નં. ૩ ) અગર તો ઉંધા બખી-યાની -રીત નં. ૧ થી પાંખડીઓ ભરવી. વચ્ચેના કેસર તેજ રંગના આછા રંગના ઉંધા બખીયાની રીતથી ભરવા. વચ્ચેના પરાગ આછા તપકીરીયા રંગના ભરવા. પરાગ ભર-તની રીત ફાવે તો વાપરવી, નહિતર ગોળ કિનારી પાંખડી જેવા જ રંગની ભરી તપ-કીરીયા રંગના વચ્ચેના નાના મીંડાં ભરવાં.

**પાંદડાઃ**- આ બુટ્ટામાં બે જાતના પાંદડાં છે. બુટ્ટાની વચ્ચોવચ્ચ અને મોટા ફૂલોની બાજુમાં મોટા પાંદડાં છે તે ખંડિત કિનારી-વાળાં અને મોટા ફૂલોની પાસેના સળંગ કિનારીવાળાં પાંદડા. ખંડિત કિનારીવાળા પાંદડાની કિનારીઓ કાંટા ભરત રીત નં. ૩થી ઘેરા લીલા રંગના ભરવા. વચ્ચેની નસો આછા લીલા રંગની ઉંધા બખીયાની રીત નં. ૧થી ભરવી. ડાંડલીઓ બજરીઆ રંગની ઉંધા બખીયાની રીતથી ભરવી.

**નાની પાંદડીઓ :**- લીલા રંગની



નં ૧૯

આડિયા પાટિયાના ભરતની રીતે અગર તો ઉભું ભરતની રીતથી ભરવી. આખું પાંદડું ભરાઈ ગયા બાદ વચ્ચેની નસ અને દાંડલી કથાઈ કે બદામી રંગની ઉંધા બખીયાની રીતથી ભરવી.

**નાનાં ફુલઃ**- મોટા ફૂલથી વિરોધાભાસ લાગે તેવા રંગના જાંબુડીયા ગુલાબી કે ઘેરા પીળા રંગના ભરવાં . પાંખડીઓ કાંટા ભરત રીત નં. ૩ કે આડિયા પાટિયાનું ભરત રીત નં. ૪થી ભરવી. વચ્ચેના મીંડાં મોટા ફૂલની પાંખડીઓ જે રંગની ભરી હોય તે રંગના ભરવા.

**મોટા મીંડા :**- નાનાં ફૂલની પાંખડીના જેવા જ રંગના ભરવા.

**મીંડાંઓનો ઝુમખો :**- કેસરી રંગનો ભરવો.

**ડાંખળીઓ :**- કથાઈ રંગની ઉંધા બખીયાની રીતથી ભરવી. લીલા રંગની પણ ભરી શકાશે.

—*—

આ લેખમાળામાં આવતાં ચિત્રો કે તેના લખાણના કોપીરાઈટ લેખિકાના છે. માટે કોઈ વેપારીએ તેનો પ્રથમથી મંજુરી લીધા સિવાય ઉપયોગ કરવો નહિ. બહેનો તેનો ઉપયોગ ભરવા વગેરેમાં કરી શકશે.

યૌવનને ઉંબરે પગ મૂકતી



# કન્યાને પત્રો

શ્રી. પુરાતન બૂચ

*

[ ગતાંકથી ચાલુ ]

[ ૫ ]

પ્રિય બહેન,

મારા ગયા વખતના છેલ્લા વાક્યનો અર્થ તને આજે જરા વધારે વિગતથી સમજાવું છું. મેં લખેલું છે કે માતૃત્વનું જતન ને રક્ષા કરવી એ પ્રત્યેક સ્ત્રીની ફરજ છે.

માતૃત્વનું જતન એટલે શું? માતૃત્વની રક્ષા એટલે સ્ત્રીએ પોતાના દેહ અને મનની સલામતી સાચવવી તે. પણ તું તો કહીશ કે એમાં સલામતી વળી શી સાચવવાની હતી! પણ તું ધારે એટલી સરળતાથી આ વાત પાર પડી જાય એવી નથી.

*જો ને! એક સંસ્કારી કુટુંબની સ્ત્રી અને* સામાન્ય સ્ત્રી વચ્ચે તને કાંઈ ફેર દેખાય છે ખરો? જો ફેર દેખાતો હોય તો તે કયા બાબતમાં રહેલો છે? જરા ધીરજથી વિચારતાં આ વસ્તુ સમજી શકાશે.

સ્ત્રીઓ બે પ્રકારની હોઈ શકે. એક તો સંસ્કારી સ્ત્રીઓ અને બીજી સંસ્કાર વગરની સ્ત્રીઓ. સંસ્કાર એટલે શું? એ તો જાણે છે ને?

સંસ્કારનો અર્થ છે સારી ટેવોવાળું જીવન. સંસ્કારી અને સંસ્કાર વગરની સ્ત્રીઓ વચ્ચે તો મુખ્ય ભેદ સમજવા જેવો છે. આપણાં બધાયના જીવનમાં મેં આગળ કહ્યું તેમ સર્જનની શક્તિ રહેલી છે. એ સર્જન શક્તિનું રૂપાંતર સારી ભાવનામાં થાય ત્યારે આપણે સંસ્કારી બનીએ છીએ. ને એ સર્જન શક્તિ ખરાબ વાસના રૂપે પલટાય છે ત્યારે આપણે સંસ્કારહીન બનીએ છીએ.

એટલા માટે આપણા ધર્મોએ સર્જનની શક્તિને ધીમે ધીમે પણ ઉંચી ભાવનાના રૂપમાં પરિવર્તન કરવાનો હંમેશાં ઉપદેશ આપ્યો છે; *જેને શક્તિનું ઉર્ધ્વીકરણ પણ કહે છે. ટુંકમાં,* આપણા જીવનના બધા જ નાના મોટા વ્યવહારમાં સંસ્કાર સચવાય અને વધારે દૃઢ બને એ હેતુથી જ પ્રેરાઈને બધાં કામ કરીએ છીએ.

તો પછી સંસ્કારી સ્ત્રીઓ પોતે જેમ બધાં કાર્યો ઉચ્ચ ભાવનાથી કરે છે તેમ માતૃત્વનું જતન પણ એવી ભાવનાથી કેવી રીતે કરે?

આ વાત તને ન સમજાય કે અઘરી ને ગુંચવાડાવાળી લાગે તો તું ગભરાઈશ' નહીં. તને સમજાય એવી સરળતાથી ફરીથી લખું છું.

સારી સ્ત્રીઓને સંસ્કારી કહેવાય. હવે સારી સ્ત્રીઓ માતા થતા પહેલાં શું ધ્યાનમાં રાખે એનો વિચાર કરીએ.

જો, પહેલાં તે સંસ્કારી સ્ત્રીનું શરીર નીરોગી ને મન તંદુરસ્ત હોય. તેથી એ પોતાનું *મન હંમેશાં કોઈને કોઈ સારા કામમાં પરોવાએલું* જ રાખે. એ કોઈની નિંદા કે કુથલી કરવામાં વખત ન બગાડે, કોઈને ગાળો ન ભાંડે, કોઈનું બુરું ન કરે. સહુની સાથે હસીને વાત કરે. દૂધમાં સાકર ભળે એમ બધા સાથે ભળી જાય. દુઃખ આવી પડે તો બળાપા ન કરે, પણ ધીરજથી, મનમાં ભજનો કે ઇશ્વરનું નામ જપે. સારી સ્ત્રીઓ આવું કરે. તેનું પરિણામ શું આવે, ખબર છે?

એ જ્યારે માતા થાય ત્યારે તેનો પુત્ર કે પુત્રી સાચા બોલાં, ત્યાગી, નિઃસ્વાર્થી ને કર્તવ્ય-પરાયણ બને. દુનિયામાં જ્યાં જ્યાં તેજસ્વી ને બહાદુર સ્ત્રી પુરુષો પાક્યાં છે ત્યાં તેમની માતાનામાં ઉપર કહ્યા તેવા જ ગુણો જોવામાં આવ્યા છે. ધ્રુવ ને પ્રહ્લાદ આમ સંસ્કારી માતાનાં જ બાળકો હતા, એમ ધર્મગ્રંથમાં લખેલું છે.

હું ધારું છું કે હવે તને માતૃત્વનું જતન કરવાનું મહત્વ સમજાયું હશે. પણ તને મનમાં પ્રશ્ન થશે કે માતૃત્વ એ સ્ત્રીનો અધિકાર છે એમ કેમ ?

એ વિષે પણ આપણે વિચારીએ. જગતમાં પુરુષ હંમેશાં આક્રમણ કરનાર ગણાય છે, અને સ્ત્રી એ તો ત્યાગની મૂર્તિ જ ગણાય છે. શાથી, ખબર છે ? જો તને સ્ત્રીના જીવનનો ક્રમ સમજાવું, તે પરથી તને તેની ત્યાગમય જીન્દગીનો તરત ખ્યાલ આવશે.

પ્રથમ તો ઘરમાં કન્યા એટલે પુત્ર કરતાં ઉતરતી. એટલે કે, પુત્ર હોય ત્યાં પુત્રીએ પોતાના બધા જ હક્કો ભાઈની તરફેણમાં જતા કરવાના. પછી ? ઘરકામમાં તો કન્યાએ જ પાણી ભરવાનું હોય, પુંજો-કચરો કાઢવાનો હોય, કપડાં ને વાસણ ધોવાનાં હોય. ભાઈનાથી તે આ બધાં કામ થાય ?

પછી બહેનનાં લગ્ન થાય. જે ઘરમાં નાનપણથી ઉછરીને મોટી થઈ એ ઘરનો ત્યાગ કરવાનો ને બીજા જ સાવ અજાણ્યા ઘરમાં જઈને ત્યાંના એકને તો પોતાનો કરી જ લેવાનો. પણ તે ઉપરાંત એ એકના બધાય સગાંસંબંધીઓને પણ તેણે પોતાના કરવાનાં. કોઈ પુરૂષ આવો ત્યાગ કરી બતાવી શકે ખરો ?

પણ ઉભી રહે, સ્ત્રીના ત્યાગમય જીવનની રોચ તો હજી હવે આવે છે. જેની સાથે પરણીને પોતે જેની થઈ ચૂકી છે ને જે પતિને જીન્દગીભર પોતાનો સાથી માની લીધો છે, તેની સગવડ સાચવવામાં જરા જેટલી ચૂક થાય તો આવી જ બને છે ! જેમ કે શાકમાં મીઠું વધારે પડે કે દાળમાં મરચું વધુ નંખાઈ જાય તો એના બાર વાગે ! ઘરમાં સૌથી વહેલા ઉઠનાર એ સ્ત્રી આખો દિવસ વૈતરું કરીને છેક છેલ્લી સુએ, ને નામનું જ કારભારું કરીને આવેલા પતિના પગ દુઃખતા હોય તો વળી દબાવી આપે. પોતે સાવ થાકીને લોથ થઈ ગઈ હોય તો પણ જો પતિની ઇચ્છા જુદી હોય તો તેણે મને કમને પણ તેને રાજી રાખવા તાબે થવું પડે ! અને છેવટે ત્યાગની અવધિ ક્યારે આવે તે એ તું જાણે છે ?

સ્ત્રી માતા થવાની તૈયારીમાં હોય છે ત્યારે એની ત્યાગની છેલ્લી સીમા આવી પહોંચે છે. પોતાનાં જ શરીર, મન અને આત્માના એક અંશને બાળક સ્વરૂપે આ દુનિયામાં જન્મ આપનાર સ્ત્રીના ત્યાગની કોનાથી બરોબરી થાય તેવી છે ?

પણ, તું તો કહીશ કે હું સ્ત્રીના જરા વધારે પડતાં વખાણ કરું છું. પણ ના, સંસ્કારી સ્ત્રીની આ વાત કરું છું. નઠારી કે અસંસ્કારી સ્ત્રીની આ વાત નથી. નઠારી સ્ત્રીનું મારે વર્ણન નથી કરવું. રાવણની માતાએ તેને જન્મ આપતાં પહેલાં શું ખાધું હતું એ જાણે છે ? અખાદ્ય ખાધને પછી રાવણનો જન્મ દીધો હતો, તેથી પરસ્ત્રીને ઉઠાવી લાવવાની નઠારી બુધ્ધિ રાવણને સૂઝી હતી, એમ રામાયણમાં લખેલું છે !

સ્ત્રી એ ખરેખર ત્યાગની મૂર્તિ જ છે. પરંતુ સ્ત્રીને પોતાની શક્તિ વિષે હજુ પૂરી ખબર નથી પડી. હજુ સ્ત્રીઓ પોતાની જાતને પુરુષની દાસી જ મનાવે છે, ત્યાં સુધી તેમનો ત્યાગ શી રીતે શક્તિ રૂપે શોભી નીકળે ?

જે સ્ત્રીઓ ત્યાગથી જીવનને સત્વશીલ ને તેજસ્વી બનાવે છે તેઓ પોતાના માતૃત્વને શોભાવે છે.

આ તો સ્ત્રીની ત્યાગની ભાવનાનું વર્ણન થયું. પરંતુ ઇશ્વરે તો એના શરીરને પણ એવું બનાવ્યું છે કે જ્યુનરમાં જ એના જીવનના

આનંદની પૂર્ણતાનો અનુભવ લઈ શકે છે: અન્યથા નહીં, એવું 'અનુભવીઓનું' કથન છે.

વળી, શરીરની દૃષ્ટિએ કુમારિકા અને માતા થએલ સ્ત્રીમાં ઘણો મોટો ફેરફાર હોય છે. કારણ કે બાળકને જન્મ આપનાર સ્ત્રીના આખા શરીર તથા મનમાં પરિવર્તન થઈ જાય છે. જૂના જમાનામાં કેટલાક અર્થવગરના રીવાજો ચાલતા હતા. તેમાંના કેટલાક આજે પણ ચાલે છે: જેવા કે લાજનો ઘુમટો તાણવો, પરપુરુષની સાથે વાત ન કરવી, પતિને દેવ માનીને તેની પ્રત્યે પૂર્ણ અધીન થઈને વર્તવું. આ બધા રીવાજોનો હેતુ સ્ત્રીની માતૃત્વની રક્ષા કરવાનો રખાએલો હશે. પરંતુ અણસમજુ માણસોએ એ રીવાજને સ્ત્રી ઉપર બંધનરૂપે લાદી દીધા છે, ને પરિણામે સ્ત્રીને ભારે અન્યાય થાય છે.

[ ૬ ]

ચિ. બહેન,

તારો પત્ર મળી ગયો. તેં પૂછેલા કેટલાક પ્રશ્નો મને ગમ્યા છે. તેમાં તારો મુખ્ય પ્રશ્ન એવો છે કે 'આપણામાં સર્જનની શક્તિ રહેલી છે એ સ્વભાવથી સારી છે કે બૂરી છે?' આ વિચારી લેવા જેવી વાત છે. એટલે આજે એ વિષે તને લખું છું.

મેં તને આગળના પત્રમાં લખેલું કે સ્ત્રીના શરીરમાં રજ હોય છે ને પુરુષના શરીરમાં વીર્ય હોય છે. એ બન્ને સ્ત્રીના ગર્ભાશયમાં ભેગા મળે ત્યારે જ નવો જીવ જન્મ પામે છે. આ તો સમજમાં આવે તેવી સરળ વાત છે.

પણ, તને નવાઈ લાગશે કે ઈશ્વરે સ્ત્રી ને પુરુષને સોંપેલા આ કાર્યને ઘણા અણસમજુ લોકો નઠારું ને છાનું રાખવા જેવું હલકું માને છે; ને વળી કેટલાય લોકો તો સ્ત્રી અને પુરુષનાં નવો જીવ પેદા કરવામાં મદદ કરનારાં અંગોને પણ ખરાબ માનીને તેને વિષે ગુપ્તતા રાખે છે. એવા લોકો પણ હોય છે જેઓ સ્ત્રી અને પુરુષના નવો જીવ ઉત્પન્ન કરવા માટેના મિલનને ખરાબ માને છે. કેટલાક તો વળી સ્ત્રી જાતિને જ ખરાબ માનીને તેનાથી દૂર ભાગતા રહે છે.

પણ, ત્યારે આમાં સાચું શું? જો, અત્યારના વિજ્ઞાને આજસુધી કોઈને ખબર ન હતી એવી કેટલીયે નવી વાતો પૂરા અનુભવ પછી* સમજાવી છે. તેમાં સ્ત્રી ને પુરુષની સર્જન શક્તિ વિષે એવી હકીકત મળી છે કે, તે એક અતિશય પવિત્ર અને કલ્યાણકારી શક્તિ છે. કેટલાયે સ્ત્રી પુરુષો મહાન કાર્યો કરે છે, તેનું કારણ તેમનામાં રહેલી સર્જનશક્તિ જ હોય છે.

જે સ્ત્રી કે પુરુષમાં આ સર્જનશક્તિનું પ્રમાણ વધારે હોય તે સાચી રીતે વધારે મોટાં કાર્યો કરવા શક્તિમાન બને છે. એટલે સર્જનશક્તિ વધારે હોય એ કાંઈ ખરાબ કે શરમાવનારી વાત છે જ નહીં, ઉલટું રાજી થવા જેવી વાત છે. એ જ રીતે શરીરના જે અવયવોની તંદુરસ્તીનો આધાર રહે છે, એવાં સૌથી અગત્યનાં એ અંગ છે. ને એ અવયવો પૂરા તંદુરસ્ત હોય ત્યારે જ નવો જીવ જન્માવવાનું બળ ધરાવે છે. આજના વૈજ્ઞાનિકો કહે છે કે, સ્ત્રી ને પુરુષ નવો જીવ પેદા કરવાની જ ઈચ્છાથી પોતપોતાના અવયવોને ભેગા કરે છે, અને સ્ત્રી ને પુરુષનું મિલન એક બીજાનાં શરીર, મન, અને પ્રાણને સંતોષ આપનારું છે. પણ, તેં દાક્તરની છરી જોઈ છે? કોઈને ગુમડા પર નસ્તર મૂકવા માટે જ એ છરીનો ઉપયોગ થાય છે. ખરું ને? એ જ દાક્તર પોતાની છરી લઈને કોઈનું ગળું કાપવા નીકળે તો? તો પછી એ દાક્તર મટીને ખૂની જ કહેવાય ને? પણ, દાક્તરો કદી પોતાની છરીથી કોઈ જ દર્દીનું ગળું કાપતા નથી. કારણકે પાંચ દશ વરસ સુધી તેમને પહેલાં સમજણ પાડવામાં આવે છે કે 'જુઓ, તમને આ છરી સોંપાય છે તો ખરી, પરંતુ માણસ જાતનું ભલું થાય એવી રીતે ને એટલા પૂરતી જ વાપરવી.'

પેલા દાક્તરોને જેમ તેમના ગુરુ ભલામણ કરે છે તેવી જ રીતે સ્ત્રી અને પુરુષ ને ઉંમર થતાં ઈશ્વર સર્જનશક્તિ સોંપે છે, ને કહે છે: 'તમે સૃષ્ટિનાં બધાં જ પ્રાણીઓ કરતાં વધારે બુદ્ધિશાળી ને સમજુ છો, માટે આ શક્તિનો ઉપયોગ માણસ જાતનું અને જીવમાત્રનું ભલું થાય એવી રીતે કરજો?'

પણ ઘણા માણસોએ શું કર્યું? પોતાને ઈશ્વર તરફથી મળેલી સર્જનની શક્તિથી મદમાં આવી ગયાં. ને ખરેખર એ સર્જનનું બળ સ્ત્રી તેમજ પુરુષને ખૂબ જ મદમસ્ત બનાવી મૂકે એવું હોય છે. એટલે ઘણા માણસોએ તો પોતાની પાસેની સર્જનની શક્તિને માત્ર નવો જીવ પેદા કરવાના પવિત્ર કાર્યમાં જ ન વાપરી, પણ મોજ માણવા માટે તેનો ઉપયોગ કરવા માંડ્યો. એથી શું થયું હશે? તું જ કલ્પના કરજે. એવા પુરુષો ગમે તે સ્ત્રીની પાસે જાય ને સ્ત્રીઓ પુરુષો પાસે જાય. એમ બન્ને પોતાની સર્જનની શક્તિનો દુરુપયોગ કરવા લાગ્યાં. એ શક્તિનો આવો ખરાબ વ્યય કરનારાં પોતાની વિવેક બુદ્ધિથી વિચાર પણ નથી કરતાં કે ઈશ્વરે સર્જનની શક્તિ તો માત્ર નવો જીવ જન્માવવા ને પછી સર્વનું કલ્યાણ થાય તેવાં કામ કરવા માટે જ આપેલી છે.

ને તને પેલું ભર્તૃહરિનું વચન યાદ છે ને કે વિવેક ભ્રષ્ટ થનારનો શતમુખે વિનીપાત થાય છે!

એકવાર સ્ત્રી પુરુષો સર્જનની શક્તિને અવળે માર્ગે વાપરે, પછી એજ માર્ગે જવાનું તેઓને ગમે છે: પછી પોતાના એ વિલાસી આચરણનો જ વિચાર કરે છે ને પોતે બીજાઓને કેવી રીતે આકર્ષી શકે તેવી રીતે જ બોલે, ચાલે, હસે છે! પોતાનો ચહેરો બીજાને રૂપાળો લાગે ને માથાના વાળ બીજાને ગમી જાય, પોતાના અંગ તરફ બીજાનું ચિત્ત આકર્ષાય, પોતાના અંગો તરફ બીજા જુએ, એવા પ્રકારની બધી ટાપટીપમાં-આ લોકો પોતાની શક્તિ સમય ને નાણાં બરબાદ કરે છે, એટલું જ નહીં, એમ કરીને આખા સમાજની નીતિને ભારે હાનિ પહોંચાડે છે. વળી અત્યારના પશ્ચિમના સુધારાઓએ તો માણસની આ બધી વિલાસિતા અને વિષયાંધતાને મહોર મારી આપી છે! એ સુધારાએ સ્ત્રીને તો પુરુષે પોતાના વિલાસ ને વિષય ભોગવવાનું રમકડું જ બનાવી દીધું છે ને આશ્ચર્યની વાત તો એ છે કે પશ્ચિમની કેટલીએ સ્ત્રીઓ તો પુરુષની પુતળી બનીને પોતાનું સ્વત્વ ગુમાવી બેઠી છે અને એવી સ્વત્વહીન સ્ત્રીએ વળી પશ્ચિમની આખી સંસ્કૃતિને એબ લગાડી હીન ને નીચી બનાવી દીધી છે!

એટલે, ખરી વાત તો એવી છે કે, ઈશ્વરે સ્ત્રી પુરુષને સર્જનની શક્તિ આપી છે. તેઓ ઈચ્છે તો એ શક્તિથી પુણ્યશાળી ને પવિત્ર બની શકે છે ને ધારે તો પાપી ને વિષયી બની શકે છે. સર્જનની શક્તિ એ તો ઈશ્વરે માણસને સોંપેલું એક પવિત્ર સાધન છે. એ સાધનનો દુરુપયોગ કરીને માણસ પોતાની જાતની ને સાધનની બે આબરૂ બગાડે છે એની તેને ક્યાં ખબર પડે છે!

તને વિચાર આવશે કે ત્યારે શું વિષય ભોગવવો એ ખરાબ વસ્તુ નથી?

જોજે, સમજવામાં ભૂલ ન કરીશ. વિષય ભોગવવો એટલે પોતાની સર્જનની શક્તિ જે કામ માટે સોંપાઈ છે તેનો ખોટો ઉપયોગ કરવો, એવો અર્થ થાય.

વૈજ્ઞાનિકો કહે છે કે નવું, સુંદર, બળવાન બાળક જન્માવવાની જ પવિત્ર ઈચ્છાથી જે સ્ત્રી પુરુષ, લગ્નની પવિત્ર ગાંઠથી બંધાયા બાદ પરસ્પરના અવયવોને સ્પર્શ કરીને જોડે છે તેઓ એક પુણ્યનું અતિશય પવિત્ર કાર્ય કરે છે. જેઓ એવી ઈચ્છા વગર માત્ર પોતાનાં ક્ષણિક સુખ માટે મોજશોખ માણવા પૂરતા જ જોડાય છે તેઓ પાપનું કામ કરીને પોતે અપવિત્ર થઈ સમાજને પણ અશુદ્ધ કરે છે. હવે તને સમજ પડશે કે સ્ત્રી ને પુરુષના અવયવોનું જોડાવું એ તો એક કાર્ય જ છે. પરંતુ એ કાર્ય કેવા હેતુથી, કયો ઈરાદો રાખીને

કરવામાં આવે છે તેના ઉપરથી નક્કી થાય કે એ પુણ્ય કે પાપનું કામ કર્યું ! .

અને માણસના મનનો કોણ ચોકીદાર થઈ શકે ? આપણા બધાના મનમાં ઊંડે ઊંડે શું ચાલી રહેલું છે, તેની કોને ખબર પડી શકે છે ? આમ માણસોનો હેતુ ને ઇરાદો કદી કોઈથી જાણી કે સમજી નથી શકાતો. તેથી આપણા કેટલાયે ધર્મપુરુષોએ લાંબી મથામણ છોડી દઈને સ્ત્રી જાતિનો જ ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો છે, માણસને પોતાનો હેતુ શુદ્ધ રાખીને સ્ત્રીની સાથે વર્તવાનું કહેવું એ તેઓને અશક્ય અથવા બહુ કઠિન લાગ્યું હશે.

એક રીતે વિચારતાં એ વસ્તુની કઠિનતા સમજી શકાય છે. જો ને ! દાખલા તરીકે કયો પુરુષ ને સ્ત્રી કેવા હેતુથી જોડાય છે એનો નિર્ણય કોણ કરી શકે ? એટલે સ્ત્રી ને પુરૂષના બધા જ પ્રકારના સંબંધની બાબતમાં દરેકે પોતે પોતાના જ વિચાર કરીને ચાલવું એ ઉત્તમ માર્ગ કહેવાયો છે. જગતમાં કદી કોઇ સંપૂર્ણપણે નિર્વિકારી જન્મતું નથી ને જન્મ્યા પછીએ થઈ શકતું નથી. એનો અર્થ એવો ન કરવો કે નિર્વિકારી થવાનો પ્રયત્ન જ ન કરવો. જો કે સર્જનશક્તિનો એકવાર ઉદય થયા પછી સ્ત્રી ને પુરુષમાં મૃત્યુની સાથે જ એ શક્તિ શમે છે. તે સિવાય સામાન્ય માણસ માટે *તેનું શમન શક્ય નથી.* એવા માનને અંતે જ આપણાં ડાહ્યાં સ્ત્રી પુરુષોએ લગ્નની સંસ્થા ઉભી કરી છે. લગ્ન એટલે જોડાવું. સ્ત્રીને પુરુષમાં રહેલી સર્જનશક્તિનો સૌથી વધારે પ્રબળ ને ન રોકી શકાય તેવો સ્વભાવ તેની સ્પર્શ કરવાની ઇચ્છામાં રહેલો હોય છે. તેથી સમાજની વ્યવસ્થા સાચવવાના હેતુથી ધર્મ તરફથી એક પુરુષને એક જ સ્ત્રીને તથા સ્ત્રીને એક જ પુરૂષને સ્પર્શ કરવાની, જોડાવું છૂટ આપી છે. ને તેને લગ્ન કરવું કહે છે.

આમ લગ્ન એ સ્ત્રી ને પુરુષ પોતાની સર્જનની શક્તિનો ઉપયોગ માનવકલ્યાણ માટે કરી શકે એ માટે જ છે. લગ્નને એકામ રીતે કોઈજ પ્રકારનાં બંધન વગર, પોતાનું વિષય સુખ ભોગવવાનું સાધન બનાવનાર સ્ત્રી પુરુષો લગ્નના મૂળ હેતુને સાવ ભૂલી જાય છે એમ કહેવું જોઇએ.

હવે, તને એ વાત સમજાઈ હશે કે સ્ત્રી ને પુરુષમાં રહેલી સર્જનની શક્તિ તો પેલી દાક્તરની છરી જેવી છે. એ તો ગુમડું યે કાપી શકે ને કોઇનું ગળું યે કાપી શકે. એટલે કે, સર્જનની શક્તિ પોતે એક પ્રચંડ નવસર્જક બળ ધરાવે છે. એ બળનો ઉપયોગ બીજાને તારવામાં કરવો કે મારવામાં, એ તો સ્ત્રી ને પુરુષે પોતે નક્કી કરવાનું છે.

એટલે, વિચારવાનું તો એ રહે છે કે સ્ત્રી ને પુરુષે પોતાની જાતને ને મનને છેતર્યાં વગર પોતે જ વિચાર પૂર્વક વર્તવું જોઇએ. આમાં બીજા કોઈની ચોકીદારી કામ આવે એવી છે જ ક્યાં ? કારણ કે, સ્ત્રી ને પુરુષ એકબીજાની સામે જુએ છે, હસે છે, નાચે છે, સાથે બેસે-ઉઠે છે એ બધા પ્રસંગે પોતે સારા હેતુથી બધું કરે છે કે બુરાથી એનો નિર્ણય કોણ કરી શકે ?

પણ, આપણે આટલું કરવું. સમાજની સુવ્યવસ્થા ને નીતિ સાચવવા માટે આપણા મનને બને તેટલું શુદ્ધ રાખવું. શુદ્ધિનો માર્ગ મનને નિખાલસ, બળવાન અને નમ્ર રાખવાનો છે. મનને મેલું થવાના સંજોગો જ ન આવવા દેવા. એક વાત ધ્યાનમાં રાખવી કે શરીર અને મન પૂરેપૂરા તંદુરસ્ત રાખીએ તો પછી બૂરી ઇચ્છા, બીજાની સાથે જોડાવાની વાસના, ન જાગે. જેમને બધે સ્થળે ચેતતા રહેવાનું ને ભયપામવા જેવું લાગે તમણે સમજી લેવું કે પોતાનું જ શરીર ને મન રોગી છે. કારણ કે સર્જનશક્તિને વિકૃત કરનાર રોગ તેમજ રોગી બહારની દુનિયામાં નથી, પણ આપણા મનમાંજ છે. જેનું મન મજબૂત ને તંદુરસ્ત છે તેને તો ઘણીવાર ખબર જ નથી પડતી કે પાપ શું ને ક્યાં છે ? ટુંકમાં સહુએ મનને સ્વચ્છ ને કાર્યપ્રવૃત રાખવું.

# સંતતિ નિયમન

લેખક :
વૈદ્ય મણીભાઈ કોઠારી

*

સુધરેલા ગણાતા આ યુગમાં મનુષ્યો કુદરત ઉપર કાબુ મેળવવા મંથન કરી રહેલાં જણાય છે. કુદરતના ગૂઢ નિયમો સમજ્યા સિવાય તેનું ઉલ્લંઘન કરી પોતાના પ્રયત્નમાં ફતેહમંદ થનાર મનુષ્ય અંતે છેતરાય છે, અને શારીરિક તથા માનસિક દુઃખોનો અધિકારી બને છે.

ચાલુ જમાનામાં સંતતિ નિયમનનો વિષય ઘણોજ ચર્ચાસ્પદ થઇ ગયો છે, આ વિષયનું લખાણ અથવા જાહેર ખબર. જોતાં જ ઘણાં બાઇ બહેન આશાની લાગણીથી તે વાંચવા પ્રેરાય છે, પરંતુ મારા આ વિષય પરત્વેના વિચારો જાણતાં તેઓ ભગ્નહૃદય થશે, પરંતુ વાંચકે ભગ્નહૃદય ન થતાં આખો વિષય અથ-ઇતિ વિચારી વિષયને છેડે બતાવેલ ચમત્કારીક ઉપાય અજમાવવો.

સંતતિ નિયમનની શોધખોળ કરતાં અનેક બાઈ બહેનોના સમાગમમાં આવવાથી અને મારા અનુભવ વાચન વિચાર અને મનોમંથનના પરિણામે આ લખ્યું છે.

ચિકિત્સકો—વૈદ્ય, ડોક્ટર, નર્સ—પાસે અવારનવાર આ ફામીઆની શોધ કરનાર ઘણાં બાઇ બહેનો આવે છે. પુરુષો તેઓને જણાવે છે કે 'મારાં સ્ત્રીને ઘણા વખતથી અટકાવ આવતો નથી—અગર થોડા વખતથી અટક્યો છે; પેડુમાં અસહ્ય દરદ થાય છે. માટે અટકાવ—માસીક માંદગી, ઋતુ—સાફ આવે એવી જલદ દવા આપો. બાઇ ઘણાં હેરાન થાય છે. માટે સારામાં સારી દવા આપો. નાણાં સામુ જોવાનું નથી. ન હોય તો મંગાવી આપો' વગેરે ઘણા જ સૂચનાત્મક શબ્દોથી ચિકિત્સકોને સમજાવવા પ્રયત્ન કરે છે, પ્રશ્નોને અંતે ચિકિત્સક આગંતુક વ્યક્તિને પ્રશ્ન કરે કે 'બાઇને ગર્ભ રહ્યો છે કે નહિ ?' ઉપરોક્ત પ્રશ્ન થતાની સાથે જ તેઓ મુંઝાય છે, શરમાય છે અને પ્રતિ ઉત્તર આપે છે કે, હું કાંઇ જાણતો નથી, મને તો કહેલી હકીકત કહું છું, ચિકિત્સક તેને તે બાબત ખાતરી કરવાનું સૂચન આપી, ગર્ભ રહ્યો હોય તો દવા ન થાય એ બાબત સમજાવી વિદાય કરે છે. ફરીથી તેઓ આ બાબત માટે આવતા જણાતા નથી.

કેટલીકવખત શરમીંદા બનેલા પુરુષો આ બાબત માટે ચિકિત્સકો પાસે જતા નથી ત્યારે સ્ત્રીઓ પોતે ચિકિત્સકો પાસે જઇ ફરિયાદ કરે છે કે મને પેડુમાં અસહ્ય વેદના થાય છે, ઋતુ સાફ આવતું નથી. દરેક માસે આમ થાય છે માટે ઋતુ સાફ આવે અને તે પણ તાત્કાલિક આવે એવી દવા આપો. પોતાના ધંધામાં પ્રવીણ થયેલ ચિકિત્સકો દવા આપવાની ઉતાવળ ન કરતાં તેઓને માર્યાદામાં રહી અનેક જાતના પ્રશ્નો પૂછે છે અને પરિણામે ઘણા ખરા કેસોમાં બહેનો સગર્ભા હાલતમાં છે એમ નક્કી થાય છે. માર્યાદારહિત તેમને દવા લેવાથી નુકસાન છે માટે પ્રસુતિ પછી યોગ્ય દવા લેશો તો તમારી તબીયત તંદુરસ્ત થશે એવું જ્યારે તેમને કહેવામાં આવે છે ત્યારે તેઓ શરમાય છે અને હૃદયબળ મજબુત કરી દલીલ કરે છે કે, વારંવાર આવતી સુવાવડોથી તેઓ કંટાળે છે અને સુવાવડો તેઓને જીવલેણ થઇ પડે છે માટે સુવાવડ ન આવે એ માટે જ તેઓ ચિકિત્સક પાસે આવ્યાં છે. ચિકિત્સકો તેમને તેમ ન કરવા સમજાવી સગર્ભા અવસ્થામાં શારીરિક તંદુરસ્તી જળવાય અને સુખરૂપ પ્રસવ થાય એ જાતનાં ઔષધો લેવાની ભલામણ કરી વિદાય કરે છે.

ચિકિત્સકોની યોગ્ય સલાહથી કેટલાક બાઈ બહેનો નૈતિક દિશા તરફ વળે છે, જ્યારે કેટલાંક પોતાના આશયમાં ભગ્ન હૃદય થવાથી

બીજાની કહેલી અથવા અજમાવેલી, પોતે વાંચેલી અથવા બીજા પાસેથી સાંભળેલી ગર્ભ નિરોધક ઔષધીઓ અથવા સાધનો લેવા પ્રેરાય છે, તેનો ઉપયોગ કરે છે અને પોતે ફતેહમંદ થવાની છે, એમ માને છે. પણ આ અકુદરતી ઉપચારોથી નૈતિક તેમજ શારીરિક અધઃપતન થાય છે, તે થોડાકના જ ખ્યાલમાં હશે. અને તે માટે જ હવે આપણે તે દિશા તરફ વળીશું.

ગર્ભ રહ્યા પછી ગર્ભસ્રાવ કરનાર ઔષધોના સેવનથી ઔષધોના પ્રભાવ વડે ગર્ભસ્રાવ થાય છે, પણ તેનાથી ગર્ભાશય ઢીલું થઈ જાય છે. કેન્સર, લોહીવિકાર, રક્ત પ્રદર, શ્વેત પ્રદર વગેરે ગર્ભાશયના સાથે સંબંધ રાખનારાં દર્દો થવા પામે છે.

કેટલાંક ઔષધો એવાં હોય છે કે જેના પ્રભાવ વડે ઋતુ –માસિક માંદગી– આવવું બંધ થઈ જાય છે અને તેથી ગર્ભાધાન થતું નથી, પણ આ ઔષધોનાં સેવનથી શરીરનું બળી જવું–ફુલી જવું– તેમજ ત્વચાના રોગોનો જન્મ થાય છે. સ્વભાવ ચીડીઓ બને છે અને ભવિષ્યમાં ઋતુ જવાની ઉંમરે એકાએક ઋતુનો પ્રવાહ શરૂ થવા માંડે છે, અને તેમાંથી માનસિક તેમજ જ્ઞાનતંતુજન્ય શારિરીક દરદો ઉત્પન્ન થાય છે.

ઋતુ–માસીક માંદગી, અટકાવ– નિયમિત આવે અને ગર્ભ રહે નહિ એ રીતની ઔષધીઓ પણ સંતતિ નિયમન માટે વપરાય તેના પરિણામો માનસિક અસ્થિરતા અને શારીરિક નબળાઈ હોય છે.

ઓપરેશન કરાવી ગર્ભાશયને નીરુપયોગી બનાવી ગર્ભ રહેતો અટકાવવાનો ઉપાય શસ્ત્ર ચિકિત્સાથી કરવામાં આવે છે. તેનાં પરિણામો પણ ઘણાં ભયંકર આવે છે. તે આખો વિષય વાંચવાથી સમજાશે.

ગુજરાતના અગ્રગણ્ય ગણાતા વિદ્વાન લેખક સ્વર્ગસ્થ પૂ. વૈદરાજ અમૃતલાલ પટ્ટણી પોતાના સ્ત્રીરોગ ચિકિત્સા નામના પુસ્તકમાં આ બાબત પોતાના અનુભવો ટાંકે છે તે વિચારવા જેવા છે.

" હું ભરૂચ હતો ત્યારે મારી પાસે એક બાઈનો કેસ હતો, તેણે ઓવરી કઢાવી નાખેલી, ત્યારથી તે હંમેશાં બિમાર રહેતી. આખો દિવસ પાણી છૂટયા કરતું અને અત્યંત બેચેન તથા ગાંડા જેવી રહેતી....પછી મારે ભરૂચ છોડવું પડયું. પછીથી એ બાઇ એ દર્દથી મૃત્યુ પામી. આ સંતતી નિયમનનું ફળ.

બીજો એક કેસ હું જાણું છું તેણે ગર્ભાશયનું ઓપરેશન કરાવી નાંખ્યું છે, તેથી તેની જીંદગી બચી ગઈ છે, પણ માનસિક સ્થિતિ હંમેશને માટે ખરાબ થઇ ગઈ છે, અને એક જાતનું વહેમવાળું ગાંડપણ લાગુ પડયું છે. બીજા અકુદરતી સાધનો વપરાય છે, તેનાથી આવી જ માનસિક હાની, હિસ્ટિરીઆ વગેરે થવાનો સંભવ હું માનું છું. પ્રજા ન થાય તેવી, દવાઓની જાહેર ખબર નીકળવા માંડી છે, અટકાવ બંધ થઈ જઈ વળી - જે નવાં પરિણામો આપણને જોવા મળે તે ખરાં.'

પ્રજનન વિજ્ઞાનના લેખક આ જ વિષય ઉપર લખતાં શ્રી. એડગરનો અભિપ્રાય નીચે પ્રમાણે ટાંકે છે.

સ્ત્રીની જનનેન્દ્રીય માર્ગે ફળવાહીની નીચે થોડી કાપી નાંખવાથી, ગર્ભ રહેશે નહિ. તેઓ આ સલામતી અને શકય ઉપાય માને છે, અને જણાવે છે કે:—આ ઉપાયમાં હું ઉંડો ઉતર્યો છું, છતાં બાળક થતાં અટકાવવાની ભલામણ હું કરતો નથી. અને ગર્ભ પ્રતિકારના ઇલાજો સૂચવવા એ સંસાર અને નીતિની વિરૂદ્ધ છે. સંક્ષેપમાં મુખ્ય વાત તે ફરી કહીને ચેતવણી આપે છે કે:—બાળકો થતાં અટકાવવાનો હરકોઈ ઇલાજ

૧. શરીર તથા જનન અવયવોને હાનિકર્તા છે.

૨. માનસિક ઉત્સાહને મંદ પાડનાર છે.

૩. કેટલીક ક્ષેત્રુ વ્યાધીઓ લાગુ પડી શરીર ઘસાઈ જાય છે, અને ક્ષય, યૌવન પાંડુ, અત્યાતર્વ વગેરે રોગનાં મૂળ ધાલે છે.

૪. જ્ઞાનતંતુના રોગો—જેવા કે હિસ્ટિરીઆ ઉન્માદ, ચિત્તભ્રમ, વગેરે લાગુ પડે છે.

ટુંકામાં—નૈતિક અધોગતિ શારીરિક નબળાઈ, અકાળે વૃદ્ધાવસ્થા, અને જીર્ણાવસ્થા વગેરે હવાલ થાય છે. પ્રમાણિકપણું એ જ સૌથી શ્રેષ્ઠ આચરણ છે.

ઉપરનો અભિપ્રાય શસ્ત્રક્રિયામાં ઊંડા ઉતરેલ શ્રી એડમરનો છે.

શારીરિક શસ્ત્રક્રિયા તથા ખાવાના ઔષધોપચાર સિવાય બાહ્ય ઉપચારનાં સાધનોનો સંતતી નિયમન માટે વપરાશ વધી પડ્યો છે. આ સાધનોમાં રબ્બર અથવા કાગળની બનાવટનાં સાહિત્યો સ્ત્રી અગર પુરુષો સમાગમ કાળે પોતાના જનન અવયવને પહેરાવે છે, જેથી વીર્યનો અવરોધ થઇ ગર્ભાધાન થતું નથી. તે સિવાય સ્ત્રીના જનન અવયવના મુખ ઉપર ૨ લીટ અથવા વાદળી જેવાં સાહિત્યો મુકીવીર્યનો અવરોધ કરવામાં આવે છે, અગર તો, ઠંડી, ગરમ અથવા જંતુનાશક દવાઓથી રજને નિર્જીવ બનાવી દેવાય છે તેથી ગર્ભ રહેતા નથી. તે સિવાય અનેક શારીરિક ચેષ્ટાઓ દ્વારા વીર્યનો અવરોધ કરવામાં આવે છે. આવી અનેક રીતો પ્રચલીત છે.

કોથળી જેવાં સાધનોના વપરાશથી સ્ત્રી પુરુષોને ગુહ્ય ભાગના રોગો થાય છે, અને તેવી જ રીતે વાદળી કે રના ઉપયોગથી પણ ભયંકર ગણાતા જનન અવયવોના રક્ત દૂષિતતા રોગો જન્મે છે. પીચકારીઓના પ્રયોગથી જેવી રીતે રજ નિર્જીવ બને છે, તેવી જ રીતે જનનં અવયવના કોષો પણ નિર્જીવ બને છે, અને તેની ચેતન શક્તિ નાશ પામે છે.

શારીરિક ચેષ્ટાથી કરવામાં આવતા વિર્ય અવરોધના પ્રયોગો પરમો, મુત્રઘાત, અશ્મરી વગેરે દર્દોને જન્મ આપે છે.

વિષય ઘણો લાંબો છે એટલે દાખલા દલીલ આપતાં લખાણ ઘણું લાંબું થાય જેથી વિષયની સમાપ્તિ પર આવતાં પશ્ચિમના વિદુષી બાઇ મેડમ ડા રટલેનો અભિપ્રાય રજુ કરી વિષય પૂર્ણ કરીશું.

" આવાં બીન કુદરતી સાધનો વાપરવાં તે શરમ ભરેલું છે. આનાથી ઉંચ સંસ્કારો લજવાય છે, આવાં કૃતિમ સાધનો વાપરવાં તે પશુવૃત્તિ છે, નામર્દાઈ છે, લગ્નની પવિત્ર ભાવનાનો નાશ કરનારી છે. આવાં સાધનો બીન કુદરતી જખમો પેદા કરે છે, અને આવાં સાધનોની બનાવટમાં વપરાતાં રસાયણિક તત્ત્વો ગંભીર પરિણામો ઉપજાવનારાં છે."

સંતતિનિયમનનો ઉત્તમ માર્ગ કયો ? એમ કોઇ પૂછે તો હું કહું છું કે નૈતિક જીવન અને માનસિક, કાયીક અને વાચીક બ્રહ્મચર્ય ઉત્તમ ઉપાય છે.

## આભાર

આ અંકના પુંઠા ઉપર છાપેલ રાધાકૃષ્ણના ત્રિરંગી ચિત્રના ચિત્રકાર શ્રી રસિકલાલ પરીખ છે અને તે બ્લોક શ્રી વિજય મીલ્સ લી૰ તરફથી સૌજન્યથી અમને વાપરવા મળ્યો હતો. તે માટે તેમના આભારી છીએ. એ રીતે મહાત્મા ગાંધીજી અને ડૉ. મનુભાઈના ફોટા માટે ફોટોગ્રાફર શ્રી. જગત મહેતાનો આભાર માનીએ છીએ.                    —સંપાદક

# આપણી
# સ્ત્રી-સંસ્થાઓ



રૂખમાબાઈ હોસ્પિતાલ

*

સુરતની સુપ્રસિદ્ધ અને સ્ત્રી ઉપયોગી સંસ્થા શેઠ મોરારભાઈ વિજયભૂખણદાસ માળવી સ્ત્રી અને બાળકોની હોસ્પીટલ અને બાઈ દયાકોર ઓબ્સ્ટેટ્રીક વોર્ડની સ્થાપનાને આ વર્ષે બાવન વર્ષ પુરા થયાં છે. ૧૮૯૫ના નાતાલને દિને આ હોસ્પીટલ હસ્તીમાંઆવી. તે સમયમાં આ સંસ્થા ગુજરાતમાં પ્રથમ હતી એટલે જ તે સુરતને ગૌરવ સમાન છે.

સને ૧૮૮૬માં લેડી ડફરીને કાઉન્ટેસ ઓફ ડફરીન નામના એક ફંડની શરૂઆત, હિંદી સ્ત્રીઓને ડોકટરી મદદ આપવાના હેતુથી કરી. સુરતમાં તે માટે ફંડ ભેગું કરવા એક સમિતિ નીમાઈ અને તે સમિતિએ ભેગું કરેલું ફંડ સુરતમાં જ ઉપયોગમાં લેવા નિર્ણય થયો. અને ૧૮૯૫માં સુરત કાઉન્ટેસ ઓફ ડફરીન ડીસપેનસરી સોસાયટી સ્થપાઈ અને તેના આશરા હેઠળ, આ હોસ્પીટલની શરૂઆત, સુરતના દાનવીર માળવી કુટુંબના, બાઈ દયાકોર માળવીની રૂપિયા પોણા લાખની નાદાર સખાવતથી થઇ. અને બાઇ દયાકોરના ટ્રસ્ટીઓએ પાછળથી રૂા. ૫૦૦૦૦) ની વધુ સખાવત કરી અને તે પછી નર્સિંસ ક્વાર્ટસ માટે અત્રેના શેઠ ચંદુલાલ ચુનીલાલ તરફથી રૂા. ૨૦૦૦૦) ની કીંમતની મિલ્કત બક્ષીસ મળી. તે બાદ નાના મોટા અનેક દાનને લઈ આ સંસ્થાએ ટુંક સમયમાં સુંદર વિકાસ સાધ્યો. પ્રથમ પચીસ વર્ષમાં આ સંસ્થા એના કામથી અત્યંત લોકપ્રિય બની. આ સંસ્થાની વ્યવસ્થા શહેરના કલેકટરના પ્રમુખપદે નિમાયલી એક સમિતિ કરે છે.

આ હોસ્પીટલ, પ્રથમ, શ્રીમતી મહાલક્ષ્મી કાળાભાઇના ગોપીપુરામાં આવેલા મકાનમાં ૧૮૯૫ની સાલમાં શરૂ થઈ. હોસ્પીટલનું હાલનું મકાન તૈયાર થતાં તે ત્યાં ખસેડવામાં આવી. જનતા સંસ્થાનો પુરો લાભ લે તે હેતુથી તેની એક શાખા હરિપુરામાં દી. બા. હીરાલાલ કાજીના મકાનમાં ખોલવામાં આવી હતી. પણ તે જમાનામાં અમુક આચાર વિચારને લઈ, સુવાવડ માટે હોસ્પીટલમાં જવું કોઇ બહેનો પસંદ કરતી નહિ. આ કારણને લઈ શરૂઆતમાં અંગ્રેજ અને તે પછી હિંદુ અને પારસી બહેનોએ અને તે બાદ વહોરા બહેનોએ લાભ ઉઠાવ્યો. શરૂઆતના વર્ષોમાં પારસી બહેનોએ સારો લાભ લીધો. આ રીતે સંસ્થા શહેરમાં આશીર્વાદ સમાન નીવડી અને ઉચ્ચ પ્રતિષ્ઠા પામી.

આ હોસ્પીટલમાં પહેલાં લેડી ડોકટર તરીકે ઉચ્ચ ડોકટરી ઉપાધી ધરાવનાર ડૉ. રૂક્મણીબાઈની નીમણુંક થઈ. તેમણે બાવીશ વર્ષ સુધી સંસ્થાના વિકાસમાં સુંદર ફાળો આપ્યો અને હોસ્પીટલને લોકપ્રિય બનાવી. ડૉ. રૂક્માબાઇએ અત્રેની સ્ત્રી સંસ્થામાં આગળ પડતો ભાગ લીધો અને સ્ત્રીઓને શહેર સેવામાં ભાગ લેવા પ્રેરણા આપી. તેના પરિણામે સ્ત્રી સમાજમાં તેમ જ દર્દીઓમાં તેઓ બહુ માનીતા બન્યાં અને સંસ્થા રૂખમાબાઈ હોસ્પીટલ નામે ઓળખાવા લાગી. ૧૯૧૮માં જ્યારે બાઈ દયાકોર ઓબસ્ટેટ્રીક વોર્ડ સ્થપાયો ત્યારે મર્હુમ દાદાભાઈ નવરોજીનાં

પૌત્રી ડૉ. મીસ નવરોજી ડોક્ટર નીમાયાં હતાં. ૧૯૧૮થી ૧૯૩૮ સુધીના વીસ વર્ષ ડફરીન સોસાયટીની સેન્ટ્રલ કમિટીએ મેડીકલ ઓફીસર પોતાને ખર્ચે પુરા પાડી સંસ્થાને સારી મદદ આપી.

આ સંસ્થાને હસ્તિમાં લાવવાનો યશ સ્વ. શ્રી કાળાભાઈ લલ્લુભાઇ અને શ્રીમતી મહાલક્ષ્મી કાળાભાઇને ઘટે છે. રાવબહાદુર રણછોડ કાળાભાઇએ સંસ્થાના ઉત્તરોત્તર વિકાસમાં અતિ કીમતી અને અગત્યનો ફાળો આપ્યો છે. અને આજ પર્યંત બનતી સેવા આપી રહ્યા છે.

આવો સુંદર વિકાસ સાધેલી સંસ્થાએ ૨૫મી ડીસેમ્બર ૧૯૪૫ને દિને ૫૦ વર્ષ પુરા કર્યાં અને સુવર્ણ મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી બની હતી.

આ જુની સંસ્થા આજે આર્થિક મુશ્કેલી અનુભવી રહી છે. આવી પુરાણી સંસ્થાને નીભાવવા સારા દાતારો જરૂર મળી રહે, અને જનતાનો સંપૂર્ણ ટેકો મળે તેમાં શંકા નથી. હાલની વ્યવસ્થાપક સમિતિ સંસ્થામાં રસ લઇ ચેતનવંત બની શહેરના હિત માટે કાર્ય ઉપાડી કોઇ નક્કર યોજના જનતા સમક્ષ મૂકે.

સુરત સુધરાઇએ તેની કારકીર્દિ દરમ્યાન સ્ત્રી ઉપયોગી સંસ્થા તેમજ સ્ત્રી અને બાળકોની ઉન્નતી માટે ઘણું થોડું નાણું ખરચ્યું છે. શહેરના મધ્યમાં એક સુંદર જગ્યા પર પચરંગી વસ્તીમાં આવેલી આ પચરંગી સંસ્થાનો કારભાર, શહેર સુધરાઈ હાથમાં લે તો જરૂર આ સંસ્થાનું ભાવિ ઉજ્જવળ બને. સુરત જેવા મોટા શહેર માટે ગણ્યા ગાંઠયા ધર્માદા જાહેર પ્રસુતિગૃહો ઓછાં કહેવાય. શહેરને શોભાવે એવી આ એકજ પચરંગી ધર્માદા સ્ત્રી સંસ્થાના વિકાસ માટે સુધરાઇએ તત્પર બની સંસ્થામાં રસ લેવો ઘટે છે. તેમજ અત્રેની જાહેર સ્ત્રી સંસ્થાઓએ આવી સંસ્થાના વિકાસને વેગ આપવા પ્રયત્નો કરવા ઘટે છે.

## ન્યાયની



## અદાલતમાં

*

શ્રીમતી જસુ મથુરીઆએ હિંદુ કાયદા મુજબ ૧૯૩૦માં શ્રી અમૃતલાલ મથુરીઆ સાથે લગ્ન કરેલાં. લગ્ન પછી તેઓ બન્ને જણ વિઠ્ઠલભાઇ પટેલ રોડ ઉપર રહેલાં, પણ અઢી વર્ષના સહવાસ દરમ્યાન તેમને કાંઇ સંતતી થઇ ન હતી. તે પછી બન્ને વચ્ચે મતભેદ થતાં ૧૯૩૩થી જસુબહેન અંધેરીમાં જુદા રહેવા લાગ્યાં.

૧૯૪૦ લગભગમાં શ્રી. અમૃતલાલ મથુરીઆએ મંગળા નામની સ્ત્રી સાથે ફરી લગ્ન કર્યાં હતાં, એથી શ્રીમતી જસુ મથુરીઆએ ૧૯૪૭ના મુંબઇ હિંદુ છૂટાછેડા કાયદા મુજબ મુંબઇ હાઇકોર્ટમાં છૂટાછેડા લેવા અરજી કરી. અને કોર્ટે તેમની અરજી મંજુર કરી છૂટાછેડા આપ્યા છે.

*

થાણાની કોર્ટમાં એક કેસ હમણાં ચાલી ગયો. ફાતમાબાઇ નામની એક પરણેલી મુસ્લીમ સ્ત્રી હસનમીયાં નામના માણસ સાથે પ્રેમમાં પડી હતી, તેમાં તેનો પતિ તેને આડખીલરૂપ લાગવાથી તેણે તેના પ્રેમી હસનમીઆં અને તેના મીત્ર સુધયા સાથે મળીને તેના પતિ ગુલામબક્ષને મારી તેની લાશ દાટી દીધી હતી. પણ પોલીસને એક નનામો કાગળ મળ્યો, તે ઉપરથી તપાસ કરતાં પોલીસે લાશનો પત્તો મેળવ્યો, ને તે ઉપરથી આરોપીઓની ધરપકડ કરેલી. આ કેસ ચાલતાં થાણાના સેસન જજે જુરીના એકામતી અભિપ્રાય સાથે મળતા થઇ બધાને બીન ગુનેગાર ગણી છોડી મૂક્યા હતા.

એક જૈન બહેને, પુત્રની ખોટ પૂરવા, વિધિપૂર્વક એક છોકરો ખોળે લીધો. એમના માતૃત્વે એથી તૃપ્તિ અનુભવી. ઘરમાં સુખ-સાહ્યબી હતી. પતિદેવ પોતાની પાછળ એટલી સંપત્તિ મૂકતા ગયા હતાં કે બીજી કોઈ નવી કમાણી ન કરે તો પણ આખી જીંદગી સુખેથી નીકળી જાય. ખોળે લીધેલા પુત્રને એમણે શરૂશરૂમાં તો ખૂબ વાત્સલ્યથી નવરાવ્યો. દિવસો વીતવા લાગ્યા તેમ એ રંગ ઝાંખો પડવા લાગ્યો. આપણે સમાજને પુરુષપ્રધાન માનીએ છીએ. પુત્ર મોટો ને સમજણો થાય એટલે સ્વાભાવિક રીતે જ સત્તાના સૂત્રો એના હાથમાં આવી જાય-ઘરનો એ કર્તાહર્તા બને. પુત્ર મોટો થયો અને ઘરનો કારભાર સંભાળવા લાગ્યો એટલે માતાને બીક લાગી: "રખેને આ ખોળે લીધેલો છોકરો બધું ધૂળધાણી કરી દેશે તો મારું શું થશે ?"

બરાબર આઠ વર્ષે વાત્સલ્યનો રંગ ઊડી ગયો. જેને રેશમી દોરાની ગાંઠ ગણવામાં આવતી હતી તે પણ ઢીલી પડી ગઇ: માતાએ દત્તક પુત્રને ઘરમાંથી વિદાય કરવાનો નિર્ણય કર્યો. પણ જે કાયદેસર વિધિ-કરાર થયા તેનું શું કરવું ?

કાયદાના પંડિતોએ બહેનને સલાહ આપી: "તમારો પક્ષ બળવાન છે. પહેલી વાત તો એ છે કે તમને-એક વિધવા સ્ત્રીને દત્તક લેવાનો અધિકાર જ નથી. તમારું દત્તકવિધાન કાયદાવિરુદ્ધનું છે. પતિની પરવાનગી સિવાય કોઇ આર્ય નારીથી દત્તક લઈ શકાય નહિ. અને તમે તો વિધવા છો. તમે કોઈને પુત્ર તરીકે ખોળે લઇ શકતા જ નથી. જેને આઠ-આઠ વર્ષ સુધી પાળ્યો છે તેને તમે બેધડક બારણું બતાવી શકો છો-કહી શકો છો કે: "ચાલ્યો જા, મારા ઘરમાંથી."

દત્તકપુત્રને એના ધારાશાસ્ત્રી પાસેથી સલાહ મળી કે "આમાં તમારે મુદ્દલ ગભરાવા જેવું નથી. તમારો પક્ષ સો ટચના સોના જેવો છે. એક વાર દત્તકવિધાન થયા પછી, વિધાતા પોતે પણ તે ફેરવવાને શક્તિમાન નથી. એ મીલ્કતના માલીક તમે જ છો."

"પણ ધારો કે હિંદુ ધર્મમાં વિધવાને દત્તક લેવાનો હક્ક જ નથી એમ અદાલત ઠરાવે તો ?" અસીલે પૂછ્યું.

"તો આપણે કહીશું કે અમે ક્યાં હિંદુ છીએ ? અમે તો જૈન છીએ. અને જૈન-ન્યાયમાં વિધવાઓને પુરુષ જેટલો જ દત્તક લેવાનો અધિકાર છે. તમે જૈન પરંપરા પ્રમાણે કાયદેસરના ઉત્તરાધિકારી છો એમ પુરવાર કરી આપવાનું હું માથે લઉં છું. તમે તમારે કેડ બાંધીને લડવા તૈયાર થઇ જાઓ." વકીલે, અર્ધનિરાશ બનેલા દત્તકપુત્રને પાણી ચડાવ્યું.

એ પછી અદાલતી સંગ્રામ શરૂ થયો. આ સંગ્રામની ખૂબી એ છે કે, હાર કે જીત માત્ર નામની જ હોય છે-બરબાદી બન્ને પક્ષે એક સરખી રહે છે. પરાજયમાં પણ વિજય મેળવવાની કોઇ ને કોઈ તક મળી આવે છે. આ કાયદાના સંગ્રામનો પણ પક્ષકારોને જાણે કે કેફ ચડે છે.

આ મુકદ્દમામાં પણ એમ જ બન્યું. મામલો પ્રીવી કાઉન્સીલ સુધી પહોંચ્યો. જે જૈન બહેન એમ કહેતાં હતાં કે "મને દત્તક લેવાનો હક્ક નથી-સ્વામીની મંજુરી સિવાય દત્તક લઈ શકાય જ નહિ" તેમનો એ હક્ક મંજુર રાખવામાં આવ્યો. એટલે કે જે હક્ક એમને નડતો જોઇતો તે પરાણે પહેરાવવામાં આવ્યો.

હિન્દ બહુ વિસ્તૃત દેશ હોવાથી દરેકે દરેક પ્રાંતમાં જૈનવિધિ કે પરંપરા એકધારી પ્રચલીત કે પ્રભાવશાલી ન હોય, પણ એથી કરીને જૈન-પરંપરાને માન્ય ન ગણવી એમ ન કહી શકાય. છેલ્લા નિર્ણયનો-પ્રીવી કાઉન્સીલના ચૂકાદાનો એ જ ધ્વનિ હોય એમ લાગે છે.

## કેટલાક

# કિસ્સાઓ

જામનગર તાબે કંડોરણાથી એક ભાગેડુ બાઇને પકડવામાં-આવતાં જે ઠેકાણે પકડાયાં તે કોર્ટમાં બાઇએ એવી કેફીયત કરી કે, જે સંઘી ઉપર મને ભગાડવાનું તહોમત મુકયું છે તે નિર્દોષ છે. મેં જ એ સંઘીને ભગાડીને અહીં આણેલ છે. આવો જ બીજો કીસ્સો હાંસોટ (જી. ભરૂચ) ની કોર્ટમાં કંહાળથી ભાગી આવેલ કોળણનો છે. તે દીકરાદીકરી એને રઝળતાં મૂકી ભાગી આવેલ છે, ને તેના ધણીએ વોરંટથી પકડાવતાં જુબાની આપેલ કે, મારા ધણીએ મને ઘરમાંથી કાઢી મૂકેલ છે. મારી સાથે આવનાર શખ્સ સાથે પેટ ગુજરાન કરવા હું મારી રાજીખુશીથી કમાવા આવી છું.

*

મદ્રાસ શહેરમાં એક ૭૫ વર્ષની હિંદુ વૃદ્ધાએ પોતાના પતિથી વધુ નહિં જીવવા ખાતર આત્મહત્યા કરી છે. તેની એ વિશેષ આકાંક્ષા હતી કે તે 'સૌભાગ્યવતી' જ મરણ પામું; પરંતુ તેના ૮૦ વર્ષના પતિને મરણ-પથારીએ બિમાર અવસ્થામાં જોઇને એને લાગ્યું કે પતિ હવે મરી જશે. તેથી તે પહેલાં જ તે કુવામાં પડીને મૃત્યુ પામી. એક કલાકમાં પતિએ પણ દેહ છોડયો. જ્યુરીએ મરણોત્તર તપાસમાં આત્મહત્યાનું કારણ સ્ત્રીની 'સુમંગલ' અવસ્થામાં મૃત્યુ પામવાની ઇચ્છા જણાવ્યા બાદ, બન્નેના શબની અગ્નિસંસ્કારવિધિ એક સાથે કરવામાં આવી હતી.

*

જાલીલા ગામની એક વણીક બહેન પાણી ભરીને આવતાં, તેને માર્ગમાં એક હરિજન બાળાએ પૂછ્યું, "કેમ ભાભી, પાણી ભરી આવ્યાં ?" કર્મસંજોગે આ બહેન ઘેર ગયા પછી તેમને આંચકી હીસ્ટીરીઆ વગેરે શરૂ થયું. ભુવાને બોલાવ્યા અને પેલી બહેન પાછાં સારાં થઇ ગયાં. પણ હવે પેલી હરિજન બાળાને ઘર બહાર ન નીકળવાની ધમકી અપાય છે. આ ગરીબ કોમની બાઇ બહાર મજુરી માટે નીકળી શકતી નથી.

*

સુરતના એક જાણીતા નાગરિક અને આવકવેરા નિષ્ણાત શ્રી. ઠાકોરલાલ જમનાદાસ ચોકસીના પુત્ર જશવંતલાલનું લગ્ન આજથી ચારેક વરસ ઉપર પોતાની દશા ખડાયતા



વણિકજ્ઞાતિની જ એક જશવંતી નામની બાળા સાથે થયું હતું. લગ્ન પછી ત્રણ જ મહિનામાં જશવંતલાલનું અવસાન થયું. પણ વિધવા પુત્રવધૂને પિયર નહીં મોકલી દેતાં શ્રી. ચોકસીએ એને પોતાને ત્યાં જ રાખી અને તેને વિદ્યાભ્યાસ આગળ વધારવાનો ઉત્સાહ આપ્યો. આ રીતે બહેન જશવંતીએ કોલેજમાં ઇન્ટર આર્ટસ સુધી અભ્યાસ કર્યો. તે પછી હમણાં જ શ્રી. ચોકસીના જ બીજા પુત્ર શ્રી. ભૂપેન્દ્ર ચોકસી સાથે, સ્વ. જશવંતલાલના

નાના ભાઈ સાથે, અર્થાત્ પોતાના દિયર સાથે બહેન જશવંતીએ વૈદિક વિવાહવિધિથી લગ્ન કર્યું છે. પરણનારાંએ આ લગ્ન પોતાની મેળે પતાવી લીધું નથી. શ્રી. હીરાલાલ ચોકસીએ પણ વડીલ તરીકે એમાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો.

*

અમદાવાદના મીલમાલીક શેઠ અંબાલાલ સારાભાઈની પુત્રી શ્રી. ભારતીબહેન ઇંગ્લાંડના



એક તરુણ નવલકથાકાર અને કવિ મી. ડેનીસ સ્ટોલ સાથે લગ્ન કરવાનાં છે. તેઓ દીલ્હીમાં થોડા વખત પહેલાં મળ્યાં હતાં ને તેણે ઇંગ્લાંડના એક છાપામાં (ન્યુ સ્ટેટ્સમેન?) ભારતી બહેનનો પરિચય લેખ લખ્યો હતો. આ લગ્ન હિંદમાં થશે એમ સંભળાય છે.

*

પુનાપાદરના એક ખેડુતની દીકરી જે કૈરાળા ગામે સાસરે હતી તેને ફોસલાવીને મોરીંગડાના એક કણબીએ ગુજરાતના એક ગામડામાં રૂ. ૧૮૦૦ થી વેચાણ કરેલ, તે પૈકી રૂ. ૯૦૦ રોકડા અગાઉથી લીધેલા. મજકુર બહેનને વેચાણ કરેલ ગામડે પહોંચાડવા લઈ જવામાં આવતી હતી, પરંતુ બાઇના સદ્ભાગ્યે રસ્તામાં ભુલથી વેચાણ માટે જઈ રહેલાઓ બાઈની નણંદને ત્યાં જ ઉતર્યાં અને "આ તો મારી ભાભી" તેમ કહી ઓળખી જવાથી તેને ત્યાં જ અટકાવી, અને કૈરાળા ગામે ખબર આપી.

*

૭ માસ અને ત્રણ દિવસની એક કુંભકર્ણના જેવી ઊંઘ લીધા બાદ એક ૨૫ વર્ષની ઓસ્ટ્રેલીયન છોકરી હમણાં જ જાગી છે. એનું નામ રીટા એન્ડ્રેસ છે. એ અઢાર વર્ષની હતી ત્યારથી જ કોઈ વખત ચાર દિવસ સુધી તો કોઈ વખત અઠવાડિયાં સુધી ઉંઘવા લાગી હતી. એને મેલબોર્નની વીક્ટોરીઆ હસ્પીતાલમાં લઈ જવામાં આવી ત્યારે દાક્તરને નવાઈ લાગી કે એ જીવતી કેવી રીતે રહી શકી તેની બહેન તેમ જ માતાએ જણાવ્યું કે એની અભાન અવસ્થામાં જે કાંઈ મોંમા મુકીએ તે ઉતારતી હતી. રીટાને નવ વર્ષની ઉંમરે મગજનું ઓપરેશન કરવામાં આવ્યું હતું. તે ૧૮ વર્ષની થઈ ત્યાં સુધી તો ઠીક ઠીક ચાલ્યું. તે જાગતાં બોલી હતી કે "મારાં સ્વપ્નો ગુમાવ્યાં. મને ઉંઘતાં જરાય થાક નથી લાગતો." આ છોકરીનું જાગ્યા પછી એક અઠવાડીયામાં અવસાન થયું છે.

*

પ્રાચીન 'સ્વયંવર' લગ્નપ્રથાનો તાજેતરમાં એક બનાવ નોંધાયો છે. ઝાંસી જિલ્લાના બર્વાસાગરના કોંગ્રેસી કાર્યકર શ્રી. બાલચંદ ગુપ્તે પોતાની પુત્રીના સ્વયંવર વિધિથી લગ્ન કર્યાં હતાં. જેમાં બ્રાહ્મણથી માંડીને ભંગી સુધીના દરેક જાતના યુવાનોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેમાંથી કન્યાએ પસંદ કરેલા વરની સાથે વૈદિક વિધિથી લગ્ન કરવામાં આવ્યાં હતાં.

*

અમદાવાદમાં લાલબાવાને ટીંબે રહેતા હીરાલાલ પ્રેમશંકર નામના બ્રાહ્મણે પોતાની પત્ની વિદ્યાગૌરી પાસે પૈસા માગતાં બાઈએ ના કહી, તેથી ગ્યાસતેલ છાંટી તેને બાળી મૂકી. બાઈ દવાખાનામાં મરણ પામી.

# સૌરભ



થોડા વખત પહેલાં એક કાગળમાંથી ગાંધીજીએ ઉતારો ટાંક્યો હતો. તે પત્રના લખનાર લખે છે :

"મારા અગિયાર વર્ષ પહેલાં લખાયેલા કાગળ ઉપર આપે વ્યક્ત કરેલા વિચારો સાથે હું સંપૂર્ણ રીતે મળતો થાઉં છું—પણ હિંમત ઓછી છે. કાજળની ઓરડીમાં જવું જ શા માટે, એવી વૃત્તિ રહે છે. લોકસંગ્રહની દૃષ્ટિએ આપે લખેલા આદર્શ પુરુષની કલ્પના લોકો સમક્ષ મૂકતા છતાં, બંધનો રાખવાં ઇષ્ટ છે, એવી જનસમુદાયને સલાહ આપવી એ વધારે સુરક્ષિત છે એમ મને લાગે છે. સ્ત્રી–પુરુષના ભેદ માનવાની જરૂર નથી. સ્ત્રી એ 'મારી' છે 'એવી વૃત્તિ કાઢી નાખવી જોઈએ. તદ્દન સાચી તાત્વિક ભૂમિકાનો પ્રચાર કરવા જતાં, હિંદી કોમ્યુનિસ્ટ પાર્ટીએ અજાણ્યે આપણા સમાજનું જે નુકસાન કર્યું છે તે ખરેખર ભયંકર છે. પૂ. શ્રી કિશોરલાલભાઈ તો 'એક સાદડી ઉપર પણ ન બેસવું જોઈએ' એ પાટલે જઈને બેસે છે. એમાં એમનું પુરાણમતવાદીપણું દેખાતું હોય તો યે એમની વાત વિચાર કરવા પ્રેરે એવી તો જરૂર છે. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः। એ ગીતાની ચેતવણી ભૂલી ન શકાય. ઉચ્ચ કક્ષાએ પહોંચેલાં શ્રેષ્ઠોએ સામાન્ય શક્તિવાળા માણસો શ્રેષ્ઠોનું અજ્ઞાનયુક્ત અનુકરણ ફક્ત કરશે એવી બીક મનમાં સેવી પોતાની કક્ષાથી નીચેનું જ, બંધનયુક્ત આચરણ જાળવવું એમાં જ શ્રેય હોય છે એમ મને તો લાગે છે. હા, એક ખૂબ સચોટ મુદ્દો આપના પક્ષમાં છે; અને તે એ કે, ઉચ્ચ કક્ષાની શક્યતાના દાખલા સમાજ આગળ ધરનાર કોઈ ન હોય તો એ સમાજની શ્રદ્ધાનો લોપ થઈ જાય: માનવમાં રહેલું ઈશ્વરત્વ કોઈકે તો બનાવવું જ જોઈએ. આના જવાબમાં એટલું જ કહીશ કે આ વસ્તુનો નિર્ણય તો જમાખર્ચનો મેળ કરી તે તે શ્રેષ્ઠ પુરુષે પોતે કરવાનો છે."

આ ટીકા મને ગમે છે. સહુએ પોતાની નબળાઈ ઓળખવી જોઈએ. જાણતાં છતાં તેને છુપાવે ને કોઈ સબળાની નકલ કરે તો પડે જ. એથી મેં તો કહ્યું છે કે હરેકે પોતાને સારુ મર્યાદા બનાવી લેવી જોઈએ.

મને લાગતું કે કિશોરલાલભાઈ એક સાદડી ઉપર જ્યાં સ્ત્રી હોય ત્યાં નહીં બેસે. એમ હોય તો મને આશ્ચર્ય થાય. હું એવો પ્રતિબંધ સમજી નહીં શકું. એમને મોઢેથી મેં સાંભળ્યો નથી.

સ્ત્રીના નિર્દોષ સંગને કાજળની કોટડીની ઉપમા આપવામાં હું તો અજ્ઞાન જ જોઉં છું. એમાં સ્ત્રીજાતિનું ને પુરુષનું અપમાન છે. જુવાન દીકરો માતાની પડખે ન બેસે? તેની સાથે ટ્રેનમાં એક બાંકડા ઉપર ન બેસે? આવા સંગથી પણ જેનું મન વિહ્વળ થતું હશે તેની કેવી દયામણી સ્થિતિ ગણાય?

લોકસંગ્રહને અર્થે ઘણું તજવું જોઈએ એ વચનને માન આપતાં છતાં હું માનું છું કે

એમાં પણ વિવેકને સ્થાન છે. યુરોપમાં નાગાનો એક સંઘ છે. તેઓએ મને તેમાં ઘસડવાનો પ્રયત્ન કર્યો. મેં હસીને ના પાડી. લોકો એ સહન ન કરી શકે. જોઈતી પવિત્રતા ન હોય તેથી તેનું પ્રદર્શન ન કરાય, એમ મેં કહેલું. તાત્ત્વિક દૃષ્ટિએ હું માનું છું કે સ્ત્રીપુરુષ છેક નાગાં હોય તો તેમાંથી કંઇ નુકસાન ન થવું જોઇએ. એવું આદમ ને હવાના નિર્દોષ કાળમાં હતું. પણ જ્યારે તેમને જ્ઞાન થયું ત્યારે તેઓ અંગ ઢાંકવા માંડ્યાં ને સ્વર્ગમાંથી પડ્યાં. આપણી પડેલી દશા છે. એ ભૂલીને વર્તીએ તો નુકસાન જ થાય. આ દાખલાને હું લોકસંગ્રહની આવશ્યકતામાં ગણાવું.

લોકસંગ્રહની વાત કરીને અસ્પૃશ્યતા દૂર કરવાની વાત છોડવાનું દબાણ મારા પર થયેલું; લોકસંગ્રહની દૃષ્ટિએ નવ વર્ષની કન્યાને પરણાવવાનો રિવાજ ચાલુ રાખવાનું કહેવામાં આવ્યું છે; લોકસંગ્રહને સારુ દરિયા પાર જવાનું રોકવામાં આવતું. આવા દાખલા અનેક અપાય તેમ છે. ધરના કૂવામાં તરીએ, બૂડી ન મરીએ.

બંધનો એવાં તો ન જ હોય કે જેથી નરનારીનો ભેદ આપણી નજરથી દૂર રહી ન શકે. આપણાં અનેક કામોમાં એ ભેદને કશું સ્થાન નથી એ યાદ રાખવા જેવી વાત છે. ખરું જોતાં તો એ ભેદ યાદ કરવાનો પ્રસંગ તો એક જ હોય છે: કામ વ્યાપે ત્યારનો. જે સ્ત્રી–પુરુષને આખો દિવસ કામ જ વ્યાપતો હોય તેનાં મન સડેલાં છે, તેનાથી લોકકલ્યાણ ન થઇ શકે એવી મારી માન્યતા છે. માણસની સાધારણ સ્થિતિ એવી નથી જ. કરોડો આદમિયા જો આખો દિવસ એ જ વિચાર સેવે તો તેઓ કંઇ જ શુભ કામને લાયક નહીં રહે.

'હરિજનબંધુ' —ગાંધીજી

*

મધ્યહિંદ એજન્સીમાં આવેલા મ્હૈહાર સ્ટેટમાં થોડા વખત ઉપર સત્યાગ્રહ થયો હતો ત્યારે લોકો ઉપર સ્ટેટે ગુજારેલ ત્રાસની તપાસ કરવા અને જે લોકો જેલમાં છે તેને છોડી મૂકવાની સમજૂતી કરવા એ પ્રાંતના પ્રજામંડળના યુવાન કાર્યકર શ્રીમતી સવિતાદેવી શર્મા ત્યાં ગયાં હતાં ને રાજાની મુલાકાત લીધી હતી. રાજકીય કેદીઓને છોડી મૂકવાની અને ખાસ હક્કો આપવાની તેમની માગણી નકારવામાં આવી હતી. તેથી શ્રીમતી સાવિત્રીદેવીએ આમરણાંત ઉપવાસ કરવાની તૈયારી બતાવી સત્યાગ્રહ કર્યો હતો. ભૂખમરા ઉપર ઉતર્યાં પછી તેમને જેલમાં પૂરવામાં આવ્યાં હતાં. ત્યાં તેમને માર મારવામાં આવ્યો હતો અને તેઓ બેભાન થઈ ગયાં ત્યાં સુધી પોલીસો અને ભાડુતી ગુંડાઓએ તેમના ઉપર અત્યાચારો કર્યા હતા. તે તદ્દન બેભાન થઇ ગયાં, ત્યારે તેમને મૈહારના રેલ્વે સ્ટેશન ઉપર નાખી આવ્યા હતા. રેલ્વે અધીકારીઓએ તેમને ત્યાંથી સતનાની હોસ્પીટાલમાં મોકલ્યાં હતાં.

*

ઓકલા હોમાની માર્ગરેટ માર્ટીટ ફ્લેચર નામની છોકરીને જન્મથી જ હાથ-અને પગ નથી. આવી તેને ખોડ હોવા છતાં તે પોતાના દાંત અને જીભની સહાયથી પેન્સીલ મોંમાં રાખી ચિત્રો કાઢે છે. હવે તો તે પીંછીઓ વડે રંગીવાળાં ચિત્રો પણ કાઢવા લાગી છે.

*

પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટના વહીવટ દરમિયાન અમેરિકન પાર્લામેન્ટના મકાનના હાઉસ કીપર શ્રીમતી હેનરીટા નેસબિટ તે મકાનના રસોડાંનો ઇતિહાસ લખી રહ્યાં છે. તે સંબંધી તેમણે એક એવી રસપ્રદ કહી છે કે યુદ્ધ દરમિઆન બ્રિટિશ વડા પ્રધાન ચર્ચિલે જ્યારે વોશીંગ્ટનની મુલાકાત લીધી હતી ત્યારે તેમને માટે ચાહ તૈયાર કરવા માટે ઇગ્લંડથી પાણી મંગાવવામાં બહુ મુસ્કેલી પડી હતી.

અમદાવાદ તાલુકાના આંજણી ગામની ત્રણ સ્ત્રીઓ ખેતરમાં ઘાસ કાપવા ગઈ હતી, તે વખતે દેશી તમંચાથી સજ્જ થયેલા ત્રણ પુરુષો તમંચો બતાવી મારી નાખવાની ધમકી આપી સ્ત્રીઓએ પગે પહેરેલાં ચાંદીનાં કલ્લાં લૂંટવા પ્રયાસ કરતાં સ્ત્રીઓએ બુમાબુમ કરી લૂંટારુઓનો સામનો કર્યો હતો. તેવામાં આજુ-બાજુનાં ખેતરોમાં કામ કરી રહેલા દોડી આવતાં તમંચાથી સજ્જ થયેલા ત્રણે જણાને પકડી લઈ પોલીસને સોંપી દેવામાં આવ્યા હતા.

*

સુરત સ્ત્રીમંડળના હોદ્દેદારોમાં પ્રમુખ તરીકે શ્રી. શાંતાબેન વ્હોરા, ઉપપ્રમુખ શ્રી. વસુ-મતીબહેન ઠાકોર, શ્રી. વિદ્યાબેન ઠક્કર, ખજા-નચી તરીકે શ્રી. કાંતાબેન મહેતા, મંત્રીઓ તરીકે શ્રી. ભાનુબેન દાંતાવાળા, શ્રી. નીર્મળા-બેન કલાર્ક, શ્રી. ઇંદિરાબેન જોગળેકર અને સમિતિના સભ્યો તરીકે શ્રી. જ્યોત્સ્નાબેન શુકલ, શ્રી. કુસુમબેન શાહ, શ્રી. વત્સલા સુબે-દાર, શ્રી. અનસુયા કલાર્ક, શ્રી. પુષ્પાબેન દેસાઈ, શ્રી. જશવતી ચોકસી, શ્રી. કુસુમબેન શ્રી. સોફીયાબેન મુછાળા અને ચંદ્રિકાબેન ઠક્કરની વરણી થઈ છે.

*

વડોદરાના જાણીતા સાહિત્યકાર શ્રી. તારા-ચન્દ્ર પોપટલાલ અડાલજાનાં પુત્રી બહેન ભાનુમતિ આ વર્ષે એમ. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયાં તે માટે વડોદરાના મોઢ વણિક બંધુઓ તરફથી તેમને માનપત્ર આપવાનો સમારંભ રવિવાર તા. ૩-૮-૪૭ ના રોજ જ્ઞાતિબંધુ અને બરોડા બેંકના ચીફ એકાઉન્ટન્ટ શ્રી. મગનભાઈ ગોરધનનાથ પરીખ બી. એ. બી. કોમ (લંડન) બાર-એટ-લૉ, ના પ્રમુખપદે વડોદરામાં નવલખાની હવેલીમાં યોજવામાં આવ્યો હતો.

સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈએ કહ્યું કે, શ્રી. તારાચન્દ્ર અડાલજા અને હું વર્ષો જુના સ્નેહીઓ અને સાથી છીએ. શ્રી. અડાલજાની સાહિત્યપ્રિયતા અને વિદ્યાવિલાસિતાનો વારસો બ્હેન ભાનુમતિને મળ્યો છે. નાયબ દિવાન શ્રી સુતરિયા સાહેબે આશીર્વાદ આપતાં બહેન ભાનુમતિ પોતે લીધેલી કેળવણીને દીપાવે, બીજી બહેનોને કેળવે અને સ્ત્રીઓમાં ફેલાયલા અજ્ઞાનને દૂર કરવામાં સહાયરૂપ બને, એવી આશા વ્યકત કરી હતી. માનપત્ર વંચાયા બાદ પ્રમુખશ્રીએ શ્રી. ભાનુમતીને તે અર્પણ કર્યું હતું.



શ્રી. ભાનુમતીએ માનપત્રનો જવાબ આપતાં જણાવ્યું કે મને મળેલા માન અને યશના ખરા અધિકારી મારાં પિતા તથા માતા છે; જેમણે મને આટલી કેળવણી લેવાની અનુકુળતા કરી આપી. શ્રી. તારાચન્દ્ર અડાલજાએ જ્ઞાતિબંધુઓ તથા ત્યાં પધારેલા સર્વ સજ્જનોનો આભાર માનતાં જણાવ્યું કે મેં તો માત્ર પિતા તરીકેની ફરજ બજાવી છે. પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં દેશમાં સ્ત્રી કેળવણીની ખુબ જરૂર જણાવી, અન્ય બહેનો બહેન ભાનુમતિની માફક ઉચ્ચ કેળવણી લેતી થાય એવી ઇચ્છા વ્યકત કરી હતી.

**સ્ત્રી-જીવનનો આવતો અંક ગરબા-અંક પ્રગટ થશે.**

# ઈતિહાસ-પ્રસંગો

## બેગમ ફિરદુસ રીઝવી

*

આગ્રામાં જ્યારે શેરશાહ રાજગાદી ઉપર હતો ત્યારે તેનો શાહજાદો હાથીને હોદે ચડી જતો હતો. રસ્તામાં એક હિંદુ ગાંધીના ઘરમાં બારી પાસે ઉભેલી તેની સ્વરૂપવાન પત્નીને જોઈને શાહજાદાએ તે સ્ત્રી તરફ પાન ફેંક્યું. બાઈ શરમાઈને અંદર ચાલી ગઈ અને પોતાના પતિને આ હકીકત કહી. ધણીએ તપાસ કરતાં ખુદ શાહજાદાએ આ કર્યું હોવાથી ભાવી શહેનશાહ સામે ફરીયાદ કરવાની તેની છાતી ચાલી નહિ, પણ પાડોશમાં રહેતા મુસ્લીમોએ એને ફરિયાદ કરવાને ઉત્તેજન આપ્યું ને ખુદ શહેનશાહ પાસે ફરિયાદ રજુ થઇ.

શેરશાહે આ કિસ્સો સાંભળી તરતજ શાહજાદાને બોલાવ્યો અને શાહજાદાની બેગમને પણ તેડાવી. અને પછી પેલા હિંદુ ગાંધીના હાથમાં પાન આપી શહેનશાહે કહ્યું : 'જે શાહજાદાએ તમારાં પત્ની સામે પાન ફેંકી એનું અપમાન કર્યું છે તે શાહજાદાની બેગમ સામે આ પાન ફેંકી તમે બદલો લ્યો, જેથી તમારા મૂર્ખ ભાવી શહેનશાહને ખબર પડે કે ગરીબ માણસની પત્નીનું અપમાન કેમ થાય.'

*

દમાસ્કસમાં ત્યાંના મુસ્લીમ બાદશાહ એક ભવ્ય મસ્જીદ બંધાવતા હતા. તેમાં બાજુના દેવળનો થોડો ભાગ લેવાની જરૂર હતી. દેવળના પાદરીઓએ એ જમીન વેચવા ના પાડી, પણ બાદશાહે જોરજુલમથી તે જમીન પડાવી લીધી. પણ પછી ઉમર બીન અબ્દુલ અઝીઝ ગાદીએ બેઠા ત્યારે તેણે સૌથી પહેલું કામ મસીદ તોડીને દેવળની દબાયેલી જમીન પાદરીઓને પાછી સોંપવાનું કર્યું હતું.

*

ખલીફા અલીનો લશ્કરી ડગલો ખોવાયો અને એક યહુદી પાસેથી તે પકડાયો. તેને પકડીને પોતાની હકુમતના કાજી પાસે રજુ કર્યો. કાજીએ પૂરાવા માગ્યા, સાક્ષીમાં માત્ર તેમના બીબી ફાતમા અને તેમના બે પુત્રો હસન અને હુસેન હતા. કાજીએ કહ્યું કે સાક્ષીઓ માનવંતા આબરૂદાર છે, પણ તેઓ તેમના સગાં હોવાથી પક્ષપાતનો સંભવ છે. એથી ગુનેગારને શકનો લાભ આપી છોડી મૂકવામાં આવ્યો, ને ખલીફાનો ડગલો હમેશને માટે ગયો.

*

જ્યારે મુસલમાનોએ ઈજીપ્ત જીતી લીધું ત્યારે એક મુસ્લીમ સૈનિકે જીસસની પ્રતિમા સામે તીર છોડ્યું અને પ્રતિમાની ડાબી આંખ ફોડી નાખી.

ખ્રીસ્તીઓએ લશ્કરના કમાન્ડર પાસે ફરિયાદ કરી અને તે ફોડી નાખેલી આંખ ફરીથી બેસરાવી આપવા માગણી કરી. પણ કમાન્ડરે કહ્યું કે, મારી લશ્કર ઉપર કાબુ રાખવાની બીનઆવડતને કારણે તમને મારી ડાબી આંખ ફોડી નાખવાનો સંપૂર્ણ હક્ક છે. [હરિજન]

*

કોઈ એક ઓરત શીખવવા માટે મીર ફરતમખાંનાં જનાનખાનામાં જતી. રાજકુટુંબના એક યુવક મોહંમદખાંએ એ સ્ત્રી સાથે અયોગ્ય પ્રેમ બતાવ્યો. સ્ત્રીના પિતાને આ વાતની જાણ થઈ. તેણે મહેલમાં ઘુસીને મહમદખાંને સારી રીતે ઘાયલ કર્યો. મહમદખાં બચી ગયો પરંતુ જ્યારે આ આખી હકીકત મીર ફરતમખાંના જાણવામાં આવી ત્યારે એ સ્ત્રીના પિતાને સજા કરવાને બદલે તેણે નિર્ણય કર્યો કે આટલું ઘોર પાપ કરવાવાળા સાથે અમે કોઈ જાતનો સંબંધ રાખી શકીયે નહિ.

મોહમદખાંને રાજધાનીમાંથી કાઢી મૂકવામાં આવ્યો ને પછી જીવન પર્યન્ત તેને ખૈરપુર પાછા ફરવાની રજા ન મળી.

# શ્રી-જગત  સમાચાર

શ્રી. સરોજીની નાયડુ યુ. પી.ના કામચલાઉ ગવર્નર નીમાયાં છે.

*

રાજકોટની સીવીલ હોસ્પીટાલ આર્યન લીગ ચલાવશે. તે માટે શેઠ નાનજી કાળીદાસે એક લાખ રૂપીઆનું દાન આપ્યું છે.

*

સુરતમાં શ્રી. ઇન્દુમતી શેઠના પ્રમુખપદે હિંદુસ્તાની પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થીઓને ઈનામો ને પ્રમાણપત્ર અપાયાં.

*

વડોદરાના જાણીતા લેખક શ્રી. તારાચંદ પી. અડાલજાનાં પુત્રી સૌ. ભાનુમતીબહેન એમ. એ. માં ગુજરાતી સાથે બીજા વર્ગમાં પાસ થયાં. તેમને તેમની જ્ઞાતિ તરફથી માનપત્ર એનાયત થયું.

*

અમેરીકાના પ્રેસીડેન્ટ ટ્રુમેન તેમના માતાને મળવા એરોપ્લેનમાં ઘેર જતા હતા ત્યારે રસ્તામાં વાયરલેસ તારથી તેમની માતાના અવસાનના સમાચાર તેમને પહોંચાડવામાં આવ્યા હતા.

દક્ષિણ આફ્રીકામાં નવા હિંદીઓને વસવાના નવા પરવાના આપવાના ધારા પછી આવેલ ૨૦ હિંદી કુટુંબોની સ્ત્રીઓ અને બાળકોને કેપટાઉનમાંથી ચાલ્યા જવાની સરકારે નોટીસો આપી છે. કેમકે વસવાની રજા તો પુરુષોને આપી છે; એ રજામાં સ્ત્રીઓ ને બાળકોને આવી જતાં નથી.

*

દિલ્હીમાં મેલેરીયા અટકાવવા માટે નવું દવાખાનું લેડી માઉન્ટબેટનને હાથે ખુલ્લું મૂકાયું. તે સંસ્થાના ફળીયામાં લેડીમાઉન્ટબેટને વૃક્ષારોપણ પણ ત્યાંથી જતાં પહેલાં કર્યું.

*

મદ્રાસમાં ભરાનાર આગામી મહિલા પરિષદના પ્રમુખ તરીકે બીહાર ધારાસભાના ડેપ્યુટી સ્પીકર શ્રી. અસુયાબાઈ કાલે ચુંટાયાં છે.

*

અમદાવાદમાં અશોક મીલની પાછળ રહેનાર આતુ વીરાએ ભુરી નામની બાઈ સાથે ફરી લગ્ન કરવાથી તેની પહેલી પત્ની બાઈ ગંગાએ ફરીયાદ કરી છે.

સાયણ રેલ્વે વીસ્તારમાંથી તરતની જન્મેલી અને કોઈએ ત્યજી દીધેલી નાની બાળકી મળી આવી હતી.

*

સારંગપુર દોલતખાનામાં રહેતા રણછોડલાલ બાપાલાલે પોતાની બે વર્ષ અગાઉ પરણેલી પત્ની બાઈ ચંપા હયાત છતાં તેણે સીતા નામની બાઈ સાથે ફરી લગ્ન કરવાથી ચંપાએ તે સામે ફરીઆદ નોંધાવી છે.

*

અમદાવાદમાં વહેલી પરોઢે શાહપુરના પુલ પાસે એક ભીખારણ ઉપર ચાર ગુંડાઓએ બળાત્કાર કર્યાની ફરીયાદ થઈ છે.

*

ઈંગ્લાંડમાં કાર્નેગી ટ્રસ્ટ તરફથી દર વર્ષે શ્રશને પારિતોષક અપાય છે, તે ઈનામ આ વર્ષે એક જર્મન યુદ્ધ કેદીને એક વકરેલા આખલાના હુમલામાંથી બચાવી લેવાના પરાક્રમ માટે મેરી એડીસન અને એડીથ સેલ્સબીરને મળ્યું.

*

ગામ કંડોરણા તાબાના દાદર ગામની એક બાઈએ ૭ માસના બાળક સાથે કુવો પૂર્યો.

ભાવનગરની એક શાળાની એક શિક્ષિકા શ્રી. ગજાનન ભટ્ટને ઘેર ટ્યુશન આપવા જતી હતી તેને લોખંડ બજારનો એક મોટરવાળો પાટીદાર યુવાન સતાવતો હોવાનું પકડાવાથી તેનું મોટરનું લાયસન્સ રદ થયું.

*

જામનગરના દિવાન શ્રી. મેરવાનજીના અવસાનથી શોક સભા થયેલી તેમાં ના. મહારાણીશ્રી ગુલાબ કુંવરબાસાહેબે હાજરી આપી હતી.

*

વઢવાણમાં શીયાણી પોળે એક બાઇ ભૂખમરાને કારણે પોતાની બે નાની છોકરીઓ મૂકીને ચાલી ગઇ. હાલ એ બંને છોકરીઓને વિકાસગૃહમાં રાખવામાં આવી છે.

*

ઝાંસીની કોંગ્રેસ સમિતિએ ઝાંસીના કિલ્લા ઉપર મહારાણી શ્રી લક્ષ્મીબાઈના જ્યેષ્ઠ પુત્રને હાથે રાષ્ટ્રધ્વજ ફરકાવવો જોઈએ એવું સૂચન ર્યું હતું.

*

વાંકાનેરમાં રેશન કુપન વહેંચણી વખતે એક બાઈની છેડતી કરવા માટે એક વહોરા યુવકની ધરપકડ થઈ. સીટીઝ તરફથી સ્ત્રીઓની સગવડ માટે જુદી દુકાન ખોલવામાં આવીછે.

*

સુરત જીલ્લામાં ચીખલી તાલુકાના રાનકુવા ગામે રાનીપરજ કન્યા છાત્રાલય જીલ્લા લોકલ બોર્ડે શરૂ કર્યું છે.

*

થીઓસોફીકલ સોસાયટીના માજી પ્રમુખ ડો. એની બીસેન્ટની ૧૦૦ મી જયંતી ઉજવવાનો ત્રણ માસનો કાર્યક્રમ આ મહિનાથી બનારસમાં શરૂ થયો છે.

*

પોરબંદર આર્યકન્યા ગુરૂકુળનો વાર્ષિક ઉત્સવ ઉજવાયો તેમાં પં. આનંદપ્રિયજી અને ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ હાજરી આપી હતી.

*

બિહાર સરકારે ૪૦ વર્ષની જુની કામચલાઉ સ્ત્રીશિક્ષિકાઓની પ્રથા નાબુદ કરવા નવી યોજના વીચારી છે તેમ જ પડદાનશિન બહેનોને શિક્ષણ આપવાની યોજના ઘડી કાઢી છે.

*

બોરસદ પાસે બોદાલ ગામમાં પછાત વર્ગની બાળાઓ માટે છાત્રાલય ખોલવાનું નક્કી થયું છે.

*

રાધનપુર સ્ટેટ હિંદીયુનીયનમાં જોડાયું ન હોવાથી તે સામે વિરોધ તરીકે બેગમ સાહેબા અને શાહજાદીએ ઉપવાસ શરૂ કર્યા હતા.

વિલાયતમાં થોડા વખત ઉપર રીચમન્ડ હોર્સ શોમાં મારકસ નામના ઘોડા ઉપર સ્વારી કરીને મીસ જેન લેવીસ હરિફાઇમાં પ્રથમ આવી હતી.

*

બહુધાનની મોમણ બાઇ મણી તેની દીકરી તથા પુત્રવધુ સાથે બહારગામ જતી હતી ત્યારે તેમના ઉપર બળાત્કાર કરવાના ગુન્હા માટે ટીંબાના કણબી અમાઇદાસ માનજીને ચાર વર્ષની ને મણીનું ખૂન કરવા માટે વીશ વર્ષની સજા થઇ.

*

આણંદ તાલુકાની બાઇ શાન્તા ઉપર અત્યાચાર ગુજારી માર મારી લૂંટી લેનાર ચંદુસીંગ સુરસીંગને અમદાવાદના સેસન જજે છ વર્ષની સજા ને ૭૫ રૂપીઆનો દંડ કર્યો. તે દંડની રકમ શાન્તાને મળશે.

*

કરાંચીના એક જાણીતા હિંદુ કુટુંબની યુવતી ખાનબહાદુર હાજી મૌલાબક્ષના પુત્રને પરણી.

*

વીરમગામ પાસે જૈતાબાદ સ્ટેટના પ્રીન્સ એમ.સાહેબે તેમના સગીર શાહજાદાના હિતની ખાતર વડોદરા રાજ્ય સાથે જોડાવા કબુલત લખી મોકલી છે.

સીંધના કુ. હીરાનંદાનીએ સીંધ ધારાસભાના મુસ્લીમ સભ્ય ખાનબહાદુર સહેબાનના પુત્ર સાથે લગ્ન કર્યું.

*

અમદાવાદના શ્રી.ભાસ્કર સુનીલાલ ભટ્ટે તેની પત્ની ઉર્મિલા લગ્નના હક્ક પૂરા કરતી ન હોવાથી છૂટાછેડા લેવા અહીંની ડીસ્ટ્રીક્ટ જજની કોર્ટમાં અરજી કરી છે.

*

અમદાવાદમાં મીરજાપુર રોડ ઉપર રાવળ બીલ્ડીંગમાં રહેતા પ્રભાકર રામચંદ્ર ગુપ્તેનાં લગ્ન કુલીમાં ઉષાબહેન સાથે થયેલાં છે પણ તેમની સાથે અણબનાવ હોવાથી તેમણે છૂટાછેડા માટે અરજી કરી છે.

*

કરાંચી ટેલીફોન ઓફીસમાં ઓપરેટર તરીકે કામ કરતી હિંદુ અને ખ્રીસ્તી છોકરીઓને ખસેડી તેમની જગ્યાએ કામ કરવા ત્રીસ છોકરીઓ બહારથી આવી પહોંચવા વકી છે.

*

લીલીઆમાં કાળણ સાસુ વહુની તકરારમાં વહુએ સાસુને મારી નાખ્યાનું કહેવાય છે. કાળીએ ઉશ્કેરાઇ જઇ તેની વહુને મારવા છરીના ઘા કર્યા પણ વહુ બચી ગઇ,ને દવાખાને છે.

*

વડોદરા ધારાસભાના ઉપપ્રમુખ પદ માટે કરેલી ઉમેદવારીમાં કુ. સુશીલા પંડિત હારી ગયાં.

*

નીઝામ રાજ્યના બંધારણીય સલાહકાર સર વોલ્ટર મોંક્ટનનાં લગ્ન કાર્લાઇલના કાઉન્ટેસ સાથે થવાના ભરોસાપાત્ર ખબર આવ્યા છે. કાર્લાઇલના અર્લે એમની આ પત્ની સાથે, સર વોલ્ટર સાથેના વ્યભિચારના કારણે છૂટા છેડા મેળવ્યા છે, જ્યારે લેડી મોંક્ટને તેના પતિના ઉપલા વ્યભિચારને કારણે કોર્ટમાંથી હુકમનામું મેળવ્યું છે.

*

મુંબઇની ફાર્બસ સભાએ જાહેર કરેલ હરીફાઈમાં હાલની સ્થિતિને અનુકુલ નવું સમાજ બંધારણ કેવું હોવું જોઇએ? એ વિષય ઉપર ઉત્તર નિબંધ લખનાર મીસ જરબાનુ ડોસાભાઇ દાણુને પચાસ રૂપિયાનું ઇનામ મળ્યું. છેલ્લા પાંચ વર્ષથી સ્ત્રીઓ સારેની હરીફાઈમાં આ બહેન ઇનામ મેળવે છે.

*

ગૃહકલેશને કારણે ભુજના એક લોહાણા દંપતીએ ઝેર લીધેલું પણ સમયસરની સારવારથી પતિ–પત્ની–બન્ને બચી ગયાં.

દક્ષીણ આફ્રીકામાં કુંવારા માણસોની મોટા પ્રમાણમાં ભરતી થતી હોવાથી કન્યાઓનો દુકાળ પડવાની ધાસ્તી લાગવાથી એક કુંવારાએ છાપાજોગ અપીલ કરી છે કે દક્ષીણ આફ્રીકાની સરકારે સ્ત્રીઓ અને કન્યાઓને પરદેશથી બોલાવી અહીં વસાવવાની યોજના ઘડી કાઢવી જોઇએ અને હરીઆપારની સ્ત્રીઓને કામ ધંધો આપવાની સગવડ માટે ગોઠવણ કરવી જોઇએ.

*

હિંદની નવી રાજ્ય કારોબારીમાં રાજકુમારી શ્રી. અમૃતકુંવર પ્રધાન પદે નીમાયાં.

*

પનવેલમાં સ્વ. પાર્વતીબાઇ લોહિયા કલા મંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા સૌ. સાકરબહેન શંભુભાઇના પ્રમુખપદે થઈ હતી.

*

બરમાના સ્વ. વડાપ્રધાન જનરલ આંગસેનની વિધવાએ બરમી પ્રજાને શાન્તી રાખવા અને તેમના પતિએ તેમની જે સેવા કરી છે તે માટે પણ તોફાનો અને બળવા નહિ કરવા વિનંતી કરી છે અને એવી જ અપીલ આંગસેનની ૭૦ વર્ષની વૃદ્ધ માતાએ પણ કરી છે.

કાનપુરની સ્ત્રીઓએ ઝનાના પાર્કમાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને વિદાયમાન આપ્યું.

*

પાકીસ્તાનની રાજસભામાં પૂર્વ બંગાળ તરફથી બેગમ સાઇસ્તા સુરાવર્દી અને પશ્ચિમ પંજાબ તરફથી બેગમ જહાનઆરા શાહનવાઝ ચુંટાયાં છે.

*

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત તેમના જર્નાલીસ્ટ પુત્રી કુ. ચંદ્રલેખા સાથે મોરકો ગયાં. તેમણે યુન્નો માં હિંદનો કેસ સફળતાથી રજુ કરી ફતેહ મેળવ્યાથી અને હિંદમાં સ્ત્રીઓના હક્ક માટે લાંબા વખત સુધી કરેલ પ્રયત્નોથી રશીયન પ્રજા તેમને ગૌરવથી આવકારે છે.

*

હુમસર્મા સચાનમા બેગમ સાહેબ ભરતગૂંથણનો વર્ગ ખોલી તેનું સંચાલન જાતે કરશે તે માટે વીશ હજાર રૂપીઆની મંજુરી મળી છે અને મહિલા મંડળની ઉદ્ઘાટન ક્રીયા પણ બેગમ સાહેબાને હાથે થઈ.

*

પૂનાના શ્રી. પદ્મિની આયંગર બી. એ. માં પહેલી હરોળમાં નંબર લાવ્યાં. અને તેમનો માનવંત વિષય ગણીત હોવા છતાં તેમણે ઈંગ્લીશમાં એલીસ પ્રાઇઝ મેળવ્યું.

ગ્રાંડ મેડીકલ કોલેજમાંથી છેલ્લી એમ. બી. બી. એસની પરીક્ષામાં કુ. વોની ફીલીપ પહેલે નંબરે પાસ થયાં.

*

મુંબઈમાં આઝાદ . દિન દેખાવ કરતું એક એરોપ્લેન જુહુના દરીઆમાં બાર ફીટ ઉંડા પાણીમાં તૂટી પડયું. ને તેમાં બેઠેલ સ્ત્રી ઉતારૂ મીસ પરેરાનું મુડદું કિનારે તણાઈ આવ્યું હતું.

*

બર્માના વડાપ્રધાન ઑંગસેનના ખૂનથી રંગુન સામાન્ય નાગરીક મતદાર વિભાગની ખાલી પડેલી જગ્યા માટે એ બેઠકની પેટા ચુંટણીમાં ઑંગસેનનાં પત્ની ડૉ. ખીન ક્યીએ ઉમેદવારી કરી હતી. તેઓ બીનહરીફ ચુંટાયાં.

*

નાગપુરના મહિલા ધારા શાસ્ત્રી કુ. આવાં જે. કામાને અમેરિકાના ફિલાડેલ્ફીઆમાં મળનારી આંતરરાષ્ટ્રિય મહિલા પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યાં છે.

*

કેલીફોર્નીઆમાં સાનડીઆગો ખાતે મીસીસ ઇલીઝાબેથ ઇમલ્સે એક સીદી છોકરીને ગુલામ તરીકે રાખવાથી તેને ૨૫૦૦ ડોલર દંડ અને ત્રણ વર્ષની સજા થઇ.

*

સુરત સગરામપુરાના મોતીરામ નાથુભાઇની પુત્રવધૂએ એકી સાથે ત્રણ છોકરીઓને જન્મ આપ્યો.

*

રાજકુમારી એલીઝાબેથ અને લેફ. માઉન્ટબેટનનાં લગ્ન ૨૦મી નવેમ્બરે થશે.

*

અમદાવાદનાનાટ્યસંઘોના આશ્રયે શ્રી. ભારતીબહેન સારાભાઈ નો સત્કાર સમારંભ શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાનજીના પ્રમુખપદે ઉજવાયો.

*

પાકિસ્તાન હિંદ તરફથી રશિયામાં એલચી તરીકે બેગમ શાહનવાઝની નીમણુંક થવા વકી છે.

*

રૂમાનીઆની ડેપ્યુટીની ચેમ્બરમાં ૧૮ સ્ત્રી મેમ્બરો છે. અને તંદુરસ્તી ખાતાના પ્રધાન પણ એક સ્ત્રી છે.

*

ફીલોસોફી સાથે બી.એ. ઓનર્સમાં મુંબઈ યુનિ–માં આ વર્ષે મીસ સરલા ખટાઉ પાસ થયાં. હવે તેઓ માનસશાસ્ત્રના વધુ અભ્યાસ માટે પરદેશ જવાનાં છે.

*

ગાંધીજી કાશ્મીર ગયા ત્યારે કુ. મનુ ગાંધી, શ્રી. આવાં ગાંધી અને ડૉ. સુશીલા નાયર સાથે ગયાં હતાં.

પગપાળા યાત્રા કરતો ૭૫ યાત્રીઓનો સંઘ મીરાંબાઇ નામના એક બહેનની આગેવાની નીચે પ્રવાસ કરે છે.

*

એક ગામડીઆની પત્નીએ દાળમાં મરચું વધારે નાખવાથી તેના ધણીએ તેને મારી નાખી

*

ઓસ્ટ્રેલીયામાં મેલબોર્નમાં શહેનશાહના જન્મ દિવસે ગવર્નરે આપેલ લેવીમાં સ્ટેટ પાર્લામેન્ટ હાઉસમાં બે છોકરાની મા બનેલી મીસીસ એલીન બ્રાઉન હીલે હાજરી આપી ત્યારે ત્યાંના સ્પીકર સર જ્યોર્જ નોક્સે કહ્યું કે આ લેવીમાં માત્ર પુરૂષો જ આવી શકે એવો શિરસ્તો હોવા છતાં તમે તો પાર્લામેન્ટના મેમ્બર તરીકે હાજરી આપી છે, એટલે સદ્‌ગૃહસ્થ-પુરૂષ ગણાવ. મીસીસ એલીને કહ્યું કે ફૂટબોલ કર્નલ ક્લબમાં પુરૂષ તરીકે હાજરી આપું છું ને સ્ત્રી તરીકે વહેલી ઘેર ચાલી જાઉં છું.

*

ચૌદ વર્ષની ઉમરે પરણેલી ને ૭ બાળકોની માતા બનેલી ૪૦ વર્ષની એક સ્ત્રીએ નાગપુર યુનિ-માં આ વર્ષે બી. એ. ની પરીક્ષા પાસ કરી. તે કદિ સ્કુલમાં ગઈ નથી, ખાનગી રીતે અભ્યાસ કરીને તે ૧૯૩૦માં મેટ્રીક અને ઇન્ટરમાં પાસ થઈ હતી.

લડાઇ પહેલાં જે તદ્દન પછાત હતી અને જેને મત આપવાનો પણ અધીકાર ન હતો. તેવી એક સ્ત્રી રૂમાનીયામાં આજે આગેવાની ભર્યો હોદ્દો ધરાવે છે.

*

મીસ રાગીણી કડકે ( રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ ) મુંબઇ યુનિ-માં બી. એસ. સી. માં પ્રથમ આવ્યાં. તેઓ ખૂબ નાની ઉંમરનાં હોવાથી બે વર્ષ પહેલાં તેમને મેડીકલકોલેજમાં દાખલ કરવામાં આવ્યાં ન હતાં.

*

સરકારી ફીમેલ ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ શ્રીમતી ત્રીલોકીકરે હિંદુસ્તાનમેં ધર્મ ઔર રાજનીતિ ઉપર હિંદીમાં તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિના વર્ગમાં હિંદીમાં વ્યાખ્યાન આપ્યું.

*

મીસીસ ઓંગસાન બર્માના પ્રધાન મંડળમાં આરોગ્ય ખાતાના પ્રધાન તરીકે જોડાયાં

*

વડોદરા નરેશ પ્રતાપસિંહરાવને તેમનાં નવાં મહારાણી સીતાદેવી સાથે પુત્રના ગાદી હક્ક માટે મતભેદ થતાં સીતાદેવી બે કરોડની મીલ્કત લઈને મદ્રાસ તરફ ચાલ્યાં ગયાં અને છૂટાછેડા લેવાની વાત ખોટી હોવાના સમાચાર મળે છે.

*

શ્રી. અરૂણા અસફઅલી કામદાર ધારાઓ અને સંસ્થાઓનો અભ્યાસ કરવા લંડન થઇ અમેરિકા જશે.

*

રાજકોટમાં કવે કોલેજના વર્ગો ખોલવામાં આવ્યા તેમાં પ્રીન્સીપાલ તરીકે મીસ એસ્ટર સોલોમન નીમાયાં.

*

સુરતના કુ. પ્રણયિની મહેતાનું લગ્ન થી. જગદીશ કનૈયાલાલ મુનશી સાથે થયું.

*

કરાંચીમાં મીસ ફાતમા બહેન ઝીણાએ સ્ત્રીઓને બુરખો ફેંકી દેવા સલાહ આપી છે.

*

રાજપીપળામાં મંજુલા નામની ૨૦ વર્ષની પરણેલી યુવતીએ ગ્યાસતેલ છાંટી અગ્નિસ્નાન કર્યું.

*

દક્ષિણ આફ્રીકાના ડુબાડુબા નામના ૯૨ વર્ષની ઉમરના ધનાઢ્યે ૧૯ વર્ષની છોકરી સાથે લગ્ન કર્યું.

*

ભરૂચમાં છોકરીઓ માટે રીમાન્ડહોમ શરૂ થયું છે.

*

અમદાવાદમાં જાદાભગતની પોળમાં ભણતી છોકરીઓએ નાટીકાઓ ભજવી સ્વાતંત્ર્ય દિનની ઉજવણી કરી ...

*

# પૂછપરછ

મારા મોઢા પર જાણે લાખું થતું હોય અગર બીજું કાંઇ થતું હોય, પરંતુ તે ભાગમાં ચામડી કાળી પડી ગઇ છે. ઘણા મલમો, તેમ જ ઘણી દવાઓ વાપરી, છતાં કંઈ ફેર પડતો નથી, તો મારે શું કરવું ? મને શરમ ઘણી જ આવે છે. —જયાબહેન

તમારા મોઢા ઉપર લાખું હોય તો તે જન્મથી જ હોય ને પછી ધીમે ધીમે તેનો વિકાસ થાય, પણ તેથી ત્યાં ચળ ન આવે. જો દાદર હોય તો ચેળ આવે ને ખરજવું હોય તો પાણી ઝરે. એ શું છે તે સ્થાનીક વૈદ–દાક્તરને બતાવી તેનો ઉપાય કરાવવો.

*

ઘણા દિવસ થયા મારા ગાલ ઉપર થોડા થોડા ખીલ થયા કરે છે અને મટી પણ જાય છે. ઘણી દવાઓ કરી પણ તે જતાં જ નથી. તો આમ કોઇ સારો ઇલાજ બતાવવા કૃપા કરશો. —સુધાબહેન

મોઢા ઉપર ખીલ થાય તે યૌવનની નીશાની છે. આ ખીલ ઉપર ચીકાશવાળો હાથ ન લગાડવો, નહિ તો વિકૃત થઈ મોટા ગૂમડા જેવું થશે. ખીલ ઉપર નારીએરનું પાણી, સુખડ કે ચંદન લગાડવાથી ખીલ મટે છે. ખાસ કરીને તો શરીરમાંથી ગરમી ઓછી થાય—કન્યાઓ ઋતુમતી થવા માંડે એટલે ખીલ ઓછા થઈ જાય છે. ખીલને દાબી નાખી અંદરથી પીળો દાણો કાઢી નાખવાથી પીડા ઓછી થાય છે. ખીલનાં ચાઠાં મ્હોં ઉપર ન રહી જાય એ માટે સ્નો કે સુખડનું તેલ લગાડવું.

*

શાહીબાગમાંથી સુરેખાબહેને હિંદીમાં પત્ર લખ્યો છે, ને તેનો જવાબ આપવા અમને આગ્રહ કર્યો છે. પણ તેમનું શીરનામું કે રીપ્લાઇ કાર્ડ મોકલ્યાં નથી એટલે તેમના પત્રનો જવાબ અહીં આપીએ છીએ.

આપે પૂછાવેલ બધી દવાઓ–દેશી ઔષધીઓ છે અને તે ગાંધીઆણું વેચનાર કોઈ પણ જાણીતા ગાંધીની દુકાનેથી મળી શકશે. તમે લખેલ દવાના કેટલાક નામોમાં ફેર છે પણ હિંદી નામો છે એટલે તમે જે પુસ્તકમાંથી આ લીસ્ટ ઉતાર્યું હોય તેનું નામ અને પૃષ્ટ લખશો તો તમને તેનાં ગુજરાતી નામો લખી મોકલવામાં આવશે.

---

(છેલ્લે પાનેથી ચાલુ)

"બુદ્ધ, ઈસુ અને ગાંધીજી—એ ત્રણે તરફ મૂર્તિકાર કે ચિત્રકારનું આકર્ષણ અસાધારણ છે. એ ત્રણેના જીવને મનુષ્ય હૃદયની સર્વોચ્ચ ભાવનાઓ જાગૃત કરી છે. એવી ભાવનાઓ પોતાની કલમથી દોરવા માટેનું કામ ફોટોગ્રાફરનું નથી. તે કામ તો કેમેરાની આંખ કરે છે. પરંતુ ભાવનાને ઉત્તેજીત કરનાર પ્રસંગોને ઓળખવાની ખૂબી તો ફોટોગ્રાફરને જ છે. હિંદને આઝાદી તો મળી. આઝાદીને માટે હિંદ દરેક રીતે કિંમત ચૂકાવવા તૈયાર હતું, પણ તેને જે કિંમત ચૂકવવી પડી તેથી તો આઝાદીનો ઉત્સાહ મારી ગયો, પણ એમાંથી હિંદને એક નવી દીક્ષા લેવાનું પવિત્ર કાર્ય ગાંધીજી નોઆખલી ને બિહારમાં કરી રહ્યા છે. બંધુપ્રેમની રાષ્ટ્રવ્યાપી કરુણ ભવ્ય દીક્ષાનું આ એક ચિત્ર છે."

આ ફોટોગ્રાફરે જે કુશળતાથી ને નવી દૃષ્ટિ રાખીને ચિત્રો ઝડપી લીધાં છે તે હિંદને તેનો ઇતિહાસ જાણવવામાં ને દેશને નવી દૃષ્ટિ આપવામાં ખૂબ જ ઉપયોગી થઈ પડશે.

હિંદે સ્વતંત્રતા મેળવી ને લોકોએ મુક્તિ દિન ઉજવ્યો તે પ્રસંગે **સૌ. કુસુમતિ** ધીરજલાલ દેસાઈ, ગોપીપુરા, સુરત, તરફથી 'મુક્તિગાન' (૦–૪–૦) નામે રાષ્ટ્રગીતોનો સંગ્રહ પ્રગટ થયો છે.



# પુસ્તક પરિચય

ગુજરાતી ગદ્ય સાહિત્યના સ્વામિ અને મહાન આચાર્ય શ્રી. આનંદશંકરભાઇ ધ્રુવના લેખોના સંગ્રહો શ્રી રામનારાયણ વિ. પાઠક અને શ્રી. ઉમાશંકરભાઈ જોષીએ સંપાદન કરીને આપણને સંપડાવ્યા છે. તેમા **કાવ્ય તત્વ વિચાર** (કિં. રૂ. ૪-૮-૦) ની બીજી આવૃતિ **ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે** પ્રગટ કરી છે. કવિતા, તેની સુંદતા ને ભવ્યતા, અને તે ઉપર પોતાના મંતવ્યો આચાર્યશ્રીએ સુંદર રીતે રજુ કર્યા છે. આ પુસ્તક ઉચ્ચ અભ્યાસીઓ માટે ખૂબ જ ઉપયોગી ને માર્ગદર્શક બને તેવું છે.

ઘણા વખતથી અપ્રાપ્ય બનેલી શ્રી. **કનૈયાલાલ મુનશીની** નવલકથા **વેરની વસુલાત** (કિં. રૂ. ૬-૦-૦) ની બીજી આવૃત્તિ **ભારતી વિદ્યાભવન** તરફથી પ્રગટ થઈ છે. અને તેના સોલ એજન્ટ **ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય** છે. શ્રી. મુનશીની સર્વપ્રથમ લખાયેલી આ સામાજીક નવલકથા ખૂબ લોકપ્રિય થયેલી છે.

હાસ્યરસના ખજાનદાર શ્રી. **ધનસુખલાલ મહેતાનું** નવું પુસ્તક "**પહેલો-ફાલ**" (કિંમત રૂ. ૪-૪-૦) આપણને ગુર્જર ગ્રંથ કાર્યાલય મારફતે મળે છે. આ પુસ્તકમાં તેમણે અંગ્રેજી સાહિત્યમાંથી સુંદર વાર્તાઓના નમુના સંપડાવ્યા છે. એક એક વાર્તા વાંચતાં પેટ પકડીને હસાવે તેવી શૈલી અને ભાષા મૂઢને પણ મુક્ત હાસ્ય કરાવે તેવી હોવાથી દરેકને વાંચવા ભલામણ છે.

**સ્વ. ઝવેરચંદ મેઘાણીએ** જન્મ ભૂમિમાં 'કલમ કિતાબ'ના કોલમ લખતાં જે ઉત્તમ સાહિત્ય તેમાં રજુ કર્યું છે તેમાંથી તેમના પુત્ર ભાઈ મહેન્દ્રે એક સંગ્રહ '**પરિભ્રમણ**' **ભાગ બીજો** (કિં. રૂા. ૩-૮-૦) પ્રગટ કર્યો છે. તેના સોલ એજન્ટ શ્રી. **ભારતી સાહિત્ય સંઘ લી.** અમદાવાદ છે. આ પુસ્તકમાં પરપ્રાંતના સાહિત્યનાં અવલોકનો અથવા તત્કાળ આપી શકાય તેવી ગરમાગરમ ભજીઆં જેવી વાતીઓ તે વખતે આપેલી તેવી વસ્તુઓ પણ અહીં અપાઇ છે, એમાં કેટલુંક તો છાપાશાહી છે જે અહીં ન આપ્યું હોત તો ચાલત. છાપા માટે લખેલું બધું ય સંગ્રહને યોગ્ય છે એવી ગણત્રી ન રાખતાં તેમાંથી હંમેશ માટે જનતાને ઉપયોગી નીવડે એવું તારવી કાઢીને આપવામાં આવે તો સંગ્રહો વધુ ઉપયોગી થઈ પડે. હવે પછી તેમના આવા સંગ્રહોમાં આ દષ્ટિ રાખવા વિનંતી છે.

શ્રી. કમળ પ્રકાશન મંદિર, પ્રીતમનગર એલીસબ્રીજ અમદાવાદ તરફથી પ્રગટ થયેલ પુસ્તક **શકુન્તલા** (૧-૪-૦) શ્રી. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના 'શકુંતલા'નો અનુવાદ શ્રી. રમણલાલ સોનીએ કર્યો છે. કવિ કુળગુરુ કાળીદાસનું 'અભિજ્ઞાન શકુંતલ' સર્વોત્તમ છે ને લોકહૃદયમાં ઉચ્ચ સ્થાન ધરાવે છે. ગુજરાતી સાહિત્યમાં વાર્તારૂપે રજુ થયેલ આ પુસ્તક પણ એટલું જ લોકપ્રિય થશે.

સ્વ. કવિવર ડો. ટાગોરનાં નાટકોનો એક સંગ્રહ **શ્રી. નગીનદાસ પારેખ** ના હાથે અનુવાદ પામી **લક્ષ્મીની પરીક્ષા** (૨-૪-૦) નામથી **ગુર્જરગ્રંથ રત્ન કાર્યાલય** ગાંધી રસ્તો અમદાવાદ તરફથી પ્રગટ થયો છે. આ સંગ્રહમાં ગૃહપ્રવેશ, લક્ષ્મીની પરીક્ષા, મુક્તીમાં માલપાણી, ને અંત્યેષ્ટિ સત્કાર-એમ ચાર નાટકો લેવાયાં છે. શ્રી. નગીનદાસ પારેખ જેવા કુશળ અનુવાદકને હાથે તૈયાર થયેલ આ નાટકો આપણને ભાષાંતર હોવાનો ખ્યાલ પણ ન આવે એવી સુંદર રીતે આલેખાયાં છે. ભજવવા માટે આ નાટકો ઉત્તમ છે.

શ્રી. ધૂમકેતુએ બાળકો ને કિશોરો માટે **'વીર વનરાજ'** (૧-૦-૦) છપાવેલું તેની આ બીજી નવી આવૃત્તિ ગૂર્જરગ્રંથ રત્ન કાર્યાલય તરફથી પ્રગટ થઈ છે. કિશોરોને દેશભક્તિ અને રાષ્ટ્રભક્તિની પ્રેરણાં આપે તેવું આ પુસ્તક ઈનામોમાં વહેંચી તેનો બહોળો પ્રચાર કરવા જેવું છે. લ્હાણી અને ઇનામ માટે યોગ્ય એવું જ બીજું પુસ્તક **'કસ્તુરબા'** (૦-૬-૦) શ્રી. **જયભિખ્ખુએ** તૈયાર કર્યું છે, તેમાં **'કસ્તુરબા'**ને સાદી ને સરળ રીતે રજુ કરી સામાન્ય માણસને પણ રસ પડે તે રીતે જીવન પરિચય કરાવ્યો છે.

શ્રી. **જયભિખ્ખુની** કલમે લખાયેલ જૈન સાહિત્ય નવલકથા **'નરકેશરી વા નરકેશ્વરી'** (કિં. ૪-૮-૦) એ 'મગધ રાજ'ની સુધારા વધારા વાળી દળદાર નવી આવૃત્તિ છે. મહારાજા શ્રેણીક બિંબિસારના પ્રેમ શાર્ય ને કારુણ્યભર્યા જીવનનો સુંદર પરિચય, બુદ્ધિધન અભયકુમારની બુદ્ધિ અને રાણી ચલ્લણાની તથા અમ્બપાલીનો રાષ્ટ્રપ્રેમ સુંદર રીતે રજુ થયાં છે. જૈન નવલકથાઓમાં આ નવલ ઉંચુ સ્થાન ધરાવશે.

રાજ્ય ચલાવવા માટે જેને હથીઆરો ઉઠાવ્યા ને રાજસાસન ચલાવવા રાજદંડ ફેરવ્યો એવા નરપુંગવને હાથે અનેક હિંસાઓ થઇ હોય અને એ નર્કનો અધિકારી બને તોય ભાવિ તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરનાર નરકેશરી કઇ રીતે ધર્મભાથું એકઠું કરી લે છે એ આ નવલકથા દ્વારા ભાવિક જનોને ધર્મકાર્યમાં દોરી જાય છે. જૈન સાહિત્યમાંથી આવાં સુંદર પાત્રો ઉંચકી લઈ નવલકથા દ્વારા જૈન સમાજ પાસે રજુ કરવા અમે લેખકને આગ્રહ કરીએ છીએ. જૈન અને જૈનેતર સમાજમાં નવલકથા એક સરખી રસપૂર્વક વંચાય તેવી તેમની ભાષા અને શૈલી જોરદાર છે.

ગુજરાતના કિશોરોના જીવન ઘડતર કરે તેવી **વિદ્યાર્થી વાચનમાળાની ત્રીજી શ્રેણી** (૪-૦-૦) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી પ્રગટ થઈ છે, તેમાં મહાપ્રભુ વશિષ્ટ, મદાલસા, ધ્રુવ, સાવિત્રી, દ્રોપદી, વીર વિક્રમ અને રાજા ભોજ અને કવિ કાળીદાસ, વીર દુર્ગાદાસ, રાણા પ્રતાપ, સીકીમનો સપૂત, દાનવીર જગડુશાહ, સિદ્ધરાજ જયસિંહ, જગત શેઠ, પંડિત માલવિયાજી, જગદીશચંદ્ર બોઝ, અરવિંદ ઘોષ, વીર વિઠ્ઠલભાઈ પટેલ, પ્રો. કર્વે અને ડૉ. એની બીસેન્ટનાં જીવન પરિચયો છે. બધી શ્રેણીઓમાં આ આ શ્રેણી શ્રેષ્ઠ કહી શકાય તેવી છે.

એવી જ બીજી ગ્રંથમાળા શ્રી. **જયભિખ્ખુ** દ્વારા તૈયાર થઈ ગૂર્જરગ્રંથ રત્ન કાર્યાલયે જૈન સમાજ માટે પ્રગટ કરી છે તે છે **જૈન બાળ ગ્રંથાવળી.** તેનો પહેલો સેટ (૩-૦-૦) પ્રગટ થયો છે તેમાં રિખવદેવ, પાર્શ્વનાથ, મહાવીર, મગધરાજ, ચંદનબાળા, ચેલ્લણા, જંબુસ્વામી, ઇલાચી કુમાર, અમર કુમાર, રાજા શ્રીપાળ, મહાત્મા દઢ પ્રહારી, વીર ધન્નો, વીમળશાહ, વસ્તુપાળ તેજપાળ, જગડુશાહ ને શત્રુંજ્ય એમ સોળ પુસ્તિકાઓ છે. જૈન સમાજમાં જીભે રમતાં આ પાત્રો દરેક બાળકોના જૈન ધર્મ પ્રત્યે તેમને આદર અપાવશે ને ધર્મના સંસ્કાર સાથે આજના નવા વાતાવરણમાં તેમના જીવન ઘડતરમાં ઉપયોગી થશે. લ્હાણી પ્રભાવના માટે આ પુસ્તકો ઉત્તમ ગણી શકાય તેવાં છે.

હિંદની આઝાદી પ્રસંગે જાણીતા ફોટોગ્રાફર શ્રી. જમનાદાસ વાસુદેવ મહેતાએ 'રાષ્ટ્રપિતા ગાંધીજી' નામે એક આલ્બમ પ્રગટ કર્યું છે તેમાં ગાંધીજીની બિહાર યાત્રા પ્રસંગના સુંદર ફોટોગ્રાફો છે. આઠ ચિત્રો (કિંમત રૂા. ત્રણ)-વાળું આ આલ્બમ ખૂબ જ સુંદર રીતે રજુ થયું છે તે સંબંધમાં કાકા કાલેલકરે લખ્યું છે કે–

( અનુસંધાન પૃ. ૭૩૦ નીચે )

# સૂચિપત્ર



## નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | જય સોમનાથ | ૪–૮ |
| ૨ | પાટણની પ્રભુતા | ૪–૦ |
| ૩ | ગુજરાતનો નાથ | ૭–૦ |
| ૪ | રાજાધિરાજ | ૭–૦ |
| ૫ | ભગવાન કૌટિલ્ય | ૪–૦ |
| ૬ | પૃથિવીવલ્લભ | ૨–૮ |
| ૭ | લોપામુદ્રા: પ્રથમખંડ [વિશ્વરથ] | ૧–૦ |
| ૮ | લોમહર્ષિણી | ૪–૦ |
| ૯ | ભગવાન પરશુરામ | ૫–૮ |
| ૧૦ | વેરની વસૂલાત | ૬–૦ |
| ૧૧ | કોનો વાંક ? | ૨–૮ |
| ૧૨ | સ્વપ્નદ્રષ્ટા | ૪–૦ |

## નાટકો

| | | |
|---|---|---|
| ૧૩ | કાકાની શશી | ૧–૪ |
| ૧૪ | પીડાગ્રસ્ત પ્રોફેસર | ૧–૪ |
| ૧૫ | બ્રહ્મચર્યાશ્રમ | ૧–૪ |
| ૧૬ | ધ્રુવસ્વામિની દેવી | ૧–૪ |
| ૧૭ | ધ્રુવસ્વામિની દેવી | ૧–૮ |
| ૧૮ | પૌરાણિક નાટકો | ૨–૮ |
| ૧૯ | લોપામુદ્રા: ખંડ-૨-૩ | ૨–૦ |
| ૨૦ | લોપામુદ્રા: ખંડ ૪ | ૧–૮ |
| ૨૧ | છીએ તેજ ઠીક | ૨–૮ |
| ૨૨ | સામાજિક નાટકો | [છપાય છે |

## ટૂંકીવાર્તા

| | | |
|---|---|---|
| ૨૩ | નવલિકાઓ | ૩–૮ |

### રંગદર્શી જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| ૨૪ | નર્મદ–અર્વાચીનોમાં આદ્ય | ૧–૪ |
| ૨૫ | નરસૈયો–ભક્ત હરિનો (છપાય છે.) | |

### આત્મકથા

| | | |
|---|---|---|
| ૨૬ | શિશુ અને સખી | ૨–૦ |
| ૨૭ | અડધે રસ્તે | ૩–૮ |
| ૨૮ | સીધાં ચઢાણ ભા. ૧ | ૩–૮ |
| ૨૯ | સીધાં ચઢાણ ભા. ૨ | ૩–૦ |

### પ્રવાસ

| | | |
|---|---|---|
| ૩૦ | મારી બિનજવાબદાર કહાણી | ૨–૮ |

### પ્રકીર્ણ

| | | |
|---|---|---|
| ૩૧ | થોડાંક રસદર્શનો | ૨–૦ |
| ૩૨ | કેટલાક લેખો ભા. ૧-૨ | ૩–૮ |
| ૩૩ | ગુજરાત, એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો. | ૨–૮ |
| ૩૪ | ,, ભા. ૨ | ૪–૦ |
| ૩૫ | ગુજરાતની અસ્મિતા (કાચું પૂઠું) | ૦-૧૦ |
| | ,, ,, પાકું પૂઠું | ૧–૬ |
| ૩૬ | અખંડ હિન્દુસ્તાન | ૫–૮ |
| ૩૭ | સુવર્ણ યુગ | ૦–૮ |
| ૩૮ | ભારતીય સંસ્કૃતિ | ૦-૧૨ |
| ૩૯ | Early Aryans in Gujarat | 1–0 |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

# ધૂમકેતુ

## નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | વાચિનીદેવી | ૪-૮ |
| ૨ | ચૌલાદેવી | ૪-૮ |
| ૩ | રાજસંન્યાસી | ૪-૮ |
| ૪ | કર્ણાવતી | ૪-૮ |
| ૫ | રાજકન્યા | ૪-૮ |
| ૬ | જયસિંહ સિદ્ધરાજ-૧ | ૪-૮ |
| ૭ | ત્રિભુવનગંડ ,, ભા. ૨ | ૪-૮ |
| ૮ | રાજમુગટ | ૩-૦ |
| ૯ | મલ્લિકા | ૪-૮ |
| ૧૦ | અજિતા | ૪-૮ |
| ૧૧ | પરાજય | ૪-૮ |
| | પૃથ્વીશ | છપાય છે. |

## નવલિકા સંગ્રહ

| | | |
|---|---|---|
| ૧૨ | તણખા મંડળ ૧ લું | ૩-૦ |
| ૧૩ | ,, ,, ૨જું | ૩-૦ |
| ૧૪ | ,, ,, ૩જું | ૩-૦ |
| ૧૫ | ,, ,, ૪થું | ૩-૦ |
| ૧૬ | પ્રદીપ | ૩-૦ |
| ૧૭ | અવશેષ | ૨-૮ |
| ૧૮ | ત્રિભેટો | ૩-૦ |
| ૧૯ | પરછાયા | ૧-૪ |

## ગદ્ય કૃતિઓ

| | | |
|---|---|---|
| ૨૦ | રજકણ | ૩-૦ |
| ૨૧ | જલબિંદુ | ૩-૦ |
| ૨૨ | જીવનચક્ર | ૧-૪ |
| ૨૩ | સર્જન અને ચિંતન | ૨-૦ |
| ૨૪ | વાતાયન | ૨-૮ |

## નાટકો

| | | |
|---|---|---|
| ૨૫ | પડઘા | ૦-૬ |
| ૨૬ | ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો | ૧-૮ |

## વ્યંગકૃતિ

| | | |
|---|---|---|
| ૨૭ | પાનગોષ્ઠિ | ૨-૦ |

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| ૨૮ | હેમચંદ્રાચાર્ય | ૨-૮ |
| ૨૯ | પરશુરામ | છપાય છે |
| ૩૦ | નેપોલિયન | ,, |
| ૩૧ | હ્યુએનસંગ | ૦-૩ |
| ૩૨ | ઇતિહાસ-દર્શન | ૦-૮ |
| ૩૩ | વનરાજ | ૧-૦ |
| ૩૪ | પગદંડી (પ્રવાસ) | ૩-૦ |
| ૩૫ | આનંદરાત્રિ અને બીજી વાતો | ૦-૩ |

# આચાર્ય ધ્રુવ

| | | |
|---|---|---|
| ૩૬ | સાહિત્યવિચાર | ૫-૮ |
| ૩૭ | કાવ્યતત્ત્વવિચાર | ૪-૮ |
| ૩૮ | આપણો ધર્મ | ૪-૦ |
| ૩૯ | હિંદુધર્મની બાળપોથી | ૦-૬ |

# મેઘાણી

| લોકકથાઓ–વાર્તાઓ | |
|---|---|
| ૧ સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ | ૨–૮ |
| ૨ ,, ,, ભા. ૨ | ૨–૦ |
| ૩ ,, ,, ભા. ૩ | ૩–૦ |
| ૪ ,, ,, ભા. ૪ | ૨–૮ |
| ૫ ,, ,, ભા. ૫ | ૩–૦ |
| ૬ સોરઠી બહારવટિયા ભા. ૧ | ૨–૦ |
| ૭ ,, ભા. ૨ | ૩–૦ |
| ૮ ,, ભા. ૩ | ૨–૮ |
| ૯ દાદાજીની વાતો | ૧–૪ |
| ૧૦ ડોશીમાની વાતો | ૧–૪ |
| ૧૧ કુરબાનીની કથાઓ | ૧–૦ |
| ૧૨ જેલઑફિસની બારી | ૨–૪ |
| ૧૩ પ્રતિમાઓ | ૨–૮ |
| ૧૪ પલકારા | ૩–૦ |
| ૧૫ નવલિકાઓ ભા. ૧ | ૩–૦ |
| ૧૬ નવલિકાઓ ભા. ૨ | ૩–૮ |
| ૧૭ રંગ છે બારોટ! | ૩–૦ |
| ૧૮ માણસાઈના દીવા | ૩–૦ |
| ૧૯ વિલોપન | ૩–૦ |
| ૨૦ રૂપરી ધૂળ | ૦–૧૨ |
| ૨૧ સંસાર | ૦–૧૨ |
| ૨૨ કંકાવટી ભા. ૧ | ૧–૮ |
| ૨૩ ,, ભા. ૨ | ૧–૮ |
| **રાસ–ગીતો** | |
| ૨૪ રઢિયાળીરાત ભા. ૧ | ૧–૮ |
| ૨૫ ,, ભા. ૨ | ૨–૦ |
| ૨૬ ,, ભા. ૩ | ૧–૮ |
| ૨૭ ,, ભા. ૪ | ૧–૮ |
| ૨૮ ચૂંદડી ભા. ૧ | ૧–૮ |
| ૨૯ ,, ભા. ૨ | ૧–૮ |
| ૩૦ સોરઠી ગીતકથાઓ | ૧–૦ |
| ૩૧ હાલરડાં | ૦–૧૦ |
| ૩૨ કિલ્લોલ | ૧–૦ |
| ૩૩ વેણીનાં ફૂલ | ૧–૦ |
| ૩૪ એકતારો | ૧–૮ |
| ૩૫ રવીન્દ્રવીણા | ૨–૮ |
| ૩૬ યુગવંદના | ૩–૦ |
| ૩૭ બાપુનાં પારણાં | ૦–૧૨ |
| ૩૮ સોરઠી સંતવાણી | ૩–૦ |
| **નવલકથાઓ** | |
| ૩૯ સત્યની શોધમાં | ૩–૦ |
| ૪૦ નિરંજન | ૩–૦ |
| ૪૧ સોરઠ, તારાં વહેતાં પાણી | ૪–૮ |
| ૪૨ વસુંધરાનાં વહાલાં દવલાં | ૩–૦ |
| ૪૩ તુલસીક્યારો | ૪–૦ |
| ૪૪ અપરાધી | ૪–૮ |
| ૪૫ બીડેલાં દ્વાર | ૩–૦ |
| ૪૬ વેવિશાળ | ૩–૮ |
| ૪૭ સમરાંગણ | ૩–૮ |
| ૪૮ શા ગંગાજળિયો | ૩–૦ |
| ૪૯ ગુજરાતનો જય ૧ | ૩–૦ |
| ૫૦ ,, ,, ૨ | ૩–૮ |
| ૫૧ પ્રભુ પધાર્યા | ૨–૮ |
| ૫૨ કાળચક્ર | ૨–૦ |
| **પ્રવાસ** | |
| ૫૩ સોરઠને તીરે તીરે | ૧–૮ |
| ૫૪ સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં | ૦–૮ |

## શ્રી. રામનારાયણ પાઠક

| | |
|---|---|
| દ્વિરેફની વાતો ભાગ ૧ | ૨–૮ |
| ,, ભા. ૨ | ૨–૮ |
| ,, ભા. ૩ | ૨–૮ |
| સ્વૈરવિહાર ભા. ૧ | ૨–૦ |
| ,, ભા. ૨ | ૧–૮ |
| શેષનાં કાવ્યો | ૨–૮ |

## શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ

| | |
|---|---|
| વિલોચના | ૩–૮ |

## શ્રી ગુણવંતરાય આચાર્ય

| | |
|---|---|
| દેશદીવાન | ૪–૮ |
| હરિયાલાલ | ૪–૦ |
| પુત્રજન્મ | ૪–૮ |
| સુભાષચંદ્ર બોઝ | ૨–૮ |
| જગતના મંદિરમાં | ૪–૮ |
| વિરાટ જાગે છે ત્યારે | ૨–૮ |

## જયભિખ્ખુ

નવલકથાઓ

| | |
|---|---|
| ૧ વિક્રમાદિત્ય હેમુ | ૫–૦ |
| ૨ મહર્ષિ મેતારજ | ૪–૪ |
| ૩ કામવિજેતા સ્થૂલિભદ્ર | ૪–૮ |
| ૪ મગધરાજ | ૪–૮ |
| ૫ જવાંમર્દ ભા. ૧–૨ | ૩–૦ |
| ૬ પ્રેમભક્તકવિ જયદેવ | ૪–૦ |
| ૭ ભાગ્યવિધાન | છપાય છે. |
| ૮ બેઠો બળવો | ૨–૦ |
| ૯ ભગવાન ઋષભદેવ | ૪–૮ |

ટૂંકી વાર્તાઓ

| | |
|---|---|
| ૧૦ પારકા ઘરની લક્ષ્મી | ૩–૮ |
| ૧૧ ઉપવન | ૨–૮ |
| ૧૨ વીરધર્મની વાતો | [ છપાય છે |

જીવનચરિત્ર

| | |
|---|---|
| ૧૩ ઝાંસી રાણી | ૨–૮ |
| ૧૪ રાજા શ્રીપાળ | ૦–૮ |

## ઝવેરચંદ મેઘાણી

વાર્તાઓ

| | |
|---|---|
| સુંદરીઓનો શણગાર | ૪–૦ |
| સોરઠી વિભૂતિઓ | ૨–૪ |
| સોરઠી જવાહર | ૩–૦ |
| શૌર્યનાં તેજ | ૨–૮ |
| નાગમતી | ૨–૦ |
| કાળચાર ને બીજી પ્રાણીકથાઓ | ૨–૮ |
| જનપદ ૧–૨–૩ | ૩–૧૨ |
| કુમારોની પ્રવાસકથા | ૧–૮ |
| સોરઠી શૂરવીરો | ૦-૧૨ |
| ખૂની આંખ | ૦–૮ |
| ઝુમણું | ૦-૧૨ |
| ખાટીમીઠી બાળવાતો | ૧–૪ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ.

# સુંદર નવલકથાઓ—નવલિકાઓ

## જીવનચરિત્રો

| | |
|---|---|
| હુએનસંગ [ધૂમકેતુ] | ૦–૩ |
| વીર વનરાજ ,, | ૧–૦ |
| પરશુરામ ,, | ૦–૬ |
| હેમચંદ્રાચાર્ય ,, | ૨–૮ |
| શ્રી દેશદીપક [ શ્રદ્ધાનંદ–લાલાજી ] | ૨–૮ |
| મહાસભાના પ્રમુખો | ૧–૪ |
| મુસોલિની | ૦–૪ |
| નાગીરાજ | ૨–૪ |
| માલવીયાજી | ૦–૫ |
| આત્મકથા (ગાંધીજી) | ૨–૦ |
| ભારતસેવક ગોખલે | ૧–૮ |
| મારી જીવનકથા ( જવાહરલાલ નહેરુ ) | ૪–૦ |
| સ્મરણયાત્રા ( કાકા સાહેબ ) | ૨–૦ |
| મહાવીર કથા | ૨–૮ |
| મેડમ ક્યુરી | ૨–૦ |
| પ્રજાપતિ સંતો | ૧–૦ |
| બા [ કસ્તુરબા ગાંધી ] | ૧–૮ |
| એશિયાના ધર્મદીપકો | ૩–૦ |
| અડધે રસ્તે [ મુનશી ] | ૩–૮ |
| સીધાં ચઢાણ [ મુનશી ] | ૩–૮ |
| ,, ભાગ બીજો ,, | ૩–૪ |
| પંડિત મોતીલાલજી | ૦–૫ |
| સોરઠી સંતો [ મેઘાણી ] | ૧–૮ |
| દયાનંદ સરસ્વતી ,, | ૧–૮ |
| તારણહાર | ૧–૪ |
| ભારતના મહાન વૈજ્ઞાનિકો | ૩–૦ |
| દેશદેશની વીરકથાઓ ભા. ૧–૨ | ૨-૧૨ |
| આપવીતી [ધર્માનંદ ] | ૧–૪ |
| રામ–કૃષ્ણ (મશરૂવાળા) | ૧–૪ |
| બુદ્ધ–મહાવીર ,, | ૧–૦ |
| સહજાનંદ સ્વામિ ,, | ૦-૧૦ |
| ઈશુખ્રિસ્ત ,, | ૦–૬ |
| પ્રિન્સ બિસ્માર્ક | ૧–૦ |
| રાજા છબીલારામ બહાદુર | ૧–૧૪ |

## નાટકો

| | |
|---|---|
| વસંતનાં બાલનાટકો સચિત્ર | ૨–૮ |
| વિલ્હેમ ટેલ | ૩–૦ |
| અંધકાર વચ્ચે ને બીજાં નાટકો [ ઇંદુલાલ ગાંધી ] | ૧–૦ |
| જવનિકા [ જયંતિ દલાલ ] | ૧–૮ |
| રાજ્યશ્રી | ૦–૬ |
| પૃથ્વીનાં આંસુ | ૧–૮ |
| સંભાવિત સુંદરલાલ | ૧–૪ |
| ઠીંગલી | ૦ ૧૨ |
| રાજાની રાણી | ૦–૮ |
| બિલ્લીપત્ર | ૦–૨ |
| વેનીસનો વેપારી (શેક્સપીયર) | ૧–૦ |
| મેઝર ફોર મેઝર (શેક્સપીયર) | ૧–૪ |
| રક્ષાબંધન | ૧–૦ |
| આહુતિ | ૧–૪ |
| હરીન્દ્રનાં બે નાટકો | ૦–૭ |
| લક્ષ્મીની પરીક્ષા | ૨–૦ |
| પ્રતિજ્ઞા | ૦–૮ |
| રૂપાની ગાય | ૦–૮ |
| રાણો પ્રતાપ | ૨–૮ |
| શાહજહાં | ૨–૦ |
| બ્રહ્મચર્યાશ્રમ | ૧–૪ |
| કુમારદેવી | ૧–૪ |

# બાલ–સાહિત્ય

| | |
|---|---|
| ખિલેરી પહાડ [ રમણુલાલ શાહ ] | ૦–૩ |
| પા પા પગલી ,, | ૦–૬ |
| દેશદેશની વીર કથાઓ [ સચિત્ર ] ભાગ ૧–૨ | ૨–૧૨ |
| દેશદેશની અદ્ભુત વાતો [સચિત્ર] ભાગ ૧ ,, | ૧–૦ |
| બાળકોનું મહાભારત ભાગ ૧–૨ [સચિત્ર] | ૩–૦ |
| રોબિન્સન ક્રૂઝો | ૨–૦ |
| માંયાબાજી ને બીજી વાતો | ૦–૬ |
| સંવાદ કુસુમ | ૦–૮ |
| બાઈબલ કથાઓ | ૦–૮ |
| કાગળ પત્રો | ૦–૩ |
| રાષ્ટ્રધ્વજ | ૦–૪ |
| બહારવટિયો મીરખાં | ૦–૫ |
| બાલ ભજનાવલી | ૦–૩ |
| સમર્પણની કથાઓ [ ટાગોર ] | ૦–૧૨ |
| અંગુઠિયાભાઈ [ ભાગ બીજો ] | ૦–૩ |
| વાચન સીડી ૧ થી ૪ | ૧–૮ |
| ગણિત પ્રવેશિકા ભા. ૧–૨ | ૦–૧૨ |
| ગુર્જર બાળગ્રંથાવલિ વર્ષ પહેલું (સચિત્ર) | |
| કીર્તિકથાઓ | ૦–૪ |
| હીરામોતી | ૦–૪ |
| બુલબુલ | ૦–૪ |
| ટન્ ટન્ ટન્ | ૦–૪ |
| ક્યારે સમજીશું ? | ૦–૪ |
| ટોલસ્ટોયની નીતિકથાઓ | ૦–૪ |
| વરતો અને ઉખાણાં | ૦–૪ |
| વેરાયલાં ફૂલ | ૦–૪ |
| રઝળતો રાજહંસ | ૦–૪ |
| પ્રશ્નપેટી | ૦–૪ |
| ગણિતગમ્મત | ૦–૪ |
| હસતું મોં | ૦–૪ |
| પ્રાણીવર્ણન | ૦–૬ |
| બાળકોની રમતો | ૦–૬ |
| ધરતીકંપ | ૦–૪ |
| ચાર સુંદર સંવાદો | ૦–૪ |
| જાપાનનો જ્વાળામુખી | ૦–૪ |
| જંગલમાં રખડતાં | ૦–૫ |
| જ્ઞાનગંગા | ૦–૪ |
| ૫–૬–૦ નો સેટ ૫–૦–૦ માં | |
| બીજું વર્ષ ( સચિત્ર ) | |
| અંતરનાં અજવાળાં ( બીજીવાર ) | ૦–૬ |
| ફૂલરાંની કહાણી ,, | ૦–૧૦ |
| ગરવી ગુજરાત ,, | ૦–૯ |
| જગતના જંગલમાંથી ,, | ૦–૬ |
| કીર્તિમંદિર ,, | ૦–૧૨ |
| વાઘની બોડમાં ,, | ૦–૭ |
| એક હતો છોકરો ,, | ૦–૬ |
| નાનકડી વાતો ,, | ૦–૧૨ |
| કથાગીતો ,, | ૦–૮ |
| જનપદ ભા. ૧ (ત્રીજી આવૃત્તિ) | ૧–૪ |
| ૫–૧૪ નો સેટ ૫–૮ માં | |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ.

# સાહિત્યની નવી ફુલ–છાબ

ફાંસીના તખ્તા પર પણ વંદેમાતરમ્
અડાસ ગોળીબારની યાદ આપે
એવા રોમાંચક પ્રસંગોની
સા હ સ – ક થા

## જવાંમર્દ ભા. ૧–૨

લેખક : શ્રી. 'જયભિખ્ખુ'

રીંછની સાથે કુસ્તી, વાઘનો ભેટો, ને જંગલોમાં રખડપટ્ટી–એમાંથી પાંગરેલી સાહસિકતા એ નવજુવાનને રાષ્ટ્રોદ્ધારના પંથે લઈ જાય છે. ત્યાં વળી નવાં સાહસોને એ ભેટે છે ને ફાંસીના તખ્તે પહોંચે છે. એકે એક પ્રકરણ વાચકના દિલને ડોલાવે છે. કિંમત : ત્રણ રૂપિયા

*

શ્રી. જયભિખ્ખુ કૃત
અહિંસાપ્રધાન યુગની નવલકથા

## નર્કેશ્વરી યા નરકેસરી

મગધરાજ શ્રેણિક બિંબિસારનું જીવન, બુદ્ધ અને મહાવીરનો જીવતો જમાનો, આમ્રપાલી ને ચેલ્લણાની પ્રણયકથાઓ, બુદ્ધિધન અભયકુમારના જીવન પ્રસંગો. એકવાર વાંચવા લીધા પછી મૂકવા મન ન થાય તેવી કથા છે. કિંમત : ૪–૮–૦

---

હાસ્યરસના ઈજારદાર
શ્રી. ધનસુખલાલ મહેતાની
—વાર્તાઓનો નવો સંગ્રહ—

## પહેલો ફાલ

એકે એક વાર્તા અનોખી રસભરી છે.
કિંમત રૂ. ૪–૪–૦

સ્ત્રીનો સાચો શણગાર શું ?
શીલ, સૌંદર્ય ને સ્વમાન

## સુંદરીઓનો શણગાર

લેખક : શ્રી મનુભાઈ જોધાણી

એકત્રીસ વાર્તાઓ દ્વારા એ અત્રે રજૂ થાય છે. પ્રત્યેક વાર્તા નાની બાળિકાઓથી લઈને ભણેલ કે ઓછું ભણેલ દરેક સ્ત્રીને ગમી જાય તેવી છે. જ્ઞાન, ગમ્મત ને ઉપદેશ એમ ત્રિવિધ પદ્ધતિથી રચાયેલી આ કથાઓ દરેક ઘરનો અને ગૃહિણીનો શણગાર બને તેમ છે. કિંમત રૂ. ૪–૦–૦

*

વિજ્ઞાનની વેદી પર
જાત અને જીવન યાહોમ કરનાર

## મેડમ ક્યુરી

લેખક : ડૉ. એન. એમ. શાહ.

જગતને રેડિયમની ભેટ કરવા માટે સર્વસ્વ ફના કરનાર મહાન દંપતીનું જીવન–ચરિત્ર, સુંદર સાદી ભાષામાં રજૂ થયું છે. દિરંગી પૂંઠું. કિંમત : બે રૂપિયા

*

સ્વ. ડૉ. ટાગોરનાં નવાં નાટકો
શ્રી નગીનદાસ પારેખે અનુવાદ કરેલ

## લક્ષ્મીની પરીક્ષા

કિંમત રૂ. ૨–૦–૦

## પિતાજીનો વનપ્રવેશ

અને બીજી વાતો
લેખક : પૂર્ણાનંદ ભટ્ટ, એમ એ.
કિંમત રૂ. ૩–૦–૦

---

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો : અમદાવાદ.**

## કાવ્યસંગ્રહો

નર્મદનું પદ્યમંદિર [સં. વિશ્વનાથ મ. ભટ્ટ] ૨–૦
શેષનાં કાવ્યો (રા. વિ. પાઠક) ૨–૮
પદ્યસંગ્રહ [હિંમતલાલ અંજારિયા] ૧–૦
પરિમલ (ર. દલાલ) ૨–૦
પાંખડીઓ (મુક્તકો) ૦-૧૨
ગોરસી (ઈન્દુલાલ ગાંધી) ૧–૦
મહોબ્બતને માંડવે (કરસનદાસ માણેક) ૧–૦
પૃથ્વીરાજ રાસો ૨–૦
શતદલ (મુક્તકો) ૧–૦
કાવ્યસંહિતા [અનામી] ૧–૦
ચક્રવાક " ૨–૮
જનની ૧–૪
યુગપલટો [નાનાલાલ કવિ] ૧–૪
ગીતાંજલિ [ટાગોર] ૩–૦
સાંધ્યગીત [ટાગોર] ૬–૦
રાસરંજના ૧–૮
રાસમાલિની ૧–૮
રાસગંગા ૦–૮

## ધર્મ–નીતિ–શિક્ષણ ને સાહિત્યના ગ્રંથો

આપણો ધર્મ (આનંદશંકર ધ્રુવ) ૪–૦
કેટલાંક વિવેચનો (નવલરામ ત્રિવેદી એમ. એ) ૩–૮
જયંતિ વ્યાખ્યાનો " ૩–૦
નવાં વિવેચનો " ૨–૮
કેતકીનાં પુષ્પો " ૧–૮
સાબરમતી [નગીનદાસ પારેખ] ૨–૮
ઈશ્વરનો ઈન્કાર [નરસિંહભાઈ પટેલ] ૨–૦
નીતિશાસ્ત્ર-પ્રવેશ (વા. મ. જોષી એમ. એ,) ૪–૦
વિવેચના [વિષ્ણુપ્રસાદ ત્રિવેદી એમ. એ.] ૨–૮
નાટ્યશાસ્ત્ર ૫–૦
કાવ્યશાસ્ત્ર ૫–૦ ૨–૮
સંગીતશાસ્ત્ર ૫–૦ ૨–૮
સાદી શિખામણ ભાગ ૩–૪–૫–૬ દરેકના ૨–૮
સયાજીરાવ મહારાજાનાં ભાષણો ભા. ૧–૨ ૪–૦
માનસવિજ્ઞાનનો દષ્ટિકોણ ૧–૪
હિંદનાં વિદ્યાપીઠો (ર. ત્રિવેદી) ૧–૮
સ્મૃતિ ને દર્શન " ૧–૮
વાલ્મીકિનું આર્યદર્શન " ૧–૮
ગુજરાતી સાહિત્ય તેનું સ્વરૂપ અને વિવેચન [રામચંદ્ર શુક્લ એમ. એ.] ૨–૦
લોગીંદ્રરાવ દિવેટિયાનું જીવન-સમય ને સાહિત્ય ૨–૦
સંસ્કૃતિનાં વહેણ ૧-૧૨
ગુ૦ સાહિત્ય પરિષદનો રિપોર્ટ વર્ષ ત્રીજું, છઠ્ઠું, સાતમું, નવમું, બારમું ને તેરમું મળે છે. ૨૬–૦
ચીન જાપાન યાત્રા (ક્ષિતીમોહન સેન) ૧–૦
મનોમુકુર ભાગ બીજો [નરસિંહરાવ દીવેટિયા] ૩–૦
ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી ૧–૦
૧૯૩૩-૩૪ ૧–૦
" ૩૮-૩૯ ૨–૦
" ૪૦-૪૧ ૨–૦
" ૪૧-૪૨ ૧–૮
(ઠાકોર) ૩–૦
સાહિત્ય (પ્રો. કાપડિયા) ૩–૦
સ્વાધ્યાય ૧–૨ (અનંતરાય રાવળ) ૩–૦
સાહિત્ય વિહાર

ગૂ... ...રત્ન કાર્યાલય : ગાંધી રસ્તા




વર્ષ આઠમું : આસો ૨૦૦૩ : ઑક્ટોબર ૧૯૪૭ : અંક ૧૨મો

## જય જય તુજ હો

જય જય તુજ હો, વિજય વિજય, મા !
તુજ મંગલ જયકાર સદા, મા !

યુગયુગના અંધાર પછી આ ઉષા અહીં અવતરતી,
આજે મુક્ત બની તુજ નૌકા ભરસાગરમાં તરતી; માતા !
જય જય તુજ હો૦

આજે ધ્વજ તુજ ગૌરવવંતો લહરે મુક્ત ગગનમાં,
તવ શિશુઓનાં અંતર નર્તે ઉન્નત મત્ત પવનમાં; માતા !
જય જય તુજ હો૦

માનવકુલમાં, હે કુલવંતી ! તવ જીવનવ્રત ન્યારાં,
હે રાજેશ્વરી, દિવ્ય પ્રભા તવ જગને દો અજવાળાં; માતા !
જય જય તુજ હો૦

આજ તને વંદન મા ! તારાં કમલપદે અમ અર્ચન,
તુજ વેદી પર મા ! અમ હોજો જીવન સર્વ સમર્પણ; માતા !
જય જય તુજ હો૦

સુન્દરમ્

માનવ-વનનો વનમાળી



# ગાંધી

*

કડવી લીમડીઓની છાયા મીઠી રે,
દુઃખની રાતલડીમાં સુખનાં સોણલાં !
સહી ગુલામી સૈકાઓની કાળી રે,
મુક્તિનાં અજવાળાં આજે ઊતર્યાં !
જગનો આત્મા ડૂબ્યો કાજળ-કૂપે રે,
ગાંધીરૂપે જ્યોતિ વિશ્વતણો ઝગ્યો !

*

ગાંધી ! તું માનવવનનો વનમાળીરે,
તેં પમરાવી સુગંધથી વનરાઈઓ !
જગની જીભો જુગજુગ રટશે તુંને રે,
શાંતિની મહોરાવી તેં અમરાઈઓ !

*

આફ્રિકામાં નાનકડું બી વાવ્યું રે,
વડલો થઈ એ ઊભું ભૂમિ ભારતે,
પકડી પૂર્યો સરકારોએ જેલે રે,
નીકળ્યો તું થઈ સરકારોનો સારથી !

વજ્જરનાં ધમસાણો ઝીલ્યાં શિરે રે,
આયુધ એક અહિંસા કેરું વાપરી.
સાઠે વરસે ચાલ્યો દાંડી-કૂચે રે,
સત્તાને પલકારે કીધી બાવરી !

' છોડો હિંદ ' સુણાવ્યું નગ્ન ફકીરે રે,
થયાં ફંવાડાં ઊભાં બ્રિટિશ સિંહનાં !
વાગ્યો ડંકો, ધમધમિયાં નિશાનાં રે,
દુનિયાએ દેખ્યાં સત કેરાં પારખાં.

મૃત્યુ આવી બેઠું તારે દ્વારે રે,
ઉઘરાણી મેલીને પાછું વળી ગયું.
જમણા હાથ સમો મહાદેવ સિધાવ્યો રે,
કસ્તુરબા ચાલ્યાં હરિના દરબારમાં !

એકલપંથી ઊભો નિર્ભય વાટે રે,
પરના દુઃખે રડવા ઉરમાં ઓરતો !
કરુણાની મૂર્તિ શો ધીરી ચાલે રે,
નવાખલીમાં ઘરઘર આંસુ લૂછતો !

સૈકાઓનાં પાતક જગનાં ધોવા રે,
બુંદે બુંદે નિજનું રક્ત દઈ રહ્યો !

*

ગાંધી ! તું માનવવનનો વનમાળીરે,
તેં પમરાવી સુગંધથી વનરાઈઓ !
જગની જીભો જુગજુગ રટશે તુંને રે,
શાંતિની મહોરાવી તેં અમરાઈઓ !

રમણલાલ સોની

ગુજરાતના ગોપી-કવિ દયારામભાઈએ લખેલ



# રાધાનું રસણું

લેખક :
શ્રી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ

ભક્તકવિ દયારામભાઈએ ગુજરાતને વિપુલ કાવ્ય-સાહિત્ય આપ્યું છે. આ કાવ્યોમાં તેમના ગરબા તથા ગરબીઓ શિષ્ટ સ્ત્રીસમાજમાં ઘણા પ્રસિદ્ધ છે. કવિ ન્હાનાલાલ તેમના વિષે લખતાં લખતાં કહે છેઃ ' દયારામ એટલે ગુજરાતની ગોપીઃ ગાતી, કલ્લોલતી, ગરબે ઘૂમતી, જમનાતીરની નહિ, પણ નર્મદાતીરની. ઓધવજી, માધવને એટલું કહેજો એમ જાણે ઓધવજી સંગાથે સંદેશા કહાવતી કહાવતી દિલડાને દૃઢ નિશ્ચય ભાખતી હોય તેમ-

અલબેલો છોડીને નહિ થઉં આરજા

એ દયારામભાઈ છે ગુજરાતની ગોપી. આમ કવિ ન્હાનાલાલ દયારામભાઈને ગોપી કહે છે. અન્યત્ર તેમની ગરબીઓ વિષે લખતાં કહે છેઃ 'અને આથમતી વર્ષા, શરદની વર્ષા, સ્વાતિ નક્ષત્રની વર્ષા, શરદપૂર્ણિમાની જતી જતી વર્ષા મોતી વરસી જાય છે, એમ મધુરેણ સમાપયેત એ ન્યાયે, પ્રાચીન યુગની પૂર્ણાહુતીને' સમાપ્ત રૂપ દયારામભાઈ રસનાં મોતીડાં વરસી ગયા છે.

*

એમની એક એક ગરબી ગુજરાતનું મહામૂલું રસમોતી છે.

ગુજરાતની ગરબીઓના સમ્રાટ અને ગુજરાતના હૃદયરાજવી કવિ દયારામભાઈની નીચેની ગરબી રસાસ્વાદ માટે હું અહીંઆ રજુ કરીશ.

હાવાં, હું સખી ! નહિ બોલું રે નંદકુંવરની સંગે;
મુને ' શશીવદની ' કહી છે રે, ત્યારની દાઝ લાગી છે અંગે; હાવાં.

ચંદ્રબિંબમાં લાંછન છે, વળી રાહુ ગળે ખટ માસે રે;
પક્ષે વધે ને પક્ષે ઘટે, કળાપૂરણ નિત્ય તે નવ પ્રકાશેઃ હાવાં.

તે કરતાં ' ચંદ્રવદની ' કહી તો કયાં હું ને ચંદ્ર એકરાશે રે;
ત્યારે મુજ મુખ પાખે શું અટકયું છે ! જોશે ચંદ્ર આકાશે; હાવાં.

નહિતો શિવને સમીપ રાખશે, ને ભાલે ચંદ્ર દેખાશે રે;
પ્રસન્ન થઇ પાસે રહેશે, નહિ તો કહેવાયે નહીં નિજ દાસે, હાવાં.

એવડો શ્રમ પણ શીદ કરે ? જુઓ, ચંદ્ર પોતાની પાસે રે;
વામ ચરણમાં ઇંદુ અચળ છે, શીદ રહે અન્યની આશેઃ હાવાં.

દયાના પ્રીતમ કહે સખી જુઓ શશીમુખ સરખું મુખ પાસે રે;
કોટિ પ્રકારે હું નહિ આવું, એવા પુરુષની અડાસે; હાવાં.

અહીંઆ પ્રસંગ આ છે: એક વખત કૃષ્ણે પ્રેમમાં રાધાને 'શશીવદની' કહી. આથી રાધાને કૃષ્ણ ઉપર ક્રોધ ચઢ્યો: તે રિસાઈ ગયાં અને કૃષ્ણના સાથે બોલવાનો પણ વ્યવહાર નહિ રાખવાનો નિશ્ચય કર્યો. તેમને સમજાવવાને રાધાની એક સખી તેમની પાસે આવે છે, અને તેને સમઝાવે છે, કે પોતાના પ્રિયતમની સાથે આમ રૂસણું લેવું તે શોભે નહિ. રૂસણાનું કારણ પૂછતાં રાધા ઉપર પ્રમાણે કહે છે.

સામાન્ય રીતે કોઇ પણ સ્ત્રીના મુખના સૌંદર્યનું વર્ણન કરવું હોય તો તેને ચંદ્રની સાથે સરખાવવામાં આવે છે. આને કાવ્ય-શાસ્ત્રમાં ઉપમા અલંકાર કહે છે. ચંદ્રની સાથે મુખને સરખાવવામાં કવિનો હેતુ, તે મુખના સૌંદર્યની પ્રશંસા કરવાનો જ છે, કવિઓની ભાષામાં જે પ્રશંસા રૂપ છે, તે પ્રેમીઓની ભાષામાં અપમાન રૂપ બને છે, તે ઉપરની ગરબીમાં સરસ રીતે જણાવ્યું છે.

રાધા કહે છે: 'હે સખી, તું જાણે છે કે શ્રીકૃષ્ણને હું કેટલી બધી ચાહું છું? તેમના નામની અખંડ માળા જપું છું. તેમનો ક્ષણનો વિયોગ પણ હું સહન કરી શકતી નથી. શું કૃષ્ણ તે જાણતા નથી? અને જાણતા હોય તો મને શશીમુખી કહેવાની તેઓ ધૃષ્ટતા કરે? ચંદ્રને શશી કહેવાનું કારણ કે તેમાં શશ– છે અને આ શશ– તે ચંદ્રમાં કલંક રૂપ છે. શું મારા મુખમાં એવું કલંક– ડાઘો છે? મારા મુખને ડાઘાવાળું કહેવાથી મારા મુખમાં કોઇ સૌંદર્ય જ નથી એમ ને? તું જ જોને, મારા મુખ ઉપર કોઇ ડાઘો છે? તો કૃષ્ણ જ્યારે આ રીતે મારા સૌંદર્યને વખોડે તો હું તેમ-નાથી રીસાઉં નહિં? વળી ચંદ્રની સાથે મારા મુખની સરખામણી કરવાથી તો મારા પ્રેમની પણ તેઓ હેકડી કરે છે; ચંદ્રને તો રાહુ ગળી પણ જાય છે, તેમ તેનું તેજ વધઘટ પામે છે. શુક્લ પક્ષમાં વધે છે અને કૃષ્ણપક્ષમાં ઘટે છે. શું મારો પ્રેમ વધઘટવાળો છે? વળી મારા મુખના સૌંદર્યની પ્રશંસા ખાતર જ જો મને ચંદ્રવદની કહેતા હોય તો આથી મારી પ્રશંસા નથી કરી. પ્રશંસામાં ચંદ્ર કરતાં મને અધિક કહી હોત તો હું તે માનત. પણ મારા મુખને ચંદ્રની સાથે સરખાવીને ચંદ્રની સમાન જ કહી છે, અધિક નહિ. જો હું ચંદ્રની સમાન જ હોઉં ને મારામાં કોઇ પણ અધિકતા ન હોય, તો મારી તેમને હવે શી જરૂર છે? ભલે ને તે આકાશના ચંદ્રને જોયા કરે? મારે બદલે તેમને આકાશના ચંદ્રથી જ સંતોષ થશે. અરે આકાશના ચંદ્ર તરફ પણ એટલી લાંબી નજર કરવાની શી જરૂર છે? વળી તે ચંદ્ર દિવસે દેખાતો નથી તે કારણથી જેમના માથા ઉપર ચંદ્ર છે તેવા શીવજીને જ પોતાની પાસે ભલે રાખે, અને આખો દિવસ તે ચંદ્ર ઊપર ભલે ટગર ટગર જોયા કરે. અરે શિવજીને પણ પોતાની પાસે રાખવાની યે જરૂર નથી. ખૂદ ચંદ્ર પોતે જ તેમના ડાબા પગની અંદર પ્રકાશી રહ્યો છે. તેમના ચરણના નખમાં ચંદ્ર જ છે; એટલે ચંદ્રને જોવાથી જે આનંદ પ્રાપ્ત થાય તે તો તેમના ચરણમાં છે જ. તો પછી મારા મુખની તેમને જરૂર શી છે? તેમણે મને ચંદ્ર-મુખી કહીને મારા સૌંદર્યનું અપમાન કર્યું છે, એટલું જ નહિ, પણ મારા પ્રેમની ઠેકડી કરી છે. તે કૃષ્ણ મારા પ્રેમનો બદલો આવી રીતે આપશે એવું મેં કદી જાણ્યું નહોતું. જો કૃષ્ણને મારા પ્રેમની દરકાર જ નથી, તો હું પણ શા માટે દરકાર રાખું. હવે તેમનાથી રીસાઈશ અને જ્યારે તે પોતાની ભૂલ કબૂલ કરશે ત્યારે જ હું બોલીશ.'

કાવ્યશાસ્ત્રીની દૃષ્ટિએ આ શૃંગાર-રસનું કાવ્ય છે. તેમાં હાસ્યનું પણ મિશ્રણ છે. નાયિકા રાધા એ રૂપગર્વિતા છે. તેના મુખને ચંદ્રની સાથે સરખાવવામાં આવે તે તેને પણ માનભંગ સમજે છે. દંપતી પ્રેમમાં કોઈ કોઈ વખત પ્રેમ-કલહ થાય છે, પરંતુ તે કલહ અલ્પ સમય જ ટકે છે. આવા કલહો પ્રેમમાં વૃદ્ધિ કરનારા છે. વૈમનસ્યમાં તે પરિણમતા નથી. આથી તે ઝઘડાઓ રસિક હોય છે. આવા એક પ્રેમના એક રસિક ઝઘડાને કવિએ ઉપરની ગરબીમાં રજૂ કર્યો છે. તેમાં ઉપમા અલંકારની કલ્પના લઈને પોતાના મુખને ચંદ્રની સાથે સરખાવવાથી પોતાના સૌંદર્ય કે પ્રેમનું મૂલ્ય સાચે સાચું અંકાય છે કે નહિ, તે સંબંધી નારીહૃદયના ભાવોને અહિંઆં રજૂ કર્યા છે. આમાં ભાવની રસિકતા, સંસ્કારિતા અને કાવ્યની પ્રાસાદિકતાની ઉત્તમ ગૂંથણી કવિએ કરી છે. આવી ઘણી ગરબીઓ કવિએ રચી છે. ન્હાનાલાલ કવિના જણાવવા પ્રમાણે ખરેખર દયારામભાઈ તે ગુજરાતના અજોડ કવિ છે. શૃંગાર રસની ગરબીઓ હોવા છતાં તેમની ગરબીઓ નારીસમાજમાં મુક્તકંઠે ગવાય છે, કારણકે તેની અંદરના ભાવો આધ્યાત્મિક છે. આ શૃંગાર રસનો વિષય કૃષ્ણ છે. કૃષ્ણને વૈષ્ણવો પરમાત્મા તરીકે માને છે.

તે પરમાત્માની પ્રાપ્તિ વૈષ્ણવ ફીલસુફી પ્રમાણે પ્રેમભક્તિથી થઈ શકે છે. જીવો પોતાની જાતને ગોપી માનીને ભગવાન પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવે છે. અહિંઆં પણ દયારામભાઈના હૃદયમાં 'ગોપીભાવ'નો પ્રચુર આવેશ થયો છે, અને તેમાં મસ્ત બનીને પોતાના પ્રેમપાત્ર, લાડીલા પરમાત્મા-કૃષ્ણની સાથે ઉપર પ્રમાણેનું રસણું લે છે. તેમાં પણ ભક્ત હૃદયના પરમાત્મા પ્રત્યેના પ્રેમનો જ તન્મનાટ છે. તે પ્રેમની મસ્તી-ખુમારી પરમાત્મા પ્રત્યેની છે. માટે જ કાવ્યશાસ્ત્રીઓના મતે શૃંગાર રસનું ગણાતું આ કાવ્ય ભક્તિ રસનું જ કાવ્ય છે.

## ચુંદડી



હાં કે મારી આછી ચુંદડલી હો,
ફરફર વાયરે ઉડી રહી રે,
ઝરમર મેહુલે ભીંજી રહી રે.

રજની રાણી દઈ ગઈ તારલા,
ચુંદડી ઝગમગ ઝળકી સાહેલડી–હાં કે

કુંળી કુમાશ તો દઈ ગઈ ચોયણી,
ચુંદડી રોમ રોમ ફરકી સાહેલડી–હાં કે

મીઠડી ફોરમ દઈ ગયાં ફુલડાં,
ચુંદડી અંગઅંગ મ્હેકી સાહેલડી–હાં કે

સાગરનાં છીપલાં દઈ ગયાં મોતીડાં,
ચુંદડી લૂમઝુમ ઝુકી સાહેલડી–હાં–કે

કેસર છાંટણાં દઈ ગયાં કેસુડાં,
ચુંદડી નવરંગ ધરતી સાહેલડી–હાં કે

આભની ચંદા લઈ ગઈ મીઠડાં,
ચુંદડી જનમન હરતી સાહેલડી–હાં કે

ઈન્દુમતી મહેતા



# આમંત્રણ

શ્રી. સીતારામ જે. શર્મા

*

સખિ ! આવજો રે, અમર રાસ જ્યાં રચાય,
સખિ ! આવજો રે, ગહન ગીત જ્યાં ગવાય;
સખિ ! આવજો રે, શીળી આમ્રકુંજ છાય,
સખિ ! આવજો રે, અમર રાસ જ્યાં રમાય.

આભ પટે વિદ્યુત હસે, કુમુદ હસે જળમાંય,
ચંદ્ર સૂરજ ક્ષિતિજ પરે, હસી હસી મન મલકાય:

બ્હેની ! આવજો રે, એવાં હસવાને હાસ,
બ્હેની ! આવજો રે, એવા રમવાને રાસ;
બ્હેની ! આવજો રે, મીઠી આંબલિયા છાય,
બ્હેની ! આવજો રે, વીરલ ગીત જ્યાં ગવાય.

ચંદ્ર અમી વરસી રહ્યો, વ્હાલમ વરસે નેહ,
મધુ પરાગ વરસે મીઠા, ભિંજે સ્નેહલ વેલ:

સખિ ! આવજો રે, સુધાસ્નાન જ્યાં કરાય,
સખિ ! આવજો રે, દિવ્યગાન જ્યાં રેલાય.
સખિ ! આવજો રે, પ્રભુ પુણ્ય જ્યાં પમાય,
સખિ ! આવજો રે, ધન્ય રાસ જ્યાં ખેલાય.

તરણી માનસસરં તરે, નિશાનાથ નભ નીર,
સ્નેહલ હૈયાં હોડલે, તરે રમણી ભવતીર:

બ્હેની ! આવજો રે, તરલ તીર જ્યાં તરાય,
બ્હેની ! આવજો રે, વિરલ હાસ્ય જ્યાં હસાય;
બ્હેની ! આવજો રે, નવલ રાસ જ્યાં રચાય,
સહુ આવજો રે, મુક્ત હિંદ ભૂમિ માંય:

# જળ ભરવા જઈએ

શ્રી. મોહિનીચંદ્ર

*



[રાગ: અમૃત અંજલિમાં નહિ ઝીલું રે બ્હેન]

ચાંદો ખીલ્યો શો સખિ ! ચંદાના ચોકમાં,
ચાંદનીનાં તેજ સૌ ઉતાર્યાં:
સુહાગી બહેન !
ચાલોને સહિયર ! જળ ભરવા જઈએ.

આશાનાં વાદળાં વ્યોમમાં છવાયાં,
ઝરમરતા મેહુલા છંટાયા:
સુહાગી બહેન !
ચાલોને સહિયર ! જળ ભરવા જઈએ.

આભની અગાશીથી રેલે આ ચંદ્રમા,
આત્મામૃત ઊજળાં ને મીઠાં;
સુહાગી બહેન !
ચાલોને સહિયર ! જળ ભરવા જઈએ.

પૃથ્વીને પાટ પેલું ઝૂલે સરોવર,
આવે દેવદેવી નીર ભરવા;
સુહાગી બહેન !
ચાલોને સહિયર ! જળ ભરવા જઈએ.

સરવરને હૈયે સખિ ! દેવ ફૂલ ઊગિયાં,
પાલવડે પુષ્પ મેં વધાવ્યાં;
સુહાગી બહેન !
ચાલોને સહિયર ! જળ ભરવા જઈએ.

આવે છે ભરતી અલિ ! પૂર્ણિમાના ચોકમાં
એવી ભરતી મારા દિલમાં,
સુહાગી બહેન !
ચાલોને સહિયર, જળ ભરવા જઈએ.

હસતો આ ચંદ્રમા ને હસતી આ ચંદ્રિકા
હસતો શિરચંદ્ર, મારા ભાલમાં;
સુહાગી બહેન !
ચાલોને સહિયર, જળ ભરવા જઈએ.

પ્રેમનો ઘડૂલો અલિ ! આજ ભરી લાવશું,
ન્હેવરાવશું નાથ નયનનેહમાં;
સુહાગી બહેન !
ચાલોને સહિયર, જળ ભરવા જઈએ.

# ગરબો—ગરબી



લેખક:
પ્રો. ધીરુભાઈ ઠાકર

*

ગરબો–ગરબી એટલે રાધા અને કૃષ્ણના પ્રેમનું, પાર્વતી અને પરમેશ્વરના નૃત્યનું, પ્રકૃતિ અને પુરૂષના સનાતન રાસનું, આત્મા અને પરમાત્માનાપવિત્ર જોડાણનું અને નિર્ગુણ ને સગુણ બ્રહ્મના સૂક્ષ્મ સંબંધનું સમર્થ ગુજરાતી પ્રતીક: એમાં રાધા અને કૃષ્ણનો મધુર પ્રેમ વિષય રૂપે વણાય છે; એ પાર્વતીના લાસ્ય નૃત્યનો હલ્લીસક પ્રકાર ગણાય છે; એનું ગાયક વૃંદ વિશ્વનો સનાતન રાસ લેતાં પ્રકૃતિપુરુષની માફક ઝડપી ગતિએ ગોળ પરિભ્રમણ કરે છે, કેન્દ્રમાં રહેલ ગર્ભદીપની આસપાસ ફેરવાતા ગર્ભદીપો દ્વારા આત્મા અને પરમાત્માનો અદ્વૈતસંબંધ તેમ જ નિર્ગુણ અને સગુણ બ્રહ્મનો સૂક્ષ્મ સંબંધ સૂચવાય છે એ તેનું મુખ્ય રહસ્ય છે. આમ અન્ય સર્વ કાવ્યપ્રકારો કરતાં વિશિષ્ટ ગણાય તેવા આ કાવ્યપ્રકારનું સ્વરૂપ ગીત, નૃત્ય, કાવ્ય અને તત્ત્વચિંતનનાં વિવિધ અંગો વડે બંધાયલું છે.

શક્તિની ઉપાસનાના સબળ વાહન તરીકે ગરબા–ગરબીનો ગુજરાત ખાતે ઉદ્‌ભવ અને વિકાસ થયો અને વર્ષાન્તે ઉજવાતા નવરાત્ર–ઉત્સવનું એ અનન્ય આકર્ષણ બની રહ્યું તે સર્વવિદિત બીના છે. જગતમાં શક્તિ રૂપે પ્રવર્તી રહેલી પ્રકૃતિ માતાની પ્રશસ્તિ અને પૂજા એ આ કાવ્યપ્રકારની મુખ્ય ભાવના રહી છે; તેમાં કાળક્રમે જૈન તીર્થંકરોનાં ગુણગાન કે રાધાકૃષ્ણની ભક્તિનું નિરૂપણ પણ થયું હતું, પરંતુ કોઈ એક ધર્મ કે સંપ્રદાયના રંગથી રંગાયા વિના ગરબા–ગરબીએ ગુજરાતી કલા અને સંસ્કૃતિનું વિશુદ્ધ પ્રતિબિંબ પાડે તેવા વિશિષ્ટ સાહિત્ય. સ્વરૂપ તરીકેનું પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખ્યું છે. ગુજરાતી જીવન અને સંસ્કાર જોડે ગરબા–ગરબીના જેટલો ઘનિષ્ઠ સંબંધ કદાચ અન્ય કોઇ કાવ્યપ્રકારને નહિ હોય. ગુજરાતના ગરીબ અને તવંગર, નિરક્ષર અને સાક્ષર સૌ વર્ગોનું સમારાધાન કરે તેવું એ એક અને અનન્ય કલાસાધન છે. આ કાવ્યપ્રકારનું સાહિત્યિક સંવિધાન કરવાની કલા તેમ જ તેની રજુઆત કરવાની કલા સંપૂર્ણ પણે ગુજરાતી છે. ગરબા–ગરબીની રજુઆત એ ગુજરાતના સ્ત્રીવર્ગનો અતિ ઉમદા ઈજારો છે. 'પ્રેમાનંદ યુગ'માં આખ્યાનો લોકોમાં રસ અને ઉદ્‌બોધનનું સિંચન કરીને જે સંસ્કાર સેવા બજાવી હતી તે અમુક અંશે અર્વાચીન યુગમાં ગરબા–ગરબી બજાવી રહેલ છે. એટલે ગુજરાતી સાહિત્ય અને સંસ્કાર બેઉનું પ્રત્યક્ષ રસાસ્વાદન કરાવે તેવા સર્વપ્રિય વિશિષ્ટ ગુજરાતી કાવ્યસ્વરૂપ તરીકે ગરબા–ગરબીને ઓળખીએ તો અયોગ્ય નહિ ગણાય.

ગરબો અને ગરબી બેઉ 'રાસ' નામના કાવ્યસ્વરૂપના વિષય અને આકાર પરત્વે પરસ્પર ભિન્ન ગણાય તેવા પ્રકારો છે. ગરબો વર્ણનાત્મક હોય છે. ગરબી ઊર્મિમય–Lyrical–સ્વરૂપની હોય છે. ગરબામાં કથાનું તત્ત્વ આગળ પડતું હોય છે; ગરબીમાં એક જ ભાવ કે ઊર્મિનું સળંગ, ઉત્કટ રીતે સુરેખ આલેખન કરવામાં આવે છે. પ્રસંગનું વિસ્તૃત આલેખન કરીને કથાનો રસ જમાવવો એ ગરબાની મુખ્ય વિશિષ્ટતા છે. સચોટ ભાવદર્શન એ ગરબીનો મુખ્ય ઉદ્દેશ છે ગરબીનો વિષય બહુધા શૃંગારિક હોય છે; ગરબો દેવદેવીઓની પ્રશસ્તિ ઉપરાંત કોઈ વીર પુરૂષના જીવનના અમુક

શૌર્યભર્યા ઉદાત્ત પ્રસંગને અનુલક્ષીને રચાય છે. એમાં બહુધા ઐતિહાસિક કે ધાર્મિક કથા પ્રસંગો આલેખાતા હોય છે, એટલે ગરબાનો નિરૂપ્ય રસ, શાંત, વીર કે કરુણ લેખાય, જ્યારે ગરબીનો મુખ્ય રસ શાંત કે શૃંગાર હોય છે. ગરબી લલિત સ્વરૂપની વિશેષ છે, ગરબો વર્ણનાત્મક (Narrative) વધારે હોય છે એટલે તેનું સ્વરૂપ ગરબીનાં જેટલું આકર્ષક કલાઓપ ધારણ કરી શકતું નથી, પણ તેનો બદલો તે સચોટ પ્રસંગાલેખન અને જુસ્સાભર્યા સંવાદોથી વળી દે છે. ગરબીની વસ્તુ સંક્ષિપ્ત હોઇ દૃઢ સંયોજન પામે છે, ગરબાનું વસ્તુ વિશેષ પથરાટવાળું હોવાથી તેનો પદબંધ પ્રમાણમાં શિથિલ જણાય છે. વલ્લભ ધોળા કૃત 'પાવાગઢનું પતન' તેમજ 'જસમા ઓડણ' નો કે 'શક્તિપૂજા' નો ગરબો તે પહેલા પ્રકારના અને 'સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવીજી,' 'માનીતી તું મોહન તણી હો વાંસલડી રે' 'હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું' અને 'જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે' જેવી દયારામ રચિત ગરબીઓ બીજા પ્રકારના ઉત્તમ નમૂના પૂરા પાડે છે. મોટે ભાગે સ્ત્રીઓ કોમળ ભાવવાહી ગરબીઓ ગાતી હોય છે અને પુરુષો વીરરસિક કે ભક્તિપ્રધાન ગરબાઓ ગાતા હોય છે. પણ આ બાબત કોઈ નિયમબંધન નથી. કાઠિયાવાડમાં ઉપર વર્ણવેલ 'ગરબાને' 'રાસડા' તરીકે ઓળખવામાં આવે છે અને 'ગરબી' ને 'રાસ' કહે છે.

ગરબા-ગરબીની સફળતાનો મુખ્ય આધાર તેમની યોગ્ય રજુઆત ઉપર હોય છે. 'ગરબા-ગરબીની' રજુઆતના સમારંભો દર વર્ષે નવરાત્ર-ઉત્સવ દરમ્યાન સમગ્ર ગુજરાત કાઠિયાવાડ ખાતે યોજાય છે. આ સમારંભોમાં સ્ત્રીઓ અને પુરુષો બેઉ અલગ અલગ તેમ જ સાથે ભાગ લેતાં હોય છે. ઝીણાં ઝીણાં કાંણાં-

## સોણલિયાં



મારા અંતરમાં અભિલાષ
સોણલિયાં! આજે નિંદરમાં આવજે.

તારે કાજે શિથિલ બનું સામટી,
રખે હાલું ને સોણાં રિસાય,
સોણલિયાં! આજે નિંદરમાં આવજે,

હું તો ઢાળું ધીરે નેન પોપચાં,
રખે આવેલાં ઓસરી જાય,
સોણલિયાં! આજે નિંદરમાં આવજે.

નવા દેશ, નવા લોક ભોમના,
નથી આશા, નથી નવા ખેલ,
સોણલિયાં! આજે નિંદરમાં આવજે.

મારે નવલા નથી ઉરે ઓરતા,
કેંક જૂના જાગે ભણકાર,
સોણલિયાં! આજે નિંદરમાં આવજે.

અરે નિંદર ક્યાંક છૂપી રહી,
તારે છૂપાં રહેવું એને પાર,
સોણલિયાં! આજે નિંદરમાં આવજે.

મારે કાજે સખી સાથ આવજે,
મારે કાજે નિંદર સાથ આવજે,
એ જ એકલડો અભિલાષ,
સોણલિયાં! આજે નિંદરમાં આવજે.

જયમનગૌરી પાઠકજી

વાળું', વચ્ચે દીવાવાળું માટીનું ઢોચકું કે જેને આપણે 'ગરબા' તરીકે ઓળખીએ છીએ તેને માથા પર લઈને સ્ત્રીઓ ગરબા ગાતી હોય છે. ઘણે સ્થળે વચ્ચે 'ગરબો' મૂકીને પણ સ્ત્રીઓ હાથની તાલી અને પગના ઠેકા સાથે ફરતી ફરતી ગાતી હોય છે. ઉત્તર ગુજરાતમાં ઘણે સ્થળે એકસો ને આઠ દીવાવાળી લાકડાના ચોકઠાની મોટી દીપિકાના જેવી 'માંડવી' તૈયાર કરવામાં આવે છે. તેને એક સશક્ત સ્ત્રી માથે લઈ વચ્ચે ઘૂમે છે અને આજુબાજુ બીજી સ્ત્રીઓ માથે ગરબા સાથે ઘૂમતી હોય છે. સ્ત્રીઓના આ ગીતસમારંભને 'ગરબા' તરીકે ઓળખવામાં આવે છે, ત્યારે પુરુષો ગાય છે તે સમારંભને 'ગરબી' કહેવામાં આવે છે. એક ન્હાના કાષ્ઠના મંદિર જેવી શક્તિની સ્થાપનવાળી 'માંડવી' બનાવવામાં આવે છે તેની આસપાસ પુરુષો ગોળ ફરતા ફરતા ગાય છે તેને 'ગરબી ગાવી' એમ કહેવામાં આવે છે. કાઠિયાવાડમાં આ ખાસ તૈયાર કરેલી મંડપિકાની આસપાસ માત્ર પુરુષો જ ગાતા હોય છે ત્યારે ગુજરાતમાં ઘણી વાર સ્ત્રીઓ પણ એમાં ભાગ લેતી જણાય છે. આ ઉપરથી સમજાશે કે પુરુષો ગાતા હોય તેને 'ગરબી' સમારંભ કહે છે, અને સ્ત્રીઓ ગાતી હોય તેને 'ગરબા' સમારંભ કહે છેઃ પછી ભલેને સ્ત્રીઓ દયારામની ગરબીઓ ગાતી હોય *અને પુરુષો વલ્લભ ધોળાના ગરબા ગાતા હોય !* આમ, સાહિત્યની દૃષ્ટિએ 'ગરબી' ગણાતી કૃતિ સમારંભની દૃષ્ટિએ 'ગરબો' બને છે અને સાહિત્યની દૃષ્ટિએ 'ગરબો' ગણાતી કૃતિ સમારંભની દૃષ્ટિએ 'ગરબી' બને છે ! કાઠિયાવાડની અંદર ઘણે સ્થળે પુરુષો અને સ્ત્રીઓ અલગ અલગ ગાય તેને 'રાસડા' કહે છે. બબ્બે દાંડિયા સહિત બન્નેનો મિશ્ર રાસ લેવાય તેને 'દાંડિયા રાસ' કહે છે. દાંડિયા વગર માત્ર તાળીઓ સાથે ઝડપથી ગોળ કુંડાળું ફરીને એકલા પુરુષો ગાતા હોય તેને 'હમચી' કહે છે અને એકલી સ્ત્રીઓ ગાતી હોય તેને 'હીંચ' કહે છે. ઘણીવાર સ્ત્રીઓ અને પુરુષો ભેગાં મળીને 'હીંચ-હમચી' લેતાં હોય છે.

ગરબા–ગરબી અને હીંચ હમચીની ખરી જમાવટ શહેરમાં નહિ, પણ ગામડામાં જોવા મળે છે. કારણ, તેમનું ખરું સ્વરૂપ અદ્યપિ પર્યંત ગામડાંએ જ જાળવી રાખ્યું છે. ગામડાંની સ્ત્રીઓ જ્યારે મુક્ત કંઠે અને ત્વરિત ગતિએ ગરબા, રાસડા કે હીંચ લેતી હોય ત્યારે અનેરી રંગત જામે છે ! ધરણી ધ્રુજી ઊઠે એવા જોસભર્યા તાલ સાથે હીંચ લેતી સોરઠીઆણીના કે માથે બે મણની માંડવીને ફૂલની માફક ધારણ કરીને રાતભર ઘૂમવામાં અનેરો આનંદ માણતી, મૂર્તિમંત શક્તિ જેવી ઉત્તર ગુજરાતની કણબણનાં દર્શન શહેરના કોઈ પણ સમારંભમાં થવાં અશક્ય છે. ગરબામાં પગનો ઠેકો અને હાથની તાલી એ બેના સંવાદ સાથે ગીતનો લય મેળવવાનો હોય છે. ગરબાની જમાવટનો મુખ્ય આધાર ગાનારના કંઠ ઉપરાંત તેની ફરવાની ત્વરિત અને ચપળ ગતિ તેમ જ હાથની તાલી અને પગના ઠસ્સાદાર ઠેકા ઉપર હોય છે. આમાંથી એક પણ અંગ મંદ પડી જાય તો ગરબો કે ગરબી જામે નહિ. દાંડિયા રાસની અંદર ગીતની સાથે પગના ઠેકા ઉપરાંત પ્રત્યેક હલનચલનની ક્રિયા સાથે બહુ જ ચપળતાપૂર્વક દાંડિયાનો તાલ મેળવવાનો હોય છે. ગામડાંમાં થતાં સમારંભોમાં ઢોલક સિવાય અન્ય કોઈ વાદિત્રનો ઉપયોગ થતો નથી. ઢોલકનો તાલ ગરબાની જમાવટ માટે પૂરતો હોય છે. તેનાથી ગરબાનું વસ્તુ બરાબર ઉઠાવ લે છે. ભાવનો જુસ્સો કે આવેશ સઘન સ્વરૂપ પકડે છે અને તેના તાલમય વાતાવરણમાં ગાનાર અને જોનાર–સાંભળનાર સૌ તન્મય બની જાય છે.

ગુજરાત કાઠિયાવાડનાં ગામડાંમાં, આપણે ઉપર જોયું તેમ, ગરબા—ગરબીનું સાદું, સરળ, બલિષ્ઠ અને લયવાહી સ્વરૂપ આજ સુધી



## મોરલો.

**શ્રી. અનામી**

પેલા રૂડા આંબલિયા–ડાળ, એક એકાકી મોરલો,
આવા માદક–મીણા કાળ, એક એકાકી મોરલો.

એના અંતર માંહી ઉચાટ ભર્યો,
નવજીવનના ઉલ્લાસ હર્યો.
મધ શાં, કડવાં વખ, આયુ કર્યાં,

ઉંડે અંતરમાં અટવાય, સહુ જગ જોઈ રહે,
વ્યવહાર સાને સમજાય, લહે, નવ કાંઈ કહે.

એને ગ્રીષ્મ વસંત ઋતુ સરખી,
ગગડે ઘન આભ શકે પરખી,
રસજીવન કોઈ ગયું ભરખી,

પેલાં મોરમયૂરી રે મળી મદનૃત્ય કરે,
આનો આતમ ઝૂરી રે, કશી કરુણા ઉભરે !
પેલા રૂડા આંબલિયા–ડાળ, એક એકાકી મોરલો,
આવા માદક–મીણા કાળ, એક એકાકી મોરલો.

---

ચચવાઈ રહેલું છે. પણ શહેરમાં ગરબાનાં કાર્યક્રમો ગામડાંનાં કરતાં જુદી જ રીતે યોજાતા હોય છે. શહેરમાં ગરબાની રજૂઆત રંગમંચ ઉપર કરવામાં આવે છે. રંગમંચ ઉપર ગરબાના ગીતને વાદિત્ર, પ્રકાશ, સન્નિવેષ ( settings ) નૃત્ય અને વેશભૂષા વડે મઢીને રજુ કરવામાં આવે છે. આને પરિણામે ઘણીવાર એવું બને છે કે ગરબાની નૈસર્ગિક હલક વડે મસ્તિ અને રંગતભર્યું વાતાવરણ જામવાને બદલે બાહ્ય સાધનો વડે ઊભું કરેલું યાંત્રિક તાલમેલિયું વાતાવરણ જામે છે. આવાં સમારંભોમાં પ્રેક્ષકગણના શ્રવણપટ પર ગીતનો મુખ્ય વિચાર સમજાવે તેવા શબ્દો ન અથડાય તેની તકેદારી રૂપે હોય તેમ હારમોનિયમથી માંડીને ફિડલ સુધીનાં હરકોઈ વાદિંત્રની દિવાલ ઉભી કરવામાં આવે

છે. ગાયકવૃંદની આકર્ષક વેષભૂષા, તેના ઉપર ઘણુંખરું કશા નિયમ વગર પાડવામાં આવતાં પ્રકાશકિરણો, પ્રસંગોપાત ઊભા કરેલા સન્નિવેશો ( settings ) અને તેટલું અધૂરું હોય તેમ ગાનારની વિવિધ નૃત્ય–ચેષ્ટાઓ દ્વારા પ્રતિત થતો તેમના અંગ પ્રત્યંગનો મરોડ–એ બધું ગાનારના મૂળગત વ્યક્તિત્વથી તદ્દન જુદું જ હોય તેવું કૃતિમ અને આડંબરી મોહજાળથી ભરપૂર વાતાવરણ ઊભું કરે છે. આજકાલ શહેરોમાં ગરબા જોવા જનારાઓ પણ ગરબાની નૈસર્ગિક હલક અને ભાવચ્છટાની બહુ અપેક્ષા રાખતા નથી. તેમની રસવૃત્તિ તો બહુધા ઉપર દર્શાવેલ કૃતિમ પ્રસાધનમંડિત ચેષ્ટાઓમાં જ રાચતી હોય છે. વસ્તુતઃ શહેરમાં લોકો ગરબા સાંભળવા કરતાં જોવા તરફ પ્રવિશેષ પળેલા હોય છે, તે જ એમની રુચીની યોગ્ય પ્રતીતિ કરાવે તેમ નથી શું ? ઘણીવાર પરપ્રાંતિઓ સમક્ષ ગુજરાતની આ વિશિષ્ટ લોકકલાને તેના આ વિકૃત થઈ ગયેલા અર્વાચીન સ્વાંગમાં બતાવવામાં આવે છે તે ખરેખર ખેદજનક બીના છે.

ગરબાને આમ વિવિધ બાહ્ય સાધનસામગ્રી વડે શણગારવાનો શહેરોમાં પ્રયત્ન થાય છે તેની પાછળ એક વિશિષ્ટ મનોદશા કામ કરતી હોય છે. એક તો શહેરની સ્ત્રીઓમાં જેટલી હાથની તાલી અને પગના ઠેકા સાથે ત્વરિત ગતિએ ઘૂમીને સતત ભાવજમાવટ કરવાની શારીરિક શકિત અને સ્ફુર્તિ હોતી નથી, શહેરમાં ગરબો માથે લઈને ફરવા જેટલી શકિત પણ ગરબો ગાનારીઓમાં હોતી નથી એવું ઘણીવાર બને છે. એટલે, બીજી અનેક બાબતોમાં આપણે શહેરીઓ કરીએ છીએ તેમ શહેરની સ્ત્રીઓ પણ પોતાની નિર્બળતાને ઢાંકવા સારુ ગરબાની રજૂઆતમાં બાહ્ય સાધનસામગ્રીનો આશ્રય લે છે અને ગરબાની કલાને નવું જ સ્વરૂપ આપ્યાનો મિથ્યા દેખાવ કરે છે ! આ પ્રકારની છીછરી અને આત્મવંચક મનોવૃત્તિ શક્તિપૂજાના પવિત્ર ઉત્સવ દરમિયાન આપણા સમાજનું નિરામય અને ઉલ્લાસપૂર્ણ, સાદું છતાં સંસ્કારી, બલિષ્ટ અને ચપળ વ્યક્તિત્વ ઘડવામાં કેટલે અંશે સહાયભૂત નીવડે તેનો દરેકે પોતાના મગજની અંદર વિચાર કરવો ઘટે છે કારણ એમાં કેવળ શહેરના સ્ત્રીવર્ગનો જ દોષ નથી, પણ સમગ્ર શહેરી સમાજ એને માટે જવાબદાર છે. દંભ અને બહારની ટાપટીપ વડે આત્મદર્શનની વિકૃત મનોદશાને પોષવાની રોગિષ્ટ વૃત્તિ આપણા શહેરી જીવનમાં જડાઈ ગઈ છે તેનું જ આ સીધું યા આડકતરું પરિણામ ગણાય.

ગરબા–ગરબીને આપણે ગુજરાતી સાહિત્ય સંસ્કારના વિશુદ્ધ પ્રતિક તરીકે જારી રાખવાં હશે તો આપણે ગામડાંમાં આજ પર્યંત અસ્ખલિત રહેલા એ ગીતનૃત્યના વિશિષ્ટ કાવ્ય પ્રકારને ગામડાંની સ્ત્રીઓ જે રીતે ઉતારે છે તેનો અભ્યાસ કરવો જોઈશે. અલબત્ત નવા જમાનાને અનુસરીને એના સ્વરૂપમાં અમુક ફેરફારો થાય તે ઈષ્ટ છે. નવા જીવનરંગને અનુરૂપ નવીન વિષયો એમાં નિરૂપાય કે ગરબાના વસ્તુ, ભાવ કે લયને ઉચીત તેવાં સંગીત, પ્રકાશ કે સન્નિવેશને સંયોજવામાં આવે તેમાં કશો વાંધો હોઈ ન શકે. માત્ર તેમ કરતાં ગરબાનો પ્રાણ હણાવો ન જોઈએ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ. લય, સાદાઈ અને જોમ એ ગરબા–ગરબીના વિશિષ્ટ ગુણો છે. આ ગુણો જળવાય તો જ ગરબા–ગરબીનું વિશિષ્ટ કાવ્યસ્વરૂપ સચવાઈ શકે અને ગુજરાતી સાહિત્ય તથા સંસ્કારના પ્રબળ વાહન તરીકે તે ઉપયોગી નીવડી શકે એ ભૂલવું ન જોઈએ.

---

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક

**શ્રી. સવાઈલાલ ઈ. પંડ્યા**

*

[ ગયા અંકમાં છપાએલા ગરબાની પંક્તિઓ શરતચૂકથી આડી અવળી છપાઈ હોવાથી રસિક વાંચનારાંઓની રસવૃત્તિને થએલા સંભવિત આઘાત માટે ક્ષમા માગીને એ સરસ ગરબો યથા સ્વરૂપે ગોઠવાય એ માટે નીચે પ્રમાણે સુધારી લેવું. પાનું ૭૦૩ લીટી બીજી પછી લીટી ૨૩ મી "જશોદા કહે મારૂં બીએ બાળક" વગેરે ત્યાંથી શરૂ થઈ પા. ૭૦૪ ની પહેલી દશ લીટી સુધી. પછી પા. ૭૦૩ ની બીજી લીટીથી શરૂ કરવું.—સંપાદક ]

(ગતાંકથી ચાલુ)

## લેખાંક ૪

એક મહાકાય સમુન્નત ગિરિરાજ જેવું વિવિધ સંપત્તિએ પંડિત, ક્યાંક વિલાસીઓને વિહરવું ગમે એવા વિકસિત વનપુષ્પોથી સુશોભિત મધમધી ઉઠતી વનરાજિઓના પ્રદેશોવાળું, ક્યાંક તપસ્વીઓને જ્યાં એકાન્તે બેસી ઉંડાં ચિંતનોમાં નિમગ્ન થવું ગમે એવાં ઉન્નત એકલ હિમાચ્છાદિત શિખરોવાળું, ક્યાંક ઉદ્યમીઓને કિમતી રત્નોની પ્રાપ્તિ માટે વર્ષો સુધી યત્નો જોડવાનું મન થાય એવું અતલ ભૂગર્ભોવાળું, ભૂગોળને પટે અચલ પ્રતિષ્ઠા પામેલા હિમાલયની માફક ઇતિહાસને પટે અચલ મહિમાથી ઉભેલું ભગવાન શ્રીકૃષ્ણનું ચરિત્ર છે. એ જીવનમાં સ્વાભાવિક રીતે દૃષ્ટિગોચર થતી વિભૂતિમત્તાની સૌરભ આબાલ વૃદ્ધ સૌને રાજસમૂહથી માંડી આમજનતા પર્યન્ત મનોહર લાગી એમાં એમના વ્યક્તિત્વ પદ્મને વિકસાવનારી આરંભનાં વર્ષોના સંયોગોની કિરણાવલિ પણ કારણભૂત છે. અન્ય અવતારી પુરૂષો કરતાં યે સવિશેષ આમ સંપર્ક એમને શરૂઆતથી સાંપડયો; ત્યારથી જ એમને જીવન વિષેની સર્વગ્રાહી દૃષ્ટિ મળી. એને પ્રતાપે ગોવાળોના નેતા અને ગોપીઓના લાડીલા તરીકે તે જેવા શોભી ઉઠે છે એવા જ ગૌરવવંતા તે સાત્વતોના પતિ, રાજાઓના માર્ગદર્શક મિત્ર અને રાણીઓના માનીતા ગૃહપતિ તરીકે દીપી રહે છે. માનવજાતિનું અલંકારભૂત એ જીવન સ્થાને સ્થાને અમૂલ્ય પ્રસંગરત્નોના જડાવથી ચમકી રહ્યું છે. સાદ્યન્ત વર્ણવવા યોગ્ય એની મનોહરતાનો અગ્રભાગ તો કવિઓએ પ્રેમોલ્લાસિત ભાવો વડે અતિશય આદરથી ગાયો છે. શિશુ સ્વભાવથી જ આકર્ષક છે. શિશુ શ્રી કૃષ્ણની અસામાન્ય લીલાઓને રસસભર પદાવલિમાં કવિકુલોએ ઝીલી લીધી હોવાથી રસિક હૃદયોમાં તે ચિરંતન સ્થાન પામી ચૂકી છે. ઇતિહાસના કૃષ્ણ ખચિત ભવ્ય છે. પરંતુ કવિકલ્પનાનાં કિરણોએ ઉપજાવેલી શ્રીકૃષ્ણની તેજોમૂર્તિ અદ્દભુતરંગી છે. જગતની શાશ્વત યુવાનીનું મન હરનારો શૃંગાર રસ જનતાને પ્યારો છે તેથી કવિઓએ ગોપીજન વલ્લભની દેદીપ્યમાન મૂર્તિ આસપાસ એ રસનો વૈભવ પાથરી દીધો છે.

પ્રકૃતિમાંથી પ્રકટેલું સ્ત્રીપુરૂષ વચ્ચેનું આકર્ષણ એક પ્રબળ શક્તિ છે. નીતિએ એને લગ્ન જીવનમાં પરિમિત કરીને સમાજ માટે મંગળકર બનાવ્યું છે. પરંતુ માનવીનું મન તો અજ્ઞાત સામર્થ્યવાળું દુર્ગમ્ય છે. એની વૃત્તિઓ વર્ષાકાળની નદીની માફક ફૂલંકપા એટલે કાંઠાની મર્યાદાઓને તોડી નાખીને વિનાશ ફેલાવનારી

હોય છે. એ વૃત્તિઓનું માનવીને ઉર્ધ્વીકરણ કર્યે જ આરો છે. આર્યાવર્તના કવિઓએ માનવીના મનમાં સતત ફુંફાડા મારતી સ્વૈર વૃત્તિરૂપી નાગણીઓને ભગવાનના પદકમની અમૃતમુદ્રાએ કરીને નિર્વિષ બનાવી દીધી છે. સામાન્ય રીતે વડીલો સમક્ષ ઉચ્ચારી પણ ન શકાય એવા ભાવો સ્ત્રીઓ ભગવાનનાં ચરિત્રોનાં ગીતોમાં નિઃશંકપણે ગાઈ શકે છે. રૂંધાઈ રહેલી એમની લાગણીઓ એ રીતે છૂટી બને છે; ચિત્ત ઉપરનું તાણ ઓછું થઈને જીવન હળવું ફૂલ બને છે. ગાનારીઓ સઘળો વખત સમજતી હોય છે કે, એમ ઉન્મુક્ત વિહારનો અધિકાર હોય તો પણ અનેક વિરુદ્ધ ગુણોના આશ્રય અવતારી સ્ત્રી પુરુષોને હોઈ શકે; સામાન્ય નરનારીએ એ પંથે પગલાં ન મંડાય; શૃંગારનો બીજો ભાગ જે વિપ્રલંભ એણે પણ ચિત્તની સમતુલા જાળવવામાં મદદ કરી છે. વિરહનાં દર્દભર્યાં ગીતોએ સ્પષ્ટપણે સમજાવી દીધું છે કે અતિરામનું ફળ દુઃખ જ હોઈ શકે.

નરસિંહ મહેતાનાં શૃંગારપૂર્ણ પદો સુવિદિત છે. પ્રેમધન દયારામ અનેક ગરબીઓની વર્ષાધારાથી ગુર્જર વાડીઓને શૃંગારજળે તરબોળ કરી ગયો છે એ અજાણ્યું નથી. બીજા કવિઓએ પણ સમયે સરવડાં નાખી જઈને વાતાવરણને શીતળ રાખ્યું છે, રસપાક સિદ્ધ કરવામાં ફાળો આપ્યો છે એ કૃતજ્ઞતાપૂર્વક સ્મરણમાં લાવવા યોગ્ય છે. એ અનેક ગાયકોમાં રઘુનાથનાં પદોનું માધુર્ય રસિકોએ આસ્વાદવા જેવું છે. એમનું એક પદ જોઈએ. વિઠ્ઠલનો સંદેશો લઈ આવેલા ઉદ્ધવને ગોપી કેટલાયે દહાડા સુધી મનમાં ઘૂંટી રાખેલો સંદેશો મોકળે હૈયે કહી સંભળાવે છે.

## " સંદેશો

શ્યામા કે છે ઉદ્ધવ સાંભળો રે,
કહું વિઠ્ઠલની એક વાત;
વાંક વિના વાલમે રે,
ઘાતીલે કીધી ઘાત.
કપટ જાણ્યું નહિ મેં કાનનું રે,
પ્રભુ સાથે કીધી પ્રીત;
તજી લાજ ઘણી મેં લોકની રે,
રસબસ થઈ રસ રીત.
મારે ને એને એવી એકતા રે,
કેમ વિસર્યો વૈકુંઠ નાથ?
ભોજન કરતો ભેળાં ભાવશું રે;
સ્થિર સ્થાપી એકે થાળ.
મારાં અંગ આભૂષણ ઓપતો રે,
વળી ગુંથતો ઘાટા વાળ.
કાનડ કૂબજાએ કાંઈ કામણ્યો રે,
થયો દાસીનો એ દાસ,
છોકરવાદ કરી એ શામળે રે,
એનું સહુ કરે ઉપહાસ.
એક ટકાની થઈ છે આબરૂ રે,
તરણાનો થયો છે તોલ,
ઓધા એણે અમને ધૂતીયાં રે,
આપીને જૂઠા બોલ.
ઓધા વાંક એના શા વર્ણવું રે,
મુખથી ગણતાં ન ગણાય;
રઘુનાથના સ્વામી શામળાના ગુણ
ગોપી ગોકુલ ગાય.

શ્રીકૃષ્ણના જીવનઘડતરનો પહેલો અતિ ઉપયોગી તબક્કો પૂરો થઈ ગયો. આર્યાવર્તનાં ગામડાંમાં રહેલી આમજનતા સાથે એમનામાંના એક થઈને રાજપુત્રે વર્ષો વીતાવ્યાં. વૃંદાવનની કુંજ નિકુંજોમાં અને યમુનાજીના તટ પ્રાંતોમાં ભમતાં ભમતાં એમણે નેત્રો ભરીને કુદરતનું સૌંદર્ય પીધું. વર્ષો સુધી ગાયો ચારીને પશુજીવનનો પ્રત્યક્ષ પરિચય પામ્યા. ગોવાળ બાળો સાથે સખાભાવે વસીને અને કુમારોચિત રમતોમાં મગ્ન થઈને એમણે

મુગ્ધ હૃદયોનો મૈત્રીરસ ચાખવા સાથે શરીરને પરિશ્રમસહ બનાવ્યું, અને ગોપવધૂઓના નિર્વ્યાજ મનોહર ભાવોએ પ્રકટાવેલા પ્રીતિ-યોગનું રહસ્ય તો નિજની કલ્પનાને જાગ્રત કરીને, કલ્પી લેવાનું જ રહે છે.

છતાં જ્યારે કર્તવ્યનો સાદ સંભળાય છે ત્યારે ભારતવર્ષમાં બનવાના મહાન પરિવર્તનકર બનાવોમાં પોતાનો ઉચિત હિસ્સો પૂરવા માટે રાજપુત્ર મથુરાનગરીમાં જઈ બેસે છે. પ્રેમનેજ સર્વસ્વ માની બેઠેલી ગોપીઓનું હૃદય વિદીર્ણ થઈ જાય છે. આ બાજુ દૃષ્ટિ સામે ઉઘડતા નવા નવા કર્તવ્ય પ્રદેશોની ભાવિ યાત્રાઓના વિચારમાં ગુંથાએલું શ્રીકૃષ્ણનું મન રાજ-મંત્રણાઓની આંટીઘૂંટી વચ્ચેના આરામમાં સરલ ગોપવધૂઓનો પ્રેમ છેક વિસરતું નથી. મથુરામાં સ્થિર થયા પછી પોતાના મંત્રી ઉદ્ધવને પોતાના તરફના ઉચિત સંદેશા સાથે વર્ષો સુધી પોતાનાં આત્મીય માનેલાંઓની ભાળ લેવા મોકલે છે. એક અક્રૂર તો રથમાં આવીને એકદા જીવનજીને લઈ ગયો હતો તો આ બીજો રથી શું નહિ કરે એવો સંદેશો પ્રથમ તો ગોપીઓને થાય છે, પરંતુ સત્વરજ સરલ વ્યવહારથી ઉદ્ધવ તે સૌનાં મન જીતી લે છે, એમને આશ્વાસન આપે છે. એમની વિશ્રંભ-કથાઓના શ્રોતા બને છે. પોતાના માનેલા શ્રીકૃષ્ણ ઉદ્ધવના પણ એટલા જ આત્મીય છે એમ જાણીને ગોપીઓ મુક્ત વાતાવરણ અનુભવે છે અને પ્રેમના હકથી પ્રભુનું સારી રીતે ઘસાતું બોલી પોતાના હૃદયના વ્રણોને રૂઝવે છે.

શ્યામા કહે છે કે, ઉદ્ધવજી, વિઠ્ઠલની એક વાત સાંભળજો. વાલમ ખરો, પણ ઘાતીલો હો! મને ઘાત કરી અને વળી વાંક વિના જ. કાનનું કપટ જાણ્યા વગર મેં પ્રભુ સાથે પ્રીતિ કરી. રાખવી ઘટે એવી ઘણી લોકની લાજ તજી દીધી અને રસની રીતમાં રસબસ થઈ ગઈ. કેટલી એકતા અમે સાધી શકેલાં?

## ઝંખના

વ્યોમે ચમકંત ચંદ્ર, તેજ અમિ ધારા સહ
સ્નેહ કેરી ધારા વહાવવી જીરે.
ડોલે તરુડાળ શુષ્ક પુષ્પો ખરતાની સાથ
હૈયાના પાપો ખેરવવા જીરે.
વેલી તરુ કેરી સાથ, વળગી વધતી'તી જેમ
ઉન્નત તે ઊર એવાં કરવાં જીરે.
કાળાં તે વાદળે ઝબકી વિદ્યુત જાય
એવું અવનીમાં પ્રકાશવું જીરે.
મારા હૈડીમાં છુપી આવી કંઈ ઝંખના
રુદ્ર રમ્ય જેવું કે બનવું જીરે.

હરીન્દ્ર દવે

મારી સાથે કેવું સખ્ય એણે કેળવ્યું હતું! એક થાળમાં સ્થાપીને ભાવથી નિરાંતે સાથે ભોજન કરતો. મારાં અંગો આભૂષણોથી ઓપાવતો. મારા ઘાટા વાળ ગુંથી આપતો. એ સઘળી એકતા વૈકુંઠનાથ કેમ વિસરી ગયો? એ લાડીલો કાનડ એને મથુરામાં કુબ્જાએ કાંઈ કામણ કરી મેલ્યું કે એ ત્યાં દાસીનો દાસ થઈને રહી ગયો. અરેરે, એ એણે કેટલી છોકરમત કરી? અહીં એની સૌ મશ્કરી કરે છે. એની લાખની આબરૂ એક ટકાની થઈ ગઈ. પહેલાંનો ગૌરવવાળો એ તરણા તોલ થયો. ઓધવજી, જૂઠાં જૂઠાં વચનો આપીને એણે અમને ધૂત્યાં. મુખથી એના શાશા વાંક વરણવવા? એ ગણતાં ન ગણાય એટલાં બધાં છે. રઘુનાથના સ્વામી શામળાના એ ગુણો ગોપીઓ ગોકુળમાં ગાઈ રહી છે.

ઊંડું સ્થાયી દુઃખ વ્યક્ત કરવા સમર્થ પ્રયોજાએલા સાદા, ચોટદાર ગુજરાતી શબ્દો અતિ મોટા અપરાધી સામેના ફરિયાદ નામામાં પણ જળવાએલી ઉચિત સંક્ષિપ્તતા ઇત્યાદિ સામગ્રીથી કવિએ સાધેલું લાઘવ કૃતિને મૂલ્યવતી બનાવે છે.

# ફનાગીરી



લેખક :

શ્રી. સુકેતુ

*

રસ્તામાં એક ફેરીઓ બૂમ પાડતો હતો;

'કોઇ સ્વપ્નાં લેશો રે ?'

'સ્વપ્નાં ?' રસ્તે જતાં એક રાહદારી અટકયો અને વિસ્મયતાપૂર્વક ફેરિયાને પ્રશ્ન કર્યો.

ફેરીયો જવાબમાં માત્ર હસ્યો અને કોઇ પણ રકઝક કર્યા સિવાય તે આગળ ચાલ્યો. તે જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ કુતુહલને વશ થતું માનવ ટોળું તેની આસપાસ જમા થવા માંડયું.

રસ્તે એક કરોડપતિની મોટર જતી હતી. આ ટોળા વચ્ચે એક ફેરિયાને વિચિત્ર હાસ્ય કરતો જોઇ કરોડપતિને અત્યંત નવાઈ લાગી. ગાડી થોભાવી તે ફેરીયા પાસે આવ્યો અને પૂછ્યું:

'સ્વપ્નાં ? એ વળી શું ? શાનાં સ્વપ્નાં વેચે છે ?'

'જાતજાતનાં. હાલ તો બધાં વેચાઇ ગયાં છે : માત્ર એક બાકી રહ્યું છે, આપ લેશો ?'

'હા. કયું સ્વપ્ન બાકી છે ?'

'કયું સ્વપ્ન ?' ફેરીયો ખડખડાટ હસ્યો, અને ઉમેર્યું : 'સ્વપ્ન કહેવાથી ઉડી જાય !'

'હરકત નહિ. માગીશ તો કિંમત આપીશ.'

'શું દામ આપશો ?' ફેરિયાએ હસતે હસતે પૂછ્યું. મનમાં હિસાબ ગણતો કરોડપતિ આગળ આવ્યો.

'હું મારા કરોડ રૂપિયા ગણી આપું છું.' સ્વપ્નનો અર્થ કાંઇક સમજતાં કરોડપતિને રૂપિયા વિસાતમાં ન લાગ્યા. ટોળામાંથી બેચાર માણસો પાછા હટી ગયા; બાકીનાએ ચીચીઆરી કરી મૂકી.

ફેરિયો કરોડપતિ તરફ જોઇને બોલ્યો :

'માત્ર કરોડ રૂપિયા જ કિંમત આંકી ?'

અસંતોષ કરતાંય કોઇ ન સમજાય એવી લાગણી ફેરિયાના મુખ પર જણાતી હતી.

'શું કરોડ રૂપિયા પણ હિસાબમાં નથી ?' કરોડપતિ હેબતાઇ ગયો.

'કોઇ સ્વપ્નાં લેશો રે !' કરોડપતિ તરફથી નજર ખસેડી ફેરિયાએ આગળ ચાલવા માંડયું.

ચીચીઆરી કરતાં માનવ ટોળાંએ પણ તેની પાછળ ચાલવા માંડયું. માત્ર કરોડપતિ શરમિંદો બની ફેરિયાને જતો જોઇ રહ્યો હતો.

ટોળામાં ભળેલો એક યુવાન આ બધું જોઇ રહયો હતો. કોઇ સ્વપ્ન ન લે એ તેનાથી સહન થયું નહિ. યૌવનની આરઝુ તમન્ના તથા બેલદીલીને એકઠી કરી તેણે ફેરિયાનો હાથ પકડી રોકયો અને કહ્યું :

'હું તારૂં સ્વપ્ન લઇશ.'

યુવાનની સ્થિરતા જોઈ ફેરિયો ચમકયો અને સામો પ્રશ્ન કર્યો:

'શું દામ આપશો ?'

'ફનાગીરી !'

'સારૂં સ્વપ્ન વેચાઇ ગયું !' યુગયુગનો સંતોષ અનુભવતો હોય એમ ફેરિયાના મુખમાંથી શબ્દો સરી પડયા.

(૨)

હું મારો પંથ કાપી રહ્યો હતો. રસ્તામાં મને એક મોટો જાદુગર મળ્યો. તેણે મને રોકયો અને પૂછ્યું : 'કયાં જાય છે તું ?'

'દીશા નક્કી નથી. રસ્તો લાંબો છે. કેમ, મને શા માટે રોકયો ?'

'તેં મારા પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. ખેર, હું પણ તારી સાથે આવું છું. મારો પણ એ જ રસ્તો છે.'

'મારી સાથે ? મારો પંથ બહુ વિકટ છે.'

'એટલા માટે હું તને મદદ કરવા માગું છું. જે જોઈએ તે હું આપું છું.'

'મારે કાંઈ ન જોઈએ. હું કોઈની પાસે માગતો નથી, મારે માત્ર પંથ કાપવો છે, બીજું કોઈ નહિ !'

'હું તારી વાત માનતો નથી. જેને નથી જોઈતું, તે જ પહેલું માંગે છે. માગે છે એટલે હું આપું છું. હું જાદુગર છું. મારી પાસે વિદ્યા છે. જે જોઈએ તે માગી લે !'

મેં જાદુગર સામે જોયું. તે હસતો હતો. પળવાર વિચાર કરી મેં તેને પૂછ્યું :

'તારી પાસે શું છે ?'

'મારી પાસે બધું છે. જર, જોરૂ અને જમીન !' જાદુગરે મારા તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી.

'મારે આમાંનું કાંઈ ન જોઈએ, એ ત્રણ ઝઘડાનાં કારણો !'

'એ ત્રણેને એકઠાં ન માગીશ. કોઈ એક પસંદ કરીને માગ. ઝઘડાનું કારણ વસ્તુ નથી; મન છે !'

'પણ મારે માગવું જ ન હોય તો ?'

'તો ! તો તું લુચ્ચો છે; દંભી છે. માનવી માત્ર એ વસ્તુ માગી રહ્યો છે. તું માનવીથી પર નથી.'

મને હસવું આવ્યું. મેં તેના તરફથી નજર ખસેડી આગળ ચાલવા માંડ્યું. પણ જાદુગર મને એમ છોડે એમ નહોતો. મારા હાથનું કાંડુ પકડી તેણે મને ઉભો રાખ્યો.

'તારે કાંઈ પણ માગવું જ પડશે.'

'તારી જબરજસ્તીને હું તાબે થવા માગતો નથી. હું જે માગીશ તે તું આપી શકીશ નહિ !'

'તું એવું શું માંગે છે જે મારી પાસે નથી ?'

## ભારતને આંગણે

આજે સોનેરી પ્રભાત ભારતને આંગણે;
આવોને રમીએ સૌ સાથ ભારતને આંગણે.
ભારતનાં બાળ સૌ કુમકુમમાં ખેલતાં;
સુગંધી પુષ્પો સૌ આનંદે વેરતાં:
ઘર ઘર જામ્યો છે રસથાળ...
ભારતને આંગણે.
વર્ષોનાં બંધનો તૂટયાં છે આજથી,
ખુશી સહુ બાળ છે પોતાના રાજથી;
તૂટી ગુલામીની જાળ...
ભારતને આંગણે.
ઉષા અનેરી કેવી આજની ખીલી છે,
નીરખીને સ્નેહભરી આંખડી ખીલી છે;
ગાવો ભારતનો જયકાર ભારતને આંગણે.

પાગલ

'એ કાંઈ કહેવાથી સમજાય એમ નથી. હું જે માગુ છું તે દરેક પાસે છે; દરેકના લોહીમાં છે; રગેરગમાં છે.'

'તું એમ નહિ માને. માગવાને બદલે તું બીજી જ વાત કરે છે. હું મારો જાદુ અજમાવીશ તો પરિણામે તારે જ સહન કરવું પડશે.'

'તારે જાદુ અજમાવવો હોય તો ભલે. મને હરકત નથી.'

'તે તને હમણાં જ ખબર પડશે' એમ કહી જાદુગરે પોતાની વિદ્યા અજમાવવાનો પ્રયત્ન કર્યો. ઘડીઓની ઘડીઓ પસાર થઈ, પણ નિષ્ફળ ગઈ. તેણે પગ પછાડ્યા, હાથ પછાડ્યા, પણ જાદુની અસર ન થઈ તે ન જ થઈ. માથું પટક્યું, હારેલા જુગારી સરખો હતાશ થઈ, તેણે મને પૂછ્યું:

'છોકરા તું શું માગતો હતો ?'

'ફનાગીરી' કહી હું આગળ ચાલતો થયો, કેમકે મારો પંથ લાંબો હતો.

## આઝાદ હિંદનાં પ્રથમ સ્ત્રી–પ્રધાન



# રાજકુમારી
# અમૃતકુંવર

કપુરથલાના સર હરનામસીંગના એ એકનાં
ક પુત્રી, શ્રીમંત પિતાને ઘેર જન્મથી જ
ની સેજમાં ઉછરેલાં. પાણી માગે ત્યાં દૂધ
ા, એવું એ બાળકી પર સૌનું વહાલ. સાત
ટની બેટીનું નામ પાડવામાં આવ્યું અમૃતકોર.

એ જમાનો વિલાયત અને વિલાયતના
ણતરથી મુગ્ધ બની ગયો હતો. હિંદી શ્રીમંતો
તાનાં સંતાનોને વિલાયતમાં કેળવણી અપા-
ામાં ગર્વ લેતા અને પોતાની ફરજ પુરી
ોનો સંતોષ અનુભવતા. સર હરનામસીંગ
ણ જમાનાના એ પ્રવાહમાંથી છટકી શક્યા
હોતા. એમણે પોતાની લાડકવાયી દીકરીને
લાયત ભણવા મોકલી.

નાનકડી અમૃતકોર શેરબોર્નની કન્યાશા-
ામાં દાખલ થઈ. ત્યાંથી ડોર્સેટ શાયર અને
છી લંડનમાં તેમણે ઉચ્ચ શિક્ષણ મેળવ્યું.
ત્યાં સુધીં તો અમૃતકોર પ્રાશ્ચાત જીવનના રંગે
રંગાઈ ચુક્યાં હતાં, બ્રિટનના ઉદારમતવાદી
(લીબરલ) પક્ષ પ્રત્યે મમતા કેળવી અમૃતકોરે
રાજકારણમાં પણ ચંચુપાત કર્યો.

અભ્યાસ પુરો કરી તેઓ હિંદ પાછા
ફર્યાં. એ જમાનામાં વિલાયતથી ભણીગણીને
પાછી ફરેલી યુવતી માટે અખિલ હિંદ મહિલા
પરીષદ જાહેર જીવનમાં આગળ આવવાની
સારી તક પુરી પાડતી. અમૃતકોર પણ અખીલ
હિંદ મહિલા પરિષદમાં જોડાયાં. અને ટુંક
સમયમાં જ એક એ પરિષદના આગેવાન બન્યાં.

ઇ. સ. ૧૯૩૦માં અ. હિ. મહિલા પરિ-
ષદના *'સમાજ સેવા વિભાગ'*ની જવાબદારી
પણ તેમને સુપ્રત કરવામાં આવી. ૧૯૩૧–
૩૩ સુધીમાં પરિષદનું પ્રમુખપદ સુદ્ધાં તેમને
ફાળે આવી પડ્યું.

સમાજ સેવાની પ્રવૃત્તિની સાથો સાથ
અમૃતકોર રાજકારણમાં ભાગ લેતાં હતાં.
૧૯૩૨માં લોર્ડ લોથીઅન સમક્ષ જઈ હિંદની
સ્ત્રીઓ વતી તેમણે જુબાની આપી હતી.
૧૯૩૩માં લંડન ખાતે મળેલી જોઈન્ટ સીલેક્ટ
કમીટીમાં તેમણે 'નેશનલ વીમેન્સ કાઉન્સીલ'
અને 'વીમેન્સ ઇન્ડીયન એસોસીએશન' વતી
દલીલો કરી હતી. ૧૯૩૯માં તેઓ ફરીવાર
અ. હિ. મહિલા પરિષદના પ્રમુખ ચુંટાયા હતાં.

એ સમાજ એવો હતો કે શ્રીમંત વર્ગની
શિક્ષિત મહિલાઓ એક યા બીજી રીતે
મહિલા પરીષદની પ્રવૃત્તિના સમાગમમાં આવ્યા
વિના ભાગ્યે જ રહેતી.

મહિલા પરીષદના આંદોલનમાં સક્રિય
ભાગ લેતાં જાહેર જીવનની અન્ય પ્રવૃત્તિઓમાં
પણ સામેલ થવા જેટલી જાગૃતિ શ્રી. અમૃત-
કોરમાં આવી ચુકી હતી. સ્વાભાવિક રીતે જ
તેમની નજર મ્યુનીસીપાલીટી તરફ વળી. અને
૧૯૩૪–૩૬ સુધી તેમણે જલંદરની મ્યુનીસી-
પાલીટીમાં કામ કર્યું.

એવામાં હીંદી સરકારે શિક્ષણ ખાતા માટે એક સલાહકાર મંડળની સ્થાપના કરી. શ્રીમતી અમૃતકૌરને પણ તેમાં સ્થાન આપવામાં આવ્યું. આવી રીતનો સરકારી હોદ્દો સંભાળનાર આ પ્રથમ હીંદી મહિલાએ ૧૯૪૨માં સરકારની નીતિ સામે વિરોધ દર્શાવવા એ હોદ્દો છોડયો. અને એ રીતે તેમણે રાષ્ટ્રભક્તિનો પુરાવો આપ્યો હતો.

રાજકારણી સમાધાન થયા પછી શ્રીમતી અમૃતકોરે શિક્ષણ ખાતાના સલાહકાર મંડળનો હોદ્દો ફરી સંભાળી લીધો હતો.

રાજકારણ કરતાં તો શિક્ષણનું ક્ષેત્ર એમને વધુ આકર્ષે છે. બાળકોની કેળવણીમાં રમતગમત ખાસ ભાગ ભજવે છે એવી એમની માન્યતા છે. તેઓ પોતે પણ એક કુશળ ખેલાડી છે. લાહોરના રમતગમતના મેદાનમાં શ્રીમતી અમૃતકોરે કેટલીય 'ચેમ્પીયન શીપો' મેળવી છે.

ગાંધીજીએ અસહકારની લડત શરૂ કરી ત્યારથી જ તેમનો ઝોક રાષ્ટ્રવાદ તરફ વળવા લાગ્યો હતો. ખાસ કરીને ગાંધીવાદ તરફ એમનું વલણ વિશેષ છે. ઘણાં વર્ષો સુધી મહાત્માજીના એક અંગત મંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું છે.

- આંતરરાષ્ટ્રિય સંસ્થાઓમાં કામગીરી કરવાનો પણ તેમને અનુભવ છે. થોડા માસ પહેલાં પેરીસ ખાતે મળેલી સંયુક્ત રાષ્ટ્રસંઘની 'યુનેસ્કો' (વિજ્ઞાન, શિક્ષણ, કલા વગેરેને લગતી સંસ્થા) પરીષદમાં તેમણે હીંદના પ્રતીનીધી તરીકે જાણીતા હીંદી ફીલસુફ સર રાધાકૃષ્ણન સાથે હાજરી આપી હતી.

આમ વિવિધ ક્ષેત્રોમાં સેવાભાવથી કાર્ય કરી રહેલાં આ હીંદી સન્નારીએ રાષ્ટ્રની આઝાદીની લડતો દરમ્યાન, સમાધાનની મંત્રણામાં પણ પ્રસંગોપાત ભાગ લીધો હતો. એમની એ બધી સેવાઓની કદરરૂપે આજે તેમને આઝાદ હીંદની મધ્યસ્થ સરકારમાં પ્રધાનપદ જેવા ગૌરવશાળી દરજ્જે નીમવામાં આવ્યાં છે.

## જોગણીનું ગીત



તમે દૂર ડુંગરથી આયાં મા,
રમો રમો ભવાની જોગણી૦
તમે નાનેરા ગોખમાં માયાં ના,
રમો રમો ભવાની જોગણી૦
તમે ઓછા નિવેદે ધરાયાં ના,
રમો રમો ભવાની જોગણી૦
માનાં ખાલી તે ખપ્પર ભરાયાં ના,
રમો રમો ભવાની જોગણી૦
તમે કરડી નજરે નરખો મા,
રમો રમો ભવાની જોગણી૦
તમે બતરીશા નર ભરખો મા,
રમો રમો ભવાની જોગણી૦
તમે ઘૂમતાં તપતર વેશે મા,
રમો રમો ભવાની જોગણી૦
જગ ડોલે એક જ ઠેશે. મા,
રમો રમો ભવાની જોગણી.
શી ચુંદડીઓની ઝાપટ મા,
રમો રમો ભવાની જોગણી.
કંઈ લાખ મરે લટલાપટમાં,
રમો રમો ભવાની જોગણી.
તારી તાળી પડી સચરાચર મા,
રમો રમો ભવાની જોગણી.
ભરી ગોદે ભુવનના ચાચર મા,
રમો રમો ભવાની જોગણી.

બાલમુકુન્દ દવે.

# કેટલાંક
# સ્ત્રી-પરિચયો



કુ. ઈન્દીરા ત્રિવેદી એમ. એ.

મુંબઈ યુનિવર્સિટીની તવારીખમાં અનેક વિદ્યાર્થીઓની ઉજ્જવળ કારકીર્દી નોંધાયેલી મળી આવશે, પણ એ બધાને કળશ ચડાવે એવી સિદ્ધિ કુમારી ઈન્દીરા રામશંકર ત્રિવેદીની છેઃ ગુજરાતની વિદ્યાર્થિનીઓને અનુકરણીય માર્ગદર્શક થાય એવી છે.

ગણિતના ઉચ્ચ અભ્યાસમાં થોડાક વિદ્યાર્થીઓ રસ લે છે : તેમાં વિદ્યાર્થિનીઓ તો જવલ્લે જ હોય છે. કેમકે કવોડ્રેટીક અને કેલ્કયુલસના અતિ ગુંચવણભર્યા અભ્યાસમાં મોટે ભાગે સ્ત્રીઓ ભાગ્યે જ પડે છે. ગણિત સામાન્ય વિદ્યાર્થીઓને સુક્કું અને કંટાળાભરેલું લાગે છે, એટલે એ વિષયમાં રસ લેનાર થોડા નીકળે છે. પણ કુમારી ઈન્દીરાની બાબતમાં એથી ઉલટું બન્યું છે.

કુમારી ઈન્દીરાના પિતાશ્રી રામશંકર વૈકુંઠરામ ત્રિવેદી વડોદરાના રેવન્યુ ખાતામાં અમલદાર હતા. અત્યારે તેઓ નિવૃત્તિમય જીવન ગાળે છે. તેઓ મૂળ રહેવાસી પાટણના છે.

કુમારી ઈન્દીરાનો જન્મ ૧૯૨૦માં થયો હતો. તેમના મોટા ભાઈ નંદશંકર ત્રિવેદી —પ્રોફેસર એન. આર ત્રિવેદી ગુજરાત કોલેજમાં ગણિતના પ્રોફેસર છે. આવા સંસ્કારી કુટુંબમાં ઉછરેલાં કુમારી ઈન્દીરાએ ૧૯૩૬માં મેટ્રીકની પરીક્ષા પાસ કરી. ગણિતનાં વિષયમાં તેઓ એટલો બધો રસ લેતાં કે મેટ્રીકમાં તેમણે તે વિષયમાં 'ડીસ્ટીન્કશન' માર્ક (૭૦ ટકા ઉપર) મેળવ્યા હતા. પરિણામે વડોદરા રાજ્યની શિષ્યવૃત્તિ તેમને મળી, અને એ વર્ષ વડોદરાની કોલેજમાં આગળ અભ્યાસ કર્યો. પછી તેઓ મુંબઈની એલ્ફીન્સ્ટન્ટ કોલેજમાં દાખલ થયાં અને ગણિતમાં સેકન્ડ કલાસ માન સહિત બી. એ. ની પરીક્ષા પાસ કરી. પછી તેમણે ગણીતનો અભ્યાસ ચાલુ રાખ્યો અને એમ. એ. માં એ વિષયમાં પ્રથમ વર્ગમાં આવ્યાં. યુનિવર્સિટીમાં આવું માન મેળવનાર વિદ્યાર્થીનીઓમાં તેઓ સૌ પ્રથમ છે.

થોડો વખત તેમણે વડોદરા કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કર્યું અને તેમની શીખવવાની પદ્ધતિથી વિદ્યાર્થીઓમાં તેઓ પ્રિય થઇ પડયાં. કોલેજના પ્રથમ વર્ગમાં ગણિત શીખવવું એ કેટલું મુશ્કેલ છે એ સમજનાર સૌ કોઈ કુમારી ઇન્દીરાની કાર્યક્ષમતાની પ્રશંસા કર્યા વિના નહી રહે. આ ઉપરથી તેઓ પોતાના વિષયમાં પારંગત છે એ પણ દીસી આવે છે.

દરમીયાન વડોદરા સરકારે તેમને ગણિતના વ્યવહારિક ઉચ્ચ અભ્યાસ માટે પરદેશ મોકલવાનું નક્કી કર્યું. પરંતુ પરદેશની યુનિવર્સિટીઓમાં દાખલ થવાની અત્યારે ખૂબ મુશ્કેલી છે. એટલે તેમણે દિલ્હીમાં આંકડા

શાસ્ત્રીનો ઉચ્ચ અભ્યાસ કરવા જવા દેવાની પરવાનગી સરકાર પાસે માંગી, જેથી તેમને ભવિષ્યમાં એ ઉપયોગી થાય. ત્યાં પણ તેમણે સારું કામ કરી બતાવ્યું અને પરીક્ષામાં ઉજ્જવળ ફત્તેહ મેળવી. સદ્‌ભાગ્યે તેમને લંડન યુનિવર્સિટીની યુનિવર્સિટી કૉલેજમાં સુપ્રસિદ્ધ આંકડાશાસ્ત્રી પ્રોફેસર પીયરસનના હાથ નીચે સંશોધન માટે દાખલ કરવામાં આવ્યાં છે અને તેઓ આંકડાશાસ્ત્રના ઉચ્ચ અભ્યાસ માટે ત્યાં વિલાયત ગયાં છે.

ગુજરાતની વિદ્યાર્થિનીઓમાં આટલીજ્ઞાન-પીપાસા દાખવવા માટે કુમારી ઇન્દીરા ત્રિવેદીને ધન્યવાદ ઘટે છે. તેઓની કારકીર્દી વિશેષ ઉજ્જવળ થાય અને ગુજરાતની તેઓ સેવા કરે, એ ઇચ્છા બર લાવવામાં કુમારી ઇન્દીરા ત્રિવેદીને પ્રભુ બળ આપે.

*

### શ્રી. દીનાબહેન સંઘવી

અમદાવાદ જીલ્લાના એક વખતના એક્ઝીક્યુટીવ એન્જીનીયર મા. ગાંધીની ત્રણ દીકરીઓમાં દીનાબહેન વચેટ છે. તેમનો જન્મ પચીસ વર્ષ ઉપર ભાવનગરમાં થયો હતો. જ્ઞાતિએ તેઓ વણિક છે.

એમનાં બીજાં બહેન શ્રી. શાન્તાબહેન આજે સંસ્કાર માસિકના તંત્રી મંડળમાં કામ કરે છે.

તેમના પિતાશ્રીને નોકરી અંગે વારંવાર ફરવું પડતું હોવાથી તેમને જુદા જુદા સ્થળોમાં કેળવણી મળી છે. જૂનાગઢમાં તેમની પ્રાથમિક કેળવણી પૂરી થયેલી, ને પછી રાજકોટ ને છેલ્લી છેલ્લી કૉલેજની જીંદગી તેમણે મુંબઈમાં ગાળેલી. તેઓ સેન્ટ ઝેવીયર (મુંબઈ)નાં વિદ્યાર્થિની હતાં. એમ. એ. ની ટર્મ ભર્યા પછી તેમણે આગળ અભ્યાસ છોડ્યો છે.

તેમનાં લગ્ન રાજકોટના શ્રી રમેશ સંઘવી



સાથે ૧૯૪૦માં થયાં છે. શ્રી સંઘવી બી. એ. થઇ પરદેશમાં અને ખાસ કરીને અમેરિકામાં વધુ અભ્યાસ માટે ગયા છે. ત્યાં તેમણે પત્રકારિત્વનો અભ્યાસ પૂરો કર્યો છે ને હવે યુરોપનો પ્રવાસ પૂરો કરી હિંદ પાછા આવવાના છે.

શ્રીમતી દિનાબહેને શરૂઆતમાં જાણીતા નાટ્ય લેખક શ્રી. ચન્દ્રવદન મહેતા સાથે નાટકો ભજવવામાં શરૂઆત કરેલી ને આગગાડીમાં ૧૯૩૯માં તેમણે ભૂમિકા ભજવેલી. તે પછી હિંદુસ્તાની નાટક 'યે કિસકા ખૂન હૈ' નામના નાટકમાં મુખ્ય સ્ત્રી ભૂમિકા ભજવી નામના મેળવેલી. અને ત્યાર પછી પીપલ્સ થીએટરની મધ્યસ્થ નૃત્યમંડળી સ્થપાઇ તેમાં તેઓ દાખલ થયાં અને ત્યાં તેઓ નૃત્ય અને સંગીત ઉપર કાબુ મેળવી શક્યાં. ત્રણ વર્ષ સુધી આ તાલિમ લીધી તે દરમ્યાન તેઓ હિંદભરમાં એ મંડળી સાથે ફર્યાં અને ઘણો અનુભવ મેળવ્યો.

૧૯૪૫માં ગુજરાત સાહિત્ય પરિષદ ભરાઈ ત્યારે હંસી નાટક ભજવવા માટે શ્રી જસવંત

ઠાકરે તેમને અમદાવાદ બોલાવ્યાં. તે વખતે અમદાવાદમાં કોમી હુલડ હતું. શ્રી દિનાબહેને એ હુલડમાં જ્ઞાતિભેદ ગણ્યા સિવાય ગરીબ અને નીરાધારોને મદદ આપવામાં આગળ પડતો ભાગ લીધો હતો.

રાજકોટ અને અમદાવાદમાં 'હંસી' ભજવતી વખતે તેમના જ ડીરેક્શન નીચે **મેના**નું મુખ્ય પાત્ર ભજવી તેમણે લોકોની વાહવાહ મેળવી. તે પછી **'ઢીંગલીઘર'**માં તેમણે **નીરા**નું મુખ્ય પાત્ર ભજવ્યું અને લોકોની જીભે તેમનું નામ રમતું થયું.

આ પછી ખૂબ જ લોકપ્રિય થયેલ નાટક **'અલ્લાબેલી'** એમણે અમદાવાદમાં શ્રી જશવંત ઠાકરના સહકારથી રજુ કર્યું અને લોકો ગાંડા બન્યા. શ્રી દિનાબહેન તેમની ભૂમિકા ભજવવામાં ખૂબ જ સફળતા મેળવી શક્યાં છે. અને એમની કળાથી આકર્ષાઇ તેઓ મુંબઈના ફિલ્મ ઉદ્યોગપતિ તરફથી અનેક જાતના પ્રલોભનો પામે છે, પણ ફિલ્મ ધંધા પ્રત્યે તેમને નફરત છે ને **નાટયગૃહો** જ તેમને પ્રિય હોવાથી લોકોમાં ઉચ્ચ કોટીના નાટકો રજુ કરી આપણી હિંદી નાટ્યકળાના ઉત્કર્ષ માટે તેઓ હર પળે પોતાની સેવા આપવા ઉત્સુક છે.

*

## સૌ. શાન્તાબહેન દેવજી આશર

શ્રી. શાન્તાબહેનનો જન્મ હિન્દુ ઉંચ્ચ કુટુંબમાં થયેલ હોઇ નાની ઉંમરમાં સાધારણ ગુજરાતી શીક્ષણ લીધેલ. અને તેર વર્ષની કુમળી વયમાં તેમનું લગ્ન થયેલું. ત્યાર બાદ બે વર્ષની અંદર (દુઃ દૈવ) યોગે વૈધવ્ય આવેલ. એ સ્થિતિમાં લગલગ બાર વર્ષ પસાર કર્યા. એ દરમીયાનમાં ઘરકામકાજમાંથી નવરાશ મળતાં ફુરસદના સમયે સ્ત્રીશીક્ષણ મંડળમાં પ્રાથમીક, થોડો અંગ્રેજી અભ્યાસ અને ભરત, ગુંથણ, શીવણ શીખવાનું ચાલુ રાખેલું, અને સને ૧૯૩૮માં જામનગરના રહીશ પણ છેલ્લા ત્રીશ ચાલીશ વર્ષ થયા મદ્રાસ ઇલાકામાં કોઇમ્બતુર જીલ્લામાં આવેલ તીરૂપુર ગામમાં વસતા રૂના વેપારી શેઠ દેવજી આશર સાથે પુર્નલગ્ન કરી જોડાયાં. તીરૂપુર આવ્યા પછી શાન્તાબહેન અહીંની તામીલ ભાષા શીખી થોડું વાંચતા લખતા શીખ્યાં. પછી હિન્દુસ્તાની ભાષા શીખવાનું ચાલુ રાખી તેમાં મધ્યમા પરીક્ષા પાસ કરી, તેમ જ સ્ત્રી-શીક્ષણમાં રસ લેવા લાગ્યાં.

તીરૂપુર મદ્રાસ ઇલાકામાં મોટુ વેપાર કેન્દ્ર હોઇ લગભગ ચાલીસ હજાર માણસની વસ્તીવાળું ગામ હોવા છતાં પણ કન્યાઓ માટે જુદી હાઇસ્કુલ નહોતી. છોકરીઓ માટે હાઇસ્કુલ જુદી ચલાવવા તીરૂપુર મ્યુનીસીપાલીટીને શાન્તાબહેનના કહેવાથી શેઠ દેવજી આશરે મકાન બાંધવા માટે ત્રીસ હજારનું દાન આપી તેમના પ્રથમના સ્વ. પત્ની જેવાંબાઇ-જે કેળવણીના ઘણા હીમાયતી હતાં-તેમનું નામ કન્યા હાઈસ્કુલ ચાલુ કરવા તીરૂપુર મ્યુનીસીપાલીટી સાથે ગોઠવણ કરી. તે છેલ્લા ત્રણ વર્ષ થયાં શ્રીમતી જેવાબાઈ દેવજી કન્યા હાઇસ્કુલ ચાલુ છે, જેમાં અત્યારે લગભગ ૨૭૫ છોકરીઓ અભ્યાસ કરે છે. આ સ્કુલમાં અભ્યાસ કરતી ભણવામાં હોંશીયાર પાંચ છોકરીઓને માસીક સ્કોલરશીપ આપવા દેવજી આસરના પ્રથમ પત્નીના પુત્રોએ તેની સ્વર્ગવાસી માતુશ્રીની યાદમાં રૂ. પાંચ હજાર તીરૂપુર મ્યુનીસીપાલીટીને દાન આપેલ છે. તથા દેવજી આશરે તેમની સ્વર્ગવાસી પત્નીના સ્મરણાર્થે તીરૂપુરમાં ક્ષય હોસ્પીટલમાં એક વાર્ડ બાંધવા રૂા. પાંચ હજાર દાન આપેલ છે. એ રીતે શાન્તાબહેન પોતાના પતિ અને કુટુંબકબીલા વચ્ચે સંપીલા અને સુખી ઘરસંસાર ચલાવી રહ્યાં છે. દરમીયાનમાં હાલ તીરૂપુર મ્યુનીસીપલ કાઉન્સીલની ચુંટણીમાં

સ્રી બેઠક માટે શાન્તાબહેને ઉમેદવારી નોંધાવી અને બીન હરીફ કાઉન્સીલર તરીકે ચુંટાયાં છે. મદ્રાસ ઇલાકાની મ્યુનીસી-પાલીટીમાં ગુજરાતી બહેન અત્યાર સુધી કોઇ કાઉન્સીલર તરીકે ચુંટાયેલ નથી. એ રીતે મદ્રાસ ઇલાકામાં મ્યુનીસીપલ સ્રી મેમ્બર ગુજ-રાતી તરીકે શાન્તાબહેન પહેલવહેલાં ચુંટાયાં છે.

*

## હિંદી આઝાદ ફોજની વીરાંગનાઓ

આઝાદ હિંદી સ્રીફોજમાં કુ. ગ્યાની નામનાં પંજાબી બહેન હતાં. તેમના પિતાને સિંગા-પુરમાં સેરેંગાવ રસ્તા ઉપર કાપડની દુકાન હતી. દેશપ્રેમને લીધે કુ. ગ્યાની તથા તેમના બે ભાઇઓ આઝાદ હિંદ ફોજમાં જોડાએલા.

કુ. ગ્યાનીનું સ્થાન કેપ્ટન લક્ષ્મી પછી હતું. તેઓ બ્રુથીરોંગ વિભાગમાં માહિતીખાતાનું કામ કરતાં. તેઓ સારી રીતે ગાઇ શકતાં હોવાથી લાઉડ સ્પીકર મારફત રાષ્ટ્રગીત ગાઇ પોતાને જોઇતી માહિતી મેળવતાં.

રાંગુનનું પતન થયું ત્યારે તેમણે શરણે જવાની ના કહી. અમેરિકન ટેંકો તેમની છાવણી તરફ પૂર ઝડપે ધસી આવતી હતી. તેમણે પોતાના શરીર ઉપર ટેંક વિરોધી સુરંગ બાંધી અને રસ્તામાં ટેંક આગળ સુઇ ગયાં. સુરંગો તૂટી ને ત્રણે ટેંકોનાં ફુરચા ઉડી ગયા. કુ. ગ્યાનીએ એ રીતે પોતાના જીવનને આઝાદી જંગમાં ન્યોચ્છાવર કરી દીધું.

*

## કુ. બેલા

આઝાદ ફોજમાં સોળ વર્ષનાં કુમારી બેલા નામનાં બંગાળી બહેન હતાં. તેઓ હિંદી ફોજની હોસ્પીટાલમાં સારવારનું કામ કરતાં. એક વખત વિમાની હલ્લો શરૂ થયો ત્યારે જરા ય ગભરાયા વિના શાન્તિ ને ધીરજથી તેમનું કામ કર્યે ગયાં. હોસ્પીટલ ઉપર હુમલો કરીને વિમાનો પાછાં ગયાં, કુ. બેલા બચી ગયાં.

બીજા એક હલામાં બોમ્બ મારાથી દિવાલ તૂટી પડી ને તે દિવાલ નીચે કુ. બેલા દટાઇ ગયાં. તરત જ ખોદકામ કરીને એમને બહાર કાઢવામાં આવ્યાં ને કુ. બેલા બચી ગયાં. આ આઝાદ હિંદ કુમારિકા આજે સ્વતંત્ર હિંદમાં પોતાની ફરજ બજાવતાં રહેશે.

*

## સૌ. હીરાબહેન બેટાઈ



પૂર્વ એશિયામાં નેતાજીની આગેવાની નીચે ભારતીનો મુક્તિ સંગ્રામ ખેલાઇ રહ્યો હતો, અને જાદુઇ અસરે આઝાદ હિંદ સરકારની ભવ્ય સૃષ્ટિ રચાઇ રહી હતી, નેતાજી સુભાષચંદ્ર બોઝ સર્વત્ર ચિનગારીઓ વેરી રહ્યા હતા તેમનો એક એક શબ્દ જનતાના જીગર પર જાદુ જમાવી રહ્યો હતો. તેમનો આદેશ હતો કે 'મૈયા ભારતીની ગુલામીની જંજીરો તોડવા પ્રાણ આપો, લોહી આપો, ધન આપો, તમારી પાસે જે કંઇ હોય તે આપો! અને એના જવાબમાં નેતાજીને ચરણે દોલતના ગંજ ખડકાતા હતા, પ્રાણ હથેળીમાં લઇને નરજવાનો ખડા હતા, નેતાજી એક અદ્ભુત ઇતિહાસ સર્જી રહ્યા હતા.

તેન્ગાન નામના એક પરાની એરી એક

વિરાટ સભા હતી. સાગર શી માનવમેદની જામી હતી. નેતાજીની જાદુભરી વાણી અસ્ખલિત પ્રવાહે વહી રહી હતી અને શ્રોતાઓનાં હૈયા હલવલી રહ્યાં હતાં. કલેજા કંપાવતી નેતાજીની વીરવાણી સર્વત્ર વિજળીનો ચમકાર પ્રસરાવતી હતી. અને પતંગિયા દીપક પર ખેંચાય એમ નેતાજીને ચરણે હજારો શીર આવી મળતાં હતાં. સમૃદ્ધિના ઢગલા થતા હતા.

નેતાજીએ કહ્યું કે 'મારે તો એવી વ્યક્તિઓ જોઇએ છે કે જે પોતાનું સર્વસ્વ આપી દે. રણમેદાનમાં જઇને પોતાના લોહી વહાવનાર જુવાનો મને પૂછતા નથી કે અમારે કેટલું લોહી આપવું. તેમનો અંજામ મૃત્યુ જ છે. ત્યારે તમે વેપારીઓ શા માટે પૂછો છો કે અમારે કેટલું આપવું? માતા ભારતીની ગુલામીની જંજીરો તોડવાની આ આખરી અને અમૂલ્ય પળો છે, એ વધાવી લ્યો. તમારી દોલત પર દેશનો પ્રથમ અધિકાર છે. તમારી દોલત આજે દેશને ચરણે ધરો......'

અને એ વેળાએ એક યુવાન ધસમસતી ચાલે હજારોની માનવમેદની ચીરી નેતાજી સમક્ષ ખડો થયો; તેણે કહ્યું : 'નેતાજી, હું આપને ચરણે મારી કમાણીની પાઇએ પાઇ ધરી દઉં છું' અને નેતાજીએ એ જુવાનને બાથમાં લઇ પીઠ થાબડી. અને 'જય હિંદનો' રણકો ગાજી ઉઠ્યો. એ યુવાન હતા શ્રી. હેમરાજભાઇ બેટાઇ.

ત્યાગવીર પતિની પાછળ પત્નીએ પણ એવી દીલેરી દાખવી. સૌ. હીરાબ્હેન બેટાઇએ પતિના અદભુત ત્યાગને વધુ યશસ્વી બનાવ્યો. પોતાનું એંસી હજારની કિંમતનું જરઝવેરાત સૌ. હીરાબહેને જરાય અચકાયાં વગર નેતાજીને ચરણે ધર્યું. પ્રથમ વીશી માંડ વટાવી છે એવી એ બાળાએ વ્હાલા વતનની મુક્તિ કાજે અપૂર્વ ત્યાગ દાખવ્યો. અને દરદાગીના કાજે મરી પડતા સ્ત્રી સમાજને અદભુત બોધ આ નાનકડી બ્હેને આપ્યો.

આ દાગીનાઓમાંથી બે બંગડી અને બે દાગીના પાછા આપતાં નેતાજીએ કહ્યું કે: 'બ્હેન, તારાં આ સૌભાગ્યચિન્હો તું પાછા રાખ' જનમેદની આ અદભુત નારીને આશ્ચર્યભરી આંખે નીરખી રહી.

આમ આ દંપતિએ દેશ કાજે ભવ્ય કુરબાની આપી. ત્યાગનો અદભુત ઇતિહાસ સર્જ્યો, એટલું જ માત્ર નહિ, તેઓ આઝાદ હિંદ સરકારની પ્રવૃત્તિમાં જોડાયાં. રણમોરચે લડતી આઝાદ હિંદ સેનાને અપાર સહાય આપી.

બીજી તરફ સૌ હીરાબ્હેન 'ઝાંસીની રાણી રેજીમેન્ટ'માં સક્રિય હિસ્સો નોંધાવી રહ્યાં હતાં. ઘવાયલા સૈનિકોની સારવાર અર્થે ભારે જહેમત ઉઠાવતાં હતાં. સુખ અને સમૃદ્ધિની ઉછળતી છોળો વચ્ચે સુખ, સંતોષ, શાંતિ, વિના વ્યથા, વેદના કે વિકટ પંથનું જેને સ્વપ્નું પણ નહિ હોય એવી એ સુકોમળ નારીએ ભારે યાતનાઓ અને આફતો વચ્ચે અપૂર્વ ધૈર્ય અને ઠંડી તાકાત દાખવી.

આ પછી ઇતિહાસના રંગ પલટાયા, વિજયની બાજી હિંદીઓના હાથમાંથી સરીને દુશ્મનોના કિસ્મત તરફ ઢળી, ત્યારે વરસી રહેલા બોમ્બના ઘનઘોર વરસાદ વચ્ચે આ દંપતિને ઘવાયલા દર્દીઓને હોસ્પીટલોમાંથી સલામત સ્થળે ખસેડવાની જવાબદારી નેતાજીએ સોંપી અને તેમણે એ ફરજ સફળતાપૂર્વક પાર ઉતારી. ઘવાયલા સૈનિકોના ખોરાક અને પોષાકના ખર્ચની સર્વ વ્યવસ્થા પણ પોતે જ ઉઠાવી.

મૈયા ભારતીની ગુલામીની જંજીરો તોડવાના આ પ્રચંડ અને પ્રબળ પુરૂષાર્થ યજ્ઞમાં અપૂર્વ અને યશસ્વી ફાળો આપી બેટાઇ દંપતિએ માત્ર પોતાની જ નહિ, ગુજરાતી પ્રજાની જ નહિં, પણ સમસ્ત હિંદની શાન અને ઇજ્જત વધારી છે.

# આપણો સમાજ



ની ચેનો પત્ર મારા ઉપર આવેલો તે જોવાને તેવો પ્રગટ કરવા મોકલું છું.

'મારી હકીકત સાંભળશો ? આજ પાંચ વર્ષથી હું અન્તરની ઊંડી વેદનાથી પીડાઇ રહ્યો છું. અત્યાર સુધી ખૂબ સહન કર્યું. હવે સહન નથી થતું; તેથી તમારી આગળ હૃદય ઠાલવું છું. મારા દુઃખનો ઉપાય તો તમે પણ કરી શકવાના નથી એ જાણું છું, પણ કોઇની આગળ હૃદયની વરાળ બહાર કાઢવાથી તેટલો વખત અંતર જરા હલકું થાય છે એ માટે, તેમજ કદાચ છેક નિરાશાને તળીએ પહોંચેલો હું આત્મઘાત કરવાનું સાહસ કરી દઉં તે પહેલાં કોઈને પણ મારી સાચી હકીકત જણાવતો જાઉં એ હેતુથી આ પત્ર તમને લખી રહ્યો છું. તમે મને ઓળખતા નથી, પણ હું તમને નામથી સારી રીતે જાણું છું અને મારા અંગત મિત્રો કોઈ છે નહિ એટલે તમને જ આ પત્ર લખવાનું મેં ઉચિત ધાર્યું છે; ત્યારે હવે સાંભળો મારી કથાઃ

હું કોલેજમાં પ્રોફેસર છું. લગભગ વીસ વર્ષથી એક જ કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કરતો આવ્યો છું. મારા વિષયને અંગે મેં બહુ જ વાંચ્યું છે અને મારા વિદ્યાર્થીઓને તેનો બધો લાભ આપ્યો છે. મારા વિદ્યાર્થીઓમાંથી ઘણા અત્યારે સારી સારી જગ્યાએ નોકરી ધંધે લાગી ગયા છે અને કોલેજનો તેમનો મારી સાથેનો નિકટ પરિચય હજી પણ જાળવી રહ્યા છે. નોકરીનો પગાર સારો હોવાથી તેમજ મારા કુટુંબની આર્થિક સ્થિતિ સારી હોવાથી હું મારૂં, સુખ સગવડનું અને કંઇક વૈભવ સાથેનું જીવન અત્યાર સુધી ગુજારતો આવ્યો છું. ઇગ્લેન્ડમાં બહુ પ્રખ્યાત કોલેજમાં ત્રણ વર્ષ મેં મારા વિષયનું શિક્ષણ લીધું છે અને છેલ્લાં પંદર વર્ષમાં બે ત્રણ વખત હું યુરોપ અને અમેરિકા જઇ આવ્યો છું. મારૂં પોતાનું મકાન છે, નોકર ચાકર છે, સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન છે, તંદુરસ્તી અને જીવનની બધી સુખસગવડો મને હંમેશ મળતી રહી છે. સંતાનમાં મારે એક પુત્રી છે તે હાલ કોલેજના પહેલા વર્ષમાં અભ્યાસ કરે છે. પુત્રી ઘણી ચંચળ, તંદુરસ્ત, સારા સ્વભાવની અને મારા ઉપર અથાગ સ્નેહ રાખનારી છે. મારી પત્ની સારૂં ભણેલી અને સારા ગણાતા કુટુંબની છે.

આ પ્રમાણે જીવનમાં જે જોઇએ તે મારે છે: તો પછી મારે દુઃખ શું છે એનો તમને સહજ પ્રશ્ન થશે. પાંચ વર્ષ અગાઉ તો મારે કોઇ જ વાતનું દુઃખ ન હતું. મારૂં જીવન અત્યંત સુખી હતું, પરન્તુ છેલ્લા પાંચ વર્ષથી મારા જીવનમાં રાહુની દશા બેઠી છે. હું ઇગ્લેન્ડમાં અભ્યાસ કરતો હતો ત્યારે મારી સાથે કોલેજમાં એક બહુ બુદ્ધિમાન, તેજસ્વી અને ખૂબ સારા સ્વભાવનો મળતાવડો હિન્દી વિદ્યાર્થી હતો. કોલેજમાં અમારો પરિચય થયો અને થોડા જ વખતમાં અમે મિત્રો બની ગયા. અમારી મૈત્રી ગાઢ બનતી ગઇ; તે એટલે સુધી કે એ મારા મિત્રને બીજા પ્રાન્તમાં સારી નોકરી મળી હતી ત્યાંથી બે ત્રણ મહિને રજા લઇ મારી સાથે એ ચાર છ દિવસ રહેવા

# 'રાષ્ટ્રપિતા'



ભારત ભાગ્ય વિધાતા ! તને
હજો લાખ્ખો હમારા ધન્યવાદ રેઃ
રાષ્ટ્રપિતા, વંદન હમારાં !

તારા જ પુણ્ય પ્રતાપથી
આજ ભારત બન્યો છે આઝાદ રેઃ
રાષ્ટ્રપિતા; વન્દન હમારાં !

સળેકડાશા શરીરમાં
વસે આત્મા તુજ વજ્ર પોલાદ રે,
રાષ્ટ્રપિતા, વન્દન હમારાં !

'હિન્દ છોડો' ની વાણી વદી,
દીધો ઉખેડી સામ્રાજ્યવાદ રેઃ
રાષ્ટ્રપિતા, વન્દન હમારાં.

પરદેશીઓના પ્રપંચથી
હતો જાગ્યો હિન્દે વિખવાદ રેઃ
રાષ્ટ્રપિતા, વન્દન હમારાં !

સંયમ ને સત્યના પ્રભાવથી,
અહીં ઊઠયો સ્વાતંત્ર્યનો નાદ રે !
રાષ્ટ્રપિતા, વન્દન હમારાં !

હિંસા પ્રેરિત આ વિશ્વને
તેં દેખાડયો શાંતિનો માર્ગ રે,
રાષ્ટ્રપિતા, વન્દન હમારાં !

આજે વિજેતા થઈ તું ઉભો,
બધે ગાજે તારો જય નાદ રેઃ
રાષ્ટ્રપિતા વન્દન હમારાં.

જનાર્દન પ્રભાસ્કર

આવે છે. અમે દર વર્ષ ઉનાળામાં એકાદ માસ સાથે જ હવા ખાવાને સ્થળે જઈએ છીએ. મારો એ મિત્ર મારા કુટુંબના એક નિકટના માણસ જેવો થઇ ગયો છે. એ મિત્ર મારી પુત્રીનો ખૂબ માનીતો હતો. મારી પત્ની પણ એના સહવાસમાં આનન્દી રહેતી અને અમારા નાના કુટુંબમાં આ મિત્રને લીધે અમારા કૌટુમ્બિક સુખમાં વિશેષ આનંદ અને ઉત્સાહની પ્રેરણા થઇ હોય એમ અમને સહુને લાગતું.

આ પ્રમાણે લગભગ આઠ દસ વર્ષ સુધી ચાલ્યું. પાંચેક વર્ષ ઉપર મને જરા વ્હેમ પડવા માંડયો કે મારી પત્ની મારી પ્રત્યે જરા જરા બેદરકાર બનતી જતી અને મારા એ મિત્ર પ્રત્યે વધુ પડતું ધ્યાન આપી ખાસ લાગણી બતાવતી હતી. મારો આ વ્હેમ નિષ્કારણ હતો એમ મારા મનને મનાવવાનો મેં બનતો પ્રયત્ન કર્યો, પણ જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ મને મારી માન્યતા ખરી હોવાના પુરાવા મળતા ગયા. છેલ્લાં ત્રણ વર્ષથી તો મને એ બાબતની સ્હેજ પણ શંકા રહી નથી. મારી પત્ની અને એ મિત્ર પત્રવ્યવહાર કરે છે એની પણ મને પૂરેપૂરી સાબીતી મળી છે. હવે તો મારી પત્ની જરા વધારે નફટ થતી જાય છે એમ મને લાગે છે, અને પોતે બેવફા હોવા છતાં મારા ઉપર એવું વર્ચસ્વ જમાવ્યું છે કે હું જરા પણ તેની વિરૂદ્ધ કહી શકતો નથી. હું કોઈ વખતે મારા વિદ્યાર્થીઓ સાથે પર્યટનમાં જાઉં છું ત્યારે, અગર કોઇ અગત્યના કામે મારે બહારગામ જવું પડે છે ત્યારે, એ

મિત્ર મારી ગેરહાજરીમાં આવે છે, અને મારા ઘરમાં રહે છે. એના આવવાનો પત્ર આવે છે ત્યારે મારી પત્ની ખૂબ આનંદમાં રહે છે. હવે તો મારાથી કંટાળતી હોય એવું વર્તન મારી પત્નીનું જોવામાં આવે છે. મારી પત્નીની આ જાતની વર્તણૂંક મારી પુત્રી–હવે એ પણ સમજણી થઇ છે એટલે–ની જાણમાં પણ આવી હોય એમ લાગે છે. કારણ કે હવે એ મારા મિત્ર સાથે એ પણ માત્ર ખપ જેટલું જ બોલે છે અને પોતાની માતા પ્રત્યે ધીમે ધીમે અણગમાનું અને તોછડું વર્તન બતાવે છે. વળી મારી તરફનું એનું વર્તન ખૂબ સ્નેહાળ થતું જાય છે અને ઘણી વાર હું એકલો હોઉં ત્યારે મારા અભ્યાસ ખંડમાં આવી મારા સામે જોઇ આંસુ ભરેલી આંખે પાછી ચાલી જાય છે. અમે બન્ને, હું ધારું છું કે, એક બીજાની સ્થિતિ સમજીએ છીએ, પણ કોઇ કાંઇ બોલી શકતું નથી. મારા ઘરનો બધો વ્યવહાર હંમેશની માફક ચાલ્યા કરે છે, પણ કુટુંબનો આનંદ હવે નષ્ટ થઇ ગયો છે. મારી પત્ની સાથેની મારી વર્તણૂંક પ્રથમથી જ એવી નમ્ર રહેલી છે, એનું વ્યક્તિત્વ અને વર્ચસ્વ શરૂઆતથી આખા ઘર ઉપર એટલું ભારે રહ્યું છે, કે હું બધું જાણું છું છતાં તેને સ્પષ્ટ કહી શકતો નથી. મૂંગો મૂંગો સહન કર્યે જાઉં છું. વિચાર કરતાં જણાય છે કે આ બાબત સ્પષ્ટ રીતે છેડવાથી લાભ પણ શો છે? મારા મિત્રને મારા ઘરમાં આવતો અટકાવવા જેટલી હિમ્મત પણ મારામાં નથી. પણ હું ધારું છું કે, મારી પત્ની પણ સમજે છે–જાણે છે–કે મને બધી વાતની ખબર છે, અને એમ પણ જાણે છે કે એ સ્થિતિ રોકવા જેટલી મારામાં હિમ્મત નથી. હું મારા અભ્યાસમાં અને શિક્ષણના કાર્યમાં એટલો બધો ઓતપ્રોત થઇ ગયો કે મારી પત્નીને જોઇતો સહવાસ, જીવનનો ઉલ્લાસ અને મોજશોખ ન કરાવી શક્યો

## વેણી



સાયબાએ ગૂંથી એક વેણી સોહામણી :
ફૂલડામાં પ્રેમનો સંદેશ,
વેણી સોહામણી! વેણી સોહામણી!

ઓઢયું ગુલાબ જરા સુણજે અલબેલડી!
કંટકની સંગ સદા રહેજે રસઘેલડી!
જીવનમાં જાગશે ના ક્લેશ!
બ્હેની સોહામણી! વેણી સોહામણી!

મોગરાએ વાત એક કીધી મુજ કાનમાં;
રંગે રીઝાશો તો યે ગુણે સુજ્ઞાનમાં:
મ્હેકી મ્હેકાવજે જીવનરસેશ:
બ્હેની સોહામણી! વેણી સોહામણી!

હૈયામાં ઉતરી શી ચંપાની ચાતુરી;
ભમતા ભ્રમર નહિ આવે એ માધુરી:
કહેવું શું તુજને વિશેષ?
બ્હેની સોહામણી! વેણી સોહામણી!

બોલ્યો ડોલરીઓ ત્યાં દિલને ડોલાવતો;
પ્રેમને હિંડોળે ઝૂલ પિયુ ઝૂલાવતો:
ઘશે હૈયામાં પ્રેમનો ઉજેશ,
બ્હેની સોહામણી! વેણી સોહામણી!

મૂળજીભાઈ પી. શાહ

# ગૌરી ગુજરાતણ

ફુલમાલા, રસબાલા ગૌરી ગુજરાતણ દીઠી,
મિત સ્મિતે કુલહિતે જિન્દગી દીઠી મીઠી.
એની કીકી કલ્યાણીમાં,
જીવનની શી રસલ્હાણી ત્યાં,
સનાતને સૌન્દર્ય રાણી શા અંગે અંગ ફુવારા,
સ્વપ્ન વસન્તલ જીવનોર્મિની ફુટે શી રસધારા;
સંસ્કાર સૌરભ ધરતી ગુજરાતણ,
માધુર્ય લક્ષ્મી ઝરતી ગુજરાતણ,
જીવન કવિતા સમી ગુજરાતણ.
અભિનવ ગંધે મ્હેકે,
સુભગ સંસ્કારી જીવનની પુણ્ય પરિમલ મ્હેકે.
ફુલક્યારે વનદેવી જેવી,
દેવમંદિરે સરસ્વતી લેવી,
પોષે દેહ, પોષે પ્રાણ રસાત્મા દિવ્ય પ્રસાદે,
અમૃત થાળ લઈ ઊભી આંગણ ગૃહલક્ષ્મી આહ્લાદે.
એની છાજલી એની માંડે,
જીવનના ઉભરે રસકાંડે.
દુઃખે દારિદ્રયમાં જેને ખાંડે, બંગડી ત્યાં રણકતી,
ગુજરાતણની જીવનકવિતા વ્યંગે શું ઝણકતી.

કુસુમાકર

અને એ બધું મારા મિત્ર પાસેથી એને મળ્યું એટલે એનું મન એ તરફ ઢળ્યું–એ સિવાય બીજો કોઈ ખુલાસો હું કરી શકતો નથી. પરન્તુ હવે મારા જીવનનો આનંદ, ઉલ્લાસ અને આશા નષ્ટ થઇ ગયાં છે. હું કેવળ હતાશ બની ગયો છું, એટલું જ નહિ, પણ મારી અસહાયતા મને બહુ સાલે છે. તે ઉપરાંત મારી વ્હાલી પુત્રીને જે અનિષ્ટ સંસ્કાર અને ી વાતાવરણમાં રહેવું પડે છે તે ખાસ લાગે . આવતા વર્ષથી તેને બહાર ગામની કોલેજમાં મોકલી હોસ્ટેલમાં રાખવાનો મેં નિશ્ચય કર્યો છે.

મારા અંતરનો ઉદ્વેગ, જીવનમાં સર્વસ્વ દેખાતો અંધકાર, ઊંડી નિરાશા અને નીરસતાનું કારણ હવે આપના ધ્યાનમાં આવ્યું હશે. આત્મઘાત સિવાય મારે માટે હવે બીજો કયો માર્ગ છે?

ધર્મ અને ધાર્મિક ગ્રન્થો પ્રત્યે મારી જરાપણ અભિરૂચિ છે જ નહિ. મારા કુટુંબના સંસ્કારમાં અને મારા અભ્યાસ તથા વાચનમાં એ વસ્તુ કદી પ્રવેશ કરી શકી નથી. ('લોકનાદ')

## બટમોગરો



( આજ મારી આંખડીએ અજંપો– એ ઢાળ )

રાજ ! મારે આંગણીએ મોગરો
કે ઊગ્યો બટમોગરોઃ

રાજ ! મારે બાગમાંહી મોગરો
કે ખીલ્યો બટમોગરો!

એની ડાંખળીઓ કાંઈ નીચી લળે,
જાણે ધરતીમાને ચરણે ઢળે,
રાજ ! મારે આંગણીએ મોગરોઃ
કે ઊગ્યો બટમોગરો !

એની સુવાસ પમરે દિગન્તમાં,
એની સુરખી છાયે વિશ્વ અનન્તમાં,
રાજ ! મારે આંગણીએ મોગરોઃ
કે ઊગ્યો બટમોગરો !

એની પાંખડીઓમાં ચેતનનાં પૂર છે,
ઠલા—કુદરતનાં નીતરતાં નૂર છે,
રાજ ! મારે આંગણીએ મોગરોઃ
કે ઊગ્યો બટમોગરો !

રાજ ! મારે બાગમાંહી મોગરો,
કે ખીલ્યો બટમોગરોઃ
કે ઊગ્યો બટમોગરો !

રમણીક કિશનલાલ મહેતા

## પનિહારણ



વેરો વેરોને પન્થે ગુલાલ
રાધિકા પાણીડાં પધારે.

કુમકુમ ચાંદલો દોરી લલાટમાં,
સેંથીએ કેસરની આડ :
રાધિકા પાણીડાં પધારે.

ઉષાના રંગની બાંધીને મેખળા,
કીધા તિમિરના ઉઘાડ :
રાધિકા પાણીડાં પધારે.

યમુનાના ઘાટમાંને વૃંદાની વાટમાં,
હેલે ચડયું છે પ્રભાતઃ
રાધિકા પાણીડાં પધારે.

રાધિકાનું બેડલું શોભે છે તેજથી,
ઝીલી અરૂણનો પ્રકાશ :
રાધિકા પાણીડાં પધારે.

સખિ, પહેરી લે નૂતન શણગાર,
રાધિકા પાણીડાં પધારે.

સખિ, પહેરીલે કંઠેયુ ફૂલહાર
પનિહારણ પાણીડાં પધારે.

રાજહંસ

## સોનેરી સોણલું.



સૌ. સુરેશા મજમુદાર

*

( રાગ–મ્હારે અંબોડલે ત્રણ ત્રણ ફૂલ. )

મ્હારે તે દિલડે આશા અમોલ,
જાગી ને ઉઠી નીંદરડી–મ્હારે૦

સૂતા સુરજ ને વીતી રાતલડી,
હૈયું અધિર ને અધમીંચી આંખડી,
ભૂલી ના પલકે મધુરી એ વાતડી,
આવ્યું જો મુજને સ્વપ્નું મધુર–મ્હારે૦

અંબીકા પૂજવા ચાલી એકલડી,
સુગંધી ધૂપ ને વિવિધ પુષ્પથી
કુમકુમથી પ્રેમે વધાવી મેં પાવડી,
ને પાદ-પંકજે કીધા પ્રણામ–મ્હારે૦

જ્યોતિ ઝળકતી જગદંબા માતની,
નિહાળી ભાવના ઉરે શી જાગતી,
મનડે મઢાવું હું મૂર્તિ એ માતની,
એવા તો કૈંક કોડ જાગ્યા'તા ઉરઃ
શોનેરી સોણલું કેવું અનુપ–મ્હારે૦

## કાનુડાની આંખમાં

સૌ. સીતા ઈન્દુલાલ પરીખ.

*

કાનુડાની આંખમાં અમી ઝરે,
અમી ઝરે મીઠાં હૈયાં ભરે; કાનુડાની
એની આંખડીના તેજે બધું વિશ્વ તરે;
એની આંખડીની આણે નવ ગ્રહો ફરે,
કાનુડાની૦
શૌર્ય વિક્રમ એના નેનમાં જળે,
દૈત્ય દાનવ એની જ્યોતથી બળે,
કાનુડાની.
એના પોપચાંની પલકે સૃષ્ટિ ઠરે,
એના નેત્ર નિમિષમાં પ્રલય સરે,
કાનુડાની.
એની પાંપણેથી પુણ્યના પરાગો વહે,
એની ભ્રૂવલ્લી વેલે જોગમાયા રહે,
કાનુડાની.
એના નેત્ર અણુસારે ગાય ટોળે મળે,
એની દૃષ્ટિથી મર્કટ જુથ મળે,
કાનુડાની.
એના દૃગબાણ કારમા કામણ ભરે,
ગોકુળની ગોપીઓ ઘેલી ફરે,
કાનુડાની.
એની કીકીઓમાં શાણપણ કેવું વસે,
નંદરાણીની પાસ કાન ડાહ્યો દીસે,
કાનુડાની.
એના કમળનયન ભવતાપ હરે,
યોગીઓ ને મુનીજન ધ્યાન ધરે,
કાનુડાની.
એક અમી દૃષ્ટિ થાય તો કારજ સરે,
આ ભવ ભવ કેરા ફેરા ટળેઃ કાનુડાની.

## વિજયી ઝંડો



સ્વાધિનતાનાં વિજયી ઝંડા !
અમર રહેજે રે ! ઝંડા-
આઝાદીનાં અણનમ ઝંડા !
ઉંચો રહેજેરે ! ઝંડા-
ગુલામી કેરાં બંધન છૂટી,
સ્વતંત્રતાની પાંખો ફૂટી;
કરાળ કાળી રજની ખૂટી,
સુર્ય પ્રકાશે રે ! મુક્તિ સુર્ય-
અહીંસાનાં આયુધે જીતી,
અનૂપમ સ્વાર્પણની એ સિદ્ધી;
ગૌરવશીની હિન્દની મુક્તિ. અમર રહેજેરે !
ઝંડા ! અમર રહેજે રે !
અજોડ વિશ્વતણાં ઇતિહાસે;
ભવ્ય ! સુવર્ણાક્ષરે લખાશે;
રાષ્ટ્ર મુક્તિનાં મંગલ પર્વે
ઉંચો ઉડજે રે !
ઝન્ડા વંદુ તુજને રે

પુષ્પા શુકલ

## મુક્તિ



તૂટે....તૂટે મેખલાઓ, તૂટે બંધનો રે,
તૂટે....તૂટે બેડી, તૂટે ગુલામી કેરી રે
ભારત મૈયા મુક્તિ પામે
હૈયાં હર્ષથી હરખે રે.

છૂટે છૂટે જેલનિવાસી છૂટે કેદી રે,
હર્ષના આંસુ સારે, માતા, પત્ની, ભગિનીરે
ભારતમૈયા મુક્તિ પામે
હૈયાં હર્ષથી હરખે રે.

ઉંચે...ઉંચે ચડજે ધ્વજ તું ઉંચે આભ રે,
આઝાદીનો સંદેશ સુણાવતો અમર રહે રે;
ભારતમૈયા મુક્તિ પામે
હૈયા હર્ષથી હરખે રે.

દૂરે. દૂરે જાશે હવે પરદેશી મજારે,
કદી ન આવે ભારતમૈયા ! તારે આંગણેરે;
ભારતમૈયા મુક્તિ પામે
હૈયા હર્ષથી હરખે રે.
તૂટે...તૂટે બેડી તૂટે ગુલામી કેરી રે.

- કુ. કિશોરી મ. અંતાણી

## કૂવાને કાંઠડે



માથે છે બેડલાં ને ખભે છે દોરડાં,
પાણીડાં ભરવાને જાય;
સુંદરી કૂવાને કાંઠડે.

સરિતાઓ સાગરને યોગમથી ચૂમવા,
દિશ દિશથી હરખાતી ધાય;
સુંદરી કૂવાને કાંઠડે.

ઘૂંઘટડા મુખડે ઢાળી લજામણી,
ચાલે એ લટકંતી ચાલ;
સુંદરી કૂવાને કાંઠડે,

ઘર ઘરથી નીકળી ગરવી ગૃહદેવીઓ,
સંગમ મારગડામાં થાય;
સુંદરી કૂવાને કાંઠડે.

લેતી હોય રાસ મૂક અભિનયથી ગોળ
તેમ નીર ખેંચે ચોપાસ;
સુંદરી કૂવાને કાંઠડે.

ઝાંઝર ઝમકારથી ને કોયલ-ટહુકારથી,
કૂવાનાં હીર હરી જાય;
સુંદરી કૂવાને કાંઠડે.

ગંગાશંકર લ. પંડ્યા.

## હેતે હીંચોળે



હેતે હીંચોળે મારી માવડી,
મને પારણે સાંજ સવાર રે;
માવડી હેતે કરી.
હેતે હસાવી લેતી ચૂમીઓ,
એને હૈડે હેત અપાર રે,
માવડી હેતે કરી.
હેતે ઝૂલાવી દોર ખેંચતી,
મને રોતાં ભાવતી લગાર રે,
માવડી હેતે કરી.
હેતે હાલરડું હોઠે કરી,
મધુર કંઠે ગાતી પ્રેમાળ રે
માવડી હેતે કરી.
હેતે બોલે ને હેતે ચાલે,
મારૂં જીવન ઉજળું જોનાર રે,
માવડી હેતે કરી.
હેતે હસાવે ને હેતે ફસાવે,
હેતે રમાડે રસાળ રે,
માવડી હેતે કરી.
હેત સીંચોને મારી માવડી,
મારાં હૈયાં હેતે ઉજાળરે,
માવડી હેતે કરી.
હેતે વંદુ ને હેતે નમું,
મને મીઠડાં પય દેનાર રે,
માવડી હેતે કરી.

પુરુષોત્તમ પારેખ

## શરદની રાતલડી



આજ ઉજ્વલ શરદની રાતલડી !
ઘૂમે ચાંદલો ને રમે રજની રાસ !
આજ ઉજ્વલ શરદની રાતલડી (ટેક)

રૂપે મઢેલ પેલી વાદળીઓના વૃંદ,
તારલાઓ જાણે ગૂંજતા મધુભૃંગ;
ઉભરાય ઉરઉરમાં ઉલ્લાસ !
ઘૂમે ચાંદલો ને રમે...(૧)

વિધુના નયને આંજ્યાં અમૃત અંજન,
સોહે સલુણા સ્મિતે અનુપમ વદન;
ચારૂ ચાંદનીમાં દિશદિશે તેજ અંબાર !
ઘૂમે ચાંદલો ને રમે.......(૨)

સરવર ઉર પર વિલસંતી પોયણી,
જાણે હરખંતી રંગે રાચતી રસ રમણી;
ઝીલે ચાંદાના નયનોની અમૃત ધાર !
ઘૂમે ચાંદલો ને રમે.......(૩)

સ્વર્ગ સમિર સમિર સમ સૌરભ સોહે,
તરૂવર પર ડોલે કોયલિયા બોલે;
ઉડે ધરતીમાં આજ પ્રભા-ફૂવાર
ઘૂમે ચાંદલો ને રમે.......(૪)

કૌમુદીના પૂર ઉરે રેલી દિવ્ય ચાંદની !
નચાવે મૂક્તિ-ચંદ્ર આત્માની પોયણી !
કિરણો કેરાં કાંઈ ચેતન તાલ !
ઘૂમે ચાંદલો ને રમે રજની રાસ !

કનૈયાલાલ જોષી

## કનૈયાને



આવજે, આવજે, આવજે;
તારા આ દેશમાં એકવાર આવજે.
હો કાનુડા ! એકવાર આવજે.

સાખી

ગોરસ નથી, ગોવાળિયા, રીબાય ભારતદેશ;
તુજ પગલે પાવન થશે, દેજે કંઇ સંદેશ.

કર્મ કેરી ભાવના ભાવે ભણાવજે,
ભેદ ને અભેદ કેરી વાતો ભૂલાવજે;
મીઠી મીઠી મોરલી પાછી સુણાવજે:
આવજે.

માનવતા ભૂલી બધાં, કરી રહ્યાં છે ક્લેશ;
ધાન વિહોણી ધરતી આ ભુંડા સૌના વેષ.

વ્હેલો આવજે અંતર એક જ તારી આશ;
ગીતા ગુંજજેરે ! લઇશું શ્રદ્ધા કેરા શ્વાસ.

ગોરસ ઠેઉંચજેરે નદીઓ દૂધની છલકાલ;
રાસે ખેલજે રે જ્યોતિ દિવ્ય જગે ફેલાય.

જ્યારે તારાં પગલાનાં આવશે વધામણાં
મારે કરવાં છે હેતે હો સ્વાગત સોહામણાં:
આવજે.

મૂળજીભાઈ પી. શાહ

# ચાંદની



લાખ લાખ દીવડા વ્યોમે ઝણુકતા
ચાંદની આજ શી હેલે ચડી?
શરદિન્દુ શ્વેતઅંગ પીયૂષ ઢોળતા
પૂર્ણિમા-રાસરંગ જુએ અડી !
વ્યોમ ને ભોમના માનવદેવ સૌ
પાપના ઘોરને ભુલાવી દો !
આવી ઘડી હો સ્નેહે ભીંજવતી
પુષ્પો સુવાસથી મલકાવી દો !
વર્ષમાં એક આ શારદ હેત ઘડી–
ઊજવો પરહિત રાચી રહી !
હર્ષમાં એક આ પાવન પાવડી
સ્વાધીન હિન્દમાં નાચી રહી !
દેશ દેશ વાત એક સ્વાધીન હિન્દની
સ્વાધીન રીત પ્રીત ગીતિ રચો !
ચાળીશ ક્રોડના ત્રીસ ક્રોડ હિન્દી !
સ્નેહગાન ગાઈને પ્રીતિ રચો !
સ્નેહભરી સુંદરી અમૃત છાંટતી
અમૃત અંગમાં ઘૂમી વળો !
ગોરી ! ગાગરને રાસે રમાડતાં
એક હિન્દ પ્રેમને અમર કરો !
દેવ ને દાનવી સ્વભાવ એકઠા
મૈયા ! કહો આ નીતિ કઈ ?
ધર્મી–અધર્મી લોક થાય સૌ એકઠા
પ્રગટ ચાંદની થંભી ગઈ !

અંબાલાલ નૃ. શાહ

# મંગલ પ્રભાત.



( રાસ )

જાગો સુવર્ણ રવિ પૂર્વે પ્રકાશતો,
મંગલ સોનેરી પ્રભાતઃ
ગાઓ પ્રેમે નાચો સજી સાજ.

પુષ્પો કુમકુમ ભર્યાં ઉષા વર્ષાવતી,
કુંજ કુંજ લીલીછમ છાંયઃ
પંખીઓનાં રેલાતાં ગાન.

મલ્હાર રાગ છેડી નાચે છે મોરલા,
કોયલનો મીઠો ટહુકારઃ
વસંત પૂર ખીલી બહાર.

સરવર છલકાતાં ખીલે પદ્મો મધુ રેલતાં,
ગૂંજે ભ્રમરોનાં ગુંજારઃ
રસિક હૃદય લેતાં એ લહાણ.

લેજો પ્રતિજ્ઞા જ્ઞાન દીપક જલાવા,
અંધારી વાટે બની તેલ,
નારી જગે જાગૃતિરેલ.

વૈદ્ય પદ્માવતી

## યાદ



યાદ મને તુજ આવે, પ્રભુજી.
યાદ મને તુજ આવે.

પરોઢિયે પંખીઓ પ્યારાં,
ગીત ખુશીના ગાવે,
પુષ્પોની કળીઓ ખીલીને
જગ પર મુખ મલકાવે-પ્રભુજી

ખુશબોની લહરિયો વાયુ
મંદ મંદ પ્રસરાવે,
જગના સરજનહાર વિભુજી,
યાદ નહિ તુજ આવે-પ્રભુજી

વ્યોમે ટમટમતા તારોની
મહેફિલ રાત સજાવે,
ઉગંતો ચંદ્ર આકાશે દેખી
ઉર-તંત્ર જગ જાવે-પ્રભુજી

જઠરાગ્નિમાં જાળવી રાખ્યો,
મહિના નવ નિરધારે,
જન્મ અમૂલો જગમાં આપ્યો,
સ્મરણ કેમ તુજ ના'વે-પ્રભુજી

રતિલાલ ચાંપાનેરી

## વિનવણી



પાન અને ડાળખાંની નાનશી ઝૂંપડી
બાંધી છે ગંગાને તીર;
પાસે રોપેલ છોડ મોગરા ને ગુલના,
ડોલે માલતી સમીપ: પાન૦

સન્ધ્યાના ટાણે મીઠા કલરવ સૂણાય ને
આવે મૃદુ સમીર;
ચાંદનીના તેજમાં સુંદર દેખાય છે,
ઉછળતાં ગંગાનાં નીર: પાન૦

સન્ધ્યાના ટાણે મીઠા કલરવ સૂણાય ને
આવે મૃદુ સમીર;
ચાંદનીના તેજમાં સુંદર દેખાય છે,
ઉછળતાં ગંગાનાં નીર: પાન૦

વનમાંથી લાવી છું કંદમૂળ મીઠડાં,
ક્ષુધા સંતોષો લગીર,
કુંજે ભરીને શ્યામ તૃષા છીપાવવા,
લાવી ગંગાનાં નીર: પાન૦

આવીને ઝૂંપડીમાં આજે જરરથી,
ટાળોને , મારૂ તિમીર;
મોતી ઝવેર સમા કહાના તને તો,
વિનવે આજ આ કથીર. પાન૦

મોહનલાલ સો. શાહ.

## આશા

આશા જીવન પ્રાણ !
આશા જીવન પ્રાણ !
મનુજની
આશા જીવન પ્રાણ.

શ્વાસ શ્વાસના ઘુંટડે ઘુંટડે;
ખીલતાં પુષ્પ સમાન;
આશ આશના કિરણે કિરણે,
કરતાં પંથ પ્રયાણ....મનુજની.

જન્મ જન્મના હેતુ જૂદા,
વિધિ લખ્યા નિર્માણ;
કર્મ તણી ના સુઝ પડે ત્યાં,
આશા એક એંધાણ....મનુજની.

ભર દરીયે સંસારી સર્વે,
જીવન નાવ પ્રમાણ;
વમળ-પવન-વીજ ઘોર કરાડે,
ક્યાં ભવનાં ઉતરાણ....મનુજની.

જીવનમાં તો સુખ જુજવાં,
દુઃખ દવનાં ઉભરાણ;
આશા એકલ અમી છાંયડી,
જગ જીવની કલ્યાણ....મનુજની.

આશા જીવન પ્રાણ;
આશા જીવન પ્રાણ;
મનુજની
આશા જીવન પ્રાણ.

જગુભાઈ રાવળ

## પંખીડાં

હાંરે, અમે પંખાળાં બાળ પ્રભુજીનાં,
ઉમંગથી જ ભીનાં !
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે ડુંગર દરિયા પાર કરતાં,
ને રણપાર કરતાં,
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે ભક્તિ ને પ્રેમથી ઘેલાં,
વિષાદથી ન મેલાં !
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે ઝાડી ને ઝૂંડ ભરી દેતાં,
સંગીત મસ્ત રહેતાં,
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે ઊર્મિ આનંદનાં છોરું,
સુભાગ્યના વછેરું !
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે પર્વત ને પહાડ પે તરતાં,
ખીણ કંદરા ગજવતાં,
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે ઉત્તુંગ ભાવના—પ્રેર્યાં,
અમી ઓજથી હેર્યાં !
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે વગડાનાં ચણ ચુગી ઊડતાં,
ને સ્વર્ગ સુધી ચડતાં,
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે ઝરણાનાં જલશું નર્તન્તાં,
સિન્ધુને સાદ કરતાં !
કે દેવ-ઊડયાં પંખીડાં !
હાંરે, અમે ચેતનના ઓઘ ભરી દેતાં !
વિરાટ ભણી વ્હેતાં !
કે દેવ-ઊડયાં પંખીડાં !

અશ્વિન

# આપણા લગ્નજીવનની



# સફળતા


લેખક
**શ્રી. મોહનલાલ ભોગીલાલ શાહ**


*

દેશનાં કરોડોનાં લગ્નજીવન તપાસતાં આપણને પ્રતીત થશે કે, તેઓ સરવાળે સુખી અને શાન્તીમય જીવન ગાળે છે. પણ ખરૂ જોતાં એ શાન્તિનાં અને સુખનાં ફક્ત દર્શન જ છે. સુક્ષ્મરીતે તેનો અભ્યાસ કરીએ તો માલુમ પડે છે કે, જે સુખ અને શાન્તી તારવી કાઢીએ છીએ એ તો ફક્ત બાહ્ય જ છે. ખરી રીતે અંદરખાને તો શાન્તિમય જીવનની શાન્તિ એ ફક્ત બાહ્ય દેખાવ જ છે.

ભીતરની અશાન્તિ હોવા છતાં ઘણાંખરા લગ્નજીવનો શાન્તિમાં અને સુખી પસાર થાય છે તેમાં અનેક કારણો છે; તેમાંનાં થોડાં અહી વિચારી લઇએ.

પહેલું કારણ તો આપણને એ મળે છે કે, સમાજમાં 'પડયું પાનું નિભાવી લેવાની વૃતિ' ખડકાયેલ છે. પોતાના જીવનસાથીના ધ્યેય અને આદર્શમાં સો ગાઉ જેટલું અંતર હોય તો પણ બાકી રહેલી જીંદગી કોઇપણ હિસાબે પુરી કરી લેવાની વૃતિ ઘણાખરામાં હોય છે.

બંડખોર વૃતિનો અભાવ અને શાન્તિપ્રિય સ્વભાવ પણ એક અગત્યનું કારણ છે. 'યુગોથી જે ચાલતું આવ્યું છે, તે ચાલે છે.' તે અયોગ્ય છે છતાં અનિવાર્ય છે, આવી ભાવના દરેકના દીલમાં હોય છે. આ જ કારણે અને બંડખોર વૃતિના અભાવે પડયું પાનું નિભાવી લેવાની મનોવૃતિનો જન્મ થાય છે. અને આવી વૃતિવાળા માણસોના દિલમાં ગમે તેટલી અશાન્તિ અને અસંતોષની લાગણી પેદા થાય છતાં પણ તેઓ શાન્તિના બળવાન પ્રવાહમાં ઘસડાઈ જાય છે. એટલે દિલમાં તો અસહ્ય અશાન્તિ હોવા છતાં આપણને ઉપરથી શાન્તિનાં દર્શન થયા વિના રહેતાં નથી.

આ ઉપરાંત બીજાં બે કારણો વિચારવા જેવાં છે. સમાજના રૂઢ રિવાજો સામે અથડાવાની, ઝઝુમવાની, અને તેનું ખંડન કાર્ય કરતાં ફના થવાની તૈયારીનો અભાવ, આજની શાન્તિનું મુખ્ય કારણ છે. જો બધામાં બંડખોર વૃતિ જાગે તો જરૂર આપણને સમાજનું સાચું સ્વરૂપ જણાઈ આવે.

અને બાહ્ય શાન્તિ ચાલી જતાં ભીતરની અશાન્તિના વિકરાળ પણ સાચા સ્વરૂપનું દર્શન થાય. પણ સમાજના રૂઢ થઈ ગયેલા રીવાજો સામે ઝઝુમવાની શક્તિના અભાવે તેનું સાચું સ્વરૂપ બધી રીતે ઢંકાઈ ગયું છે. તદ્ ઉપરાંત સમાજમાં પ્રવર્તેલી અજ્ઞાનતા જડતા અને બીકૂતાં, આ બધાં કારણોને સબળ બનાવવામાં મોટો ભાગ ભજવે છે.

માટે જો સમાજમાં રહેતા કરોડોનાં લગ્નજીવનનો સાચો અભ્યાસ કરવો હોય તો આ બધાં આવરણો દૂર કરવાં જોઇએ.

હાલની પરિસ્થિતિનો વિચાર કર્યો બાદ હવે આપણે લગ્નનો ઉદ્દેશ વિચારી લઇએ.

લગ્નનો હેતું ફક્ત વિષયેચ્છા તૃપ્ત કરવાનો નથી જ, પણ તેની પાછળ ઘણા ઉચ્ચ ઉદ્દેશો સંકળાયેલા છે.

લગ્નનો મુખ્ય હેતું તો પોતાના જીવન ધ્યેય અને જીવનકાર્યને સફળ બનાવવા માટે,

## પુલવાડી



બહેનો પધારો પુલવાડીમાં રે લોલ,
પુલો ફુલવાડીમાં સુહાય જો; બહેનો
ફુલો સોહાય દેવમંદિરે રે લોલ
પુલો સુહાય મારે હાથ જો; બહેનો
ફુલો સોહાય અંબોડલે રે લોલ,
ફુલો સોહાય મારે બાગ જો; બહેનો
મંદિર શણગારૂં પ્રેમ ફુલડે રે લોલ,
માંહીં પ્રગટાવું પ્રેમજ્યોત જો; બહેનો
સોના સમું છે મારુ આંગણું રે લોલ,
કુમકુમના સાથીયા સોહાય જો; બહેનો
આંગણીયે તેજ રૂડાં ઝગમગે રે લોલ,
દિપકની જ્યોત જણાય જો; બહેનો
આંગણીયે ઉપા નિતરતી રે લોલ,
જાણે ચમકેછે ચંદ્રિકાચકોર જો; બહેનો
આભે ચળકે છે રૂડા તારલા રે લોલ,
મંદિરે પ્રગટે છે જ્યોત જો; બહેનો
ચંપા ચંપેલી ને મોગરો રે લોલ,
સુગંધ ગુલાબની અપાર જો; બહેનો
બહેનો પધારો ફુલવાડીમાં રે લોલ,
ફુલો ફુલવાડીમાં સુહાય જો; બહેનો

અને જીવન આદર્શો પોષવા માટે—એમ ઉભયનું કર્તવ્ય જીવનસાક્ષીની મદદથી પૂર્ણ કરવું તે છે.

પોતાના જીવનને દિવ્ય પ્રેમ રસમાં ફેરવી બ્રહ્માંડને તેમાં ડુબતુ જોવું એ લગ્નનો બીજો હેતુ કહી શકાય., બીજા શબ્દોમાં લખું તો—

જીવનતંબુરતણા તારથી ગજવશું,

પ્રેમનાદ આખા બ્રહ્માંડમાં રે લોલ !

આમ લગ્નનો હેતુ બધે પ્રેમ રેલાવાનો હોઇ શકે.

અથાગ શાન્તિ, દિવ્ય સુખ, ઉચ્ચ ભાવના, અને દિવ્ય રસાસ્વાદ વિગેરેનું પાન કરવું એ પણ લગ્નનો એક ઉદ્દેશ છે જ.

ઉપરાંતમાં ત્યાગ, ઉદારતા, અને વિશ્વન માનસિકક્ષેત્રથી ધીમેથી એકયતા સાધી, બંનેના જીવન પ્રવાહનો સુયોગ સાધી, એક પ્રવાહે વહેવું એ પણ લગ્નનો ઉદ્દેશ, મણી શકાય.

તદુપરાંત એકબીજાના કર્તવ્યગય જીવનમાં મદદરૂપ થવું અને એકબીજાના ધ્યેયને પહોંચવા મદદ કરી, સાથ આપી, સાચા સાથીદાર બનવું એ પણ લગ્નનો એક મહત્ત્વનો હેતુ છે.

આવા ઉચ્ચ ઉદ્દેશો લક્ષમાં રાખીને, કરાયેલાં લગ્નો પણ ઘણી વખતે દુઃખમય બની જાય છે. તેના ઘણાં કારણો છે. તેમાંના મુખ્ય બે જ ગણાય.

(૧) પોતાના ઉદ્દેશો અને કર્તવ્ય વચ્ચે મોટું અંતર ઉદ્દભવવું તે.

(૨) યોગ્ય જીવનસાથીની પસંદગીમાં ભૂલથાપ ખાઈ જવી તે. બીજા કારણોનો યોગ્ય નીવેડો લાવી દઇએ.

પોતાના જીવનસાથીની પસંદગી કરવી તે એક જટિલ પ્રશ્ન જ લેખાય, માટે યોગ્ય સાથી કોને કહેવો એ વિચારવા જેવું છે.

જ્યારે આપના અને આપના જીવનસાથીના ગુણોમાં સામ્યતા હોય, સ્વભાવમાં સામ્યતા હોય, આદર્શો એક હોય, ધ્યેય એક જ હોય, ભાવનાઓમાં એકત્યતા હોય, ટેવો પણ એક જ

## કોઈ લ્યો !

હાં...હાં...રે હું તો દેવોના દેશથી આવી
ફૂલડાંની છાબ લાવી કે,
કોઈ મારાં ફૂલડાં.. લ્યો ..ફૂલડાં લ્યો.

હાં...હાં...રે હું તો આભેથી ઊતરી આવી
હીરાનો થાળ લાવી કે,
કોઈ મારાં હીરલા...લ્યો...હીરલા લ્યો.

હાં...હાં...રે હું તો સાગરને ખોળેથી આવી
મોતીડાં વીણી લાવી કે,
કોઈ મારાં મોતીડાં લ્યો ! મોતીડાં લ્યો.

હાં...હાં...રે હું તો વિશ્વ ઉદ્યાનથી આવી
સુગંધી ભરી લાવી કે,
કોઈ મારી ફોરમ લ્યો !.. ફોરમ લ્યો.
હાં...હાં...રે હું તો દેવોના દેશથી આવી.

સૌ· પ્રભાવતી પંજવાણી

પ્રકારની હોય,. ગમવા ન ગમવાની વસ્તુઓ, પણ એક જ હોય, અને સંસ્કાર પણ સમાન હોય, તો આપણને યોગ્ય જીવનસાથી મળ્યો કહેવાય. પરંતુ આવો સંપૂર્ણ સમાનતા વાળો સાથી મળવો એ મુશ્કેલ જ છે. પણ ભાવના, ધ્યેય, આદર્શ, અને સંસ્કારમાં તો સામ્યતા હોવી જ જોઈએ. માટે જીવન સાથીની પસંદગીમાં, આ ગુણો વધારે લક્ષ માગી લે છે. અને આ માટે લગ્ન પહેલાં સંપૂર્ણ પરિચયની જરૂર છે જ. આ પરિચય કરવાની છૂટ હજુ આપણા સમાજમાં વિકસી જ નથી એમ કહીએ તો ચાલે. પૂરેપૂરો પરિચય થવામાં, જેટલી અપૂર્ણતા તેટલી જ ખામી પસંદગી કરવામાં, રહેવાની. અને જ્યારે પસંદગીમાં ખામી રહે ત્યારે, લગ્ન જીવન સુખી જોવાના કોઈ બાજુ ઉપર રહી જાય એ સ્વાભાવિક વાત છે. આમ લગ્ન પહેલાં, પૂર્વ પરિચયની કેટલી આવશ્યકતા છે, તે જોઈ શકાશે.

ઉચ્ચ આદર્શોને ધ્યાનમાં રાખી, યોગ્ય સાથી સાથે કરેલાં લગ્નો, સફળ બને એ નિઃશંક વાત થઈ. આવા લગ્નો પછીનું જીવન ખરેખર રસમય, પ્રેમમય, અને આનંદમય બની જ જાય છે. જ્યાં દ્વેષ નથી, ઉચ્ચનીચના ભેદ નથી, ત્યાં પ્રેમની પરાકાષ્ટા સંભવે જ એમાં શંકા નથી. આમ ઉચ્ચ આદર્શો અને યોગ્ય પસંદગીથી લગ્નજીવન સંપૂર્ણ રીતે, સફળ થાય છે. માટે આ બન્ને બીના તરફ આપણે પૂરતું લક્ષ આપવું રહ્યું.

આપણે આટલેથી જ સંતોષાવું ન જોઈએ. ઉચ્ચ આદર્શો, ભાવનાઓ, અને યોગ્ય પસંદગી પછીના રસમય લગ્નજીવનને, વધારે રસિક બનાવવા માટે, બીજા કેટલાક ગુણોની આવશ્યકતા રહે છે, તે ટુંકમાં જોઈ લઈએ.

પહેલો ગુણ તે ઉદારતા અને ત્યાગવૃત્તિની

## હું અને સહિયર



હું ને મારી સહિયર વનમાં ગ્યાં'તાં
ને કેસુડે રંગફૂલ ઝુલતાં'તાં
લીલુડાં પાનમાં લાલ એ તો ઝુલતાં
ને જાણે પોપટડા ઉડતા'તાઃ
હું ને મારી સહિયર.... !

ત્યાંથી અમે તો આંબલે રે પો'ચ્યાં
ને મસ્તાના મોરલા હીંચતા'તાઃ
ઘેલી કોયલને ઘટ્ટામાં જોતાં.
પંચમના સૂર ત્યાં નીકળતા'તાઃ
હું ને મારી સહિયર.... !

લીલુડા ઘાસ પર અમે તો જોયાં ને
હરણાંનાં ટોળાં વિચરતાં'તાં
કુંદી કુદીને હરણીનાં પ્યારાં,
એની એ સોડમાં ભરાતાં'તાંઃ
હું ને મારી સહિયર.

ઘુમી ઘુમીને નવું નવું જો'તાં
હૈયાં આનંદે ઉછળતાં'તાં,
થાકી થાકીને અમે તો સુતાં,
ને મીઠાં એ સપનાં લાધતાં'તાંઃ
હું ને મારી સહિયર.... !

કુ. બાબુલચંદી

સબળ ભાવના. એક યુગલમાં સંપૂર્ણ સામ્યતા લાધવી લગભગ અશક્ય જ ગણાય. માટે આ ગુણની આવશ્યકતા વધારે છે. એકબીજાના દોષો, કુટેવો અને ભુલો રૂપી ઝેરને અમૃત જાણી પી જવાની ઉદારવૃત્તિ દરેક યુગલમાં હોવી જોઈએ. કારણકે આ વૃત્તિને અભાવે લગ્નજીવન ઝેર સમાન બની રહે અને તદ્દન નિષ્ફળ પણ જાય. આ ગુણનો અભાવ જરૂર પ્રેમનો શત્રુ બનવાનો અને સામ્રાજ્ય તોડી નાખવાનો. માટે ઉદારતા અને ત્યાગવૃત્તિનો ગુણ જેટલો વધારે વિકસે તેટલો વધારે લાભ આપણને જરૂર મળવાનો. એક બીજામાં ઓતપ્રોત થઈ જવાની તીવ્ર લાલસા એ બીજો જરૂરી ગુણ છે. આ ગુણ પણ દરેકમાં હોવો જોઈએ. આ ગુણનો ઉલ્લેખ એક પ્રવાહે વહેવારૂપે આપણે લગ્નના ઉદ્દેશમાં કહી ગયા છીએ. આ ગુણ પૂરેપૂરો ન વિકસે ત્યાં સુધી અસંતોષની લાગણી સ્ફૂરવી જોઇએ. આ ગુણની અપૂર્વતાથી જન્મેલો અસંતોષ થોડા જ સમયમાં પૂર્ણતા લાવી શકશે.

ત્રીજો ગુણ તે ફના થવાની વૃત્તિ. આ ગુણથી પણ લગ્નજીવનમાં કાંઇ ઓર માધુર્ય લાવી શકાય છે. આ ગુણ પાસેથી આપણે એક બીજાની મદદાર્થે સુખસગવડનાં સાધનોને હર્ષ સહિત હોમી દેવાનો પાઠ શીખીશું. આપણી સુખસગવડને હોમ્યા પછી, કોઈ દિવ્ય સુગંધી પ્રસારવાની ધન્યતા આજ ગુણ વડે લાધી શકાશે. માટે આ ગુણ જરૂર વિકસવો જોઇએ.

છેલ્લે અને ખાસ જરૂરી ગુણ તે અખંડ સહચારની ભાવના. આ ભાવનાનાં મૂળ બહુ ઉંડે જવાં જોઇએ કે જેથી તે અનુકૂળ સંજોગોમાં વિકસી શકે અને પ્રતિકૂળ સંજોગોમાં ટકી શકે. આ સંપૂર્ણપણે સ્વિકાર્યા પછી છૂટાછેડાનો પ્રશ્ન કોઇ દિન પણ નહિ ઉદ્દભવે; કારણકે આપણે અખંડ સહચાર સ્વીકારી લીધો છે.

# વીર ને વીરાંગના રે !

મેં તો જોયાં જતાં રણવાટે, વીર ને વીરાંગના રે;
દીઠી ગાંધી-ટોપી ને સાડી માથે, વીર ને વીરાંગના રે;

એનાં પ્રત્યંગે નવલી ભાત, વીર ને વીરાંગના રે;
રૂપે ગુણે અનેરી જાત, વીર ને વીરાંગના રે;

એની આંખોમાં થનગનાટ મ્હેકે, વીર ને વીરાંગના રે;
એના મુખડાંએ ઉલ્લાસ મ્હેકે, વીર ને વીરાંગના રે;

સત્ય સાદાઇના શીખવે એ પાઠ, વીર ને વીરાંગના રે;
અહિંસાએ હર્યા સૌ ઠાઠ, વીર ને વીરાંગના રે;

દેશ કાજે હૈયે હેત આણ્યું, વીર ને વીરાંગના રે;
અડગ ટેકે ન ડગ ભરે પાછું, વીર ને વીરાંગના રે,

એણે સેવ્યાં આકરાં દુઃખ, વીર ને વીરાંગના રે,
પરકાજે તજ્યાં સઉ સુખ, વીર ને વીરાંગના રે,

એને હૈયે છે 'જયહિંદ' તાન, વીર ને વીરાંગના રે;
મુખે મલકે આઝાદીનાં ગાન, વીર ને વીરાંગના રે,

એની જય દશ દિશે ગવાજો, વીર ને વીરાંગના રે;
એને પગલે તે સઉ કોઈ જાજો, વીર ને વીરાંગના રે,

ઉમિયાશંકર ઠાકર

ઘણી વખતે જીવનમાં વિરોધી તત્વો પેદા થાય છે, કે જે આપણા જીવન સુખમાં અવરોધ પેદા કરે છે. આવા વખતે શુદ્ધ પ્રેમનો પ્રવાહ પણ ધીમો પડી જાય છે" અને ભરતીને ઠેકાણે ઓટનાં દર્શન થાય છે. આ સમયે લગ્નની સાંકળ તૂટી જવાનો ભય જન્મે છે. પણ જો અખંડ સહચારની ભાવના સંપૂર્ણ રીતે વિકસેલી હોય તો, તૂટતી લગ્નની સાંકળ ટકી રહે છે. આમ છૂટાછેડાનો આશ્રય લેતાં કે દુઃખમય જીવનમાં ધકેલાઈ જતાં અનેક યુગલોને આ ભાવના બચાવી શકે છે, અને ઓટનાં ઉતરતાં પાણીને ટકાવી, સંજોગો અનુકુળ થતાં ફરીથી ભરતી લાવવામાં મદદરૂપ બની રહે છે. સામાન્ય સંજોગોમાં પણ આ ભાવનાથી પ્રેમની શુદ્ધતા વધશે અને વિકાસશે; માટે આ ભાવના સ્વીકારી લેવી જરૂરની છે.

આમ આપણે લગ્નના ઉચ્ચ આદર્શો યોગ્ય સાથીની પસંદગી અને બીજા જરૂરી ગુણો અને ભાવનાનો વિચાર કર્યો. હવે જો ઉચ્ચ આદર્શોને ધ્યાનમાં લઈ લગ્ન યોજાય, અને જો આવી ભાવનાઓથી પોષાય તો જરૂર કરોડોનાં લગ્નજીવન સંપૂર્ણરીતે સફળ બને.

# મા-બાપની મુંઝવણો

[illegible]

**સવાલ:**- ઘણા દિવસ થયા મનને થતું હતું કે તમારા વિચારો આ બાબતમાં પૂછી લઉં.

ગૃહસ્થ ઘરમાં અવારનવાર મહેમાનો આવે જાય. સાધારણ રીતે આપણા લોકો પરોણા-ચાકરીના બદલા તરીકે પોતા પરનું ઋણ સ્નેહભાવે અદા કરવાની એક નિશાની તરીકે કુટુંબના બાળકોને નાની મોટી રકમ ખાવાનું લેવા માટે આપવાનું કરે છે. આવો એક પ્રકારનો ચાલ થઈ પડ્યો છે. નવા જમાનાના પોતાને કહેવડાવનાર બીજી કોઈ ઢબે આ વ્યવહાર કરે છે. સામાન્ય રીતે આમ કરવું એ રૂઢ વ્યવહાર જેવું થઇ પડયું છે.

આમ કરવાથી બાળકો પર સારી માઠી અસર તો થાય જ એમ મને લાગે છે. આપણે ત્યાં આવનાર કોઇ સંબંધી કે સ્નેહી આ પ્રમાણે બાળકને આપી જાય કે કાંઈ ન પણ આપે તેવું બને. આ સ્થિતિમાં બાળકની સમજ પણ જુદા જુદા પ્રત્યાઘાત અનુભવે. કાંઈ પણ આપી જનાર તરફ પ્રત્યેક બાળક આકર્ષાય અને તેમનું આગમન આવકારદાયક માને, ત્યારે કાંઈ નહિ આપી જનાર તરફ ઉપેક્ષા-વૃત્તિ તેનું દિલ અનાવે એવું ન બને?

**જવાબ :** તમારો સવાલ વિચારવા જેવો છે. પરોણાગતના બદલા તરીકે ભલે નહિ, પણ પોતાના સ્નેહીજનનાં બાળકો પ્રત્યે સ્નેહ બતાવવા માટે કાંઈ ભેટ આપી જવાની, ભલી લાગણીથી પ્રેરાયલી વૃત્તિ સામાન્ય રીતે જુના તેમ જ નવા જમાનાના લોકોમાંય હોય છે. આ વ્યવહાર કેવળ નિર્દોષભાવે થતો હોય કે ઘરમાંય તેના માટે કશું અસામાન્ય વલણ, કશી ટીકા કે સરખામણી કર્યા વગર, બતાવવામાં ન આવે તો આ વ્યવહારથી બાળકો પર માઠી અસર પડવાનો સંભવ નથી. પરંતુ મહેમાન પોતે આવું કાંઈ આપવાના વ્યવહારમાં બાળકો પ્રત્યે અસ્વાભાવિક વલણ બતાવતા હોય કે આવો વ્યવહાર ન રાખવામાં કે ન કરવામાં માનનારા મહેમાનો વિષેની ટીકા ઘરમાં મોટેરાંઓને કરતાં બાળકો સાંભળે છે ત્યારે જરૂર આવા વ્યવહારની બૂરી અસર બાળકના મન પર થાય છે. આવા વાતાવરણમાં ઉછરતાં બાળક મહેમાન આવે છે ત્યારે લાલચુ, મનથી મહેમાન પ્રત્યે જોતાં હોય છે. કાંઈ આપી જશે જ એવા દેખાવ ધરાવતા તરફ ખુશામત-વૃત્તિ પ્રેરિત ભાવ અને ન આપે તેવા તરફ, ઉપેક્ષાભાવ લાયક બનાવતું થાય છે. આવા આઘાત પ્રત્યાઘાત ભોગવતું બાળક અપ્રામાણિક અને લાલચુવૃત્તિનું બને છે.

આ સ્થિતિમાંથી બાળકને બચાવી લેવા માટે આવા વ્યવહારો સામે ખૂબ સાવચેતી આપણે રાખવી ઘટે છે. આપણું વલણ તો સ્પષ્ટ હોવું જોઇએ. આવો પ્રસંગ કરૂપ સ્વરૂપ લેતો દેખાયે તો માનપૂર્વક મહેમાનનું ધ્યાન ખેંચવામાં પણ આપણે સંકોચ ન રાખવો જોઇએ. ઘરમાં આવનાર આગંતુક હર પ્રસંગે આવા 'ખાવાનું' કે 'ભેટ' આપવાના વ્યવહાર કરવા બેસે તેની સામે જાગ્રત રહેવું જોઇશે. સાધારણ ગણાય તેવી આ વાતનાં પરિણામો ભારે ગંભીર હોય છે એ હકીકત તરફ આપણું ધ્યાન કોઇએ હજી સુધી ખેંચ્યું નથી પણ વાત વિચારવા જેવી તો છે જ.

ગયે મહિને લંડનના હવાઈ મથક આગળ એક ૩૬ વર્ષના અમેરિકન એન્જીનીઅર આલ્બર્ટ લૅંગે જણાવ્યું હતું કે અહીં 'હું રાજકુંવરી ઈલિઝાબેથ સાથે લગ્ન કરવાના ઇરાદાથી આવ્યો છું. તે જ્યારે પાંચ વર્ષની હતી ત્યારથી હું એનાં સ્વપ્નો જોયા કરતો આવ્યો છું.' તેને ગૃહકચેરીના અધિકારીઓએ અમેરીકા ખાતે પાછો રવાના કરી દીધો છે.

ગુજરાતના એક મહારાજાએ પોતાની માનીતી મહારાણીના વૈભવ વિલાસ અને મોજશોખ પાછળ ખર્ચેલા કરોડો રૂપિયાની રસપ્રદ વાતો મુંબઈવાસીઓનો ચર્ચાસ્પદ વિષય બન્યો છે. આ મહારાણીના ફંદામાંથી છૂટવા એમના સલાહકારોએ એમને સલાહ આપી છે. આ મહારાજા એક વખત શરાબને હરામ ગણતા હતા, પરંતુ ખરાબ સોબત, અંગ્રેજી એટીકેટ અને ખરાબ સોબતે એમને આ તરફ પ્રેર્યા અને આ ફંદામાં ફસાવ્યા અને કરોડો રૂપિયાની બરબાદી થઈ

*

અમદાવાદમાં વનમાળી વાંકાની પોળના રહીશ બ્રાહ્મણ કુબેરદાસ ચુનીલાલનું પ્રથમ લગ્ન એકવીસ વર્ષની બાઈ સુશીલા સાથે થયેલું છે. પરંતુ કુબેરદાસે ગોજારીયાની પોળના રહીશ અંબાલાલ પુરુષોત્તમદાસની સગીર દીકરી સાથે ફરી લગ્ન કર્યું હતું. આ બાબતની કારંજ પોલીસને ખબર પડતાં કુબેરદાસની ધરપકડ કરી તેની સામે એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્ની કરવાના ગુન્હા માટે ફરિયાદ કરી ધરપકડ કરી હતી.

શ્રી કુબેરદાસે પોલીસ તપાસમાં એમ જણાવ્યું હતું કે મેં એ બાઈ સાથે સ્નેહલગ્ન કર્યું છે, જ્યારે બાઈ સુશીલાએ કહેલું કે પુત્રને અભાવે મેં મારા ધણીને ફરીથી લગ્ન કરવા માટે રજા આપી છે.

# સૌરભ



એલીસબ્રીજ આરોગ્ય સમિતિ ચિત્ર વર્ગ તરફથી ટાઉન હોલમાં યોજએલ વિદ્યાર્થી કળા પ્રદર્શન માટે કુ. ઉષાબહેન કેશવલાલ શાહ ( ગર્લ્સ ઓન હાઈસ્કુલ ) અને શ્રી. આઇઝેક એરૂલકર ( એસ. એલ. ડી, આર્ટ્સ કૉલેજ ) બન્નેને 'શીલ્ડ' આપવામાં આવ્યાં છે.

*

હિંદના ઇતિહાસમાં ભરત–શકુંતલાનો કિસ્સો જાણીતો છે એવો કીસ્સો બન્યો છે.

જોહાનીસબર્ગના એક માણસે ડરબનમાં જઈને લગ્ન કર્યું પરંતુ એ પાછો જોહાનીસબર્ગ જતાં એની સ્મરણશક્તિમાં સંપૂર્ણ અંધકાર ફરી વળેલો જણાયો. એ ડરબનમાં બનેલી બધી વિગતો ભૂલી ગયો. એની પત્નીએ ત્યાં જઈને એને યાદ અપાવવા ખૂબ ખૂબ પ્રયાસો કર્યા, પણ તેણે કહ્યું કે હું પરણ્યો જ નથી. પણ એ બાઈએ અંતે પોતાના લગ્નનો પુરાવો દેખાડતાં એ ભૂલકણા ભાઈ એકદમ માજીસ્ટ્રેટને મળવા ડરબન ઉપડયા. અને માજીસ્ટ્રેટે એ લગ્ન કાયદેસરના છે એમ જાહેર કર્યું, ત્યારે એ ભલા ભાઈને થયું કે - મારી ચિત્તભ્રમ દશામાં મેં આવી કંઈક વિધિ કરી હશે પણ મને યાદ નથી. હાલમાં તે તલાક લેવાનો વિચાર ચલાવી રહ્યો છે.

પં. જવાહરલાલ થોડા દિવસ પર રમખાણગ્રસ્ત વિસ્તારોમાં ફરતા હતા ત્યારે એક માણસને બીજા પર તલવારથી હુમલો કરતો જોઈ તેઓ વચ્ચે કુદી પડયા હતા અને હુમલાખોરની તરવાર ઝૂંટવી લઈ તેને ઠપકો આપ્યો હતો. પંડિતજીને જોઈ હુમલાખોર ગભરાઈ ગયો હતો અને નાસી છુટયો હતો.

પાછા ફરતાં તેમણે એક દુકાન લુંટનારાઓને ધમકાવી કાઢયા હતા અને બે મુસ્લિમ બાળાઓને બચાવી તેમને પોતાના મકાનમાં આશ્રય આપ્યો હતો.

*

હુલ્લડગ્રસ્ત દિલ્હીમાં વડા પ્રધાન પંડિત જવાહરલાલજીના નોકરને રેશન ન મળતાં તે પાછો ફર્યો હતો. રેશન-દુકાનદારે તેને જણાવ્યું હતું કે પુરવઠાની તંગી હોવાની તેને રેશન આપી શકાશે નહિ. પંડિતજી આથી જાતે રેશનની દુકાને ગયા હતા અને દુકાન-માલીકને હારમાં ઉભેલા તમામને દુકાનમાં જે કાંઈ રેશન હોય તે આપવા જણાવ્યું હતું. આથી દુકાનદારે માલ કાઢી વડા પ્રધાન તથા હારમાં ઉભેલાઓને રેશન આપ્યું હતું.

*

મુંબઈમાં શ્રીમતી રૂક્મીણીદેવીના પ્રમુખપદે ડો. એની બીસાન્ટ શતાબ્દી ઉત્સવ સમિતિની મળેલી સભાએ ડો. બીસાન્ટનું યોગ્ય સ્મારક કરવા માટે હિંદુસ્તાન અને પાકીસ્તાનમાંથી રૂપીયા ત્રીશ લાખની રકમ ઉઘરાવવાનું ઠરાવ્યું છે. સમિતિએ તા. ૧લી ઓકટોબરનો દીવસ જાહેર તહેવાર તરીકે જાહેર કરવા પં. જવાહરલાલને અને મી. ઝીણાને લખ્યું છે.

*

અમદાવાદના ચીનાઇ પ્રસુતિગૃહના સુપ્રી. જણાવે છે કે સદરહુ પ્રસુતિગૃહમાં કોઈ બાઇને લાવવાની હોય ત્યારે એકાદ પુરુષે સાથે આવવું, કેમકે જગ્યા ન હોય તો તે બાઈને બીજે લઇ જવી પડે. એ ઉપરાંત હોસ્પીટલમાં જગ્યા છે કે કેમ તેની તપાસ કરીને જ આવવું વધુ સલાહ ભર્યું છે.

*

ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપવાના ઉદ્દેશથી વડોદરાના મહારાજા સાહેબે રૂા. ૩૦,૦૦૦ મંજુર કર્યા છે. આ માટે ફંડની વ્યવસ્થા કરવા શ્રી. કનૈયાલાલ મુન્શીના પ્રમુખપદે એક કમીટી નીમવામાં આવી છે.

મહાકવિ પ્રેમાનંદનું બસ્ટ વડોદરા કોલેજના કંપાઉન્ડમાં ખુલ્લું મુકવા માટે વડોદરા સરકારે મંજુર કર્યું છે. આ કાર્ય પાછળ સારી રકમ ખર્ચાશે અને ગુજરાતના આદ્ય કવિ પ્રેમાનન્દનું તેમની જન્મભુમિ વડોદરા રાજ્યમાં યોગ્ય સ્મારક રચાશે. સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઈ આ કાર્ય માટે ખુબ મહેનત ઉઠાવી રહ્યા છે.

*

યુનાઇટેડ સ્ટેટસમાં દશ લાખ સ્ત્રીઓ તો એવી છે કે જેની ટાપટીપનું ને નખરાંનું ખર્ચ દર વર્ષે લગભગ ૧૦૦૦ પૌંડનું ( લગભગ ૧૫૦૦૦ રૂપીયા ) છે.

*

દેશ પરદેશના નેતાઓ, રાજાઓ સેનાપતિઓ વગેરેની સંભાળ રાખવા માટે અમેરિકાની છુપી પોલીસને કેટલીક જહેમત ઉઠાવવી પડે છે તે અંગેના કેટલાક રહસ્યમય અને રોમાંચક બનાવો અમેરિકાની છુપી પોલીસના નિવૃત વડાએ ત્યાંના અખબારોમાં પ્રસિદ્ધ કર્યા છે. નીચે આપવામાં આવેલો લેખ છેલ્લો જ છે. તેમાં ચીનના માદામ ચ્યાંગને સાચવવા કેવાં પગલાં લેવાં પડયાં હતાં તે જણાવવામાં આવ્યું છે.

ચીનના વડા ચ્યાંગ-કાઈ-શેકનાં પત્ની માદામ ચ્યાંગ બહુ શક્તિશાળી અને સુંદર સ્ત્રી છે, પણ તેઓ બહુ જક્કીલાં છે એમ

કુદ્યા વગર રહેવાશે નહિ. બરફમાં પેટે લપસ-સવાનો તેમને ઘણો શોખ છે. માદામ શેકની અત્રેની ૧૯૪૪ ની મુસાફરી દરમ્યાન એક દિવસ ન્યુયોર્કમાં બરફ પડતો હતો. તેઓ તરત જ છોકરાંઓ પાસે જઈ પહોંચ્યાં અને લપસવા માટે સાધન માગ્યું. મેં ગોઠવેલા છુપી પોલીસના માણસોએ આ જોઈને એક બીજા સામે આંખો મીંચાવી. શું કરવું? ચીનની પહેલી રમણી આવી ખેલટા કાઢે ત્યારે થાય પણ શું? કોઈ તેને આમ કરતા અટકાવી શકતા નથી. તમારી ફરજ તેણી પર હુમલો થાય તો તેણીને બચાવવાની છે. જો માદામને બરફ પર લપસવું છે તો તમો ફક્ત ટ્રાફીક બંધ કરી શકો. છુપી પોલીસના માણસોએ તરત રસ્તો બંધ કરી દીધો. માદામે રમતની શરૂઆત કરી, પણ માદામ ગબડી પડયાં અને છોકરાંઓએ હર્ષની ચીચીયારીઓ પાડી, અને તેઓ ટેકરી પરથી નીચે આવ્યાં. આ દરમ્યાન એક ટેક્ષી ટેકરી નજીક આવી પહોંચી. છુપી પોલીસના માણસોએ તેને થોભાવવા પ્રયત્નો કર્યો પણ તેઓ સાદા વેષમાં હતા તેથી ટેક્ષી ડ્રાયવરે કાંઇ ગણકાર્યું નહિ. તેણે તો હાંકે રાખ્યું, પણ ચીનની પહેલી રમણી મોટરના પૈડાથી ફક્ત ત્રણ જ ઇંચ દૂર હતી. તે વખતે તેણે બ્રેકને પોતાનું કામ કરવા દીધું. માદામ બચી ગયાં, ટેક્ષી તો આ સ્ત્રી કોણ છે તેની પરવા કર્યા વગર આગળ ચાલી ગઈ.

અમેરિકામાં સહુથી વધુ બાળકોના પિતા તરીકે ચાર્લ્સ ડી. કેમરાનનું નામ જાણીતું છે તેની ઉંમર ૭૨ વર્ષની છે. શેડા વખત ઉપર રાષ્ટ્રપિતા દિવસ ઉજવાયો તેમાં તે સહુથી વધુ બાળકોનો પિતા હોવાથી તેને ૫૦૦ ડૉલરના સરકારી બોન્ડ ભેટ મળ્યા. તેને ૧૧ પુત્રો ને ૧૦ પુત્રીઓ છે. તે બધાં ૬ થી ૪૫ વર્ષ સુધીનાં છે.

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇએ જણાવ્યું હતું કે પ્રમુખસ્થાન તો મંજીરાની રમતમાં ડમીના પાત્ર જેવું છે. સંગીતથી અજ્ઞાન મારા જેવાને પ્રમુખ બનાવાયો એ મારે માટે તો દુઃખદ છે. સાહિત્ય અને સંગીતનો સુલભ મેળ તો છે જ. વેદકાળની પવિત્રતા અને વેદકાળનું દિગ્દર્શન તો હમણાં જ વ્યાખ્યાનો દ્વારા થયું.

આપણે આરોગ્યમાં કેટલા આગળ છીએ તે આપણે જાણીએ છીએ. સુરતની રમણીઓને જોઉં ત્યારે મને નાનાલાલની પેલી ઉક્તિ યાદ આવે છે.

હરિણી શી ચંચલવાન
નાજુક ને નમણી
કુલની કળી સમ સુકુમાર
સુરતની રમણી.

મને લાગ્યું કે આ રમણીઓને જો વેદો-ચ્ચાર શીખવવામાં આવે તો એમની તબિયત જરૂર સુધરે અને આપણી પણ તબિયત સુધરે.

વેદની મહત્તાને હું હસી કાઢતો નથી. વેદમાંથી જ એક પ્રવાહ વહી આવ્યો છે કે જે આખી દુનિયાને જીવતો રાખે છે અને રાખશે, એમ મને લાગે છે. જગતને વેદમાંથી જ્ઞાન લાધવાનું છે. વેદ એ આર્ય સંસ્કૃતિ છે. એનું પ્રતિબિંબ ગાંધીજીમાં દેખાય છે. આપણી મહાન સંસ્કૃતિનું મૂળ ત્યાંથી જ ચાલી આવ્યું છે. વેદની સંસ્કૃતિ માટે તો મોટા વટવૃક્ષની કલ્પના કરી શકાય. હિંદમાં આવેલા આર્યોની સંસ્કૃતિ વેદથી જ શરૂ થઇ. એનો ઉપયોગ આપણે જેમ જેમ વધારતા જઇશું તેમ તેમ આર્ય સંસ્કૃતિ જગતને બતાવી આપીશું?

ગુજરાતી પ્રજા જો બળવાન થશે તો જ તેના કંઠમાં સુંદર સંગીત આવશે. ગુજરાતીઓ —ખાસ કરીને સ્ત્રીઓ પાચનહીનતા માટે મશહુર છે. સૌથી પ્રથમ આપણે બળ મેળવવું પડશે. જ્યાં સુધી સંગીતમાં સ્વરાજ ન હોય ત્યાં સુધી તે અપૂર્ણ છે. દરેક પરિસ્થિતિમાં આપણે

મસ્ત રહી ગાઈ શકીએ તો જ આ સ્વરાજ્ય મળ્યું સાર્થક. '

*

કલકત્તામાં તોફાનો નીકળ્યા હતાં. ત્યારે તેને શમાવવા માટે કેટલાક શાંતિ સરઘસો શહેરમાં ગોઠવાયાં હતાં.

આવાં શાંતિ સરઘસની આગેવાની લઈને તોફાનગ્રસ્ત વિસ્તારોમાં ફરવું એમાં ખૂબ જોખમ હતું. છતાં બંગાળના એક જાણીતા મૂક સેવક શ્રી સચિન્દ્રનાથ મિત્રે એક શાંતિ સરઘસની આગેવાની લીધી ને જ્યાં તોફાનો ચાલુ હતાં તેવા વિસ્તારમાં તેઓ ગયા.

ઘણા લોકો એ સરઘસમાં જોડાયા; કેટલાક ડરીને દૂર ગયા. કેટલાક એ શાંતિ સરઘસ જોઈને આશ્ચર્યમાં પડી ગયા.

...ત્યાં તો એકાએક બૂમ ને ચીચીઆરીઓ સંભળાઈ. તોફાનીઓનું એક ટોળું એ શાંતિ સરઘસ ઉપર તૂટી પડ્યું. ભારે અવ્યવસ્થા થઈ. લોકો આમતેમ દોડવા લાગ્યા.

"શાંત રહો. ઈન્સાન બનો" એવા પોકાર કરતા મી. સચિન્દ્રનાથે તોફાનીઓને સમજાવીને શાંત પાડવા કોશીષ કરી. પરંતુ ખૂનનસે ચઢેલા એ તોફાની ટોળાએ તેમના ઉપર હુમલો કર્યો, તેમના શરીરને છરાથી વિંધી નાંખ્યું.

શ્રી. સચિન્દ્રનાથને તુરત જ દવાખાને લઈ ગયા, પરંતું ત્યાં તેઓ મૃત્યુ પામ્યા. તેઓના બહાદુર પત્ની શ્રી. અંશુરાણીએ અંતિમ સમયે તેમની ખૂબ ચાકરી કરી.

શ્રી. અંશુરાણી મિત્ર થોડા સમય પહેલાં જ વર્ધાથી રચનાત્મક કાર્યની તાલિમ લઈને કલકત્તા આવ્યાં છે.

શ્રી. અંશુરાણી ઉપર સંદેશો મોકલતાં ગાંધીજીએ લખ્યું :

" સચિન્દ્રનો દેહ શાંતિ સ્થાપવાના ઉચ્ચ હેતુ માટે પડયો છે; તે માટે શોક ન કરીશ, બહાદૂર પતિ હતો એ માટે ગર્વ લેજે, કાર્યથી સચિન્દ્ર અમર બની ગયો છે."

સ્વ. સચિન્દ્રનાથ મિત્રનો જન્મ ૧૯૦૯ માં એક મધ્યમ સ્થિતિવાળા બંગાળી કુટુંબમાં થયો હતો. ૧૯૨૮ થી ૩૦ તેઓ વિદ્યાર્થી ચળવળના આગેવાન હતા. ૧૯૩૦ ની રાષ્ટ્રીય લડતમાં તેઓએ ભાગ લીધો હતો અને જેલમાં ગયા હતા. ત્યાર પછી ચાર વરસ ઈગ્લાંડમાં અભ્યાસ કરીને પાછા આવીને ગાંધીજીની પ્રેરણાથી તેઓ રચનાત્મક કાર્ય કરી રહેલા હતા. ગાંધીજી નવાખલીમાં વસ્યા હતા ત્યારે તેમની પ્રેરણાથી સચિન્દ્રનાથે હૈમચરમાં સેવા-કાર્ય કર્યું હતું. તેઓ કલકત્તાના એક મૂક રચનાત્મક કાર્યકર હતા.

*

લાહોરમાં હિંદ અને પાકીસ્તાનમાં વડા પ્રધાનો અને પૂર્વ અને પશ્ચિમ પંજાબની સરકારના પ્રતિનિધિઓ વચ્ચે થયેલી મંત્રણાઓમાં અપહૃત સ્ત્રીઓ પાછી મેળવવાનો પ્રશ્ન ચર્ચવામાં આવ્યો હતો.

ઘણી મોટી સંખ્યામાં સ્ત્રીઓનું અપહરણ થયું છે એ સુપ્રસિદ્ધ છે. એમાંની કેટલીકને બચાવી લેવામાં આવી છે પણ એક મોટી સંખ્યા હજી બાકી રહી છે. એવું સૂચવવામાં આવ્યું હતું કે પૂર્વ અને પશ્ચિમ પંજાબની સરકારો અને તેમની પોલીસ અને ફોજના સહકાર વડે એ સ્ત્રીઓની પુનઃ પ્રાપ્તિ માટે સુયોજિત પગલાં લેવામાં જોઈએ.

વિશેષમાં એવું પણ સૂચવાયું હતું કે એ કામમાં સ્વયંસેવિકાઓનો સહકાર મેળવવો. હિંદ અને પાકીસ્તાનની સરકારો આ પ્રશ્ન ઉપર સહૃદય વિચારણા ચલાવી રહી છે અને એવી આશા રાખવામાં આવે છે કે સંતોષ કારક પરિણામ આવે એવી વ્યવસ્થા નક્કી થઈ જશે. એવી વિનંતિ કરવામાં આવે છે કે અપહૃત સ્ત્રીઓ વિષે જે શખ્સોને કાંઈ પણ માહિતી હોય તેમણે માહિતી ડેપ્યુટી કમિશ્નરને પહોંચાડવી. ડેપ્યુટી કમિશ્નર તે માહિતી પ્રાન્તિક સરકારોને પહોંચાડશે.

## કેટલાક

# કિસ્સાઓ

*

એક હિંદુ સ્ત્રી પોતાના પતિ પાછળ જીવનનો અંત આણી સતી થઈ. દિલ્હીમાં લાલા શીવલદાસના પુત્ર ડૉ. કાશીનાથનું મુંબઈમાં અવસાન ૫ મી જુલાઈ બપોરે થયું. તેમનાં પત્નીએ એ સમાચાર સાંભળી બોલવાનું બંધ કર્યું: હાથનું ચુડી કર્મ અને સૌભાગ્યનો શણગાર ભૂંસાયા ત્યારે એ બેહોશ બની ગઈ. દાક્તરોએ ઇંજકશન આપી રાતના બાર વાગ્યાં સુધી તેની જીવનદોરી લંબાવી. દાક્તરના શબને અગ્નિસંસ્કાર કરી ઘરે આવ્યા ત્યારે દાક્તરનાં પત્નીનું શબ ઘરમાં પડયું હતું.

*

જમ્મુમાં એક આધેડ ઉંમરની સ્ત્રીને છ વર્ષે પેટનું ઓપરેશન કરી મરેલા બાળકને જન્મ અપાવવો પડયો. આ સ્ત્રી છ વર્ષ પહેલાં ગર્ભવતી થઈ હતી, પરંતુ નવ દશ મહિને બાળક અવતર્યું નહિ. ઘરનાઓને ચિંતા થવા લાગી. દાક્તરોએ કહ્યું કે એને પેટમાં છોડ થયું હશે.

છ વર્ષ સુધી આ સ્ત્રી પીડા સહન કરીને પથારીમાં પડી રહી. છેવટે તેને શ્રીનગરની નેશનલ હસ્પીતાલમાં લઈ ગયા. ત્યાં તેની એક્સ–રે થી તપાસ કરતાં તેના પેટમાં મરેલું બાળક હતું, તેથી તેને ઓપરેશન કરી અંદરથી સડી ગયેલ બાળકને બહાર કાઢયું. હવે એ સ્ત્રી ફરી તંદુરસ્તી મેળવી શકી છે.

*

રાજપીપળા પાસે ભદામ ગામની એક પાટીદાર બાઈ પોતાના આઠ માસના બાળકને ઝોળીમાં સુવાડતાં પહેલાં તેને ખંખેરવાનું–તપાસવાનું ભૂલી ગઈ. બાળકને સુવાડયા પછી બાળક ખૂબ જ રડયું. જેમ રડે તેમ હીંચોળે. પંદર મિનિટ પછી પણ બાળક રોતું રહ્યું નહિ ત્યારે તેને કાઢવાનો પ્રયાસ કરતાં તેની માને વીંછીએ ડંખ માર્યો. બાળકને પણ વીંછીએ પાંચ–સાત જગ્યાએ ડંખ માર્યા હતા. આ બાળક છસાત કલાક પછી ગુજરી ગયું હતું.

*

આણંદ તાલુકાના નાવલી ગામે એક પાટીદાર બાઈએ પોતાના ઘરમાં ગળે ફાંસો ખાઈને આપઘાત કરીને જીંદગીનો અંત આણ્યો. કહે છે કે આ બાઈ એકલવાયી હતી અને છેલ્લા કેટલાક દીવસથી ભુખે મરતી ફક્ત સ્હા ભેર રહેતી હતી. છેવટે પોતાની જીંદગી પર કંટાળીને આ પગલું ભર્યાનું કહેવાય છે.

*

આણંદમાં આવેલી લક્ષ્મીકાન્ત નાટક મંડળીની રાધા કુમારી નામની નટી પોતાના રહેઠાણેથી નાટકના થીએટરમાં જવાનું કહીને નીકળેલી. રાતના ખેલમાં તે ઉતરેલી ન દેખાવાથી તેના બાપને વહેમ પડતાં તપાસ કરતાં પત્તો ન લાગવાથી પોતાની દીકરી રાધા કુમારીને કોઈ લઈ ગયાની, અગર ચાલી ગયાની ફરીયાદ કરી છે.

*

મેકસીકોના રોસવેલ શહેરમાં મીસીસ મારલે ઘોડા પર બેસી એક ખેતરમાં આવેલા ઘરમાં ગઈ. તે ઘરમાં પેઠી કે તરત એક માણસે એ ઘોડાને છોડી નાસી જવાની તૈયારી કરવા માંડી, પણ મીસીસ મારલે તરત બહાર નીકળી અને તેણે પીસ્તોલથી તે માણસને ઘોડા પરથી નીચે પાડયો. પછી તે ઘોડાને અને તે માણસને લઇ પોલીસ સ્ટેશન પર ગઇ, અને બેઉને પોલીસને સ્વાધીન કર્યા.

*

# સ્ત્રી-જગત  સમાચાર

વડોદરામાં બળેવને દિવસે પ્રો. માણેકરાવના અખાડામાં લગભગ ૫૦૦ બહેનોએ કેસરી સાડીઓ સજી પાંચસો જેટલા ભાઇઓને રક્ષાબંધન કરી એકેક કટાર ભેટ આપી હતી.

*

પૂનામાં કામચલાઉ ગવર્નર સર મોદીએ ગવર્નર તરીકે સોગંદ લીધા ત્યારે લેડી જહાંગીર હાજર હતાં.

*

ગાયકવાડ સરકારે મહારાણીશ્રી શાન્તાદેવીનું ૪ લાખ અને શ્રી. સીતાદેવીનું ચાર લાખ વાષિક ખર્ચ બાંધી આપ્યું છે.

*

હિંદી સરકારના આરોગ્ય ખાતાનાં પ્રધાન રાજકુમારી અમૃતકુંવરે પંજાબ અને સિંધના નિરાશ્રિતો માટે સઘળી વ્યવસ્થા કરી આપવા તનતોડ જહેમત ઉઠાવી છે.

*

અમદાવાદમાં સ્થપાયેલ 'ગુજરાત પ્રાંતીય હિંદી સાહિત્ય સંમેલન'ના ઉપપ્રમુખ પદે વડોદરા આર્ય કન્યા વિદ્યાલયના પ્રિન્સીપાલ શ્રી સરસ્વતી દેવી ચુંટાયાં છે.

*

મુંબઈમાં સ્ત્રી ફોજદારો નીમવાની વાતો સંભળાય છે.

*

વડોદરા કોલેજમાં શ્રી. રમણલાલ વ. દેસાઇના પ્રયાસથી બરોડા કોલેજના કમ્પાઉન્ડમાં મહાકવિ પ્રેમાનંદનું બસ્ટ મૂકવાનું વડોદરા સરકારે મંજુર કર્યું છે.

*

મુંબઈની સ્ત્રીઓ માટેની કર્વે વિદ્યાપીઠના ધોરણ પર બેંગ્લોરમાં સ્ત્રીઓ માટે કોલેજ ખોલવામાં આવી છે. સર સી. વી. રમણનાં પત્નીએ એનું ઉદ્ઘાટન કર્યું હતું. કર્વે વિદ્યાપીઠ સાથે એને જોડી દેવાઈ છે.

*

ટીંબારોડમાં એક દરજી યુવતી પાણી ભરવા ગયેલી તેને પગમાં દોરડું અટવાતાં તે કુવામાં પડી ગઈ. ખબર પડતાં તેને બહાર કાઢવામાં આવી હતી પણ પાછળથી તે બાળાનું અવસાન થયું.

*

જાણીતી ફીલ્મનટી શ્રી. દેવિકારાણી તેમના રશિયન પતિ શ્રી. રોરીશ સાથે છુટાછેડા લેવાના હોવાનું સંભળાય છે.

પતીઆળાના મહારાણીએ ગાંધીજીની મુલાકાત લીધી હતી.

*

મુંબઈમાં શ્રી. કાનબાઇ લોહાણા બાલિકા ગૃહની ઉદ્ઘાટન ક્રિયા સૌ. તારાબહેન ત્રિભુવનદાસ જે. રાજાના પ્રમુખપદે થઈ.

*

ભૂજની ઇન્દીરાબાઇ કન્યાશાળાનાં શિક્ષિકા બહેન ગોદાવરીએ અગ્નિસ્નાન કર્યું.

*

ગીરમાં ગીગાસણ ગામમાં ધાડ પડી. એમાં સૌ. કાશીબહેન નાનજીભાઇએ લાકડી લઇ ધાડપાડુઓનો સામનો કરતાં કાશીબેન ઘવાયાં, ને ધાડપાડુઓ નાસી ગયા. કાશી બહેનને ધારીની હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યાં છે.

*

મુંબઇમાં લોહાણા ભગીની ઉદ્યોગગૃહ શ્રી. સરલાબહેન શીવદાસ મુનશીના હાથે ખુલ્લુ મુકાયું.

*

નડીયાદમાં બાઇ નંદુનું તેના પતિ લક્ષમણે નાક કાપવાનો પ્રયાસ કરેલો તેમાં તેને ૭ માસની સજા થઇ.

ઇંગ્લાંડમાં મીસ કેથેરીન નામની ૯૦ વર્ષની સ્ત્રી ગયા જુલાઇમાં અવસાન પામી. તે બીડી પીનારની ટીકા કરતી ને સીનેમા અને હૉલોમાં બીડી પીવાની મનાઇ થઇ તે પછી જ તે સીનેમા જોવા જતી. મેળાવડામાં તેની પાસે કોઇ બીડી પીતું તો તે તરત જ પોતાની ના પસંદગી જાહેર કરતી. ૧૯૨૬ માં બીડી ન પીનારનું મંડળ સ્થપાયું તેની તે સભ્ય બની હતી. મરતી વખતે તેણે ૩૦૦ પાઉન્ડ આ સોસાયટીને દાન આપ્યું હતું.

*

બોરસદ તાલુકાના દહે-વાણના વાળંદ છગન નરશીની ૧૭ વર્ષની દીકરી શાન્તાને તે ગામનો મરાસીઓ ભારતસિંહ ભગાડી અમદાવાદમાં ગોમતી-પુરમાં લઈ ગયેલો તે પકડાઈ ગયો છે.

*

જે રશિયન સ્ત્રી કોઈ પર-દેશીને પરણી હોય તેવી રશિયન સ્ત્રીઓ રશિયા છોડીને તેમના પતિ સાથે પરદેશ જઇ શકે નહિ એવો કાયદો હોવાથી પંડિત રાહુલજી એકલા હિંદમાં પાછા આવ્યા, ને તેમની રશિયન પત્ની ત્યાં રોકાઈ ગયાં.

*

રશિયામાં શ્રી. વિજયા-લક્ષ્મી પંડિત રશીયન ભાષા શીખે છે.

મદ્રાસ પ્રાંતમાંથી દેવદા-સીની પ્રથા બંધ કરવા માટે ત્યાંની ધારાસભામાં ખરડો આવ્યો છે.

*



મોસ્કો ખાતેના હિંદના એલચી શ્રી. વિજયાલક્ષ્મી પંડિત યુનો પરિષદમાં હાજરી આપવા અમેરિકા ગયાં.

*

દક્ષિણ હૈદરાબાદમાં કોંગ્રેસ કાર્યાલય ઉપર રાષ્ટ્રધ્વજ ફરકા-વવા માટે શ્રીમતી વિમળા મેલકોટની ધરપકડ થઈ. બીજી ચાર સ્ત્રીઓ પકડાઇ તેમાં એક તો પોતાના નાનાં બચ્ચા સાથે જેલમાં ગઈ.

*

સ્લોવાકિયાના ટ્રેન્ચીન શહેરમાં એક સ્ત્રીને બે માથાં, બે છાતી, ચાર હાથ ને બે પગવાળું બાળક અધુરે માસે જન્મી તરત જ મરણ પામ્યું, પ્રસુતિગૃહના તાત્કાલિક સાર-વારને લીધે બાઇની જીંદગી બચી ગઇ.

બોરસદના પુસ્તકાલયમાં આ વર્ષે ૭૫ સ્ત્રીઓએ લાભ લીધો. ગુજરાતી શાળામાં છોકરીઓ માટે શીવણ વર્ગ શરૂ થયો.

*

ઉત્તરસંડાના મૂળ વતની પટેલ રાવજીભાઈ ભવાનભાઇએ પોતાની પત્ની હયાત છતાં પીજના ગોરધનભાઈ ભાઈલાલ ની દીકરી વિમળા સાથે બીજું લગ્ન કર્યું, તેથી તેમની સામે કેસ થયો છે.

*

મરોલી નજીક અઢાર વર્ષની ઉંમરની નામઠામ નહિ માલમ પડેલી એવી અજાણી યુવતી આગગાડી નીચે આવી જઈ કપાઈ જતાં મરણ પામી.

*

વલસાડના કસ્તુરબા પ્રસુ-તિગૃહને રતિલાલ ઠક્કરે બે ઓર્ડીંગ માટે દોઢસો રૂપીઆ ભેટ આપ્યા.

*

મહત્વના ઉદ્યોગોનું રાષ્ટ્રી-યકરણ કરવા અંગેનો ઠરાવ મુંબઇ ધારાસભામાં શ્રી. લીલાવતીમુનશી રજુ કરવાનાં છે

*

યુક્ત પ્રાંતના ગવર્નર શ્રીમતી સરોજિની નાયડુની મુલાકાત લઇ અખિલ હિંદ શીયા પરિષદના પ્રમુખ હુસેન-ભાઈ લાલજીએ પોતાની કોમના સહકારની ખાતરી આપી હતી.

મુંબઈમાં કાલબાદેવી ઉપર એક મકાન વરસાદમાં બેસી ગયું તેમાં એક સ્ત્રી દબાઈ મરી ગઈ.

*

ફીલાડેલ્ફીઆમાં મળનારી આંતર રાષ્ટ્રીય મહિલા પરિષદમાં હિન્દી પ્રતિનિધિ તરીકે મોકલવા માટે કુ. આવાંબાઇ જે. કામાની પસંદગી થઇ છે.

*

લખનૌની ઇસાબેલા કોલેજની યુ. પી. ના ગવર્નર શ્રીમતી સરોજીની નાયડુએ મુલાકાત લીધી હતી.

*

અલ્હાબાદના જવાહર પાર્કમાં દેશ માટે અહિંસક લડતમાં જીવન બળીદાન આપનાર હિંદીઓની યાદમાં સ્મારક સ્થંભનું શીલારોપણ શ્રી. સરોજીની નાયડુના હાથે થયું.

*

વડોદરાના શ્રી ઉપેન્દ્રાચાર્યનાં પત્ની શ્રી. જયંતિદેવીનું અવસાન થયું.

*

સક્કરમાં એક હજાર હિંદુ કન્યાઓનાં સાદાઇથી સમુહલગ્ન જન્માષ્ટમીને દિવસે થઇ ગયાં

*

'રૂપરંગી' ના સંચાલક કલાકાર શ્રી. ભીખુભાઈ આચાર્યનાં પત્ની શ્રી. લલિતાબહેન સ્ટવ સળગાવતાં દાઝી જવાથી અવસાન પામ્યાં.

*

હિંદી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી યોજાયેલ વકતૃત્વ હરિફાઇમાં કુમારી કુંજબાળા કે. પરીખને રૂ. ૨૫ નું ઇનામ મળ્યું. અને કુ. પદમાબેન જે. પંડિત, કુ. સિદ્ધિદા ત્રિવેદી, કુ. મૃદુલા ડી. મહેતા અને બેન લીલાવતી બોરસદીને વધારાનાં ઇનામો મળ્યાં.

*

અમારી રજપૂતાણીઓ તલવાર સાથે પરણે છે ને એ અમારી શકિત છે એમ કહી ગુજરાતના રજપુતોએ શીખો પેઠે તલવાર રાખવા દેવાની મુંબઈ સરકારને અરજ કરી છે.

*

પંજાબમાં જંડીઆલા કાલ્સ તેમજ આસપાસના વીસ્તારમાંથી લશ્કરી અધિકારીઓએ હરણ કરાયેલી ૭૫૦ સ્ત્રીઓ પાછી હાથ કરી પૂર્વ પંજાબ તરફ રવાના કરી છે.

*

હિંદના અગ્રગણ્ય પત્રકારનાં પત્ની શ્રીમતી રાજ્યશ્વર અત્યારે બર્લિનમાં બાલસાહિત્ય પ્રકાશનનો અભ્યાસ કરે છે. ૭ મહિના પછી તેઓ મુંબઈ આવીને બાળ સાહિત્ય પ્રકાશનની પોતાની દુકાન ખોલવાનાં છે.

*

મુંબઈમાં સૌથી પહેલી વખત સ્ત્રીઓની સહકારી પરિષદ મળશે.



ડૉ. એની બેસન્ટની જન્મ શતાબ્દિ તા. ૧લી ઓકટોબરે ઠેરઠેર ઉજવાય છે.

*

યંગ વિમેન્સ ક્રિશ્ચિયન એસોસીએશન હિંદભરની ખ્રીસ્તી સંસ્થા સાથે છેલ્લા ૫૦ વર્ષથી જોડાયેલી જૂના કાર્યકર શ્રી. એમીલી કિનર્ડનું ૯૨ વર્ષની ઉમ્મને લંડનમાં અવસાન થયું ૫૮ વર્ષ ઉપર ૩૪ વર્ષની વયે તે હિંદમાં આવ્યાં હતાં અને ઠેરઠેર શાળાઓ અને દરિપીતાલો સ્થાપવામાં તેમનો મોટો ફાળો હતો.

*

મહિલા પરિષદના એક વખતના પ્રમુખ શ્રીમતી માર્ગરેટ ઈ. કઝીન્સે 'આજની હિંદની મહિલા' નામે અંગ્રેજીમાં 'ઇન્ડીયન વુમન ડુડ ડુ ડે' નામનું પુસ્તક લખ્યું છે.

ચરોતર પ્રદેશની ઓદિચ-વણી કેળવણીઅર્થે સોસાયટીને મળેલા ટ્રસ્ટફંડોના વ્યાજમાંથી મેટ્રીક પાસ થઈ વૈદકીય, ઇજનેરી, વ્યાપારી, જ્ઞાન, વિજ્ઞાન કે વા એવા પ્રકારના મહા વિદ્યાલયમાં ઉચ્ચ અભ્યાસ કરતી લાયક અને ઓછા સાધનવાળી, ચરોતરની વતની એવી પાંચ બહેનોને દરેકને વાર્ષિક રૂા. ૧૦૦ની શિષ્યવૃત્તિ આપવાનું નક્કી થયું છે. એટલે આથી જાહેર વિનંતી કરવામાં આવે છે કે એનો લાભ લેવા ઇચ્છતી બહેનોએ તે માટેનું અરજીપત્ર મંગાવી, જરૂરી વિગતો સંપૂર્ણ રીતે ભરી ઓક્ટોબર માસના અંત પહેલાં ચરોતર એજ્યુકેશન સોસાયટીને આણંદ મોકલી આપવું.

મેટ્રીક વા ગ્રેજ્યુએટ થતી ચરોતરની બહેનોને અપાતાં ઇનામોની પ્રથાને બદલે આ પ્રથા શરૂ કરવામાં આવી છે તેની સૌ નોંધ લે.

શીકારપુર અને મુલતાન-કોટના માર્ગે એક હિંદુ સ્ત્રી ઉપર ગુંડાએ હુમલો કરતાં બાઈએ તમાચો લગાવી દીધો પણ પછી ગુંડાઓએ બાઈને ગાડીમાંથી બહાર ફેંકી દીધી હતી.

*

મુંબઇના શેરીફ શ્રીમતી મીઠાં લામે અમદાવાદના જ્યોતિ સંઘ અને મહિલા પરિષદની ગુજરાત શાખાની મુલાકાત લીધી હતી.

*

સરસપુર મોમનાવાડમાં રહેતા માવજી પ્રેમજી નામના માણસને પોતાની પત્ની બાઇ હયાત હોવા છતાં તેણે બીજી સ્ત્રી મણી સાથે ફરી લગ્ન કર્યું હતું. આ બાઇ મણી અને દુધી વચ્ચે કજીઓ થતાં બાઇ દુધીએ પોતાના સાત વર્ષના છોકરા સહીત ગ્યાસતેલ છાંટી અગ્નિ સ્નાન કર્યું

*

મુંબઈ ધારાસભામાં મુસ્લીમ સભ્યોએ માટે જુદી હોસ્ટેલો સાથેની ચાર હાઇસ્કુલોની માગણી કરતો મોસીસ કે. એસ. તૈયબજીનો ઠરાવ ઉડી ગયો.

*

ગુજરાત યુનિ. ઉભી કરવા માટે એક કરોડ રૂપીઆની અપીલના જવાબમાં મુક્તાલક્ષ્મી નામની સ્ત્રીએ સવા પાંચ રૂપીઆ રોકડા મોકલી દર મહીને એક રૂપીઓ આપતા રહેવાનું વચન આપ્યું છે.

*

મોસ્કો ખાતાનાં હિન્દનાં એલચી શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત પોતાની પુત્રી ચંદ્રલેખા પંડિત ને રહસ્યમંત્રી ઠોલ સાથે વિમાન માર્ગે મોસ્કોથી સ્ટોકહોમ ફરનીચર ખરીદવા ગયાં હતાં.

*

શ્રી હંસાબહેન મહેતાએ અમદાવાદની મુલાકાત લેવાના છે.

# પુસ્તક પરિચય

શ્રી. નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી 'મુંડકોપનિષદ' (સંપાદક શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇ. (પૃ. ૧૮૮ કિં. રૂ. બે) પ્રગટ થયું છે. ઉપનિષદો જેવા ગહન તત્વજ્ઞાનના પુસ્તકને રજુ કરવા માટે જે જ્ઞાન ને પીઢતા જોઇએ, જેટલી ધીરજ અને શાન્તી મેળવવી જોઇએ, એ રીતે લાંબા અભ્યાસ પછી ને ઘણા સમયે ચિંતન, મનન ને નિદિધ્યાસન પછી રજુ થયેલ આ પુસ્તક રજુ કરતાં સંપાદકે બધા ઉપનિષદોમાં મુંડકોપનિષદને સર્વાંગસુંદર અને પરિપૂર્ણ હોવાનું જાહેર કરે છે અને તેથી તેમણે આ પુસ્તક સામાન્ય માણસ પણ વાંચી તેના અર્થ કરી સમજી શકે તે રીતે સાદી ને સરળ રીતે રજુ કર્યું છે. મૂળ શ્લોકો, અન્વય, અર્થ ને પાછી ભાષ્ય એ રીતે આપીને પુસ્તકને ખૂબ ઉપયોગી બનાવ્યું છે.

એ જ પ્રકાશન સંસ્થાએ **'મંદિર પ્રવેશ અને શાસ્ત્રો'** (લેખક શ્રી. ચંદ્રશંકર પ્રાણુશંકર શુકલ. પૃ. ૩૫૦ કિં. ત્રણ રૂપિયા) પ્રગટ કર્યું છે. હરિજનોને મંદિર પ્રવેશ કરવાનો જે જે શાસ્ત્રો અને ધર્મગ્રંથોમાં ધર્માચાર્યોએ ઉલ્લેખ કર્યો છે તે સર્વનું દોહન કરીને ભાઈ શુકલે આ પુસ્તકને સુંદર રીતે રજુ કર્યું છે. આપણા રૂઢ માનસમાં સ્પર્શાસ્પર્શનો જે રિવાજ અને વહેમ પેસી ગયા છે તેને દૂર કરવા માટે આ પુસ્તક ખૂબ

. થશે-

• રૂપરંગી સાહિત્યમાં જૈન નવલકથાકાર

કલાકાર શ્રી. ભીખુ શ્રી. જયભિખ્ખુની નવી

ચાર્યનાં પત્ની શ્રી. લલિત ઋષભદેવ ( પૃ. ૩૮૦

સ્ટવ સળગાવતાં દાઝી જતાં ગરની શ્રી. યશોવિ-

અવસાન પામ્યાં. તરફથી પ્રકટ થયું છે.

* • ભગવાન ઋષભ-

દેવના જીવનને વર્ણવતી નવલકથાઓ અને વાર્તાઓ જૈન સમાજમાં પ્રચલિત છે, છતાં પ્રસ્તાવનામાં શ્રી. **મુનિશ્રી** લખ્યું છે તેમ ફરીફરીને કહેવાતી આ વાતને લેખકે નવલકથામાં ગૂંથીને સુંદર રીતે રજુ કરી છે અને તે બીજાઓ કરતાં વધુ રસપૂર્ણ બની છે. જૈન અને જૈનેતરમાં આ નવલકથા ખૂબ આવકાર પામશે એમાં શંકા નથી.

શ્રી. રાયપુરા ગોલ્ડન જ્યુબિલિ પ્રેસ, રાવપુરા, વડોદરા તરફથી શ્રી. કૃષ્ણ લીલા (ભાગવત) વર્ણવતા છ સળંગ પુસ્તકો **'યોગેશ્વર કૃષ્ણ'** (લેખક: શ્રી. રાજહંસ) નામે પ્રગટ થયા છે. તેના છ ભાગો—**ગોકુળેશ** (૩–૮–૦) **રાસેશ** (૩–૮–૦) **મથુરેશ** (૨–૮–૦) **દ્વારિકેશ** (૪–૮–૦) **ગીતેશ** (૪–૮–૦) **યોગેશ** (૩–૮–૦) માં શ્રી. કૃષ્ણે જુદે જુદે સ્થળે ને જુદી જુદી રીતે પોતાની લીલા કરી તેને સુંદર-અપદ્યાગદ્યમાં રજુ કરેલ છે. પહેલામાં જન્મથી માંડી ગોવાળીયા સાથેની બાળલીલા, રાસેશમાં ગોપીઓ સાથેની બાળક્રિડાઓ, મથુરેશમાં કંસવધના પ્રસંગો, દ્વારિકેશમાં સૌરાષ્ટ્રના મહારાજા તરીકે, ગીતેશમાં પાંડવકૌરવના મહાયુદ્ધમાં અર્જુનના સારથી બની તેને ગીતા સંભળાવનાર અને યોગેશમાં યોગના અભ્યાસી કૃષ્ણની સુંદર રજુઆત કરવામાં આવી છે. નવી દૃષ્ટિએ અને નવા વિચારો સાથે ડોલન શૈલીમાં રજુ થયેલ આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં ઉમેરો રૂપ છે.

લાઠીના રામશંકર ઉપાધ્યાય તરફથી પ્રગટ થયેલ **'પ્રણય–રાસબંસરી'** (લેખક શ્રી. રાજહંસ, પૃ. ૫૦ કિં. સવા રૂપિઓ) માં સુંદર રાસગીતો આપવામાં આવ્યાં છે. અને એ જ સંસ્થા તરફથી એ જ લેખકનું લખેલ

'ગામડાની ગોરી' (પૃ. કિં. ૧. એ) નામની પ્રેમકથા ઊલન શૈલીમાં રજુ થઈ છે. કવિ કાનો ને રાધા રબારણની પ્રેમકથા સાથે ગામડાનું સુંદર દર્શન આપતી આ વાત ખૂબ રસપૂર્ણ બની છે.

વળી એ જ રીતે ઉપર મુજબના પ્રકાશક તરફથી શ્રી. રાજહંસની લખેલ નવલકથા **રાજવાસંતી** (પૃ. ૧૮૦ કિં. ૩-૧૨-૦) એ એક રાજપુત્ર અને નગરશેઠની પુત્રીની પ્રેમકથા છે. રાજપુત્ર અને શેઠપુત્રી વચ્ચે પ્રેમ હોવા છતાં મર્યાદા, કુળભેદ અને લોકપરંપરાના પ્રશ્નો એમને કેમ અને કેવા નડે છે તેની સુંદર રીતે રજુઆત થઈ છે. નવલકથા રસભરી બની છે.

નવસારીના ડેન્ટીસ્ટ ડૉ. કેખુશરૂ દોરાબજી છેલા તરફથી છેલ્લા કેટલાય વર્ષોથી દંત સાહિત્યમાળા પ્રગટ થાય છે તેનું ૩૭ મું પુસ્તક **'દાંતો ઘણું જીવો'** (લેખક અને પ્રકાશકઃ ડૉ. છેલા પૃ. ૧૦૦ અમૂલ્ય) પ્રગટ થયું છે. દાંતના રક્ષણ માટે શું શું કરવું જોઈએ અને આપણાં દાંત સ્વચ્છ, મજબૂત અને લાંબો વખત સુધી ટકે એ માટે શા ઉપાય લેવા તે આ પુસ્તકમાં બતાવ્યું છે. જુદા જુદા માણસોએ કે વર્તમાન પત્રોએ દાંત ઉપર કાંઈ લખ્યું કે પ્રગટ કર્યું હોય તેના ઉતારા પણ આ પુસ્તકમાં આપ્યા છે. લાખો કે કરોડો લોકો નાનપણમાં દાંત ગુમાવી બેસે છે તેવા લોકો માટે આ પુસ્તક ઉપયોગી છે.

આપણા ગુજરાતમાં રાસ લેખક તરીકે જાણીતા ભાઈ મૂળજીભાઈ પી. શાહનો નવો રાસ સંગ્રહ **રાસલીલા** (લેખક : પ્રકાશક : શ્રી. મૂળજીભાઈ પી. શાહ પૃ. ૬૦ કિં. સવા રૂપીઓ) પ્રગટ થયું છે. આ સંગ્રહમાં ૪૬ રાસગીતો છે જે ગુજરાતના લગભગ બધા પેપરોમાં છૂટાછવાયા પ્રગટ થઈ ગયેલા છે. નવરાત્ર ઉપર ગાઈ શકાય તેવા આ સુંદર રાસો બહેનોને ખૂબ ઉપયોગી થઈ પડશે.

## યાચના



જગત્ જગની અંબિકા માતને
વિનવીએ....વિનવીએ....વિનવીએ.
શક્તિરૂપાં જગદંબાનાં ચરણોમાં,
નમીએ....નમીએ....નમીએ.
સજ્જન રક્ષક દેવી દયાળી,
દુરિજન ભક્ષક કાલી કૃપાળીઃ
વેદ પુરાણો શાસ્ત્રોનાં એ સત્ય વચન,
કરીએ....કરીએ....કરીએ....
શાન્તિ સ્થાપો માત જગતમાં,
ઐક્ય કરો અમ ભાઈ ભાંડુમાં,
કલેશ દ્વેષ એ ઝગડાથી, ઓ જનની
દૂર રહીએ..દૂર રહીએ..દૂર રહીએ
નાત જાતનાં ભેદો ભૂલી
જઈએ તુજ ભક્તિમાં ડુલી
તન મન ધન અર્પણ એ કાજે, આનંદે
દઈએ....દઈએ....દઈએ.
નવલ નવલ નવદિન પ્રભાતે,
બાલક દેશ સુમંગલ યાચેઃ
સહાયક હો ભગવતિ અમ્બે, સુખ શાન્તિ
વરીએ....વરીએ....વરીએ....
સૌ. દેવી અંતાણી.

અમદાવાદના કમળ પ્રકાશન મંદિર, એલીસ-બ્રીજ, અમદાવાદ તરફથી શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુરના **'રાજકાહિની'** નામના પુસ્તકનો અનુવાદ (અનુ: શ્રી. રમણલાલ સોની પૃ. ૮૪ કિં. ૧-૨-૦) પ્રગટ થયો છે. આ પુસ્તકમાં શીલાદિત્યથી શરૂ કરી બાપાદિત્ય સુધી ત્રણ વાર્તાઓ છે. વલ્લભીપુર, ઇડર અને ચિતોડ એ ત્રણ રાજ્યનો પૂર્વ ઇતિહાસ રજુ કરતી આ સુંદર વાર્તાઓ દરેક વિદ્યાર્થીએ વાંચી જવા જેવી છે.

ગુજરાતમાં જૈન સાહિત્યમાં રસ લેતા શાન્તમૂર્તિ મુનિરાજશ્રી જયંતવિજયજીએ તૈયાર કરેલા ત્રણ જૈન તીર્થોનો ઇતિહાસ યશોવિજય જૈન ગ્રંથમાળા ભાવનગર તરફથી પ્રગટ થયા છે. **શંખેશ્વર મહાતિર્થ** ભા. ૧ લો (બીજી આવૃતિ પૃ. ૨૩૬+૧૬ ચિત્રો, કિંમત ૧-૬-૦) માં શંખેશ્વર પાર્શ્વનાથની જાત્રાએ જનારને ઉપયોગી થાય એ રીતે ત્યાંનો પૂર્વ ઇતિહાસ, દેરાસરની માહિતી, રસ્તાની માહિતી, નકશો અને તે ઉપરાંત મૂળનાયકજી અને દેરાસરના વિધવિધ દશ્યોનાં ચિત્રો આપી પુસ્તકને ખૂબ ઉપયોગી બનાવ્યું છે. એ રીતે આબુપર્વતના યાત્રીઓ માટે **અચળગઢ** (પૃ. ૧૦૦+૨૬ ચિત્રો કિંમત રૂ. સવા) પુસ્તકમાં અચળગઢ વિષે સંપૂર્ણ માહિતી આપી છે. આ અગાઉ તેમણે આબૂની સર્વ માહિતી આપતા અને શીલાલેખો વગેરે સહિત બે ભાગો પ્રગટ કર્યા છે ને આ અચલગઢ એ તે પુસ્તકના અનુસંધાનમાં ત્રીજા ભાગ તરીકે પ્રગટ થાય છે. એ રીતે પ્રાચીન જૈન તીર્થ **દમ્મીરગઢ** (પૃ. ૫૪ કિં. ૭ આના)નો ઇતિહાસ અને માહિતી આપતું પુસ્તક પણ યાત્રીઓના ભોમીઆની ગરજ સારે છે. મુનિરાજે બિહારમાં પ્રાચીન જૈન તીર્થોની માહિતી અને વીગતો સંગ્રહી લઈ તેને સુવ્યવસ્થિત રીતે રજુ કરી જૈન સમાજ ઉપર જે ઉપકાર કર્યો છે તે માટે જૈન સમાજ તેમનું ઋણી છે.

ગુજરાતના જાણીતા લેખક ભાઈ સુન્દરમના તંત્રી પદે શરૂ થયેલ ત્રિમાસિક 'દક્ષિણા' પોંડીચેરીથી પ્રગટ થયું છે. શ્રી. અરવિંદ વિષે અને શ્રી. અરવિંદના લખાણો રજુ કરતું આ આ ત્રિમાસિક વિધવિધ લેખકોની પ્રસાદી રજુ કરે છે. અને સાધકો માટે ખૂબ જ ઉપયોગી છે તે રીતે જનસમાજને પણ ઘણું હિતકર બને તેવું છે. વાર્ષિક લવાજમ રૂા. પાંચ છે. કાગળ, છપાઇ અને સાહિત્યની દૃષ્ટિએ ઉત્તમ લાગતા આ ત્રિમાસિકને અમે આવકાર આપીએ છીએ ને આવું સાહિત્ય ગૂજરાતી જનતાને સંપડાવવા ભાઈ સુન્દરમને અભિનંદન આપીએ છીએ.

દૂર દૂર આફ્રીકામાં વસતા ગુજરાતી ભાઇઓએ સ્થાપેલા 'સમાજ સેવા મોમ્બાસા' તરફથી તેમના પચીસ વર્ષે (૧૯૨૧ થી ૧૯૪૬) નો અહેવાલ મળ્યો છે. આ મંડળ હિન્દીઓની અનેકવિધ સેવાના ક્ષેત્રો ચલાવે છે. શાળા, લાયબ્રેરી, પ્રસુતિગૃહ, દવાખાનું, નર્સીંગ, પ્રૌઢ વર્ગો, અને રાત્રિશાળા ચલાવતી આ સંસ્થાએ પચીસ વર્ષમાં ઘણું ઉત્તમ કામ કર્યું છે, તે આ રિપોર્ટ જોતાં સમજી શકાય છે. ભવિષ્યમાં પણ આ સંસ્થા ઘણું ઉત્તમ કામ કરી પોતાનાં ભાઇબહેનોની સારી સેવા કરે એમ ઇચ્છીએ છીએ અને તેમના રજત મહોત્સવ માટે અભિનંદન આપીએ છીએ.

અને એ રીતે મોમ્બાસાની ઇન્ડીયન વીમેન્સ એસોસીએશનનો ચાલુ વર્ષ (૧૯૪૬-૪૭)નો વાર્ષિક રિપોર્ટ મળ્યો છે. હિંદી બહેનોની આ સંસ્થા જ્ઞાનપ્રચાર, કેળવણી, કલબ અને પ્રૌઢ વર્ગો કોઈ પણ જાતના કોમી ભેદભાવ સિવાય ચલાવી જે સહકાર ને સ્નેહથી સંગઠન કેળવી રહ્યાં છે તે રીતે ભવિષ્યમાં આ સંસ્થા દરેક હિંદી બહેનો માટે ઉત્તમ કાર્ય કરે અને તેમની આ પ્રવૃત્તિઓમાં વધારે વિકાસ થાય એવું ઇચ્છીએ છીએ.

પ્રકાશક : મનુભાઈ લલ્લુભાઈ જોધાણી : સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ : પાંચકુવા, અમદાવાદ.
મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા દરવાજા બહાર, અમદાવાદ.
છૂટક નકલ બાર આના

ટાઇટલ: શારદા મુદ્રણાલય, અમદાવાદ